# નાટ્યશાસ્ત્ર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

કવિ નથુરામ સુંદરજી શુક્લ.

ભાવનગર, પોરબંદર
તથા
વાંકાનેરના રાજ્યકવિ.

સંવત ૧૯૬૭. સને ૧૯૧૧

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦

મૂલ્ય રૂ. ૫-૦-૦

# अर्पण पत्रिका.

## અખંડપ્રૌઢપ્રતાપ, ગોબ્રાહ્મણ પ્રતિપાલ, નેકનામદાર મહારાજા શ્રી ભાવસિંહજી બહાદુર, કે. સી. એસ. આઇ.,

### સ્વ—ભાવનગર.

---

છન્દ હરિગીત.

વિદ્યારૂપી ઉપવન વિષે સાહિત્ય ને સંગીતનાં,
વૃક્ષો વિવિધ કીધાં સપલ્લવ માળી સમ શુભ રીતનાં;
શ્રી ભાવભૂપતિ આપના સદ્‌ગુણનું ધ્યાન સદા ધરૂં,
આ **નાટ્યશાસ્ત્ર** ઉમંગથી હું આપને અર્પણ કરૂં.

કવિભૃંગનું પોષણ કરો છો મધુવચન મકરન્દથી,
સંગીતના સંગી કર્યા સંતુષ્ટ અતિ આનંદથી;
ગોહિલનરેશ ગુણજ્ઞ ભયહર ભાવ ! શંકર સમ સ્મરૂં,
આ **નાટ્યશાસ્ત્ર** ઉમંગથી હું આપને અર્પણ કરૂં.

ઉત્કૃષ્ટ મતિથી રાજ્યને કટિબદ્ધ થઇને કેળવ્યું,
મનહરણ કે. સી. એસ્. આઇતણું મહદ પદ મેળવ્યું;
ભાવેશ ! આશ્રય આપનો ગ્રહીં મુદમહોદધિમાં તરૂં,
આ **નાટ્યશાસ્ત્ર** ઉમંગથી હું આપને અર્પણ કરૂં.

કૃપાભિલાષી સેવક,
**નથુરામ સુન્દરજી શુકલ.**

# આશ્રયદાતાઓને આશીર્વચન.

---

રોળાવૃત્ત.

ઉત્તમપર અનુરાગ, રીતિ પણ ઉત્તમ રાખે,
ભાવનગરના ભૂપ, ભલું રૈય્યતનું ભાખે;
ગોહિલપતિ ગુણશાળી, સંત સુરભિના ત્રાતા,
રમ્ય સુયશથી રહો, અમર મુજ આશ્રયદાતા. ૧

પોરબંદરના પતિ, લઘુવયમાં રતિવાળા,
રાણા નટવરસિંહ, મહારાણા મતિવાળા;
વંદન કરવા યોગ્ય, ભાવનન્દન સુદમાતા,
રમ્ય સુયશથી રહો, અમર મુજ આશ્રયદાતા. ૨

વંકપુરીના વિભૂ, ધર્મની ધુર ધરનારા,
આનન્દી અમરેશ, કૃતિ ઉત્તમ કરનારા;
ગોબ્રાહ્મણ પ્રતિપાલ, પુનિત ગુણી ગુણના જ્ઞાતા.
રમ્ય સુયશથી રહો, અમર મુજ આશ્રયદાતા. ૩

પ્રશ્નોરામાં પ્રવીણ, પૂર્ણ છે પરઉપકારી,
પટણી પુનિત પ્રધાન, ભાવપુરના ભયહારી;
પ્રભાશંભુ શંભુના, ધરણીમાં ઉત્તમ ધ્યાતા,
[illegible] સુયશથી રહો, અમર મુજ આશ્રયદાતા. ૪

નથુરામ સુંદરજી શુકલ,
વાંકાનેર નિવાસી.

# उपकारपत्र.



આ **नाटयशास्त्र** પ્રકાશમાં લાવવા માટે મ્હને અમૂલ્ય મદદ આપનાર વૈદ્યરાજ લક્ષ્મીશંકર નરોત્તમ ભટ્ટ, કે જેઓ મ્હારા ગુરુ છે, જેઓની પાસે મેં અમુક વખત સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો હતો, જેઓ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર છે, વળા ( વલ્લભીપુર ) ની પડોશમાં આવેલા પછેગામના મૂળ વતની છે, હાલ ભાવનગરમાં નિવાસ કરીને રહેલા છે, સનાતન વૈદિક ધર્મના પૂરેપૂરા અનુયાયી છે, અને સ્માર્તાગ્નિના સેવનની સાથે પોતાના નિત્યકર્મમાં જીવન ગાળનારા છે; તેમજ જેમણે સંસ્કૃત ભાષાનું જ્ઞાન ભાવનગરની પાઠશાળામાં પ્રસિદ્ધ શાસ્ત્રી ભાનુશંકર પાસેથી મેળવેલ છે; અને આયુર્વેદના સુશ્રુત, વાગ્ભટ વગેરે મ્હોટા ગ્રન્થોનો અભ્યાસ વડોદરાની સરકારી આયુર્વેદશાળામાં શાસ્ત્રી કાશીનાથના અધ્યક્ષપણા હેઠળ કરેલ છે; તેમજ વડોદરા સરકાર તરફથી લેવાતી શાસ્ત્રી પરીક્ષામાં આયુર્વેદશાસ્ત્રની સમ્પૂર્ણ પરીક્ષા પસાર કરી શાસ્ત્રીયપંક્તિની દક્ષિણા મેળવી છે; તેઓએ સંસ્કૃત **भरतनाटयशास्त्रनुं** ગુજરાતી ભાષાન્તર કરવામાં મ્હને સર્વાંશે પરિપૂર્ણ સહાયતા આપેલી છે, જેથી આ સ્થળે તેઓનો હું અતિ ઉપકાર માનું છું.

**भरतनाटयशास्त्रनुं** ભાષાન્તર થઇ રહ્યા પછી તે કેટલાએક કાળ સૂધી એમનું એમ દફ્તર દાખલ પડયું હતું, તેમાં દાખલ કરવાનાં કેટલાંએક સાહિત્યોનો મેં સંગ્રહ કરી રાખ્યો હતો; પરંતુ એવા ગહન વિષયને સમજણ પૂર્વક સુધારી લખી આપનાર માણસનો વાંકાનેરમાં અભાવ હોવાથી આજથી સાત વર્ષ પૂર્વે જામનગરના રાજકવિ શ્યામજી જયસિંહના પુત્ર કેશવલાલ મારા પાસે વ્રજભાષાના સાહિત્યોનો અભ્યાસ કરવા આવેલા કે જે આજ સૂધી [illegible] ...એજ રહે છે; તેણે જામનગરની દરબારી સંસ્કૃત પાઠશાળામાં શાસ્ત્રી

પ્રસિદ્ધિમાં આણ્યું. મ્હારા શિષ્ય કેશવલાલના ઉક્ત કાર્યથી હું ઘણોજ સંતુષ્ટ થયો છું, અને એ એક સારો કવિ નિવડે તથા લાંબું આયુષ્ય ભોગવે એવો પ્રેમપુરઃસર આશીર્વાદ આપું છું.

આ ઉપરાંત ગોંડલનિવાસી શાસ્ત્રી કાનજીભાઈએ સંસ્કૃતના વિષયમાં મ્હને કેટલીએક મદદ આપેલી છે, જેથી તેઓનો પણ ઉપકાર માનું છું.

વળી સાક્ષરોત્તમ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સાહેબે પણ મ્હારા ઉક્ત ગ્રન્થને શોભાવવા માટે કેટલીએક અમૂલ્ય સૂચનાઓ આપેલી હોવાથી તેઓનો પણ આ સ્થળે ઉપકાર માનું છું.

નથુરામ સુંદરજી શુકલ,
વાંકાનેરનિવાસી.





ભાવનગર, પોરબંદર, અને વાંકાનેરના રાજકવિ,
નથુરામ સુંદરજી શુકલ.
વાંકાનેર નિવાસી જન્મ વિ. સંવત ૧૯૧૮ ફાલ્ગુન વદી ૩.

The Bombay Art Printing Works, Fort

# उपोद्‌घात.



ઇ. સ. ૧૮૮૪ ના ઉન્હાળાની એક રમણીય સાંઝના પ્રકાશમાં રાજકોટ ગામની અંદરની એક નાની ગલીમાંથી અસાધારણ સૌન્દર્યનો એક તરુણ ગૃહસ્થ પસાર થતો હતો. તેનાં બધાં અંગો એવાં સુઘટિત અને ઉજ્વલ હતાં, તેની આંખમાંથી એવું કોઇ ગયબી નૂર નિર્ઝરતું હતું, તેનો પોશાક પણ એવો સ્વચ્છ અને સુન્દર અને વિરલ હતો, કે તેના પ્રવેશથી આખી ગલીના વાતાવરણમાં ફેરફાર થયેલો, અને જોનારાં બધાં સ્ત્રીપુરુષો મોહ પામેલાં.

એ અરસામાં હાઇસ્કૂલના પહેલા વર્ગના બે જિજ્ઞાસુ વિદ્યાર્થીમિત્રો પણ એજ ગલીમાં રહેતા હતા; અને એ નવીન ગૃહસ્થ કોણ છે, એ જાણવાનું તેમને પ્રબલ કુતૂહલ થયેલું. એ બે વિદ્યાર્થીઓમાંનો એક ઘણાં વર્ષથી સ્વર્ગવાસી થયેલ છે; અને તોપણ અમદાવાદમાં હિમાભાઇ ઇન્સ્ટીટ્યુટની અન્દર હિન્દવત્સલ દાદાભાઇની છબી મૂકાવવા માટે આગ્રહી યત્ન કરનાર મોરબીવાળા વૈદ્ય હરિલાલ ઝીણાભાઇને આજે પણ ઘ ‌ા બન્ધુઓ યાદ કરી શકશે. બીજો વિદ્યાર્થી આ ઉપોદ્‌ઘાતનો લખનાર પોતે.

હરિલાલ કુદરતનો અને સૌંદર્યનો નૈસર્ગિક સ્નેહી હતો,સૂક્ષ્મ અવલોકનનો તેણે અભ્યાસ કર્યો હતો.આ પુરુષની બુદ્ધિપણ તેની આકૃતિની માફક પ્રકાશિત હોવી જોઇએ, એવા આશયનો તેણે આપેલો અભિપ્રાય મને હજી બરાબર યાદ છે.

અમારી જિજ્ઞાસા સંતુષ્ટ થવામાં ઘણી વાર લાગી નહીં. અમને ખબર મળી કે એ આકર્ષક પુરુષ વાંકાનેરના કોઇ નથુરામ સુન્દરજી શુકલ કરીને કવિ છે, અને હિન્દી ભાષામાં ફાંકડી કવિતા લખે છે.

કવિનો ઉતારો અમારી પડોશમાંજ હતો. અમે ત્યાં ગયા. મળ્યા. થોડી વાતચિત થઇ. તેના સૌન્દર્યથી પ્રગટેલો મોહ તેની વિશારદ વાણીથી અતિશય વધી ગયો. ખરેખર એવો સુઘડ આદમી મેં જિન્દગીમાં તે વખત સુધી જોયો

હતો. અસાધારણ માર્દવ, ઉજ્વલતા, પ્રકાશ, પ્રતાપ, સુવાસ વગેરે વિભૂતિમાથી પરિવૃત એ કવિના અવિનાશી વદનને હું અત્યારે પણ દૃષ્ટિગોચર કરી શકું છું. બૃહસ્પતિના પુત્ર કચનું મને સ્મરણ થયેલું.

અસ્તુ. તે પછી વર્ષો વીતી ગયાં. કવિસપ્તકમાં કાન્તની વાણી માટે અભિપ્રાય લખ્યો, તે વખતે કવિને ખબર નહોતી, કે એ તખલ્લુસથી કવિતા લખનારની સાથે પોતે વસન્તના પહેલા બહારમાં વાતચિત કરી ચૂકયા છે.

અહીં મારૂં પોતાનું વક્તવ્ય આગળ ઉપર રાખીને સૌરાષ્ટ્ર અને ઇતર રાષ્ટ્રોના સારા સારા સહૃદય સાક્ષરો અને કવિઓના પત્રોમાંથી થોડાં અવતરણો આપવાં મને યોગ્ય લાગે છે.

રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ લખે છેઃ—

“ કવિ નથુરામ સુન્દરજી શુકલની ઓળખ ગુજરાતી આલમને કરાવવી પડે એમ નથી. પોરબંદર, વાંકાનેર ને ભાવનગરના રાજકવિ તરીકે તે કાઠિયાવાડમાં પ્રખ્યાત છે. સૌભાગ્યસુંદરી નાટકના કવિ તરીકે મુંબઇ એમને પિછાને છે. સુરદાસ વગેરે નાટકોથી ગુજરાતમાં તે સુપ્રસિદ્ધ છે. શૃંગારસરોજ, પ્રતાપપ્રતિજ્ઞા, કૃષ્ણબાલલીલા, એવા એવા ગ્રન્થોથી તે સાહિત્યના ઉપાસકોમાં જાણીતા છે. તેઓએ ગુજરાતી તથા હિન્દી કાવ્યોમાં તખ્તયશત્રિવેણિકા, ભાવસુયશવાટિકા, અમરકાવ્યકલાપ અને ભાવઆશીર્વચન વગેરે રાજપ્રશસ્તિના ગ્રન્થો લખેલા છે. તેમજ ઝંડૂવિરહ, ભાવવિરહ અને ત્રિભુવનવિરહ વગેરે કરુણારસપ્રધાન પુસ્તકો પણ લખેલાં છે. ઋષિરાય મહારાજ, હરિદાસ મહારાજ, અમૃતલાલ પઢિયાર, શંકરલાલ શાસ્ત્રી, નથુરામ શર્મા વગેરે યુનિવર્સિટીનાં સન્તાન નહીં એવા મંડલમાં કવિ નથુરામ વિરાજે છે. એમનો અભ્યાસ અને ઉછેર જૂની શૈલીના છે. વિ- સં- ૧૯૩૭ માં તે ભૂજની પોશાળ ( કવિની પાઠશાળા ) માં ભણતા, અને ત્યાં અભ્યાસ પૂરો થયે કાશીતીર્થમાં કાવ્ય ને અલંકારશાસ્ત્રનો અભ્યાસ એમણે પૂરો કર્યો. પછી વરલ દરબારશ્રી હરિસિંહજી પાસે કેટલાંક વર્ષો તે રહ્યા હતા. ધીરે ધીરે એમની કવિતાની સ કાઠીયાવાડમાં ફોરતી ગઇ, અને ગુણીઓના ગુણજ્ઞ ભાવનગર નરેશ

મહારાજ તખ્તસિંહજીએ એમને રાજકવિ નીમ્યા. પોરબંદર અને કવિની જન્મભૂમિમાં પણ તેમનો સત્કાર થયો. કવિતા ઉપરથી તેમનું નાટકો ઉપર મન ગયું, અને સૌભાગ્યસુંદરીનો ખેલ તેમણે મુંબઇની ગુજરાતી નાટક મંડળીને લખી આપ્યો. તે પહેલાં અને પછી તાળ વાંકાનેરની તથા અન્ય નાટક મંડળીઓને માટે પણ તેમણે કેટલાએક ઐતિહાસિક અને કેટલાએક કલ્પિત ખેલ લખ્યા, જેનાં નામો નીચે મુજબ છે:-

| | |
|---|---|
| ૧. કુમુદચંદ્ર. | ૧૦. ભક્તકુટુમ્બ. |
| ૨. કામલતાસ્વયંવર. | ૧૧. કબીરવિજય. |
| ૩. હલામણજેઠવો. | ૧૨. તુકારામ. |
| ૪. હરિશ્ચંદ્ર. | ૧૩. નટીનટવર. |
| ૫. રાજયયોગી. | ૧૪. ભક્તિવિજય. |
| ૬. લાલખાંનીલુચ્ચાઇ. | ૧૫. નાગર ભકત. |
| ૭. સતીસરોજિની. | ૧૬. બિલ્વમંગળ અથવા સુરદાસ. |
| ૮. માધવકામકન્દલા. | ૧૭. શહેનશાહ અકબર. |
| ૯. ગુમાનસિંહ. | ૧૮. યોગકન્યા. |

ઘણાં નાટકો લખાયા પછી એમનેજ હાથે ગુજરાતીમાં સંસ્કૃતના પાયા ઉપર નાટયશાસ્ત્ર લખાયું છે, એ પણ પગથિયું અનુભવનું સારૂં છે + + + તેમની કવિતામાં ચેતન છે, તેમની કાન્તિમાં ઓજસ્ છે,સ્વભાવે મળતાવડા, નિડર, બહાદૂર છે. તેમની કવિતામાં મીઠાશ અને ઉજળામણ ઉભયનો વાસ છે. કુમાશમાં સમાઇ શકે એટલી કલ્પનાની પણ ગતિ વેગવન્તી છે. તેમ- હૃદયમાંનું રુધિર યૌવનભર ને ઉષ્માવાન છે. એમણે પોતાનો અનુભવસ અનેક નાટકોમાં ઠાલવી પછી આ નાટયશાસ્ત્ર રચવાનું ઉપાડ્યું છે. ”

આપણા સૌરાષ્ટ્રની બીજી સાહિત્યપરિષદ્ના પ્રમુખ રા. રા. કે હર્ષદરાય ધ્રુવ લખે છે :— ૬ ||

“ સંગીતના અભિનય અંગ ઉપર કોઇ પણ વિસ્તારવાળો શતીમાં આજ સુધીમાં લખાયો હોય, તો તે કવિરાજ નથુરામ નાટયશાસ્ત્ર છે. એમાં એમણે ભરત નાટયશાસ્ત્રના દુર્બોધ ભા

રત્નાકર આદિ પુસ્તકોના સાહાય્યથી પ્રકાશ પાડવા ઠીક પ્રયત્ન કર્યો છે. પ્રાચીન અભિનય કળાના જિજ્ઞાસુ અને શોધક ગુજરાતીનો માર્ગ નાટ્યશાસ્ત્રથી ઉક્ત દશામાં સરલ થશે. ”

જામનગરનિવાસી શાસ્ત્રી હાથીભાઈશર્મા લખે છે :—

“ श्रीभरताचार्यप्रणीतं नाट्यशास्त्रं कवीनां पद्धतिदर्शकस्य नाट्यकाराणामुत्तमशिक्षकस्य साहित्योपासकसहृदयानां काव्यरसास्वादनरुच्युत्पादकस्य प्रयोजनं प्रसाधयन्मनुष्याणां यावद्व्यवहारोपदेशकमिति नात्रमतद्वैतम्। तादृशस्यातिमहतः शास्त्रस्य संस्कृतभाषोपनिबद्धतयाऽद्यावधि तत् संस्कृतज्ञपुरुषैरेव यथाकथंचिदुपात्तलाभमासीत् । इदानीं वांकानेरपुरनिवासिशुक्लावटङ्कनथुरामकविवर्यैस्तत एव बहून्विषयानुद्धृत्य रसतरङ्गिण्यादितश्चोदाहरणादिकमुपादाय रमणीयं निबन्धनं गुर्जरभाषायामुपनिबद्धं येन गूर्जरभाषासाहित्ये अमूल्यसम्पदुन्मेषो जातः । यद्यपि गीर्वाणगिरो गुर्जरगवि सङ्क्रमणे ह्रस्वदीर्घव्यत्ययशषसाद्वैताद्यशुद्धिलेशाः क्वचित् क्वचिदपरित्यक्तवसतयस्तथापि प्रूफशोधकस्य सावधानत्वविरहनिबन्धनमिदं स्यादिति कलयामि । सर्वथा कविराजस्यायं प्रयत्नो गुर्जरभाषायाः सौभाग्यजनक इति शिवम् ॥ ”

“ શ્રી ભરતાચાર્ય પ્રણીત નાટ્યશાસ્ત્ર એ કવિઓને સાર નેતાનું, નાટ્યપ્રયોગકારોને ઉત્તમ શિક્ષકનું, અને સાહિત્યના ઉપાસક સહૃદયજનોને કાવ્યરસાસ્વાદની યોગ્ય અભિરુચિ ઉત્પન્ન કરી દેવાનું પ્રયોજન કરનાર હોવાની સાથે મનુષ્ય માત્રને સર્વ પ્રકારનાં વ્યવહારજ્ઞાનનું ઉપરાજ છે. આવી મહત્તાવાળું શાસ્ત્ર સંસ્કૃતભાષાનિબદ્ધ હોવાથી અદ્યાનાં સં ી સંસ્કૃતજ્ઞ પુરુષોજ તેનો લાભ યથાકથંચિત્ લેઈ શકતા. હાલઅને નેરનિવાસી કવિ નથુરામ સુંદરજીએ એ નાટ્યશાસ્ત્રનું ગુજ-
( કવિને ર કરીને છપાવ્યું છે, તેથી ગુજરાતી ભાષાના સાહિત્યમાં એક
કાવ્ય ને
હરિસિંહને થયો છે. મૂલ સંસ્કૃત ઉપરથી લીધેલા વિષયને ગુજરાતી
સુવાસ કા

ભાષાનું રૂપ આપતાં કેટલેક સ્થળે હ્રસ્વ દીર્ઘ વગેરે અશુદ્ધિદોષો રહેવા પામ્યા છે, પણ તે કોઈ સાક્ષરદ્વારા પ્રૂફ શોધવાનું નહિ બનવાનો પરિણામ જણાય છે. સર્વથા કવિરાજનો આ શ્રમ ગુજરાતી ભાષાનો સૌભાગ્યજનક છે. ”

શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર.

સુપ્રસિદ્ધ શીઘ્રકવિ શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર લખે છે :—

“ नाट्यशास्त्रमवलोकितं मया, शुद्धगुर्जरगिराविनिर्मितम्
सत्कविप्रवरकीर्तिशालिना, शुक्लवर्यनथुरामशर्मणा ॥ १ ॥

दृश्यकाव्यरचनाविनिर्णयः श्रीमतो भगवतो महामुनेः
उत्तमं भरतशर्मणो मतं, शर्मदं समनुसृत्य निर्मितः ॥ २ ॥

इदमत्र नाट्यशास्त्रं, भरतमुनेर्मतमनुत्तमं मनसा
आश्रित्य गुर्जरगिरा, रचितं शुक्लेन सुन्दरं सरलम् ॥ ३ ॥

अयमीदृशः प्रबन्धः, प्रथमः सर्वोपकारकारीति
दृष्ट्वैव तं विपश्चित्प्रवरा आनन्दसागरे मग्नाः ॥ ४ ॥

तत्कृतिकर्त्रे कविगणमणये नथुरामशर्मणे नितराम्
दास्यन्ति धन्यवादं, साशिर्वादोक्तियुक्तमिति मन्ये ॥ ५ ॥

यस्मिन्नभिनयविषयश्चतुर्विधावर्णिताः सविस्तारम्
सर्वे रसाश्च सरसं, सोदाहरणाः सुविस्तरालिखिताः ॥ ६ ॥

यद्यच्च नाटकानामुपयोगि प्रस्तुतं सुवस्तु मुदा
तत्तच्चवर्णितं सद्भावाढ्यं तेन सत्कविना ॥ ७ ॥

दर्शं दर्शं तदहं, परमं परितोषमाप्नोऽस्मि
प्राप्नोतुसुप्रसारं, सत्कविकीर्त्या समं हि सर्वत्र ॥ ८ ॥

नाटयप्रबन्धमुक्ताहारोऽयं हर्षदो भूयात्
श्रीशैलराजतनयाहृदयाधीशप्रसादतः सततम् ॥ ९ ॥
इति शङ्करलालशर्मणः परमेशं प्रति चन्द्रशेखरम्
सततं परमार्थनाऽस्ति मे, परमाहेशमहेशजन्मनः " ॥ १० ॥

" કીર્તિશાળી કવિવર્ય નથુરામ સુન્દરજી શુકલે શુદ્ધ ગુજરાતી ભાષામાં બનાવેલું નાટયશાસ્ત્ર મેં જોયું. તેઓએ શ્રીમાન્ સમર્થ મહામુનિ ભરતના કલ્યાણકારી મતને અનુસરી દ્રશ્યકાવ્યરચનાના નિર્ણયનું નિર્માણ કર્યું છે. ભરતમુનિના સર્વોત્કૃષ્ટ મતનો આશ્રય લઇ શુકલ નથુરામે ગુજરાતી ભાષામાં લખેલું નાટ્યશાસ્ત્ર સુન્દર અને સરલ છે. તેઓનો આ પહેલવહેલો પ્રબન્ધ તમામને ઉપકારક છે, એમ જો વિદ્વજ્જનો આનંદસાગરમાં નિમગ્ન થયા છે, અને ઉક્ત કૃતિના કર્તા કવિગણમાં મણિરૂપ શુકલ નથુરામ સુંદરજીને આશીર્વાદપૂર્વક ધન્યવાદ આપે છે. કવિરાજે નાટ્યશાસ્ત્રમાં ચાર પ્રકારના અભિનયો સવિસ્તર વર્ણવ્યા છે, અને તમામ રસો ઉદાહરણ પૂર્વક વિસ્તારથી રસિક શબ્દોમાં લખેલા છે; તેમજ જે જે નાટકોનાં ઉપયોગી પ્રસ્તુત વસ્તુ ગણાય છે, તે સર્વ સદ્ભાવથી પ્રશંસાપાત્ર નિવડે એવી રીતે વર્ણવેલ છે, કે જેનાપર દ્રષ્ટિપાત કરી કરીને હું પરમ સંતુષ્ટ થયો છું, અને એવો આશીર્વાદ આપું છું કે કવિ નથુરામની કીર્ત્તિની સાથે તેની ઉક્ત કૃતિનો પણ સર્વત્ર પ્રચાર થાઓ. શ્રી પાર્વતીપતિ શંકરની કૃપાથી આ નાટયપ્રબન્ધરૂપી મુક્તાહાર હમેશાં હર્ષદાતા બનો, એવી પરમેશ્વર ચન્દ્રશેખર ( શિવ ) પ્રત્યે મારી ( માહેશ્વરના પુત્ર શંકરલાલની ) નિરંતર પ્રાર્થના છે. "

ઉપરના મતો આપણા ગુજરાતી સાક્ષરોના છે. પણ કવિ નથુ-

રામ મુખ્યત્વે હિન્દી ભાષાના કવિ છે, અને હિન્દી ભાષાના જ્ઞાતાઓ એમની કેવી કદર કરે છે તે જાણવું ઉપયોગી છે.

જોધપુરનિવાસી બૃહત્કવિ વિદ્યાભાસ્કર પંડિતગુરુ લાલચન્દ્રશર્મા લખે છે :—

“ श्रीमान् राज्यमान्य राजेश्री कविराज नथुराम सुन्दरजी योग्यम् लिखा बृहत्कविविद्याभास्कर पंडितगुरु लालचन्द्रशर्माके नमस्कार वंचावसी. तथा आपकी निर्मित ( तख्तयशत्रिवेणिका ) नामकी पुस्तककों श्रीयुत साधु महाराज भावनादासजीके मार्फत पायकर मुझे बडा भारी प्रमोद हुआ. आपकी काव्यशक्ति ओर श्रीमान् वैकुंठनिवासी वडे महाराजाबहादुर भावनगरकी पूर्ण राजभक्तिकों देख कर मेरे चित्तके अभिप्रायोंकों नीचे लिखे हुअे नव कवित्त्वोंमें जाहिर किये हैं. आशा है कि आप ओर आपके सज्जन मित्र इनें पढ कर खुशी होंयगे. उक्त पुस्तककी यह मेरी तर्फसें समालोचना है.

॥ छन्द मनोहर ॥

स्वस्तियुत भावनग्र लसत उदग्रपुर,
सुगुण समग्रमय सुकवि समाज है ॥
पंडित प्रवीन निज धरम अधीन भूरि,
विद्याबोध जिन सत्यशील सुखसाज है ॥
लालचन्द्र कहत सुदेशके अधीश जहां,
सो हैं अवधेशसे नरेश शिरताजहै ॥
महाराज अधिराज दीननिवाज आज,
भूप भावसिंह नर इन्द्रसे विराज है ॥ १ ॥

नृप भावसिंहके अनूप रूप राजसभा,
शास्त्ररीति साहितके सुकवि सुजान है ॥
राजे राजकवि जहां नथुराम सुन्दरजी,
शुक्ल शिष्ट धर्मनिष्ठ काव्य कृत्यवान है ॥
लालचन्द्र देत धन्यवाद हिय हेतकर,
कृतिकों निहारी अति अद्भुत प्रमान है ॥
तखत नरेंद्र यश विदित सुरेन्द्र सम,
पढत सुशर्म पर्म लहत महान है ॥ २ ॥
प्रेमसें पठाइ पूर्ण पुस्तक प्रमोद पूरी,
पाई हम प्रीतियुत कविसुखदेणिका ॥
भावनग्र भूत पूर्व भूपकी भलाई जामें,
अति अधिकाई गुणगणशतशेणिका ॥
लालचन्द्र कहै राजकविवर नथुराम
सुन्दरजी सुन्दर बनाई बोधएणिका ॥
कीन्ही अवलोकन अवलतें अखीर तक,
धन्य धन्य धन्य भूपतखतत्रिवेणिका ॥ ३ ॥
गीति छन्द कीर्तिमय कीन्हो है उपोद्घात,
नीति सत्यवर्णनमें नृप यश भीनो है ॥
समर्पणपात्रिका भुवाल भावसिंहजीकी,
आशिरवचन अति अधिक नवीनो है ॥
तखत सुरेश्वरको जीवनचरित्र चित्र,
लसत पवित्र वर वृत्त चित चीनो है ॥
लालचन्द्र कहै राजकविवर नथुराम
सुन्दरजी शुक्ल काव्यकृतिमें प्रवीनो है ॥ ४ ॥

लिख्यो है संगीत भूप तखत विनोद राग,
रागिनीन ताल शास्त्ररीति अनुसारी है ॥
तखतयशबावनी कवित्तनमें दान ताको,
वर्णन कियो है चित्र कविता प्रसारी है ॥
लालचन्द्र कहै राज्यकविवर नथुराम
सुन्दरजी शुक्क सारी सुमति तिहारी है ॥
तखतयशको सँगीत सुमन लिख्यो है तहां,
रागिनी गजल ताल मोदके विहारी है ॥ ५ ॥
तखत विरह बारी बावनी रची तें महा,
दुःख उपजावनी सुनेतें सबहीके है ॥
कर्ण भोज विक्रमतें अधिक वदान्य भूप,
तखत नरेश्वरके सुयश सुनीके है ॥
लालचन्द्र कहै राज्यकविवर नथुराम
सुन्दरजी शुक्क शामधर्म निज पीके है ॥
आश्रय सुपत्र लिख्यो आश्रय पवित्र सुधी,
माननीय शिष्टनके उपकृत जीके है ॥ ६ ॥
पुस्तक पढत पायो परम प्रमोद हम,
तखत त्रिवेणिका त्रिवेणीसी सुधारी है ॥
व्यंग धुनी व्यंजना अलंक्रिया सुलच्छना त्यों,
संसकृत पराकृत वीचि विसतारी है ॥
लालचन्द्र कहै राजनकविवर नथुराम
सुन्दरजी भगीरथ शोभा अधिकारी है ॥
तखत नरेश्वरको पुण्यवारि भूमें यह
अमर कियो है सदा आशिष हमारी है ॥ ७ ॥

महाराज अधिराज भूप भावसिंह वीर,
सुगुण समुद्र साचो लसे प्रजापाल है ॥
दाता दिव्य दिपत दयालु दीह दीननको,
परउपकारी भारी धर्म रखवाल है ॥
लालचन्द्र देतहै अशीष चिरजीवो सदा,
तखतनरेश्वरके प्यारे अति लाल है ॥
राज अभिषेक लेकें सफल कियो है नृप
गुणमय नाम भावनगर सुवाल है ॥ ८ ॥

विजय सदैव भावसिंह नर इन्द्रजूकी,
जय जय भावपुर भूप महाराज है ॥
गुनि निज साम धर्म अति सनमान देकें,
कीनो है दिवान प्रभाशंकर स्वराज है ॥
लालचन्द्र कहै राज्यकविवर नथुराम,
फैल्यो यश भूपतिको भारत विराज है ॥
शंकर कृपातें पूत दलपतके प्रतापी,
चीप कारभारी लसे प्रजा सुखसाज है ॥ ९ ॥

॥ इत्यलं सुकविषु ॥

કેટલાએક નમ્ર વાંચનારાઓને કદાચ આશ્ચર્ય થશે કે આ સ ગૃહસ્થો પોતે પોતાને "બૃહત્કવિ વિદ્યાભાસ્કર" અને "પંડિત ગુરુ અને "શાસ્ત્રી" વગેરે કેમ લખી શકતા હશે? એવાઓએ સમજવું કે એ પ્રમાણે લખવાની પદ્ધતિ જૂની અને તેટલા માટે જૂનાના ભક્તો તરફથી પૂજ્ય છે. ઉક્ત પંડિતજી હિન્દી તેમજ સંસ્કૃત ઉભય ભાષાના સમર્થ કવિ છે.

" प्रियकविवर नत्थूरामजी साहिव !

भवत्प्रेरित " तख्तयशत्रिवेणिका "की पुस्तक भावनादासजी महाराजके द्वारा मुझे मिली, जिसे में सहर्ष अंगीकार ( स्वीकार ) करताहूं. आपके इस अनुग्रहका में वर्णन कहां तक करूं. केवल धन्यवाद देकर परमात्मासें आपके आयुरारोग्यतया दीर्घजीवी होनेकी प्रार्थना करताहूं. राजालोग कवियोंको केवल इसी लिये सन्मानपूर्वक रखते हैं कि वे उनका यश निर्माण करे, और दीर्घकाल तक संसारमें नाम वना रहै. हमारे मारवाडी भाषामें नाम स्थिर रहनेके दोही कारण एक प्राचीन कहनावतमें प्रसिद्ध है. कहते है कि " नाँव रहै कै गीतडाँ कै भींतडाँ " सो गीतडां तो कविता वा पुस्तक रचना ( गद्यपद्येकृतौकवेः ) इसके अनुसार और भींतडां " इमारत " बनवानेसें. बस इन दोके सिवा कोई उपाय नाम चिरस्थाई रखनेका नहींहै. आपने यह पुस्तक रचकर महाराज तख्तसिंह वहादुरका अटल नाम कर दिया. आपने लवणको उज्वल कर दिया.

मैंने इस पुस्तकको देखी तो यह पुस्तक गुर्जरभाषा और गुर्जर लिपीमें है. कविता नागरी भाषामें है. गुर्जर भाषामें मुझको अत्यल्प वोध है इस लिये गद्यके विषयमें अपनी अनुमति प्रकाश नहीं कर सकता. और अभी इतने सावकाशभी नहीं कि किसी गुजराती के पास जाकर वा बुलाकर श्रवण करूं. तथापि जो आपकी कविता नागरी भाषामें है उसके लिये मेरी यह अनुमति है कि—आपकी कविता प्राचीन प्रनालीका अनुकरण करती है. और सरस कविताहै, इसे पढकर चित्तको अत्यन्त हर्ष हुआ.

જોધપુર નિવાસી સાધુમહારાજ શ્રી ભાવનાદાસજી કે જેમણે ભાવનીનામમાળા વગેરે ઘણા ગ્રન્થો રચ્યા છે, તેઓની આજ્ઞાથી તેઓના શિષ્ય શાલિગ્રામજી લખે છેઃ—

७९३

॥ कवित्व ॥

" व्यंगतें विलच्छन सुलच्छनातें लच्छित है,
सुरभि सुहाय रही सुवरन वरनमें ॥
चारु चटकीली नव रसतें रसीली रम्य,
अधिक विराज रही आभा आभरनमें ॥
शालिग सुहावनीहै भावध्वानिहूतें भली,
चातुरी दिखाई देत चरनचरनमें ॥
कविता तिहारी कमनीय कला कामिनीसी,
सुंदर सुवन वसी कविके करनमें ॥ १ ॥

॥ दोहा ॥

रसिक सुकवि नथुराम तव, कृति निहारी कमनीय ;
भावन शिष शालिग भन्यो, भलकवित्व भवदीय ॥ २ ॥

કવિસ્વરૂપ પર પ્રકાશ પાડવાને આ પ્રસંગે આથી વધારે પત્રો કે અભિપ્રાયોની આવશ્યકતા નથી. એટલે હવે આપણે રસિક સુકવિની કમનીય કૃતિને જરા નિહાળીએ, પુસ્તકમાં પ્રવેશ કરીએ.

ભરત નાટયશાસ્ત્રમાં નાટયોત્પત્તિનો અધ્યાય પહેલો છે; પણ આપણા " રસિક સુકવિ " એ તે પહેલાં દ્રશ્યકાવ્ય નિર્ણય માટે મીમાંસા કરી છે, જે ઉપયોગી છે.

નાટયોત્પત્તિના અધ્યાયમાં—

" ग्राम्यधर्मे प्रवृत्तेतु, कामलोभवशंगते,
ईर्ष्याक्रोधादि संमूढे, लोके सुखितदुःखिते. "

એ શબ્દો કહ્યા છે તે વર્તમાન સમયને પણ લાગુ પડતા હોવાથી નાટક ઇચ્છવા યોગ્ય અને ઉપયોગી વસ્તુ છે.

કવિ નથુરામ લખે છે તેમ—

" નાટકમાં કોઇ વખત દ્વન્દ્વદર્શન, ક્યાંઈ ક્રીડા, કોઇ વખત અર્થપ્રાપ્તિ, ક્વચિત સમાનતા, ક્યાંઇ હાસ્ય, ક્યાંઇ યુદ્ધ, ક્યાંઈ કામ ને વધ બતાવે છે. ધર્મીઓને ધર્મ અને કામીઓને કામ પ્રાપ્ત કરાવે છે. અવિનીતને નિયમમાં લાવે છે, મદોન્મત્તને દમન, શંઢને ઉત્સાહ, મૂર્ખને બોધ, વિદ્વાનને ચાતુર્ય, ધનવાનને વિલાસ, દુઃખીને ધૈર્ય, ઉદ્યોગીને દ્રવ્ય, અને ઉદ્યમને શાન્તિ આપે છે. " નાટ્યશાસ્ત્ર, પૃ. ૨.

હાલના તમામ નાટક લખનારાઓને નાટકના ગુણો સંબંધી નીચેના શબ્દો પણ ઘણા ઉપકારક અને પ્રકાશક લાગવા જોઇએ.

" નાટક વિવિધ ભાવવાળું, વિવિધ અવસ્થા બતાવવાવાળું, લોક વૃત્તાંતને અનુસરનારૂં, ઉત્તમ મધ્યમ અને અધમ પુરુષોનાં ચરિત્રોને બતાવનારૂં, હિતોપદેશ કરનારૂં, ધૈર્ય આપનારૂં, સુખ કરનારૂં, સુખી હોય સમર્થ હોય—શોકપીડિત હોય અથવા તપસ્વી હોય તે બધાઓને વિશ્રાંતિ આપનારૂં, યશ ને આયુષ્ય વધારનારૂં, હિતકારી, બુદ્ધિવર્ધક અને લોકોને સદ્ ઉપદેશ આપનારૂં હોવું જોઈએ. "..............

નાટ્યશાસ્ત્ર, પૃ. ૩.

નાટકશાળા અને રંગદેવતાપૂજન એ બંને અધ્યાયોમાં વિવેકી વાંચનાર ઘણી રમણીય અને વિચારણીય ઐતિહાસિક હકીકતો જોઈ શકશે.

એવા પછી કવિ સંગીતરત્નાકરમાં ઉતરે છે, અને નીચેનું મોતી બહાર લાવે છેઃ—

છે. "ગીત વાદ્ય અને નૃત્ય એ ત્રણ મળી સંગીત કહેવાય છે."

આજકાલ "સંગીત" શબ્દના ઉપસર્ગને નિરર્થક માની લઈ આપણે તેને સામાન્ય "ગીત" ના અર્થમાં વાપરવા લાગ્યા છીએ, એ પ્રસંગે આ વ્યાખ્યા ખાસ ઉપયોગી છે.

પણ સ્વર અને નાદ અને શ્રુતિ અને તાનનાં ઊંડાં પાણીમાં સંગીતરત્નાકરના એ મહોદધિમાં—કવિની સાથે પ્રપાત કરવાનો આનંદ વાંચનારના પોતાના અનુભવ માટે રાખી હાલ આગળ ચાલવું ઉચિત છે.

ગાનનાં વિષયમાં ધ્રુવા સંબંધી વિવેચન સૂક્ષ્મ અને પ્રકાશક છે. સંજ્ઞાઓ એક એક રત્ન જેવી સુંદર અને રમણીય છે. ઉદાહરણ તરીકે, ગાયત્રી ધ્રુવાની જાતિઓ નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| ૧. તનુમધ્યા | ૭. જલા |
| ૨. શાલિની | ૮. સુનન્દા |
| ૩. મકરશીર્ષા | ૯. લલિતા |
| ૪. વિમલા | ૧૦. પંક્તિ |
| ૫. વીર્યા | ૧૧. નલિની |
| ૬. ગિરા | ૧૨. નીલતોયા |

નાટ્યશાસ્ત્ર, પૃ. ૪૧.

અને જગતીની જાતિઓ નીચે મુજબ છે:—

૧ કમલલોચના, ૨ અતિચપલા, ૩ મદકલિતા.

નાટ્યશાસ્ત્ર, પૃ. ૪૩.

વચ્ચે વચ્ચે કેટલાંએક એવાં સૂત્રો આવે છે કે જે એટ વખતમાં લખાએલાં છતાં હાલ પણ ઘણાઓને અ

ઉદાહરણ તરીકે—

" દૈત્ય અને રાક્ષસોના આશ્રય મેઘ, પર્વત અને સમુદ્ર યોજવા."

" જે અર્થો ભાષણથી ન કહેવાય તે ગીતોથી કહેવા."

" રાજાની સ્ત્રીઓને માટે પૃથ્વી, જ્યોત્સ્ના, હાથણી અને નદી વગેરે તથા મધ્યમ જાતિની સ્ત્રીઓ અને વૈશ્યવર્ગની સ્ત્રીઓ માટે દીર્ઘિકા, તીટોડી, લતા, સારસી, મયૂરી અને હરણી વગેરે આશ્રય યોજવા."

**નાટ્યશાસ્ત્ર, પૃ. ૫૦.**

વાદ્યના વિષયમાં પુસ્તકની અંદર થોડીજ હકીકત આપી શકાઇ છે. તરત નર્તનનો વિષય શરૂ થાય છે. એ વિષયમાં અંગહારના ભેદો અને તેની સંજ્ઞાઓ વાંચતાં વાંચનારને સાનન્દાશ્ચર્ય થશે; અને તે સંગીતરત્નાકરમાંથી પુનઃ નાટયશાસ્ત્રમાં પ્રવેશ કરશે.

પૂર્વ રંગવિધિ ભરત ઋષિઓને સંભળાવે છે. કવિ નાટયશાસ્ત્રમાં એ આખ્યાયિકાનું રૂપ રાખી રહ્યા નથી. પછી સૂત્રધારપ્રવેશ, દિશાવન્દન વગેરે સંબંધી સૂચનાઓ છે.

ભરતનાટયશાસ્ત્રમાં રસનો વિષય સંક્ષેપમાં ચર્ચેલો છે, એ ખામી દૂર કરવાને કવિએ સારો વિસ્તાર કર્યો છે. દ્રષ્ટાન્તો જુની પદ્ધતિનાં છે; અને પાશ્ચાત્ય સાહિત્યના સારા અભ્યાસકોને સંતોષકારક નહિ થઈ પડે. પણ કાવ્યની સ્વતંત્ર કળાના પ્રદેશમાં શાસ્ત્ર પ્રવેશ કરે, અને કાવ્ય તેની સેવા કરે, ત્યારે એજ પરિણામ આવે, એ સમજી શકાય એવી વાત છે.

અને તોપણ પ્રાસાદિક કવિની વાણી વારંવાર શ્રુતિગોચર થાય છે. જુઓ—

# प्रस्तावना.

દરેક કાર્યમાં કાંઈ પણ પ્રયોજન વિના મનુષ્યની પ્રવૃત્તિ સંભવતી નથી, તો પછી નિર્વૃત્તિ ધર્મપરાયણ મુનિને ગીત તથા નૃત્યપ્રધાન નાટ્યશાસ્ત્ર રચવાનું શું પ્રયોજન હશે ? એવી શંકા સહજ થાય છે; જેના નિવારણ માટે સાહિત્યશાસ્ત્રમાં કહ્યું છે કે:—

" वेदेतिहासकाव्यादि शब्दभेदास्त्रिधा मतः
उपदेशो नृपसुहृत्सुन्दरीरीतितः क्रमात् "

વેદ એ રાજોપદેશ છે, ઇતિહાસ એ મિત્રોપદેશ છે, અને કાવ્ય એ કાન્તોપદેશ છે. એટલે શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્ર, ઇતિહાસ, પુરાણ અને કાવ્ય વગેરેના દરેક ગ્રન્થો પ્રાચીન મુનિઓએ ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થની સિદ્ધિ માટે રચેલા છે.

વળી " કાવ્યપ્રકાશકાર " લખે છે કે:—

" काव्यं यशसेऽर्थकृते, व्यवहारविदे शिवेतरक्षतये,
सद्यः परनिर्वृतये, कान्तासाम्मिततयोपदेशयुजे."

કાવ્ય એ યશઃને માટે, વ્યવહાર જાણવા માટે, પાપ નિવૃત્ત થવા માટે, ઈશ્વરની પ્રાપ્તિ અર્થે અને સાધ્વી સ્ત્રીઓની પેઠે ઉપદેશ આપવા માટે રચવામાં આવે છે. એ કાવ્ય બે પ્રકારનું છે, શ્રવ્ય અને દ્રશ્ય. તેમાં માત્ર સાંભળીને જેનો ઉપદેશ ગ્રહણ કરાય છે તેવાં રઘુવંશ, કુમારસંભવ, કિરાતાર્જુનીય વગેરે શ્રવ્ય કાવ્યો સંસ્કૃત ભાષામાં સંખ્યાબંધ છે; અને તે મનુષ્યોને ઉપર કહેલા ચાર પ્રકારના પુરુષાર્થમાં પ્રવર્તાવવા

વિદ્વાન્ પુરુષોએ રચેલાં છે. પરંતુ જે અરસિક છે, અનભિજ્ઞ છે
ા અવકાશ વિનાના છે, તેમજ નૃત્ત ગીતમાં પ્રીતિવાળા છે, તેવા
કુમારો અને ધનાઢ્ય પુરુષો તે ઉપદેશ શ્રવણ કરવા આદર કરતા
ી, તેમને પણ ઉપદેશ કરવાના હેતુથી બીજા પ્રકારનાં દ્રશ્યકાવ્ય
ટલે જોવાથી ઉપદેશ આપનારાં નાટકો પ્રાચીનકાળમાં વિદ્વાનોએ
ચ્યાં છે.

ધર્મશાસ્ત્ર, વેદાન્ત, ન્યાય, મીમાંસા વગેરે દરેક શાસ્ત્રો પુરુષા-
દ્ધિના ઉપદેશ માટે રચવામાં આવ્યાં છે; પરંતુ તે દુર્બોધ હોવાને
વે તેમાં સ્થૂલ બુદ્ધિવાળા પુરુષોનો પ્રવેશ થઇ શકતો નથી. તેથી તેવા-
-તે શાસ્ત્રશ્રવણમાં કંટાળો આવે છે, માટે તેવાઓને પણ સદુપદેશ
-માર્ગનાં પ્રવર્ત્તાવવા એ દ્રશ્યકાવ્યનું પ્રયોજન છે. કહ્યું છે કેઃ—

" स्वादुकाव्यरसोन्मिश्रं, शास्त्रमप्युपयुञ्ज्यते;
प्रथमं लीढमधवः पिबन्ति कटुकौषधम् "

કાવ્યના મધુરરસ સાથે મળેલું શાસ્ત્ર પણ ઉપદેશ કરવામાં
ારે ઉપયોગી થાય છે. જેમ બાળક પ્રથમ મધ ચાટીને પાછળથી એ
ુને કડવું ઔષધ પણ પીએ છે, તેવીજ રીતે જેઓ શાસ્ત્રના અર્થોને
ણ ન કરી શકે તેવા મંદબુદ્ધિવાળા હોય, અથવા નૃત્ય ગીતમાં પ્રીતિ-
ળા હોવાથી શાસ્ત્રશ્રવણમાં અનાદર કરનારા હોય, તેવાઓને નૃત્ય
ને ગીતથી રુચિ ઉત્પન્ન કરાવી સન્માર્ગનો ઉપદેશ કરવામાં નાટકો
મ ઉપયોગી છે.

શ્રવ્યના આધાર વિના દ્રશ્ય બની શકતું નથી.

" સરસ્વતી કંઠાભરણકાર " લખે છે કેઃ—

" यद्विधौ च निषेधे च, व्युत्पत्तेरेव कारणम् ;
तदध्येयं विदुस्तेन, लोकयात्रा प्रवर्तते "

જે વિધિ અને નિષેધને વિષે વ્યુત્પત્તિના કારણરૂપ છે, તે અ યન કરવા લાયક અર્થાત્ ભણવા લાયક ( કાવ્ય ) જાણવું. લોકય ( લોકવ્યવહાર ) એથીજ પ્રવર્ત્તે છે.

" काव्यं शास्त्रेतिहासौ च, काव्यशास्त्रं तथैव च;
काव्येतिहासः शास्त्रेतिहासस्तदपि षड्विधम् "

એ કાવ્ય ૧. કાવ્ય, ૨. શાસ્ત્ર, ૩. ઈતિહાસ, ૪. કાવ્યશ ૫. કાવ્યેતિહાસ, અને ૬. શાસ્ત્રેતિહાસ એ રીતે ૭ પ્રકારનું છે.

જેમાં ઉક્તિપ્રધાન હોય તે " કાવ્ય. "
જેમાં શબ્દપ્રધાન હોય તે " ઇતિહાસ. "
જેમાં અતીત અર્થ પ્રધાન હોય તે " ઈતિહાસ. "
જેમાં કાવ્યથી શાસ્ત્ર કહેવામાં આવે તે " કાવ્યશાસ્ત્ર. "
જેમાં કાવ્યથી ઇતિહાસ કહેવામાં આવે તે " કાવ્યેતિહાસ.
જેમાં શાસ્ત્રથી ઇતિહાસ કહેવામાં આવે તે " શાસ્ત્રેતિહાસ.
શ્રવ્ય કાવ્યના સમગ્ર ભેદ દ્રશ્યકાવ્યના ઉપકારક બને છે.

દ્રશ્યકાવ્યના આદિ આચાર્ય મહાત્મા ભરત મુનિ છે, તેઃ નાટ્યશાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

" नाट्यवेदं ततश्चक्रे, चतुर्वेदाङ्गसंभवम् ;
जग्राह पाठ्यं ऋग्वेदात्सामभ्यो गीतमेव च ।
यजुर्वेदादभिनयान्, रसानाथर्वणादपि "

સામાન્ય રીતે વિચાર કરતાં " ઋગ્ " આદિ ચારે વે ' પાઠ્ય " આદિ નાટ્યનો બીજો વિધમાન હોવાથી નાટ્ય વેદરૂપ

ાભ્ભ.
ાતાર્જુનીય
અને તે મનુષ્યોને

ઋગ્વેદનાં સંવાદરૂપ સૂક્તો અને યજ્ઞવિધિ પૂર્વે નાટકને સારી ઉપકારક બની હોય એમ ભાસે છે. વાસ્તવિક રીતે ભરત પોતે ...ના પૂર્વરંગને इज्या ( યજ્ઞ ) કહે છે :—

" इज्यया चानया नित्यं, प्रीयन्तां देवता इति "

ભરત નાટ્યશાસ્ત્ર, અ. ૫ શ્લો. ૧૦૨.

અને કવિકુલગુરુ કાલિદાસ પોતાના " માલવિકાગ્નિમિત્ર " માં ...ક્ષુષ્ યજ્ઞ કહે છે:—

" देवानामिदमामनन्ति मुनयः कान्तं क्रतुं चाक्षुषं,
रुद्रेणेदमुमाकृतव्यतिकरे स्वाङ्गे विभक्तं द्विधा;
त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते,
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाऽप्येकं समाराधनम् "॥

મુનિઓ ( ભરત આદિ )–શંકરે પાર્વતીની સાથે કરેલ સંબંધ-...ાળા સ્વાંગ ( આત્મદેહ ) ને વિષે બે પ્રકારે ( લાસ્ય તથા તાંડવરૂપે ) ...ભક્ત, ત્રણ ગુણ ( સત્વ, રજ અને તમ ) થી ઉદ્‌ભવેલું, લોકોના ...ખદુઃખાત્મક ચરિત્રોથી યુક્ત, નાના પ્રકારના રસવાળું, ભિન્નરુચિના ...નોને ઘણે ભાગે એકી સાથે સંતુષ્ટ કરનારું આ નાટ્ય કાન્ત અર્થાત્ ...શુવધ આદિથી રહિત " ચક્ષુષ્ યજ્ઞ " છે, એમ માને છે.

જૂના બૌદ્ધશિલ્પ કામમાં પ્રસંગના પ્રસંગ કોતરેલા જોવામાં આવે છે. જેમ- ઉત્તરરામચરિતના પહેલા અંકમાં ચિત્રવીથીનો પ્રસંગ, ...દ્ધ પાસે અજાતશત્રુનો પ્રસંગ, અને બુદ્ધ જાતકોના પ્રસંગો કોતર ...ામમાં દ્રષ્ટિગોચર થાય છે. નિમિષાદિક સત્રો ( યજ્ઞો ) માં " ઘણો ...ખત પહોંચે તેવા યજ્ઞો " અને સૂતપુરાણીને મુખે આખ્યાનોના પાઠ ...ે, તેમાં પહેલાં વાચિકાભિનયનું બીજ છે.

નાટયશાસ્ત્રના આચાર્ય ભરતમુનિએ પૂર્વે ઇન્દ્રાદિ દેવોની સમક્ષ નટદ્વારાએ નાટકો ભજવી બતાવ્યાં હતાં; અને ત્યાર પછી નહુષરાજા ઈન્દ્ર પાસે યાચના કરી નાટકને પૃથ્વીપર લાવ્યો. એટલે ખરી રીતે વિચાર કરતાં નહુષ રાજાથીજ ભરતખંડમાં નાટકનો પ્રચાર પરિપૂર્ણ રીતે થએલો જણાય છે.

વ્યાકરણના આચાર્ય પાણિની અષ્ટાધ્યાયીમાં લખે છે:—

" पाराशर्यशिलालिभ्यां भिक्षुनटसूत्रयोः "

पाराशरेण प्रोक्तं भिक्षुसूत्रमधीयते इति पाराशरिणो भिक्षवः शिलालिना प्रोक्तं नटसूत्रमधीयते इति शैलालिनो नटाः ॥ આ ઉપરથી સિદ્ધ થાય છે કે પાણિનીના વખતમાં પણ નટસૂત્ર વિદ્યમાન હતાં.

બૌદ્ધ અને જૈનસૂત્રોમાં નાટક જોવાની મના કરી છે, એ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે—ઇ. સ. પૂર્વ છઠ્ઠા શતક પહેલાં નાટકો અસ્તિત્વ ધરાવતાં હતાં.

પૂર્વે નટદ્વારાએજ નાટક થતાં એમ ન હતું; પરંતુ આર્ય રા[illegible] કુમારો અને રાજકુમારિકાઓ પણ નાટક ભજવતાં હતાં. " હરિવંશ માં લખ્યું છે કે—[illegible]ના વજ્રપૂર નામે નગરમાં યાદવકુમારો [illegible] ભૌમ ( ભૌમાસુરે હરણ કરી પર્વતમાં છુપાવેલી ) સ્ત્રીઓના[illegible] " કૌબેરરંભાભિસાર " નામનું નાટક ભજવી બતાવ્યું હતું; પણ [illegible] વખતનાં કોઇ પણ નાટકો હાલ ઉપલબ્ધ નથી. માત્ર નામથ[illegible] જાણી શકાય છે.

નાટક પહેલાં નૃત્ય હોવું જોઇએ, કારણ કે " દશરૂપક " આરંભમાં રૂપકના ભેદોની ગણના હેઠળ ટીકાકાર લખે છે:—

" डोम्बी श्रीगदितं भाणो, भाणीप्रस्थानरासकाः
काव्यं च सप्त नृत्यस्य, भेदाः स्युस्तेऽपिभाणवत् "

ડોમ્બી, શ્રીગદિત, ભાણ, ભાણિકા, પ્રસ્થાન, રાસક અને કાવ્ય એ સાત નૃત્યના ભેદ છે; અને તે ભાણ સરખા જ છે. આમાં ડોમ્બી સિવાયનાં સમગ્ર નામ રૂપક તથા ઉપરૂપકમાં આવે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે—જે વસ્તુ પ્રથમ નૃત્યરૂપે ભજવવામાં આવતું હતું, તેમાંથી જ રૂપક તથા ઉપરૂપકની ઉત્પત્તિ થઈ છે.

વળી " સરસ્વતી કંઠાભરણકાર " લખે છે:—

" यदाङ्गिकैकनिर्वृत्यमुज्झितं वाचिकादिभिः
नर्तकैरभिधीयेत प्रेक्ष्यमाक्ष्वेडिकादि तत् ॥
तल्लास्यं ताण्डवं चैव, छलिकं सम्पया सह ;
हल्लीसकञ्च रासञ्च, षट्प्रकारं प्रचक्षते ॥

આંગિકાભિનયથી યુક્ત અને વાચિકાદિ અભિનયથી વર્જિત જે આક્ષ્વેડિક આદિ પ્રેક્ષ્ય ( દ્રશ્ય ) તે નર્તકોએ નર્તન કરેવાય છે. તેના લાસ્ય, તાંડવ, છલિક, સમ્પા, હલ્લીસક અને રાસ એવા છ ભેદ છે.

શૃંગારરસપ્રાધાન્ય નર્તન તે " લાસ્ય. "

વીરરસપ્રાધાન્ય નર્તન તે " તાંડવ. "

શૃંગાર અને વીરરસપ્રાધાન્ય નર્તન તે " છલિક. "

" સમ્પા. "

ઘણી સ્ત્રીઓના નર્તનમાં એકજ નેતા હોય તે "હલ્લીસક" જેમ ગોપીઓના ગણમાં શ્રીકૃષ્ણ.

તાલ તથા લય આદિથી સંયુક્ત હલ્લીસક એજ " રાસ " વાય છે.

આમાં પણ "હલ્લીસ" અને "રાસ" એવાં નામો ઉપરૂપકનાં ભેદોમાં આવે છે.

"માલવિકાગ્નિમિત્ર" ના પ્રથમ અંકની શરૂઆતમાં જ એક ચાલિત નામનું નૃત્ત વિશેષ લખેલું છે; અને તેની ટીકામાં લક્ષણ પણ આપ્યું છે:—

"तदेतच्चालितं नाम, साक्षाद् यदभिनीयते ;
व्यपदिश्य परावृत्तं, स्वाभिप्रायप्रकाशकम्" ॥

પરાવૃત્તનો વ્યપદેશ કરી પોતાના અભિપ્રાયનો પ્રકાશ કરન જે નૃત્તનો સાક્ષાત્ અભિનય કરી બતાવાય, તે ચલિત નામ નૃત્ત જાણવું.

વળી એજ અંકમાં ટીકાની અંદર "નૃત્તરત્નાકર" માં કહે પ્રેરણના પાંચ અંગનાં નામ જણાવે છે:—

"नृत्तं तथैव कैवारो, घर्मरो वागडं तथा;
गीतं चेति समाख्यातं, प्रेरणस्याङ्गपञ्चकम् ॥
आभिस्त्वेतत्प्रयोक्तव्यं, कैवारं वागडं विना"

નૃત્ત, કૈવાર, ઘર્મર, વાગડ અને ગીત એ પ્રેરણનાં પાંચ અ છે; તેમાંથી વાગડ વિના કૈવારનો પ્રયોગ સ્ત્રીઓએ કરવો.

પૂર્વે રાજાઓની અને ઉચ્ચ શ્રેણિના લોકોની કુમારિકાઓ વિદ્યાભ્યાસની સાથે સંગીતની તાલીમ પણ આપવામાં આવતી. તે દાખલાઓ ઘણાં નાટકોમાંથી મળી આવે છે. જેમ—માલવિકાગ્નિમિત્ર પ્રથમ અંકમાં—

"ગણદાસ—( બકુલાવલિકા પ્રત્યે )

"यद्यत्प्रयोगविषये, भाविकमुपादिश्यते मया तस्यै;
तत्तद्विशेषकरणात्प्रत्युपदिशतीव मे बाला ॥

જે જે પ્રયોગવિષય ( અભિનયાર્થ ) માં હું તેને ( માલવિકાને ) ભાવિક અર્થાત્ નૃત્ય શીખવું છું, તે તે વિષયને વિશેષ કરી બતાવી એ બાલા જાણે મને ઉપદેશ કરતી હોય નહિ શું?

વળી—

पात्रविशेषे न्यस्तं, गुणान्तरं व्रजति शिल्पमाधातुः
जलमिव समुद्रशुक्तौ, मुक्ताफलतां पयोदस्य ॥

મેઘનું જળ સમુદ્રની છીપમાં પડી જેમ મુક્તાફળ બની જાય છે, તેમ ઉપદેષ્ટા ( ગુરુ ) નું શિલ્પ ( કુશલવિદ્યા ) પાત્ર વિશેષને વિષે મુકાય તો ગુણાન્તરને પ્રાપ્ત થાય છે.

બકુલાવલિકા—अह कहं वो सिस्सा। તમારી શિષ્યા કયે સ્થળે છે?

ગણદાસ—इदानीमेव पञ्चाङ्गाभिनयमुपदिश्य विश्रम्यतामित्याभिहिता दीर्घिकावलोकनगवाक्षगता प्रवातमासेवमाना तिष्ठति.

હમણાજ મેં પંચાઙ્ગાભિનયનો ઉપદેશ કરી વિશ્રાન્તિ લેવાનું કહ્યું, ત્યાં દીર્ઘિકાના અવલોકન અર્થે ગવાક્ષે ગએલી તે ( માલવિકા ) સમીરનું સેવન કરતી (હવા ખાતી) ત્યાંજ બેઠી છે. ઇ."

તેમજ જ્યારે વજ્રનાભના વજ્રપુરની અંદર યાદવકુમારો સાથે ...મ અબળાઓએ સંગીત ( नृत्तंगीतं तथा वाद्यं, त्रयं संगीतकं स्मृतम् ) તાલીમ લીધેલી હોવી જોઇએ. કારણ કે સંગીતમાં અનભિજ્ઞ હોય ...તુરતજ પ્રયોગમાં પાઠ ભજવી બતાવવા સમર્થ થઈ શકતાં નથી. ...માન સમયમાં પણ મારવાડ, મેવાડ અને ઢુંઢાડ આદિ રાજપુતા-

આમાં પણ " હલ્લીસ" અને " રાસ " એવાં નામો ઉપરૂપકનાં ભેદોમાં આવે છે.

" માલવિકાગ્નિમિત્ર " ના પ્રથમ અંકની શરૂઆતમાં જ એક ચાલિત નામનું નૃત્ત વિશેષ લખેલું છે; અને તેની ટીકામાં લક્ષણ પણ આપ્યું છેઃ—

" तदेतच्चालितं नाम, साक्षाद् यदभिनीयते ;
व्यपदिश्य परावृत्तं, स्वाभिप्रायप्रकाशकम् " ॥

પરાવૃત્તનો વ્યપદેશ કરી પોતાના અભિપ્રાયનો પ્રકાશ કરનાર જે નૃત્તનો સાક્ષાત્ અભિનય કરી બતાવાય, તે ચલિત નામનું નૃત્ત જાણવું.

વળી એજ અંકમાં ટીકાની અંદર " નૃત્તરત્નાકર " માં પ્રેરણના પાંચ અંગનાં નામ જણાવે છે:—

" नृत्तं तथैव कैवारो, घर्मरो वागडं तथा;
गीतं चेति समाख्यातं, प्रेरणस्याङ्गपञ्चकम् ॥
आभिस्त्वेतत्प्रयोक्तव्यं, कैवारं वागडं विना "

નૃત્ત, કૈવાર, ઘર્મર, વાગડ અને ગીત એ પ્રેરણનાં પાંચ છે; તેમાંથી વાગડ વિના કૈવારનો પ્રયોગ સ્ત્રીઓએ કરવો.

પૂર્વે રાજાઓની અને ઉચ્ચ શ્રેણિના લોકોની કુમારિકા વિદ્યાભ્યાસની સાથે સંગીતની તાલીમ પણ આપવામાં આવતી. દાખલાઓ ઘણાં નાટકોમાંથી મળી આવે છે. જેમ—માલવિકાગ્નિ પ્રથમ અંકમાં—

" ગણદાસ—( બકુલાવલિકા પ્રત્યે )

" यद्यत्प्रयोगविषये, भाविकमुपदिश्यते मया तस्यै ;
तत्तद्विशेषकरणात्प्रत्युपदिशतीव मे बाला ॥

જે જે પ્રયોગવિષય ( અભિનયાર્થ ) માં હું તેને ( માલવિકાને ) ભાવિક અર્થાત્ નૃત્ય શીખવું છું, તે તે વિષયને વિશેષ કરી બતાવી એ બાલા જાણે મને ઉપદેશ કરતી હોય નહિ શું ?

વળી—

पात्रविशेषे न्यस्तं, गुणान्तरं व्रजति शिल्पमाधातुः
जलमिव समुद्रशुक्तौ, मुक्ताफलतां पयोदस्य ॥

મેઘનું જળ સમુદ્રની છીપમાં પડી જેમ મુક્તાફળ બની જાય છે, તેમ ઉપદેશા ( ગુરુ ) નું શિલ્પ ( કુશલવિદ્યા ) પાત્ર વિશેષને વિષે મુકાય તો ગુણાન્તરને પ્રાપ્ત થાય છે.

બકુલાવલિકા—अह कहं वो सिस्सा। તમારી શિષ્યા કયે સ્થળે છે?

ગણદાસ—इदानीमेव पञ्चाङ्गाभिनयमुपदिश्य विश्रम्यतामित्याभिहिता र्घिकावलोकनगवाक्षगता प्रवातमासेवमाना तिष्ठति.

હમણાજ મેં પંચાઙ્ગાભિનયનો ઉપદેશ કરી વિશ્રાન્તિ લેવાનું હતાં દીર્ધિકાના અવલોકન અર્થે ગવાક્ષે ગએલી તે ( માલવિકા ) ...રનું સેવન કરતી (હવા ખાતી) ત્યાંજ બેઠી છે. ઇ."

તેમજ જ્યારે વજ્રનાભના વજ્રપુરની અંદર યાદવકુમારો સાથે ...મ અબળાઓએ સંગીત ( नृत्तंगीतं तथा वाद्यं, त्रयं संगीतकं स्मृतम् ) ... તાલીમ લીધેલી હોવી જોઇએ. કારણ કે સંગીતમાં અનભિજ્ઞ હોય ... તુરતજ પ્રયોગમાં પાઠ ભજવી બતાવવા સમર્થ થઈ શકતાં નથી. ...ર્તમાન સમયમાં પણ મારવાડ, મેવાડ અને ઢુંઢાડ આદિ રાજપુતા-

નાના વિભાગોમાં રાજકુમારિકાઓને તથા ગૃહસ્થની બાલિકાઓને સ્ત્રી શિક્ષણની સાથે નર્તન પણ શીખવવામાં આવે છે.

મહાત્મા ભરતે જે કરણાત્મક તથા અંગહારાત્મક તાંડવના ભેદો બતાવ્યા છે, તે માત્ર રત્નાકર કવિએ રચેલ "હરવિજય" મહાકાવ્યના દ્વિતીય સર્ગની અંદર દ્રષ્ટિગોચર થાય છે. જેમ—

" आजघ्निरे स्वरविशेषकृतास्थमार्गं
चित्रप्रचारयतिपाणिलयाभिरामाः
विस्पष्टवाद्यविधयः करणानुबन्ध—
भाजः क्रमेण मुरजाः स्फुटमार्जनाङ्काः ॥

આમ षड्ज આદિ સ્વર વિશેષને વિષે રહેલ आलिप्त, अनालिप्त, गोमुख, स्व[illegible]स्तक એ ચાર પ્રકારના માર્ગ; પ્રહાર શબ્દ વાચક निगृहीत, अर्धनिगृहीत, અને मुक्त એ ત્રણ પ્રકારના હસ્ત; અથવ स्वस्तिक આદિ સમહસ્ત, सम અને विषम એવા બે પ્રચાર, તેમ स्रोतोमुख અને गोपुच्छाकृति આદિ યતિ વગેરેથી મુરજ (વાદ્ય[illegible] મૃદંગ) નું વગાડવું બતાવેલ છે, કે જે તાંડવથી પૂર્વે પ્રયોજાતા પ[illegible] ગનું અંગ છે. કરણનો અનુબન્ધ પણ એમાં દાખલ કરેલ છે.

आसारितेषु परिकल्पितसप्तभेद—
पर्याप्तशोभमथ ताण्डवमभ्यगायत् ॥ श्लो–२०

આમા તંડુ નામના ગણે શંકરની સન્મુખ सुकुमार અને आ[illegible] એવા બે ભેદથી વિભાગ પાડી ज्येष्ठ, मध्यम અને कनिष्ठ એવા [illegible] પ્રકારવાળા आसारितने વિશે आवाप, उद्घाप, निष्काम, विक्षेप, प्र[illegible] शमन અને सन्निपात એવા સાત ભેદ કલ્પી ताण्डव નામનું ગીતક [illegible] એ બતાવ્યું છે.

लीलाललामललिताभिनयप्रपञ्च-
संचारचारुरसभावदृशोऽभिनिन्युः ॥ श्लो-२१

આમાં કાન્તા આદિ રસની દ્રષ્ટિઓ, સ્નિગ્ધા આદિ ભાવની દ્રષ્ટિઓ, અને શૃંગાર આદિ રસના અભિનય કરી બતાવ્યાનું જણાવે છે.

आपीतपाटलसितेतरकुन्दगौर
देहत्विषो ललितनर्तनविभ्रमस्थाः
भ्रेमुर्गणाधिपतयोऽभिनयक्रियासु
मूर्ता रसा इव परिष्कृतरङ्गपीठाः ॥ श्लो-२२

આમાં અભિનયની ક્રિયાઓને વિષે મૂર્તિમાન્ રસો સમાન મણીય જણાતા, રંગપીઠને શોભાવનારા, લલિત નર્તનના વિભ્રમમાં સ્થિતિ પામેલા, અને જેઓના દેહની કાન્તિ ભિન્ન ભિન્ન છે એવા ગણાધિપતિઓ ભ્રમણ કરવા લાગ્યા, એવું બતાવેલ છે.

तेषां पुरः पुररिपौ विषमप्रयोग
नृत्तोपदेशरभसात्स्वयमुज्जिहाने;
पातालरन्ध्रमभवन्नतभूमिपीठ
निष्पिष्टशेषफणरत्नकणावकीर्णम् ॥ श्लो-२३

આમાં ગણાધિપતિઓની પાસે શંકર સ્વયં વિષમ પ્રયોગવાળા વેગથી અથવા હર્ષથી નાચવા લાગ્યા. અને તેથી નમેલા ભૂમિ પીસાએલ શેષની ફણાઓના રત્નકણથી અવકીર્ણ ( વેરાએલ ) રન્ધ્ર થઈ ગયું.

ભૂમિપીઠના નમવાથી અને શેષફણાના પીસાવાથી ઉદ્ધત નૃત્ત નાથી સમજી શકાય છે.

कल्माषयन्तु गगनं करवर्तनाभिः ॥ श्लो २९

આમાં આંગિક, વાચિક, આહાર્ય અને સાત્વિક એવા ભેદથી ચતુર્વિધ आवेष्टित, उद्वेष्टित, व्यावर्तित અને परिवर्तित નામના અંગુલીના અભિનયો બતાવ્યા છે.

तस्याङ्गहारकरणक्रमकम्पिमूर्ध्नः ॥ श्लो २७

આમાં स्थिरहस्त આદિ બત્રીશ અંગહારો અને तलपुष्पपुट આદિ એકસો આઠ કરણો ક્રમપૂર્વક કર્યાની પ્રતીતિ થાય છે.

विस्पष्टरेचकरयाकुलबाहुदण्ड ॥ श्लो २९

આમાં हस्त, पाद, कटि અને ग्रीवा એ ચાર પ્રકારના रेचकम हस्तरेचकનું ગ્રહણ કરેલ છે. રેચકનો અર્થ " ભ્રમણ " એવો થાય

व्यक्ताङ्गहारकरणक्रमकीर्यमाण ॥ श्लो ३६

આમાં સ્ફુટ એવા અંગહાર અને કરણની ક્રિયામાં ફેલાવેલા ! દંડના મંડલથી શંકરે કમ્પાયમાન કલ્પવૃક્ષ સમાન કૈલાસશૈલ સ: શોભાને ધારણ કર્યાનું પ્રતિપાદન કરેલ છે.

आरब्धनर्तनकराङ्गुलिकोटिभाग ॥ श्लो ३८

આમાં આરંભેલ નર્તનની અંદર કરાંગુલિના અભિનયો પ્રતીતિ થાય છે.

उद्दामरेचकरयभ्रमणानुबन्ध ॥ श्लो–३९

આમાં પણ ચાર પ્રકારના રેચકોમાંથી ग्रीवारेचकનું ગ્રહણ ક

लक्ष्मीपतेरिव निरर्गलदण्डपाद ॥ श्लो–४०

આમાં दण्डपाद નામના કરણનું ગ્રહણ કરેલ છે.

उच्चण्डताण्डवरसस्य विनिर्जगाम
मन्दाकिनी मधुरिपोरिव दण्डपादात् ॥ श्लो–४९

આમાં પણ તાંડવની અંદર दण्डपाद નામના કરણનું ગ્રહણ કરેલ છે.

आरब्धरेचकरयः कलयाञ्चकार ॥ श्लो-५३

આમાં आङ्गिक નામના મુરજના તાડનપૂર્વક રેચકલયના આરંભવાળી લીલા કર્યાનું વર્ણવેલ છે. ટીકાકાર મુરજના हरीतक्याकृति, अङ्कय, यवमध्य, ऊर्ध्वक, आङ्किक (आलिङ्ग्य) અને गोपुच्छाकृति એવા ७ ભેદ બતાવે છે.

चेतो जहार दयितारसभावहृद्य-
रूपा क्रिया पुररिपोः शुभहस्तदृष्टिः ॥ श्लो-५४

આમાં पताका આદિ હસ્ત અને कान्ता આદિ દ્રષ્ટિની ક્રિયા વર્ણવેલી છે.

ऊर्ध्वं विरच्यत तथा न च दण्डपादः ॥ श्लो-५६

આમાં પણ दण्डपाद નામના કરણનું ગ્રહણ કર્યું છે.

नृत्तक्रियासु विदधाविव साधुवादम् ॥ श्लो-५७

આમાં પણ નૃત્તક્રિયાનું પ્રતિપાદન કરેલ છે.

नृत्यन्विदूषकभुवं भुजगारिकेतुः ॥ श्लो-५८

આમાં શંકરની આગળ કાર્તિકેયે કેવી રીતે નૃત્ય કર્યું તે વર્ણવેલ છે.

एतानि तानि तलपुष्पपुटादिकानि ॥ श्लो-५९

આમાં ગણાધિનાથોએ तलपुष्पपुट આદિ કરણો અને स्थिरहस्त મનોહર અંગહારવિધિ કર્યાનું વર્ણવેલ છે.

इत्थं त्रिधात्मकरणं गणमण्डलीषु ॥ श्लो-६०

આમાં લાસ્ય, તાંડવ અને લાસ્યતાંડવમિશ્ર એવા ત્રણ પ્રકારના ..ુ સંબંધી ઉલ્લેખ છે.

इत्थं सलीलमभिनेयविजृम्भमाण-
विस्पृष्टभावरसवृत्ति निषेव्य नृत्तम् ।
सार्धं न्यवर्तत गणैर्विभुरुत्तमाङ्ग-
गङ्गातरङ्गकणसंभृतिभिन्नखेदः ॥ श्लो-६२

આમાં લીલા પૂર્વક અભિનેય ( નાટ્ય )ની અંદર વિજૃંભમાણ ( વૃદ્ધિ પામતા ) અત્યંત સ્પષ્ટ એવા ભાવ ( સ્થાયી, સાત્વિક, અને સંચારી ); રસ ( શૃંગાર આદિ ) અને વૃત્તિ ( ભારતી, સાત્વતી, કૈશિકી, આરભટી ) સંપન્ન નૃત્તનું સેવન કરી ઉત્તમ અંગવાળી ગંગાના તરંગ કણની સંભૃતિ (સમૂહ) થી ભેદાએલ છે ખેદ જેનો એવા વિભુ (શંકર) ગણોની સાથે નિર્વૃત્તિ પામ્યા. ”

આ તો માત્ર દાખલા તરીકેજ શ્લોકનાં અમુક અમુક પદો આં દાખલ કરેલાં છે. હરવિજય મહાકાવ્યનો દ્વિતીય સર્ગ તાંડ વર્ણનનોજ છે.

પ્રાચીન કાળમાં જેમ રૂપકના પ્રયોગો થતા હતા, તેમ નર્ત- પ્રયોગો પણ થતા હતા વાત્સ્યાયનસૂત્રના સામ્પ્રયોગિક પ્ર ગોષ્ટીબંધની હકીકત આવે છે; તેમાં લખ્યું છે કે મંડલના સભ્ ગ્રામના પ્રેક્ષાગૃહમાં નૃત્ય આદિ કલા જાણનાર સ્થાનિક પુરુષોને બહારથી આવતી મંડલીનો પ્રયોગ કરાવી સત્કાર કરવો. આ સિદ્ધ થાય છે કે રાજાઓ પોતાના રાજભુવનમાંજ પ્રેક્ષાગૃહ બં એટલુંજ નહિ, પરંતુ ગ્રામમાં પણ સભ્ય ગૃહસ્થો સાર્વજનિક પ્રેક્ષ નાટ્ય અને નૃત્યના પ્રયોગાર્થે બંધાવતા હતા.

વાત્સ્યાયનસૂત્રનો કર્તા ચાણાક્યજ છે. તે ઇ. સ. પૂર્વે શતકમાં થયો. મહાત્મા ભરતે લખેલ પૂર્વ રંગનાં “નાન્દી” સિ તમામ અંગો નર્તનના પ્રયોગમાં યોજાય છે. માત્ર નાન્દીજ રૂ

પ્રયોગમાં ઉપયુક્ત બને છે. તે નાન્દી પ્રેક્ષાગૃહના માલિક તરફથી કરવામાં આવે છે. “नान्द्यन्ते सूत्रधारः” નાન્દી થઇ રહ્યા બાદ સૂત્રધાર પ્રવેશ કરે છે. એવું દરેક નાટકોમાં હોવાથી “ નાન્દી સૂત્રધાર કરતો નથી ” એવું સિદ્ધ થાય છે.

સરસ્વતીકંઠાભરણમાં દ્રશ્ય કાવ્યના ૭ ભેદ બતાવ્યા છે.

“ आशीर्नान्दी नमस्कारो, वस्तुनिर्देश इत्यपि;
आक्षिप्तिका ध्रुवा चेति, शेषोध्येयं भविष्यति– ”

આશી:—“પરમેશ્વર તમારૂં પાલન કરો,અથવા તમારૂં કલ્યાણ કરનારા થાઓ ” એવા ભાવનાં વાક્ય હોય તે.

નાન્દી—રંગમંડપની અંદર મંગલાત્મક સ્વસ્તિવાચન કરાય તે.

નમસ્કાર—નમન કરવું તે.

વસ્તુનિર્દેશ—સ્વરૂપનું વર્ણન કરવું તે.

આક્ષિપ્તિકા—અધિત્સિત રાગ વિશેષ પ્રયોગ માત્રલ વચન હોય તે.

ધ્રુવા—પાત્રપ્રવેશ અને રસનું અનુસન્ધાન કરવામાં જેનું પ્રયોજન તું હોય તે.

આ ૭ ભેદોમાંથી આક્ષિપ્તિકા અને ધ્રુવાના પ્રયોગ માત્ર પ્રાચીન કોમાંજ જોવામાં આવે છે. “ વિક્રમોર્વશીય ” ના ચતુર્થ અંકમાં જન્યા અને ચિત્રલેખાના પ્રવેશનું સૂચન કરનારી આક્ષિપ્તિકા માં કરેલ છે:—જેમકે

“ प्रियसखिवियोगविमनाः, सखिसहिता व्याकुलासमुल्लपति;
सूर्यकरस्पर्शविकसिततामरसे सरोवरोत्सङ्गे ॥ ”

પ્રિય સખીના વિયોગથી દુભાએલ મનવાળી ચિત્રલેખા સહજન્યાની સખી સહિત વ્યાકુળ અવસ્થાએ સૂર્યના કર (કિરણ) સ્પર્શથી

જેમાં કમળ વિકાસ પામે છે એવા સરોવરના કિનારા પર વિલાપ કરે છે.

આક્ષિપ્તિકાનું લક્ષણ મહાત્મા ભરત લખે છે:—

" चञ्चत्पुटादितालेन, मार्गत्रयविभूषिता;
आक्षिप्तिका स्वरपदग्रथिता कथिता बुधैः ॥ "

બુધ જનોએ ચંચત્પુટાદિ તાલની સાથે માર્ગત્રયથી વિભૂષિત, અને સ્વર તથા પદથી ગ્રથેલી આક્ષિપ્તિકા કથેલી છે. પાત્રપ્રવેશમાંજ તેનો નિવેશ કરવામાં આવે છે.

આ સિવાય મુરારિ અને રાજશેખરે પણ પ્રાવેશિકી ધ્રુવાનો પ્રયોગ કરેલો છે. મુરારિ કવિનાં કાવ્યની પ્રશંસામાં કોઇએ કહ્યું છે:—

" मुरारिपदलिप्साचेत्तदा माघे रतिं कुरु
मुरारिपदलिप्साचेत्तदा माघे रतिं कुरु ॥ "

જો મુરારિ કવિનાં પદ સમજવાની સ્પૃહા હોય તો માઘ રચેલ કાવ્યોમાં પ્રીતિ કર. અને જો મુરારિ (શ્રી કૃષ્ણ)નાં પદ ( ની સ્પૃહા હોય તો अघे रतिं मा कुरु પાપને વિષે પ્રીતિ કર નહીં.

વળી કોઈ કહે છે:—

" भवभूतिमनादृत्य, निर्वाणमतिना मया;
मुरारिपदचिन्तायामिदमाधीयते मनः "

નિર્વાણ ( વૈરાગ્ય પરાયણ ) મતિવાળો હું ભવભૂતિ ( સંસ સમૃદ્ધિ અથવા ભવભૂતિ કવિની કૃતિ ) નો અનાદર કરી મુરારિપદ કૃષ્ણનાં ચરણ અથવા મુરારિ કવિનાં બનાવેલ પદ ) ના ચિન્તવ મનને જોડું છું. "

અર્વાચીન નાટયકારમાં કવિરાજ દલપતરામે " મિથ્યાભિમા

નાટકમાં "મેલ મિથ્યા અભિમાન, મનવા ! મેલ મિથ્યા અભિમાન" એ ગાયન મૂક્યું છે, તે પણ પ્રાવેશિકી ધ્રુવા જેવું જ છે. હાલ પણ ગ્રીક કોરસની પેઠે ધ્રુવાનો ઉપયોગ કર્યો હોય તો રુચિકર થઈ પડે ખરો.

ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્ર ધ્રુવાથી વિલક્ષણ એક **चर्चिका** નામનો ભેદ બતાવતાં કહે છે કે—જ્યારે એક વિષય સમાપ્ત થતાં જવનિકા (ચિત્રપટ) પાત કરી પાત્ર ગણ અન્ય વિષય બતાવવા પ્રવૃત્ત થાય ત્યારે જ પટક્ષેપની સાથે જ નેપથ્યમાં "ચર્ચિકા"ની આવશ્યકતા છે; કેમકે એના વિના અભિનય શુષ્ક થઇ જાય છે. જ્યાં ઘણા સ્વરને ભેળા કરી વાદ્ય વગાડવું અથવા ગાયન કરવું, તેને **चर्चिका** કહે છે. એમાં નાટકની કથાને ઘટે તેવાં ગીતોનું અથવા રાગોનું વાગવું યોગ્ય છે. આ ભેદ પણ આધુનિક નાટકમાં યુક્તિપુરઃસર યોજવામાં આવે તો આનંદદાયક થઇ પડે ખરો.

રૂપક તથા ઉપરૂપકમાં અંક અને વીથી જેવા ન્હાના ન્હાના [illegible]ોગોનાં નામ મળી આવે છે; એ ઉપરથી એમ સમજાય છે કે શરૂ-[illegible]ાં એવા એવા ન્હાના ન્હાના પ્રયોગો રચાઇ ભજવાતા હશે, પણ [illegible]મ દ્રશ્ય સાહિત્ય ખીલ્યું, કેળવાયું, અને સંપૂર્ણ અંગવાળાં [illegible]ો પ્રકાર પ્રચલિત થયો; તેમ તેમ તેવા તેવા ન્હાના ખેલો સમાઇ [illegible]ખાતા બંધ પડ્યા.

નાટક, પ્રકરણ, ભાણ તથા પ્રહસન એ **रूपक**, અને ત્રોટક તથા [illegible] એ **उपरूपक**. તેમાં ત્રોટક નષ્ટપ્રાય છે, તે કેટલાએક વખત [illegible] સંગીતને આધારે રહ્યું હશે; પરંતુ હાલ તેનું એકે ઉદાહરણ ઉપ-[illegible] નથી. વિક્રમોર્વશીયને ત્રોટક સંજ્ઞા લગાડી છે; પરંતુ કાલિદાસે [illegible]ાટકનું જ નામ આપેલું છે. "**प्रत्यङ्कं सविदूषकम्**" એ ત્રોટકનું [illegible] જોતાં વિક્રમોર્વશીયના ચોથા અંકમાં વિદૂષક બિલકુલ નથી.

કવિઓ માત્ર ઇતિહાસ લખીનેજ બેસી રહેતા નથી કલ્પિત. પ્લૉટ લખનારા કવિઓ પણ હોય છે. તેથી "પ્રકરણ" રચ્યું, તેના ઉદાહરણ તરીકે "માલતીમાધવ" અને "મૃચ્છકટિક" એ બે છે. "ભાણ" અને "પ્રહસન" રચ્યાં, તે લોકરુચિને સંતોષવા માટે છે. કારણકે પ્રહસનમાં હલકો હાસ્યરસ છે, માટે લોકો ખુશી થાય છે. તેમાં બે બાબત જોવાની છે. એક તો હાસ્ય રસનો ખેલ અને બીજું દુરાચારને નિન્દ કાઢવાનું સાધન. એ પ્રહસન કેટલેક અંશે ઇંગ્લિશમાં "સેટાયર" મળતું છે. "ભાણ" લોકોને ખુશી કરવા માટે છે. એમાં એકજ પા ઘણી ચેષ્ટાઓનું અનુકરણ કરે છે, જેથી લોકો ખુશી થાય છે. વળ તેમાં ઉઘાડો શૃંગાર આવે છે;તે ઘણે ભાગે યાત્રા અને મેળામાંજ ભજવાય છે. નાટક, પ્રકરણ, અને નાટિકા વિદ્વાન તથા રાજા પાસેજ ભજવાય છે. વ્યાયોગના કેટલાએક નમૂના છે; અને તે બહુધા રાજાઓન વિજયની ખુશાલીને પ્રસંગે ભજવાય છે. દાખલા તરીકે—પાર્થ પરાક્ર અને નિર્ભયભીમ એ ભોળાભીમના દરબારમાં ભજવાયાં, તે પ્રહ્લા અને દેવનાં લખેલાં છે; કે જેઓ ભોળા ભીમના સામંતો હતા. (પ્રહ્લાદપુરનું અસલ નામ પ્રહ્લાદપત્તન હતું. આ સિવાય રૂપક તથા પકના દાખલાઓ મળી આવે છે. તે દશમા શતક પછીના છે, ર લક્ષણ જોઈને પછીથીજ લખાયા છે. બીજાનાં નામ આપેલાં છે, મળી આવતાં નથી. કારણ કે તે તે વિષયો ઉપર સ્વતંત્ર પુસ્તકો એલાં જણાતાં નથી, પરંતુ તે સંબંધી પુસ્તક રચવાં યોગ્ય છે; સંસ માટે વિષયનાં નામ આપેલાં છે. દાખલા તરીકે ત્રિપુરદાયક. દ વકાર"ના દાખલા તરીકે સમુદ્રમથન. આ બન્ને પુસ્તકો લખા વ નથી, માત્ર નામજ આપેલાં છે.

જેઓનાં રૂપકો લિપિબદ્ધ થઈ હાલ અસ્તિત્વ ધરાવે છે, આ

સૌથી પહેલો "મૃચ્છકટિક પ્રકરણ"નો લેખક શૂદ્રક છે. શૂદ્રક પછી રામીલસૌમિલ નામે કોઇ કવિ થઇ ગયા છે, જેનાં નામ સાથે લખાએલાં છે.

"સુભાષિત હારાવલિ" માં એક શ્લોક છે:—

तौ शूद्रककथाकारौ, रम्यौ रामीलसौमिलौ;
काव्यं ययोर्द्वयोरासीदर्धनारीश्वरोपमम् ॥

શૂદ્રકની કથા કરનાર રમ્ય (સુન્દર) રામીલસૌમિલ થઈ ગયા, જે બન્નેનાં કાવ્ય અર્ધનારીશ્વર (શિવપાર્વતી) ની ઉપમાને ધારણ ...રનારાં હતાં.

એજ અરસામાં, અગર એથી કાંઇ આગળ પાછળ ભાસ નામ... કવિ થએલ છે; તેણે ઘણાં નાટકો બનાવી પરીક્ષા કરવા માટે અ...માં નાંખ્યાં. તમામ નાટકો બળી ગયાં, માત્ર स्वप्नवासवदत्त નામનું ...ળ્યું નહિ; જેથી તે ગ્રન્થનું નામ માત્ર જાણવામાં છે. "સૂક્તિ... " માં લખ્યું છે:—

भासनाटकचक्रेऽपि, च्छेकैः क्षिप्ते परीक्षितुम्,
स्वप्नवासवदत्तस्य, दाहकोऽभून्न पावकः

...સનો લખેલ નાટકસમુદાય પરીક્ષા અર્થે અગ્નિમાં ફેંકતાં સ્વપ્નવાસદત્તનો દાહક (બાળનાર) થયો નહિ.

...ચરિતના પ્રારંભમાં બાણભટ્ટે પણ લખ્યું છે:—

सूत्रधारकृतारम्भैर्नाटकैर्बहुभूमिकैः
सपताकैर्यथा लेभे, भासो देवकुलैरिव ॥

...ધારે (ઈમારત ચણનારે) આરંભ કરાએલાં, બહુ ભૂમિકા

(વિભાગ)વાળાં, અને પતાકા (ધ્વજા) યુક્ત દેવમન્દિરોથી જેમ કોઇ યશ પ્રાપ્ત કરે; તેમ સૂત્રધારથી આરંભાએલાં, ઘણી ભૂમિકાવાળાં અને પતાકા નામના સ્થાનથી સંયુક્ત નાટકોવડે ભાસ કવિએ મહાન યશ મેળવ્યો.

ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્ર લખે છે:—

મધ્ય સમયના નાટકકારોમાં કવિકુલગુરુ કાલિદાસ મુખ્યતમ

" पुरा कवीनां गणनाप्रसङ्गे,
कनिष्ठिकाऽधिष्ठितकालिदासा;
अद्यापि तत्तुल्यकवेरभावा-
दनामिका सार्थवती बभूव ॥

પૂર્વે કવિ લોકોની ગણનાના પ્રસંગમાં કનિષ્ઠિકા અંગુલી ઉ કાલિદાસે અધિષ્ઠાન કર્યું. આજ દિવસ પર્યન્ત એના જેવા કવિ અભાવથી અનામિકા અંગુલી નામ પ્રમાણે ગુણવાળી અર્થાત્ અ મિકા (નામ વગરની) જ રહી.

ભવભૂતિ અને ધાવક બીજી શ્રેણિમાં છે. ભવભૂતિની કરતાં કોઈ એક કવિએ લખ્યું છે:—

" भवभूतेः सम्बन्धाद्भूधरभूरेव भारती भाति
एतत्कृतकारुणये, किमन्यथा रोदिति ग्रावा ॥ "

ભવભૂતિના સંબન્ધથી સરસ્વતી પર્વત જેવી ભાસે છે, ન હોય તો ભવભૂતિના કરેલ કરુણ રસમાં પત્થર કેમ રુદન

રાજશેખર, જયદેવ, ભટ્ટ નારાયણ અને દંડી ઈત્યાદિ ણિમાં છે. દંડીની પ્રશંસા કરતાં કોઇ એક લખે છે:—

" जाते जगति वाल्मीके, कविरित्यभिधाऽभवत्;
कवी इति ततो व्यासे, कवयस्त्वयि दण्डिनि ॥ "

જગતમાં વાલ્મીકનો જન્મ થતાં कविः ( એક કવિ ), વ્યાસનો જન્મ થતાં कवी ( બે કવિ ), અને દંડીનો જન્મ થતાં कवयः ( ત્રણ કવિ–ઘણા કવિ ) એ રીતે સંજ્ઞા પડી.

त्रयोऽग्नयस्त्रयोवेदास्त्रयो देवास्त्रयो गुणाः
त्रयो दण्डिप्रबन्धाश्च, त्रिषुलोकेषु विस्तृताः ॥

જેમ ત્રણ અગ્નિ, ત્રણ વેદ, ત્રણ દેવ, અને ત્રણ ગુણ ત્રિલોકીાં જાહિર છે; તેમ દંડીના પણ ત્રણ પ્રબન્ધો પ્રસિદ્ધિ પામ્યા છે."

પ્રસિદ્ધ કવિ કાલિદાસ અને દંડીની સ્પર્દ્ધિની બે સ્ત્રી કવિઓ તે સતે હતી. તેમાં એકનું નામ વિજ્જકા, અને બીજીનું નામ વિજયા

વિજ્જકાએ પોતે લખ્યું છે:—

" नीलोत्पलदलश्यामा, विज्जकां मामजानता;
वृथैव दण्डिना प्रोक्तं, सर्वशुक्ला सरस्वती ॥ "

નીલકમલના દલ સરખી શ્યામ એવી મને નહિ જાણનારા દંડી સરસ્વતી સર્વશુક્લા છે" એમ વૃથા જ કહ્યું છે.

" सरस्वतीव कर्णाटी, विजयाङ्का जयत्यसौ;
या वैदर्भगिरां वासः कालिदासादनन्तरम् ॥ "

ર્ણાટક દેશમાં ઉત્પન્ન થએલી વિજયા નામની સ્ત્રી વિજય પામે છે જે કાલિદાસ પછી વૈદર્ભી રીતિની વાણીનો નિવાસ છે.

ના શતકમાં चन्द्रक નામના નાટકનો લખનાર કોઈ એક કવિ જન્મ પામ્યો હતો, તેણે ઘણાં નાટકો લખેલાં; પરંતુ તેમાંક ઉપલબ્ધ નથી.

પ્રાચીન ઇતિહાસના લેખકો લખે છે કે—શ્રીહર્ષ કાલિપૂર્વે થયેલ છે, કેમકે—" માલવિકાગ્નિમિત્ર " માં કાલિદાસે

ધાવકનું નામ લીધું છે. "રાજતરંગિણી" માં હર્ષ નામક રાજા દર્શાવ્યો છે, તે વિક્રમાદિત્યની પછવાડે આશરે સો વર્ષ પછી થએલો છે. અનન્તદેવક નામનો રાજા ભોજના વખતમાં હતો. અનન્તનો પુત્ર કલશ થયો, તેણે આઠ વર્ષ રાજ્ય કર્યું હતું. કનિંગહમના મતથી શ્રીહર્ષ ઇ. સ. ૧૦૮૮ માં, અને વિલ્સનના મતથી ઈ. સ. ૧૦૫૪ માં થયો હતો. યદ્યપિ રાજતરંગિણીકારે હર્ષને લખ્યો છે, પરંતુ તેનું ધાવક એવું નામ તેમજ તેણે બનાવેલા ર વલી આદિ ગ્રન્થ બાબત કાંઇ લખ્યું નથી. રાજતરંગિણીકારના પ્રમાણે શ્રીહર્ષના સમયમાં અત્યન્ત ઉપદ્રવ રહ્યા કરતો, ચારે રાજકુમારોના તથા ઉચ્ચ લોકોના રુધિરની નદીઓ ચાલી હતી. શ્રી સ્વામી દયાનન્દની માફક મૂર્તિપૂજાથી વિરુદ્ધ હતો, અને એટલાજ કશ્મીરની પ્રજા તેને तुरुष्क (યવન) કહી પુકારતી હતી. એ વાત રથી સિદ્ધ થાય છે કે ધાવક નામવાળો શ્રીહર્ષ કોઇ અન્ય હશે, કશ્મી રાજા નહિ. અથવા માલવિકાગ્નિમિત્રનો કર્તા કાલિદાસ તે વિશ્વવિ શાકુન્તલ નાટકનો કર્તા કાલિદાસ નહિ; કારણકે શાકુન્તલ ર વિકાગ્નિમિત્રની ભાષામાં ભેદ નથી, પરંતુ કાવ્યની ઉત્તમતા મ આકાશ પાતાલનો અંતર છે.

હાલ જે भरतनाट्यशास्त्र ઉપલબ્ધ છે, તે કવિકુલ કાલિદાસ પછી લખાયું હોય એમ પ્રતીતિ થાય છે. કારણ કે કાલિદાસનાં નાટકો भरतनाट्यशास्त्रના નિયમોને બધી રીતે નથી. ત્યાર પછીનાં નાટકો भरतनाट्यशास्त्रના નિયમોને વિધિ કરે છે. ઉક્ત નાટ્યશાસ્ત્રમાં જે છન્દોનાં પ્રાકૃત ઉદાહરણો છે, સેની પ્રાકૃતમાં છે. અને ઇ. સ. ના પહેલા સૈકાથી મહારા કવિતાની ભાષા ગણાતી આવી છે. શૌરસેની પ્રાકૃત પાલી અ

માગધીથી અર્વાચીન છે. એ બન્નેનો પરમ અવધિ ઇ. સ. પૂર્વે છઠ્ઠું શતક છે. આવાં કેટલાંએક કારણોથી સિદ્ધ થાય છે કે—હાલનું નાટ્યશાસ્ત્ર ઈ. સ. પૂર્વેનું નથી; પણ પછીથી લખાએલું છે. હાલ જે નાટ્યશાસ્ત્ર કારિકારૂપે છે, તે પ્રથમ સૂત્રરૂપે હોવું જોઈએ. કારણ કે તેમાં કારિકા ઉપરાંત સૂત્રો પણ છે.

**भरतनाट्यशास्त्र**નું અમોએ અક્ષરશઃ ભાષાન્તર કર્યું નથી, કારણકે મૂળ ગ્રન્થ ઘણી જગોએ અશુદ્ધ તેમજ ત્રુટિત છે. વળી તેમાં નાટકોના ભેદ, તેના સન્ધિઓ, રસો, અને ભાવોનાં લક્ષણ માત્ર આપ્યાં છે; પણ ઉદાહરણો આપ્યાં નથી. એટલા માટે યથાસ્થિત મૂળ ગ્રન્થની અશુદ્ધતાને તેમજ ત્રુટિતપણાને **संगीतरत्नाकर** આદિ ગ્રન્થોની સહાયતાથી સુધારી ઉદાહરણોને માટે **रसतरङ्गिणी** તથા **साहित्यदर्पण** વગેરે સંસ્કૃત ગ્રન્થોનો આધાર લઈ સ્વતંત્ર લેખની પેઠે આ નાટ્યશાસ્ત્ર લખ્યું છે.

સંસ્કૃત કવિઓને માટે આર્યા તથા ગીતિની અંદર વિષમમાં જ ગણનો નિષેધ છે. પરંતુ દોહા, ચોપાઇ, આદિ ચતુષ્પદ છન્દો પ્રાકૃતમાં ... કે તેમાં એ બન્ધન સચવાયું જણાતું નથી. વળી માનનીય સાક્ષર ...ડભાઇ ઉદયરામ વગેરેએ પણ એ નિયમ જાળવ્યો નથી. જેથી ... પણ ગીતિની અન્દર વિષમસ્થાને જગણનો પ્રયોગ કરવાની છૂટ ...છે.

હું તથા મ્હારા શિષ્ય કેશવલાલ હાલમાં વાંકાનેરના મહારાજ રાણાશ્રી અમરસિંહજી બહાદુરની આજ્ઞાથી "શ્રી ઝાલાવંશવારિધિ" ...મા ગ્રન્થ લખવામાં રોકાએલા હોવાથી નાટ્યશાસ્ત્રનાં પ્રુફ સુધારવા... કામ અમો જાતે કરી શક્યા નથી. એટલાજ માટે પુસ્તકની ...ના ભાગમાં વિસ્તારપૂર્વક શુદ્ધિપત્ર આપેલ છે. છતાં કયાંઈ અશુદ્ધિ ...ોચર થતી હોય તો ગુણગ્રાહી સહૃદય સાક્ષરોએ સુધારી વાંચી લેવા કૃપા કરવી.

નાટયનાં સમ્પૂર્ણ અંગોને હજી હું પણ બરાબર સમજી શકયો નથી; તોપણ તેને કેટલેક અંશે પ્રસિદ્ધિમાં લાવવા બનતો પ્રયત્ન કર્યો છે. એ ઉપરથી કોઈ સાહિત્યપ્રેમી તેમજ ઉત્સાહી સાક્ષર મારા આ લઘુ શ્રમને ધ્યાનમાં લઈ નાટયના અંગો સંબન્ધી વિશેષ શોધ તેમજ સ્ફુટપણાની નોટ કરી મ્હને સૂચના કરશે, તો તે મહાશયનો હું મ્હોટો ઉપકાર માનીશ; અને નાટયશાસ્ત્રની બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે છપાવીશ.

વાંકાનેર,<br>
તા. ૧-૬-૧૧<br>
વિ. સં. ૧૯૬૭ના જ્યેષ્ઠ<br>
શુદિ ૫ ગુરુવાર.

નથુરામ સુન્દરજી શુકલ,<br>
વાંકાનેર નિવાસી.



# નવીન નાટયપ્રણાલી.

નવીન નાટ્યપ્રણાલીના સંબન્ધમાં ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્ર લખે છેઃ—

આંજકાલ યૂરોપનાં નાટકોની છાયા ઉપર જે નાટક લખાય છે, અને ..ંગ દેશમાં જે ચાલનાં ઘણાં નાટકો લખાઇ ચૂકયાં છે; તે સર્વ નવીન ભેદમાં પરિગણિત છે.

પ્રાચીનની અપેક્ષા અને નવીનની પરમ મુખ્યતા એ વારંવાર દ્રશ્યોના ..દલવામાં છે. એજ હેતુથી એક એક અંકમાં અનેક અનેક ગર્ભાંકોની ..લ્પના કરવામાં આવે છે; કેમકે આધુનિક સમયમાં નાટકના પ્રયોગોની સાથે ..વિધ દ્રશ્યો ( દેખાવો )નું દેખાડવાનું આવશ્યક સમજવામાં આવ્યું છે.

અંક અને ગર્ભાંકોની કલ્પના એવી હોવી જોઇએ કે—પાંચ વર્ષના ..ખ્યાનનું એક નાટક છે, તો તેમાં વર્ષ વર્ષના ઇતિહાસનો એક એક અંક; ..ને એ અંકની અંદર વિશેષ વિશેષ સમયોના વર્ણનનો એક એક ગર્ભાંક. ..થવા પાંચ ઘટના વિશિષ્ટ કોઇ નાટક છે, તો તેમાં પ્રત્યેક ઘટનાના સમ્પૂર્ણ ..નો એક એક અંક; અને ભિન્ન ભિન્ન સ્થાનોમાં વિશેષ ઘટનાન્તર્ગત ..ટનાઓના વર્ણનનો એક એક ગર્ભાંક.

નવીન નાટકના મુખ્ય બે ભેદ છે—

૧. નાટક. ૨. ગીતિરૂપક.

..માં કથાભાગ વિશેષ અને ગીતિ ન્યૂન હોય તે "નાટક."

..તિ વિશેષ હોય તે "ગીતિરૂપક."

.. દ્વિવિધ નાટક કથાઓના સ્વભાવથી અનેક પ્રકારનાં બને છે; પરંતુ ..ખ્ય ભેદ નીચે મુજબ છે.

સંયોગાન્ત—પ્રાચીન નાટકો પ્રમાણે જેની કથા સંયોગ ઉપર સમાપ્ત થાય તે.

વિયોગાન્ત—જેની કથા નાયક નાયિકાનાં મરણ, અથવા બીજી કોઇ સાપવાદ ઘટના ઉપર સમાપ્ત થાય તે.

૩. મિશ્ર—જેની અંદર છેવટે અમુક માણુસોનું મરણુ અને અમુક માણુ-
સોનું મિલન થાય તે.

નવીન નાટકોની રચનામાં શૃંગાર, હાસ્ય, કૌતુક, સમાજસંસ્કાર અને દેશવાત્સલ્ય એ પાંચ મુખ્ય ઉદ્દેશ હોવા જોઈએ. તેમાં શૃંગાર તથ હાસ્ય સ્પષ્ટ ( લક્ષણુ વિના સમજી શકાય તેવા ) છે. લોકોના ચિત્તવિનોદા કોઇ યન્ત્રદ્વારાએ અથવા કોઇ અન્ય રીતે અદ્ભુત ઘટના દેખાડવામાં આવે તે “ કૌતુક ” કહેવાય છે. સમાજસંસ્કાર સંયુક્ત નાટકોમાં દેશની કુરી તિનું દિગ્દર્શન કરાવવું એ મુખ્ય કર્તવ્ય છે; તે ઉપરાંત શિક્ષાની ઉન્નતિ, લ સંબન્ધી કુરીતિનું નિવારણુ, અથવા ધર્મસંબન્ધી જુદા જુદા વિષયોનું સં ધન પણુ હોવું જોઇએ. દેશવાત્સલ્ય વિષયક નાટકોને ભણુનાર અથવા જો રના હૃદયમાં દેશાનુરાગ ઉત્પન્ન થવો જોઇએ. તેવાં નાટકો પ્રાયઃ (ઘણે ભા કરુણુ તેમજ વીર રસનાં હોય છે. ઉપર કહેલા પાંચ ઉદ્દેશોને તજી વીર સખ્ય ઇત્યાદિ અન્ય રસોમાં પણુ નાટકો બને છે.

પ્રાચીન સમયમાં સંસ્કૃત ભાષાની અંદર મહાભારત આદિનાં કે પ્રસિદ્ધ વૃત્તાન્ત, અથવા કવિ પ્રૌઢોક્તિથી ઉત્પન્ન થએલ કથા, અથવ કલ્પિત આખ્યાયિકાનું અવલંબન કરીને નાટક આદિ દશ પ્રકારનાં અને નાટિકા આદિ અષ્ટાદશ उपरूपक લીપીબદ્ધ થઈ સહૃદય સ તાત્કાલિક રુચિ અનુસાર કોઇ રાજાઓના અથવા રાજકીય ઉચ્ચપદવ ષિક્ત ( અભિષેક કરાએલ ) લોકોની નાટ્યશાળામાં અભિનીત થત ( ભજવાતાં હતાં ).

અભિનય આદિના સમ્બન્ધમાં પ્રાચીન કવિઓ પોતાની અને વર્ગની રુચિ અનુસાર નાટક આદિ दृश्यकाव्य રચી સામાજિક જનોને પ્રસન્ન કરી ગયા છે; પરંતુ અર્વાચીન કવિઓની તથા સામાજિક રુચિ તેથી વિલક્ષણુ હોવાને લીધે પ્રાચીન મતાવલંબી નાટકો લ યથાર્થ ( જેવો જોઇએ તેવો ) બોધ થતો નથી.

જે સમયમાં જેવા સહૃદય જન્મ ગ્રહણુ કરે, અને દેશની નીતિ

...હ જેવા રૂપથી ચાલતા હોય, તે સમયમાં તેવા પુરુષની આન્તરિક વૃત્તિ ...મજ દેશની નીતિ રીતિ એ ઉભયનું યથાર્થ અવલોકન કરી નાટક આદિ ...શ્યકાવ્ય પ્રકાશમાં લાવવું.

નાટક આદિ દ્રશ્યકાવ્ય પ્રસિદ્ધિમાં લાવવું હોય તો પ્રાચીન સમસ્ત ...તિને તજી દેવી એ પણ યોગ્ય નથી. કારણ કે જે સર્વ પ્રાચીન રીતિ વા ...દ્ધતિ આધુનિક લોકોના મતનું પોષણ કરનારી હશે તે સર્વનું અવશ્ય ...હણ થશે.

... નાટ્યકળાકૌશલ્ય બતાવવાને દેશ, કાલ, અને પાત્રગણ પ્રત્યે વિશેષ ...ષ્ટિ રાખવી ઘટે છે. લોકવ્યવહારથી વિલક્ષણ ન સંભવે તેવાં કાર્યનો ઉતારો ...જો પૂર્વે હૃદયને હર્ષ આપનાર બનતો, તેવો વર્તમાન કાળમાં થતો નથી.

... હવે નાટક આદિ દ્રશ્ય કાવ્યમાં અસ્વાભાવિક સામગ્રીનું પોષણ કરનાર ... સહૃદય સભ્યમંડળમાં અત્યન્ત રુચિકર થતાં નથી. વર્તમાન સમયે ...ાવિક રચના સભ્યગણના હૃદયને હરનારી બને છે. એટલા માટે અલૌ- ...વિષયનો આશ્રય કરી નાટક આદિ દ્રશ્યકાવ્ય પ્રસિદ્ધિમાં લાવવું એ ...થી.

...માં ક્યાંઇ आक्षिप् આદિ નાટ્યાલંકાર, ક્યાંઇ पक्करी, ક્યાંઇ ... ક્યાંઇ संस्फेट અને ક્યાંઇ पञ्चसन्धि અથવા ...અન્ય વિષયોની સાંપ્રત સમયે કાંઇ આવશ્યકતા નથી. ...સંસ્કૃત નાટકની પેઠે પ્રાકૃત નાટકમાં એનું અનુસન્ધાન કરવું, ... નાટકના અંગમાં એ વિષયો યત્નપૂર્વક દાખલ કરીને પ્રાકૃત ...વું, એ વ્યર્થ છે. કેમકે પ્રાચીન લક્ષણ રાખીને આધુનિક ...ની શોભા સંપાદન કરવા જતાં વિપરીત ફળ પ્રાપ્ત થાય છે. ...ક આદિની રચના અર્થે મહાત્મા ભરત મુનિ ઘણા નિયમો ...છે; તેમાંથી જે પ્રાકૃત નાટકની રચનામાં ઉપયોગી હોય, અને જે ...દય લોકોમાં રૂચિ ઉપજાવનારા હોય તેજ નિયમો ગ્રહણ કરવા.

... લખવાનો પ્રારંભ કરી જે મનુષ્ય પરંપરાથી ચમત્કારજનક

નાટકની રચનામાં શૈથિલ્ય દોષ કદી ન આવવો જોઈએ. નાયકનાયિકા દ્વારાએ કોઈ કાર્ય વિશેષનો સમારંભ કરી તેને અપૂર્ણ રાખવું, અથવા કોઈ અન્ય વ્યાપારનો આરંભ કરી તેના મૂળનું ઉચ્છેદન કરવું, એ પણ ન રચનાનો ઉદ્દેશ નથી. જે નાટકની ઉત્તરોત્તર કાર્ય પ્રણાલી જોઇ પ્રેક્ષકજનો આગળ કહેવાઈ ગયેલી વાતને ભૂલી જતા જાય, તે નાટક કદાપિ પ્રશંસાપા થતું નથી. જે લોકો માત્ર ઉત્તમોત્તમ વસ્તુઓને એકત્ર કરી ગુંથે છે; અ તેને ઉત્તમ મધ્યમ, અને અધમ એવા ત્રણ સ્થાનના વિચારપૂર્વક વર્ણવે ' તથા તેમાં જે પાત્રની જેવી પ્રકૃતિ તે પાત્રના તેવા ભાવોને ચીતરવા સમર્થ' એજ કાવ્યપ્રેમી રસિક મંડલને અપૂર્વ આનન્દ આપી શકે છે. આવા ઉત્ત હેતુના આશ્રયથીજ કાલિદાસ, ભવભૂતિ અને સેક્સપીઅર દુનિયામાં અ બની ગયા છે. કાંઈ પણ સામગ્રીના સંગ્રહ વિના નાટક લખનાર, અને ર સંકલ્પ કરી નાટક લખનાર, એ બન્નેનો પરિશ્રમ વ્યર્થ બને છે. જેણે નાટક લખવાની ઈચ્છા થાય તો તેણે પ્રથમ " નાટક કોને કહે છે ? બરાબર જાણવું જોઇએ, અને પછી નાટકકારને રૂપે અરસપરસ ગએલા ભાવોમાં માનવપ્રકૃતિનું દિગ્દર્શન કરવું જોઈએ. જેણે ભિન્ન માનવપ્રકૃતિનું અવલોકન ન કર્યું હોય તે મનુષ્ય જાતિના આ[illegible] વિશુદ્ધરૂપે પ્રકાશિત કરી શકતા નથી.

ભિન્ન ભિન્ન માનવપ્રકૃતિનું અવલોકન કરી કરમાં લેખિની ધ વાના હેતુથીજ કાલિદાસનું અભિજ્ઞાનશાકુન્તલ, અને સેકસપીઅરના તથા હેમલેટ નાટકો એટલાં બધાં વિખ્યાત થયાં છે કે જેનો પૃથ્વ વિભાગોમાં એકી સાથે આદર થાય છે.

માનવપ્રકૃતિનું પરિપૂર્ણ અવલોકન કરવું હોય તો વિવિ ભ્રમણ કરી નાના પ્રકારના લોકોની સાથે કેટલાએક વખતસૂ કરવો જોઇએ, જુદા જુદા ગાયક સમાજમાં જઈ વિવિધ પ્રકારના સાંભળવા જોઇએ, નાના પ્રકારના ગ્રન્થોનું અધ્યયન કરવું જોઈ અશ્વરક્ષક, ગોરક્ષક, દાસ, દાસી, ગામડીયા, અને દસ્યુ ( ચોર ) અ પ્રકૃતિ સાથે તથા સામાન્ય લોકોની સાથે વાર્તાલાપ કરવો જોઇએ.

સિવાય માનવપ્રકૃતિ ( મનુષ્યનો સ્વભાવ ) જાણી શકાતી નથી. મનુષ્યની મનોવૃત્તિને જેમ એક બીજા જોઈ શકતા નથી, તેમ તેના હૃદયસ્થ ભાવો પણ અદ્રશ્ય હોય છે. તે કેવળ કેટલાએક બાહ્ય કાર્ય ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ રાખવાથી તેમજ બુદ્ધિબળથી સમજી શકાય છે. મનુષ્યપ્રકૃતિ જાણ્યા સિવાય કોઈ પ્રકરણ દ્વારાએ નાટક લખવું એ જખ મારવા જેવું છે.

જે માણસ રાજનીતિ, ધર્મનીતિ, આન્વીક્ષિકી, દંડનીતિ, સન્ધિ વિગ્રહ આદિ રાજગુણ, મન્ત્રચાતુરી, કરૂણ આદિ રસ, વિભાવ અનુભાવ સંચારી ભાવ સાત્વિકભાવ; તેમજ વય, વૃધ્ધિ અને સ્થાન આદિ ત્રિવર્ગની સમાલોચના કરવામાં સારી રીતે સમર્થ હોય એજ નાટક લખવા માટે કરકમલમાં લેખિની ધારણ કરી શકે છે.

સ્વદેશી તથા પરદેશી સામાજિક રીતિ, વ્યાવહારિક રીતિ અથવા પધ્ધતિ-નનું ફળ અને પરિણામ એ ત્રણેનું વિશેષ અનુસન્ધાન કરવું; એ રચના યશસ્વી નિવડવાનો ઉત્તમ ઉપાય છે.

... અને વાણી એ બન્ને પાત્રની યોગ્યતા અનુસાર હોવાં જોઈએ. ... પાત્રને બહુમૂલ્ય વસ્ત્રાલંકાર ધારણ કરાવવાં એ સ્વભાવ વિરૂધ્ધ છે ... પાત્રના મુખમાં પંડિતની પેઠે વિશેષ સંસ્કૃત ગર્ભિત ભાષણ ... પણ અસ્વાભાવિક લેખાય છે.

...ત્મા ભરતે પાત્રના સ્વભાવને અનુકૂલ ભાષણ યોજવાનું સવિસ્તર ... છે. જો કે એમાંના "નાન્દીરચના" આદિ વિષયના નિયમો ...માં યોજવા યોગ્ય નથી, પરંતુ પાત્રના સ્વભાવ સબન્ધી નિયમો ગ્રહણ કરવા યોગ્ય છે.

...ના પઠનમાં અથવા દર્શનમાં સ્વભાવની રક્ષા એ એક પ્રકારની ...ાય છે, કે જે પાઠક તેમજ પ્રેક્ષકોનાં મનરૂપી સમુદ્રને ભાવરૂપી ...લક ડોલક બનાવી દે છે.

# [1]યૂરોપમાં નાટકનો પ્રચાર.

યૂરોપમાં નાટકનો પ્રચાર ભારતવર્ષ પછી થયો છે. પ્રથમ બે માણસોના સંવાદનેજ ત્યાં નાટક માનતા હતા. પ્રાચીન ઇસાઇ ધર્મના પુસ્તકમાં "ખુ અબજાબ" અને સુલેમાનનાં ગીતોમાં એવા સંવાદ મળતા હતા; પરંતુ એ સિવાય હિબ્રુ ભાષામાં કોઈ પ્રાચીન નાટકોનાં પુસ્તક યૂરોપની અંદર નથી યૂરોપમાં સર્વથી પ્રાચીન નાટક યૂનાન દેશમાં મળતાં હતાં, એ ઉપરથી એવ અનુમાન થાય છે કે ભારતવર્ષ પછી ત્યાં નાટ્યવિદ્યા ગઈ હશે. યુના ઍથેન્સ નામના પ્રદેશની અંદર નાટકોનો પ્રચાર વિશેષ હતો, [2]ડાયોનિસીસ નામના દેવતાના મેળામાં તે ઘણું કરી ભજવાતાં વૈક[3]લસ (બૅક્કસ) નામના દેવતાની પૂજાથી ત્યાં તેનું ચલણ થયું. પ્રા કાળથી યૂરોપનાં નાટક વિયોગાન્ત અને સંયોગાન્ત એવા બે વિભાગે વહેંચાણાં હતાં. આયર્ન નામના કવિએ ઇ. સ. પૂર્વે ૫૮૦ વર્ષે વિયોગ નાટકની રચના કરી. ટ્રૅજડી શબ્દ બકરાથી નિકળ્યો, એ ઉપરથી અનુ થાય છે કે બૅક્કસ દેવતાની સામે બકરાનું બલિદાન અપાતું હતું, અને સમયમાં એ નાટકનો આરંભ થયો; એથી વિયોગાન્ત નાટકની સંજ્ઞા "ડી" થઇ. "કોમેડી" ગ્રામ્ય શબ્દથી ઉદ્ભવેલ છે, અર્થાત્ જે સુખોનું વર્ણન હોય તે કોમેડી (સંયોગાન્ત) કહેવાય છે.

ઇ. સ. પૂર્વે ૫૩૬ વર્ષ ઉપર થેસ[4]પિસે પ્રથમ રંગશાળા શિષ્યને વેષ ધારણ કરાવી મનુષ્યનો સંવાદ શીખવ્યો, અને એ પાત્ર સસે ઇ. સ. પૂર્વે ૫૧૨ વર્ષ ઉપર પહેલ વહેલો સ્ત્રીનો વેષ પહેરાવ ળામાં પ્રેક્ષક સન્મુખ ખડો કર્યો હતો. એ પછી ઇસીલસના વિયોગાન્ત નાટકોમાં ફરી કોઈ નવીન ઉન્નતિ થઇ નહિ.

---

૧ આ વિષય અમોએ શ્રીમાન્ ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્રના હિન્દી લેખપર એમાં કવિઓનાં નામ જેવાં હતાં તેવાંજ આમાં દાખલ કરેલ છે, અંગ્રેજી ભ અજ્ઞાત હોવાથી કદી એ નામોમાં અશુદ્ધતા રહી ગઇ હોય તો વિદ્વાનોએ ર વિજ્ઞપ્તિ છે. ૨ એ એક યુદ્ધનો દેવતા હતો. ૩ એ મદ્યનો દેવતા હતો, પ્રીન્સિપ "બલરામ" એવું નામ આપે છે. ૪ વિયોગાન્ત નાટકનો પ્રથમ કર્તા યુનાન દે

આર્યર્નના સમયમાં સુસેરીઅને આખા યૂનાનમાં ફરી ફરીને સંયોગાન્ત કોનો પ્રચાર કર્યો, અને એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવાય તેવી ન્હાની સર રંગશાળા પણ તેની સાથે હતી.એ કાળનાં નાટક આધુનિક બંગાલી યાત્રા ત્રા રાસ જેવાં થતાં હતાં. એ સમયનાં વિયોગાન્ત નાટક ગંભીર આશય- ાં અને વિશેષ ચિન્તાકારક હોવાના કારણથી સભ્યલોકોમાં, અને સંયો- ા નાટક ગ્રામ્ય લોકોમાં ભજવી બતાવાતાં હતાં.

એપીકાર્મસ, ફ્રાર્મસ, મેગનેસ, ક્રેટસ, ક્રેટનસ યુપોલીસ, ફ્રેટિક્રેટ્સ, એલીસ્ટેફ્રેનસ એ બધા તે કાળના પ્રસિદ્ધ કોમેડી( સંયોગાન્ત નાટક)લ- રા હતા. વચમાં લોકોએ સંયોગ વિયોગમિશ્ર પુસ્તકો લખીને પણ વિદ્યા- ંન્નતિ કરી.

વિયોગાન્ત નાટકના લેખકોમાં ઇસીલસ, સોફ્રોકલીસ, અને ીડીસ એ ત્રણ મહાનિપુણ થઇ ગયા. એ કવિઓએ સ્વયં (પોતે) અભિ- ક્રમ કરી બતાવવા એ પાત્રોને શીખવ્યું, અને સ્વાભાવિક ભાવભંગી દેખા- ાં વિશેષ પરિશ્રમ કર્યો. અરસ્તુને એ ત્રણે કવિઓની પોતાના ગ્રન્થમાં ાવી છે,

લોકો નાટ્ય વિદ્યામાં એવા ડાહ્યા ન હતા.એ લોકોએ યૂનાન વાળાએ ત વિદ્યાનો સ્વાદ ચાખ્યો. અફ્શોસની વાત એ છે કે એટલા બધા ે "પ્લોટસ" અને "ટેરેન્સ" સિવાય કોઇનાં નામ અથવા પુસ્તક નથી. ઑગસ્ટસના પ્રસિદ્ધ સમયમાં રોમની અંદર નાટ્ય વિદ્યાની હતી. પરંતુ "સેનિકા" સિવાય બીજા કોઇ ગ્રંથનું વા ગ્રંથકારનું મળતું નથી.

ના મ્હોટા મ્હોટા મહેલો અને વીરોની સાથે ત્યાંની વિદ્યા અને મળી ગઇ; તે એટલે સૂધીકે તેનું નામ લેવાવાળા પણ અવશેષ

ે રોમમાં ક્રિશ્ચન મત ફેલાણો, ત્યારે તેવાં નાટકો અથવા ખેલ ુસાર નિષિદ્ધ કરવામાં આવ્યાં.

કેવળ એપોલીનારી અને ગ્રેગરી નામના પિતાપુત્રે [1]ઈજીલમાંથી કઇ ભાગ લઇને ક્રીશ્ચીયનોના જીવને આનન્દ આપવા કાંઇક સ્વાંગ ( વેષ લીધા હતા.

યૂરોપમાં ઈટાલીવાળાઓએ પહેલ વહેલાંજ નાટકના પ્રચાર અર્થે સ ઉદ્યોગ કર્યો, અને રોમ વાળાના ચિત્તમાં કુમળાઇ ગએલાં નાટક બીજ ફરી લીલાં કર્યાં. સોળમા સૈકામાં ટ્રૅસિનો કવિનું "સોફોનિસ્બા" નામનું નાટ પહેલ વહેલું છપાણું. અરિઆસ્ટોવૈબિના અને મૈશિલાવિલીએ ટ્રૅસિનો પેઠે કેટલાંએક નાટક લખ્યાં. એજ સૈકાના અંતમાં ગિએમ્બાટિસ્ટા લિ પોર્ટોએ પહેલ વહેલું **પ્રહસન** પ્રકાશિત કર્યું, અને એમાં પરિહાસ ( મ ની વાતો એવી સુસભ્યતાથી વર્ણવી કે લોકોએ એ નાટકની શૈલીને અ પ્રસન્નતાથી સ્વીકારી લીધી. એજ સમયમાં હિંસી, બોરગીની, એ..ડી, વુઓનારોટીએ જાતીય સ્નેહની વૃધ્ધિ કરવાવાળા વીરરસથી ભરેલા ઐ. સિક ખેલો લખ્યા; અને તેનો પ્રચાર કર્યો.

સત્તરમા સૈકામાં રીનુસીણીએ પહેલવહેલાં ઓપેરા ( સંગીતના નો આરંભ કર્યો; એમાં એણે પ્રેમ, દેશવાત્સલ્ય, વીર, અને ક ગીત એવી ઉત્તમ રીતિથી રચ્યાં કે સર્વ લોક બીજાં નાટકોને એના ઉપર ઝુમવા લાગ્યા. મૈફી નામના કવિએ એની બીજીવાર અને સ્પેન તથા ફ્રાન્સ વગેરેમાં ચોતરફ એ ગીતિનાટય ( એ પ્રચાર થયો. ત્યારબાદ જીનો, મેટૈસ્ટૈસિઓ, ગોલ્ડડોની, મોલિઅર, ની, ગોઝી, ગોલ્ડડોની, આલફીરો, માન્ટી, માન્જાની, અને નિકોલી પ્રસિધ્ધ કવિઓએ પૂર્વોક્ત નાટકોના ગ્રન્થો એવી ઉત્તમતાથી લ નાટયમાં એવી ઉન્નતિ કરી કે ઇટાલી ઉકત વિદ્યામાં આખા યૂ કહેવાઇ ગઈ.

યૂરોપમાં અન્ય દેશોની અંદર પાદરીઓએ નાટકોના પ્રચારને જ્યાં કોઇ નાટક ભજવતા, ત્યાં પાદરીઓ તેને ધર્મદંડ દેવા દો

---

૧. એણે એક બાણુથી પોતાના દીકરાને તથા બીજા બાણુથી પોતાના રાજા

વિલેના, શાન્તિલાના, નહેરો, અને રૂએકા નામના કવિઓએ એ આપત્તિથી બચવા પોતાની લેખિનીને ધર્મવિષયનાં નાટકો લખવા ઉપર ચલાવી. વિશેષે ...રી કરવૈત્રસે એવી ઉત્તમ રીતે નાટકો લખ્યાં કે લોકોના ચિત્તમાંથી નાટક ...ખુરાઈનો સંસ્કાર એકદમ નિકળી ગયો. ત્યારબાદ કાલડીરન પણ એવોજ ...મ કવિ થયો, કે જેણે રાજનિયમનો નિષેધ પ્રાપ્ત થયા છતાં પણ સાડત્રીશ ...ને માટે નાટકો લખવાની રાજ્ય તરફથી પરવાનગી મેળવી હતી. એ બન્ને ...ઓ સત્તરમા સૈકાના પૂર્વભાગમાં થયા હતા.

બકહર્સે " ગારબુડાક " નામનું પહેલું વિયોગાન્ત નાટક બનાવ્યું. એ પછ
શીરલી, કિડ, ગ્રીન, લાયલી, પીલ, માર્લો અને નેશ વિગેરે કેટલાએક સુપ્રસિદ્ધ
નાટકકાર થયા.

વિશ્વ વિખ્યાત શેકસપીઅરે વાક્ચાતુરીથી બધાને જીતી લીધા, એ ઉત્તમ કિ
ઈ.સ. ૧૫૬૪માં વોર્વીકશાયરમાં સ્ટ્રેફર્ડ નામના શહેરની અંદર ઉત્પન્ન થયે
શેકસપીઅર પોતાના દશ બન્ધુઓમાં સહુથી મોટો હતો કાળે કરી તે પૃથ્વીના
મુખ્યકવિઓની ગણનામાં એક રત્ન જેવો ગણાવા લાગ્યો. તેનામાં
કવિત્વશક્તિ હતી. તેવીજ વિચિત્ર કથાઓ લખવાની શક્તિ પણ હતી.
મગજમાં એ રીતની બે ઉત્તમ શક્તિઓ હોય.તેનાં બનાવેલાં નાટકો શ
પ્રશંસા પાત્ર ન થાય ? શેકસપીઅરે તમામ રસનાં નાટકો લખેલાં છે.
પરમેશ્વરની સૃષ્ટિના એક રત્ન રૂપ થઈ ગએલ છે.

બેન્જોન્સન, બોમોન્ટ, અને ફ્લેચર એ ત્રણે શેકસપીઅરના
પ્રસિદ્ધ નાટકકાર થઈ ગયા. મેસીન્જર, ફૉર્ડ, અને શરલીના સમ
ઇંગ્લંડની પ્રાચીન નાટયપ્રણાલી સમાપ્ત થાય છે. સત્તરમા સૈકાની અં
નવાં નાટક લખવાનો આરંભ કર્યો, અઢારમા સૈકામાં લી, ઓટવે,
વાયકરલી,વાનબ્રો, ફારકવહર, એડીસન, જોન્સન, યંગ, ટૉમસન,
ગોલ્ડસ્મિથ કૉલ્મેન્સ[1], કમ્બરલેન્ડ, હૉલક્રૉફ્ટ, બીબીઇંકવાલ્ડ, લુઇ
અને મેટચુરિન તથા આધુનિક સમયમાં શેરિડન, નોલ્સ, બોલવરલિ
બાયરન, કોલરીજ, હેન્રીટેઇલર, ટેલફોર્ડ, જેરલ્ડ, બ્રુકસ માર્સન, ટોમ
ચાર્લ્સરીડ, રોબર્ટસન, વિલ્સ, ગિલ્વર્ટ, સ્વિનબર્ન, ટેનીસન અને
નામના પ્રસિદ્ધ નાટકકાર ( ગદ્યપદ્યના લેખક ) થયા છે–

---

૧. કૉલ્મેન નામના બે ભાઇઓ હતા, બન્ને ભાઇઓ નાટક બનાવતા.

# नाट्यशास्त्र.

## अनुक्रमणिका.

---

## शीर्षकनी आठ जाति.

## स्थायी भाव,

३ अलङ्कार ( भरत नाट्यशास्त्र प्रमाणे )

# નાટ્યશાસ્ત્ર.

## દૃશ્યકાવ્યનિર્ણય.

દૃશ્ય શ્રાવ્ય એ ઉભયને, કહે સુકવિઓ કાવ્ય;
દૃશ્ય દેખવા યોગ્ય તે, શ્રવણ યોગ્ય તે શ્રાવ્ય.

કાવ્ય, ખંડકાવ્ય, ગદ્યકાવ્ય, કથાકાવ્ય, આખ્યાયિકાકાવ્ય, ચમ્પૂ-
રૂદકાવ્ય અને કરંભકવડે જેનું સત્ય સ્વરૂપ બતાવવામાં આવે તે

દિ દશ રૂપક અને અષ્ટાદશ ઉપરૂપકવડે જેનું સત્ય સ્વરૂપ બતા-
તે "દૃશ્ય".

રતેન્દુ બાબુ હરિશ્ચન્દ્ર દૃશ્યકાવ્યનું લક્ષણ નીચે મુજબ લખે છે:—
ની વાણીને તેના હૃદયંગત આશય સહિત હાવભાવથી પ્રત્યક્ષ
"દૃશ્યકાવ્ય".

કવિ કાલિદાસ વિરચિત "શાકુન્તલ" નાટકમાં ભ્રમરના
ની સરલ દૃષ્ટિમાં કટાક્ષાનું ફેરવવું લખ્યું છે, એમાં પ્રથમ
સ્થાનનું, શકુન્તલાનો વેષ પહેરનાર દ્વારાએ શકુન્તલાના
વનને યોગ્ય શૃંગારથી તાપસકન્યકાનું. નેત્ર, શિર તથા
અંગભંગી અને હાવભાવનું, તથા કવિએ કહેલી વાણીને
દ્વારા કાવ્યનું પ્રેક્ષકના ચિત્ત ઉપર પૂરેપુરૂં ચિત્ર પાડી દે છે,
વ્ય".

" નાટકો વડે પ્રકાશમાં આવેછે માટે તેનું બીજું નામ
જ આખું નાટ્યશાસ્ત્ર અભિનયને આધારે હોવાથી તેને
કહે છે.

ફરી શ્રીમદ્ ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્ર લખે છે કે—

"જે નટ લોકોની ક્રિયા એ નાટક, અને જે વિદ્યાના પ્રભાવથી પોતાના અથવા કોઇ વસ્તુના સ્વરૂપને ફેરવી દે તે નટ".

નાટ્ય નટને આધારે છે, અને નટનું બીજું નામ કુશીલવ છે, જેથી નાટ્યને ઘણા કુશીલવશાસ્ત્ર પણ કહે છે.

મહાત્મા દશરૂપકકાર શ્રી ધનંજય "દ્રશ્યકાવ્ય"ના ત્રણ વિભાગ પાડે છે

૧. नाट्य, ૨. रूप, અને ૩. रूपक.

"अवस्थानुकृतिर्नाट्यम्" અર્થાત્ કાવ્યમાં કહેલ ધીરોદાત્ત આદિની અ સ્થાનું અનુકરણ ચાર પ્રકારના અભિનયથી કરી બતાવવું તેનું નામ "

"रूपं दृश्यतयोच्यते" તેજ નાટ્ય નીલાદિ રૂપની પેઠે દ્રશ્યમાન હો "રૂપ" કહેવાય છે.

"रूपकं तत्समारोपात्" મુખમાં જેમ શશીનું સમારોપણ થાય છે નટમાં રામાદિ રૂપનું સમારોપણ થવાથી "રૂપક".

મહાત્મા ભરતમુનિ નાટકનું લક્ષણ નીચે પ્રમાણે લખે છે:

"योऽयं स्वभावो लोकस्य, सुखदु:खसमन्वित:
सोऽङ्गाद्यभिनयोपेतो, नाट्यमित्यभिधीयते."

અર્થ—લોકના સુખદુ:ખયુક્ત સ્વભાવને અંગ આદિના બતાવવો તેનું નામ "નાટક".

वेदविद्येतिहासानामर्थानां परिकल्पनम्,
विनोदकरणं लोके, नाट्यमेतद्भविष्यति.

ભાવાર્થ—વેદ અને ઇતિહાસોના અર્થની કલ્પના વિનોદનું સાધન તે "નાટક".

આ નાટકમાં કોઇ વખત દ્વન્દ્વદર્શન, ક્યાંઇ ક્રીડા, કોઇ ક્વચિત્ સમાનતા, ક્યાંઇ હાસ્ય, ક્યાંઇ યુદ્ધ, ક્યાંઇ કામ અને ક્યાં ધર્મીઓને ધર્મ અને કામીઓને કામ પ્રાપ્ત કરાવે છે, અવિ લાવે છે, મદોન્મત્તને દમન, ષંઢને ઉત્સાહ, મૂર્ખને બોધ, ધનવાનને વિલાસ, દુ:ખીને ધૈર્ય, ઉદ્યોગીને દ્રવ્ય, અને ઉગ્રને

એ નાટક વિવિધ ભાવવાળું, વિવિધ અવસ્થા બતાવવાવાળુ, લોક વૃત્તાન્તને અનુસરનારૂં, ઉત્તમ, મધ્યમ અને અધમ પુરુષોનાં ચરિત્રોને બતાવનારૂં, હિતોપદેશ કરનારૂં, ધૈર્ય આપનારૂં, સુખ કરનારૂં, દુઃખી હોય, સમર્થ હોય, શોકપીડિત હોય, અથવા તપસ્વી હોય તે બધાઓને વિશ્રાન્તિ આપનારૂં, ધર્મને બતાવનારૂં, યશ અને આયુષ્ય વધારનારૂં, હિતકારી, બુદ્ધિવર્ધક અને લોકોને સદુપદેશ આપનારૂં હોવું જોઇએ.

બ્રહ્મા, શિવ, નારદ, ભરત, હનુમાન, વ્યાસ, વાલ્મીકિ, લવકુશ, અર્જુન, પ્રદ્યુમ્ન, પાર્વતી, સરસ્વતી, તુમ્બુરૂ, તંડુ અને ઉષા આદિ તેના આચાર્યો છે.

---

## નાટ્યોત્પત્તિ.

પૂર્વે સત્યયુગમાં સ્વાયંભૂ મન્વંતર નિવૃત્ત થયા પછી ત્રેતાયુગના વ. મન્વંતરમાં જ્યારે લોકો ગ્રામ્યધર્મમાં પ્રવૃત્ત થયા, કામ અને લોભને ય ઇર્ષ્યા અને ક્રોધથી સંમૂઢ બન્યા, દુઃખી થયા, દેવ, દૈત્ય, ગાંધર્વ, રાક્ષ અને મ્હોટા નાગોથી આખો જમ્બૂદ્વીપ પીડિત થયો, ત્યારે ઇન્દ્રાદિ બ્રહ્મા પાસે જઇને કોઇ નવીન જોવા લાયક અને સાંભળવા લાયક ઇચ્છા બતાવી કહ્યું કે, વેદો છે એ શૂદ્રોએ સાંભળવા યોગ્ય નથી, માટે સાંભળવા અને જોવા લાયક પાંચમો વેદ ઉત્પન્ન કરો.

બ્રહ્માજીની આજ્ઞા શિરઃસ્થાપન કરી ભરતે "ઇન્દ્રવિજયધ્વજોત્સવ"માં આશીર્વાદયુક્ત, આઠ પદ વાળી, નાટ્યવેદમાં રચાએલી વિચિત્ર પ્રકારની નાન્દી કરી; ત્યારપછી દેવોએ જેવી રીતે દૈત્યોને જીત્યા હતા તેનો પ્રયોગ કરી બતાવ્યો, તેમાં રોષસહિત ભાષણ, વધ, બંધન, દૈત્યોનું ભાગવું, પરસ્પરનું છેદાવું અને ભેદાવું, ઇત્યાદિ બતાવ્યું.

આ નાટ્યપ્રયોગથી પ્રસન્ન થઇ બ્રહ્માદિ દેવોએ ભરતને સર્વ સાધ આપ્યાં.

ઇન્દ્રે ઉત્તમ ધ્વજ આપ્યો, બ્રહ્માએ કુટિલક, વરુણે સોનાનો ઘડો, છત્ર, પાર્વતીએ સિદ્ધિ, વાયુએ વીજણો, વિષ્ણુએ સિંહાસન, કુબેરે મુકુટ, બાકીના સભામાં બેઠેલા દેવો, ગાંધર્વો, યક્ષો તથા રાક્ષસો વગેરેએ ભ ભાવો, રસો, રૂપ અને બળ આપ્યાં.

દૈત્યદાનવના નાશરૂપ નાટ્યપ્રયોગ શરૂ થયો, તે વખતે ત્યાં આવે દૈત્યો સંક્ષોભ પામ્યા, અને વિરૂપાક્ષ વગેરે દૈત્યોએ વિઘ્નગણ ઉત્પન્ન કહ્યું કે, "અમે આ નાટ્યપ્રયોગને ઇચ્છતા નથી", જેથી વિઘ્નગણો પોતા અસારી ભજવનાર પાત્રોની વાણી, ચેષ્ટા, સ્મૃતિ અને નૃત્યને અટકાવ

એ પ્રમાણે સૂત્રધારનો પ્રયોગ અટકેલો જોઇ ઇન્દ્રે ધ્યાન કરી વિઘ્નોએ તમામ સભા ઘેરી લીધેલી દેખાઇ, અને સૂત્રધાર પાણુ સ ગયેલો જોવામાં આવ્યો, જેથી એકદમ ઉઠી રત્નજડિત દિવ્ય ધ્વજ

વિનન્તી કરી કે, "નાટકશાળા તૈયાર છે તે જોવા આપ પધારો." આ પ્રમાણે સાંભળી દેવો, ઇન્દ્ર અને બીજા કેટલાએકને સાથે લઇ બ્રહ્મા નાટકશાળા જોવા પધાર્યા.

નાટકશાળામાં જઇ બ્રહ્માએ દેવતાઓને "આ નાટકશાળાની તમારે રક્ષા કરવી જોઇએ" એમ કહી મંડપના રક્ષક ચન્દ્રમાને, ઇન્દ્રાદિ લોકપાલોને પોતપોતાની દિશાઓના રક્ષક, ખૂણાઓના રક્ષક વાયુદેવને, નેપથ્યભૂમિના રક્ષક મિત્રદેવને, વેદિકાના રક્ષક વરુણદેવને, અને સર્વ દેવતાઓને નેપથ્ય બહારની વસ્તુઓના રક્ષક ઠરાવ્યા. ચાર વર્ણોને સ્તંભરક્ષક, આદિત્ય અને રુદ્ર દેવને સ્તંભાન્તરના રક્ષક, ધારણરક્ષક ભૂતોને, શાળાની રક્ષક અપ્સરાઓને, ...રક્ષક યક્ષિણીઓને, પૃથ્વીરક્ષક સમુદ્ર, કૃતાન્ત અને કાળ બે ...ની બે શાખાઓના રક્ષક, મહા બળવાળા બે નાગ દ્વારપાત્રના રક્ષક ...ઇન્દ્રને ઉંબરાના રક્ષક ઠરાવ્યા, તથા તેના ઉપર ત્રિશૂલ રાખ્યું, નિયતિ ...મૃત્યુ બે દ્વારપાળ થયા, રંગભૂમિનો પાર્શ્વરક્ષક મહેન્દ્ર થયો, ...રણીની રક્ષામાં વીજળીને રાખી, મત્તવારણીના સ્તંભરક્ષક તરીકે યક્ષો, રાક્ષસો, પિશાચો અને ગુહ્યકો રાખ્યા, જર્જરધ્વજના રક્ષક તરીકે ...રાખ્યું, અને ધ્વજપર્વના રક્ષક મહા પરાક્રમી દેવો સ્થાપ્યા. તેના પ્રથમ ...બ્રહ્મા, બીજા પર્વમાં શંકર, ત્રીજા પર્વમાં વિષ્ણુ, ચોથા પર્વમાં કાર્તિકેય, ...ચમા પર્વમાં વાસુકી અને તક્ષકને રક્ષક બનાવ્યા. એ પ્રમાણે વિઘ્નો ...ર દેવોની સ્થાપના કરી, તેમાં રંગભૂમિના મધ્યભાગમાં બ્રહ્મા રહ્યા, ...ની ...ૃ કરવી, પાતાલમાં વસનારા યક્ષો, ગુહ્યકો અને નાગોને ...ચેના ભાગના રક્ષક ઠરાવ્યા, નાયકના રક્ષક ઇન્દ્ર, નાયિકાના રક્ષક ... વિદૂષકના રક્ષક તરીકે ૐકાર અને બાકીનાં પાત્રોના રક્ષક

દૈત્યોની સાથે રહેલો વિરૂપાક્ષ સાન્ત્વનયુક્ત વચન કહેવા લાગ્યો કે, આપે આ નાટ્યવેદ દેવતાઓ માટે રચ્યો છે અને તે અમારાથી વિરુદ્ધ છે, માટે આપે એમ કરવું ઉચિત નથી, કારણકે જેમ દેવો આપનાથી ઉત્પન્ન થયાછે તેમ દૈત્યો પણ આપથી જ ઉત્પન્ન થયા છે. આ પ્રમાણે વિરૂપાક્ષનાં વચન સાંભળી બ્રહ્માએ કહ્યું કે, તમે ક્રોધ કરો નહિ, ખેદને તજી દો, કારણકે તમારાં અને દેવતાઓનાં શુભાશુભ કર્મો વડે થતા જયપરાજય ભજવી બતાવાશે એમ ન· પણ આખી ત્રિલોકીનાં કર્મોનું અનુકરણ કરી બતાવાશે.

કોઈ પણ શ્રવણ, શિલ્પ, વિદ્યા, કળા, યોગ અથવા ક્રિયા એવી કે જે નાટકમાં ન આવી શકે.

આ નાટક દેવોનું, અસુરોનું, રાજાઓનું અને બ્રહ્મર્ષિઓનું પણ વૃ· બતાવે છે.

આ નાટ્યમંડપમાં યજન કરો, બળિદાન આપો, મંત્રો વડે ઔષ હોમ કરો, અને ચાર પ્રકારનાં બલિ આપો, તો તમે મૃત્યુલોકમાં પૂજા

રંગભૂમિની પૂજા કર્યા સિવાય તેનાં દર્શન પણ કરવાં નહિ. રંગ પૂજા કર્યા સિવાય જે દર્શન કરાવશે તેનું જ્ઞાન નિષ્ફળ થશે, અને પ તેનો જન્મ થશે.

આ રંગભૂમિના દેવોનું પૂજન યજ્ઞની બરાબર છે, માટે ના નારાઓએ અવશ્ય યત્નથી કરવું જોઇએ.

રંગભૂમિનો આકાર ત્રણ પ્રકારથી થાય છે: લાંબો, ચતુષ્કોણ અને ત્રિકોણ. આ ત્રણે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રમાણથી થાય છે.

એકસો આઠ હાથ લાંબો હોય તે ઉત્તમ, ચોસઠ હાથ હોય તે મધ્યમ, અને બત્રીશ હાથ હોય તે કનિષ્ઠ વર્ગનો રંગમંડપ કહેવાયછે.

ઉત્તમ દેવતાઓને માટે, મધ્યમ રાજાઓને માટે અને કનિષ્ઠ મનુષ્યોને માટે કરવા કહેલ છે.

સર્વ પ્રેક્ષાગૃહો ત્રણ પ્રકારનાં થાયછે: વિકૃષ્ટ, ચતુરસ્ર અને ત્રિકોણ.

પ્રેક્ષાગૃહના માપનું પ્રમાણ:—

અણુ, રજ, વાળ, લિક્ષા, યૂકા, યવ, અંગુલ, હસ્ત અને દંડ, આ નવ માપનાં નામ છે.

| | |
|---|---|
| ૮ અણુ = ૧ રજ. | ૮ યૂકા = ૧ યવ. |
| ૮ રજ = ૧ વાળ. | ૮ યવ = ૧ આંગળ. |
| ૮ વાળ = ૧ લિક્ષા. | ૨૪ આંગળ = ૧ હાથ. |
| ૮ લિક્ષા = ૧ યૂકા. | ૪ હાથ = ૧ દંડ. |

રૂ નાટ્યમંડપ ચોસઠ હાથ લાંબો અને બત્રીશ હાથ પહોળો કરવો. ઉ[illegible] કરવાથી પ્રેક્ષકો નાટક બરાબર જોઈ શકતા નથી.

પ્રથમ જમીન શુદ્ધ કરી, હાથથી ખેડી, તેમાંથી હાડકાં, ખીલા, કાંકરા અને ખડ વગેરે કાઢી નાંખ્યા બાદ માપ કરવું.

માપવા માટે દોરી સુતરની, મુંજની અથવા વૃક્ષની છાલની કરવી અને તે શ્વેત રાખવી, તેમ કપાએલી અગર તો વચમાં કોઇ જગોએ ગાંઠ પડેલી હોવી જોઇએ. કારણકે રંગભૂમિ માપતાં દોરી વચમાંથી કપાય તો સ્વામીનું મરણ થાય, ત્રીજા ભાગથી ત્રુટી જાય તો દેશની હાનિ થાય, ચોથા ભાગથી ત્રુટી જાય તો નાટ્યકારોનો નાશ થાય, અને હાથમાંથી પડી જાય તો કાંઇ પ નુકસાન થાય, માટે દોરી પકડવામાં તથા માપવામાં પૂરેપૂરી કાળજી રાખવી.

રંગમંડપનું માપ ઉત્તમ મુહૂર્ત અને ઉત્તમ કરણ હોય ત્યારે બ્રાહ્મણ ભોજન કરાવ્યા પછી કરવું.

ચોસઠ હાથ જમીન દોરીથી માપીને તેના બે ભાગ કરવા, અને તે માંહેના પાછલા ભાગના પણ બે વિભાગ કરી, તેના આગલા ભાગનું રંગશીર્ષ કરવું અને પાછલા ભાગનું નેપથ્યગૃહ કરવું, એમ અનુક્રમે યથાશાસ્ત્ર વિભાગો નક્કી કર્યા પછી શુભ નક્ષત્રમાં મંડપપ્રવેશ કરવો.

શંખ, નગારાં, મૃદંગ અને પણવાદિ વાદ્ય વગાડી સ્થાપન કરવું અનિષ્ટ વસ્તુઓ, પાખંડીઓ, કષાય વસ્ત્રવાળા અને દીવાનાઓને ત્ય રાખવા.

ત ક્ષાત્ર સ્તંભમાં વસ્ત્ર તથા પુષ્પ વીંટવાં, સર્વ રાતી વસ્તુનું દાન કરવું, ાણોને ગોળ અને ભાત આપવો.

શ્યસ્તંભમાં વાયવ્ય દિશાએ વિધિ કરવો, પીળું દાન આપવું, અને ને ઘી ખવરાવવું, તેમજ શૂદ્રસ્તંભમાં ઈશાન દિશાએ વિધિ કરવો, કાળું ાપવું અને બ્રાહ્મણોને ખીચડી જમાડવી.

ેતસાહ્યથી વિંટાએલ પ્રથમ કહેલ બ્રાહ્મણ સ્તંભની નીચે કર્ણાભરણ સુવર્ણ નાંખવું, ક્ષાત્રસ્તંભની નીચે ત્રાંબુ, વૈશ્યસ્તંભની નીચે રૂપું દ્રસ્તંભની નીચે લોઢું નાંખવું; બાકી રહેલ તમામ સ્તંભો નીચે લોઢું તંભનિમિત્ત ભૂતોને બલિ આપવું અને બ્રાહ્મણને ભોજનમાં ખીચડી એ પ્રમાણે વિધિયુક્ત "મત્તવારણી" કરવી.

સ્ત્ર પ્રમાણે રંગપીઠ કર્યા પછી રંગશીર્ષ છ દારક યુક્ત કરવું, અને ેહુને બે બારણાં કરવાં. નીચેની જમીન કાળી માટીથી પૂરવી, ધોળા ેલા હળથી ખેડી, તેમાંથી પત્થર, ખડ વગેરે કાઢી નાંખી સાફ કરવી, દ્દ વગરનાં માણસો પાસે પૂરણીને માટે માટી ઉપડાવી મગાવી ાજે.

ાચબાની પીઠ પેઠે વચમાંથી ઊંચું કે માછલાંની પીઠ પેઠે લાંબું ન કરવું. [illegible] ચોકખું અને સરખું રંગપીઠ કરવું.

[illegible] િત્ર કરવું, તેમાં પૂર્વ દિશામાં હીરા, દક્ષિણમાં વૈદૂર્ય- [illegible] ટિકમણિ, ઉત્તરમાં પ્રવાલ અને મધ્યમાં કનકજડિત્ર

નાટ્યમંડપમાં બે વિભાગ રાખવા અને તેનો આકાર પર્વતની ગુફા જેવો કરવો, જેમાં પવન મંદ આવી શકે, જેથી અવાજ ગંભીર સંભળાય તેમજ વાજાંઓનો નાદ પણ ગંભીર સંભળાય.

ભીંતો તૈયાર થયા પછી તેને કળીચૂનાથી શ્વેત અને સાફ કરાવી તે ઉપર સ્ત્રી, પુરુષો, લતાઓ, મહાપુરુષોનાં ચરિત્રો વગેરેનાં વિવિધ પ્રકારે ચિત્રો ચિતરવાં.

ચતુષ્કોણ નાટ્યમંડપ.—ચોતરફ બત્રીશ બત્રીશ હાથ જમીન માપી શુદ્ધ ભૂમિમાં કરવો, તેમાં વિકૃષ્ટ નાટ્યમંડપમાં બતાવેલ રીતિ કરવી, દોરીથી ચારે ખૂણા સરખા માપી, બહારથી ઇંટો વડે ભીંતો ચણવી અને તેની અંદર યથાવિધિ રંગપીઠ કરવું. તેની ચોતરફ શોભા માટે સુંદર સ્તંભો મૂકવ

થાંભલાઓની બહાર પ્રેક્ષકોને બેસવા માટે બેઠક પગથીઆંના ર
દરેક એક એક હાથ ઊંચી લાકડાંથી અથવા ઇંટોથી ચણીને મજબૂત
જયાંથી રંગપીઠ બરાબર જોઇ શકાય.

બેઠકની જગોએ પણ સરખે અંતરે બીજા છ થાંભલા મૂકવા,
ખોલેલ મોઢીયાંવાળી એક પાટડી મૂકવી, તેના ઉપર બીજા ન્હાના આ
પાટડીનાં મોઢીયાંમાં બેસતાં કરીને ઉપરના મંડપને ધારણ કરવા મા
અને તેને પણ પૂતળીઓ મૂકી શોભાવવા.

# રંગદેવતાપૂજન.

સુંદર અને સર્વ લક્ષણયુક્ત નાટ્યગૃહ કર્યા પછી તેમાં ગાયો તથા મંત્ર-જપ કરનાર બ્રાહ્મણોને સાત દિવસ રાખવા, ત્યારપછી નાટ્યગૃહ અને રંગ-પીઠમાં વાસ કરવો.

રાત્રિ સમયે મંત્ર વડે પવિત્ર કરેલ જળથી સ્નાન કરી, ધોએલ શુદ્ધ વસ્ત્ર પહેરી, યોગ્ય સ્થાનમાં આવી, દીક્ષા ગ્રહણ કરી, નિયમમાં તત્પર થઈ વિરામ ઉપવાસ કરેલ નાયકે દેવોને નમસ્કાર કરવા.

પ્રથમ સર્વના કારણભૂત મહાદેવને નમસ્કાર કરી, પછી બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર, કાર્તકેય, સરસ્વતી, લક્ષ્મી, સિદ્ધિ, મેધા, ધૃતિ, મતિ, સોમ, સૂર્ય, વાયુ, લોકપાલ, અશ્વિનીકુમાર, મિત્ર, અગ્નિ, સ્વર, વર્ણ, રુદ્ર, કાળ, કલિ, મૃત્યુ, દેવ, કાળદંડ, સુદર્શન, વાસુકી, વજ્ર, વિદ્યુત્, સમુદ્રો, ગંધર્વો, અપ્સરાઓ, મુનિઓ, નાટ્યકુમારિકાઓ, ગામનો મ્હોટો પટેલ, યક્ષો, ગુહ્યકો, ભૂતો અને બાકીના દેવર્ષિઓને હાથ જોડી નમસ્કાર કરી પોતપોતાના સ્થાનમાં રહેલા તે દેવોનું આવાહન અને સ્તુતિ કરી કહેવું કે, “હે દેવો! રાત્રિને વખતે તમારે તમારા ભૃત્યો સહિત પધારી અમારી સહાયતા કરવી”.

એ પ્રમાણે કહી સર્વની એક સ્થાનમાં પૂજા કરી વાદ્યની પૂજા કરવી, અને ...ની પ્રસિદ્ધિ થવા માટે જર્જરધ્વજની પૂજા કરી સ્તુતિ કરવી કે, “હે દાન-... કરનાર! તમે ઇન્દ્રનું ઉત્તમ હથિયાર છો, સર્વ દેવો તમને ...; હે સર્વ વિઘ્નોના નાશ કરનાર! રાજાનો વિજય કરો, શત્રુ-...જય કરો, ગોબ્રાહ્મણનું કલ્યાણ કરો અને નાટકની વૃદ્ધિ કરો.” ...યોગ્ય તેને નાટ્યમંડપમાં મૂકવો, સવાર પડવા આવે ત્યારે ... કરવો.

...—આર્દ્રા, મઘા, ભરણી, પૂર્વા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદા, ...મૂળ નક્ષત્રને વિષે કરવું.

...વતાના ભયંકર મુહૂર્ત વખતે આચમન કરી દેવતાઓને ...ત્ર, ઉત્તમ લાલ સુગન્ધી પદાર્થ, રાતાં પુષ્પ, રાતાં ફળ, ...ળ, આખા ચોખ નાગપુષ્પનાં મૂળ, અથવા કાંગથી ... નાટ્યમંડપ પણ યથાવિધિ સ્થાન પ્રમાણે ...

મંડપમાં ... અનંત ... વાજ ... જુદી ... ભૂત ... કમૂતરિકાઓ, ... ભતું ... સેકેલી ... બારણા ... વું ... લોઢાર

હાથ માપીને કાઢવો, તેમાં ચોતરફ બારણાં કાઢવાં, તેના મધ્યમાં એક ઉભી અને એક આડી એમ બે રેખા કરવી, એમાં કહ્યા મુજબ દેવોનું સ્થાપન કરવું.

મધ્ય ભાગમાં કમલાસન ઉપર બેઠેલા બ્રહ્માનું સ્થાપન કરી, પ્રથમ યથાયોગ્ય ભૂતગણો સહિત શંકરનું સ્થાપન કરવું, પછી વિષ્ણુ, ઇન્દ્ર, કાર્તિકેય, સૂર્ય, અશ્વિનીકુમાર, ચન્દ્ર, સરસ્વતી. લક્ષ્મી, શ્રદ્ધા અને મેધાનું પૂર્વ દિશામાં સ્થાપન કરવું. અગ્નિકોણમાં સ્વાહાએસહિત અગ્નિનું સ્થાપન કરવું, દક્ષિણ દિશામાં વિશ્વેદેવા, ગન્ધર્વો, રૂદ્રો, સર્પો, યમ અને ભૃત્યો સહિત મિત્રદેવનું સ્થાપન કરવું, નૈર્ઋત્યમાં પિતૃ, પિશાચ, સર્પ, ગુહ્યક, રાક્ષસો અને ભૂતોનું સ્થાપન કરવું, પશ્ચિમમાં સમુદ્રો અને વરુણનું, વાયવ્યમાં સાત વાયુ અને પક્ષીઓ સહિત ગરુડનું સ્થાપન કરવું, ઉત્તરમાં કુબેર, નાટ્યમાતૃકાઓ

પર્વને ચિત્રવસ્ત્ર આરોપણ કરવું, તેમજ ગંધ, પુષ્પ અને ધૂપ પણ યથાયોગ્ય અર્પણ કરવાં, પછી વાદ્યોને વસ્ત્રથી ઢાંકવાં અને તેની પણ ગંધ પુષ્પ આદિથી પૂજા કરવી.

એ પ્રમાણે ક્રિયા થઇ રહ્યા પછી વિઘ્નો દૂર કરવા માટે જર્જરધ્વજની નીચે પ્રમાણે સ્તુતિ કરવી;—

"હે મહાવીર્ય! તને બ્રહ્માદિ દેવોએ વિઘ્નો દૂર થવા માટે નિર્માણ કરેલ છે, સર્વ દેવો સહિત બ્રહ્મા તારા શિરનું રક્ષણ કરો, તારા બીજા પર્વનું મહાદેવ, ત્રીજાનું વિષ્ણુ, ચોથાનું કાર્તિકેય અને પાંચમા પર્વનું સર્પો નિરંતર રક્ષ[illegible] કરો, તું કલ્યાણરૂપ થા, અમારા સર્વ શત્રુઓનો નાશ કર તથા રાજાઓનો અને અભ્યુદય કર".

જર્જરધ્વજની પૂજા કરી, સર્વને બળિદાન આપી, મંત્રપૂર્વક અગ્નિમાં હોમ પ્રદીપ્ત અગ્નિવડે હોમ કર્યા પછી રાજા અને નર્તકીઓને જળથી માર્જન [illegible]ારણકે તે કાન્તિને વધારનારૂં છે.

[illegible]ારપછી સર્વ વાદ્યો વગાડી ફરીથી પણ મંત્રથી પવિત્ર થએલા જળે [illegible]ાર્જન કરી આશીર્વાદ આપવો કે, "તમે મ્હોટા કુળમાં જન્મ્યા છો, અલંકૃત છો, તમારો જન્મજ ગુણયુક્ત છે માટે તે ગુણ તમને નિરંતર [illegible]રસ્વતી, ધૃતિ, મેધા, લજ્જા, શ્રી, લક્ષ્મી અને મતિ એ માતાઓ સિદ્ધિ તમારૂં રક્ષણ કરો."

મંત્ર પૂર્વક હોમ કર્યા પછી નાટ્યાચાર્યે યત્ન પૂર્વક પ્રથમ સ્થાપન કરેલો [illegible]ાડવો, કુંભ ન ફુટે તો રાજાને શત્રુથી ભય ઉત્પન્ન થાય, અને ફુટે તો [illegible]નો નાશ થાય.

કુંભ ફોડ્યા પછી નાટ્યાચાર્યે હાથમાં સળગાવેલી દીવી લઇ રંગમંડપમાં [illegible] કરવી, દારૂખાનું ફોડવું, બ્રાહ્મણોને આનંદથી કુદાવવા, શંખ, નગારાં [illegible]દંગ વગડાવવાં, તેની સાથે રંગભૂમિમાં યુદ્ધ કરાવવું. તેમાં કોઇને વાગે, [illegible]ગ ભાંગે, લોહી નિકળે અથવા કોઇનું અંગ કપાય તો તે રંગમંડપના [illegible]ને, તે શેહેરને, બાળકોને, વૃદ્ધોને તેમજ દેશને પણ કલ્યાણકારક છે [illegible]ઇષ્ટ છે; અન્યથા અનિષ્ટ છે, તેમાં દેવનો વાસ હોતો નથી, તેમજ [illegible] અને રાજાનું અનિષ્ટ કરનારો છે.

व्यक्तये कुर्महे तासां, वीणाद्वन्द्वे निदर्शनम् ।
द्वे वीणे सदृशे कार्ये, यथा नादः समो भवेत् ॥
तयोर्द्वाविंशतिस्तन्त्र्यः, प्रत्येक तासु चादिमा ।
कार्या मन्द्रतमध्वाना, द्वितीयोच्च ध्वनिर्मनाक् ॥

તારોની અંદર પ્રથમનો તાર અત્યંત મન્દ્ર (ધીમો) ધ્વનિવાળો કરવો કે જે શિથિલ બાંધવાથી થાય છે, બીજો તાર તેથી ઉચ્ચ ધ્વનિવાળો કરવો, ત્રીજો તેથી પણ ઉચ્ચ ધ્વનિવાળો કરવો અને એ રીતે ઉત્તરોત્તર બધા તારો એક બીજાથી ઉચ્ચ ધ્વનિવાળા થાય તેમ થોડા થોડા તાણીને બાંધવા, વળી એક તારથી બીજા તારનું અંતર એવું રાખવું કે પૂર્વ અને ઉત્તર તારમાં જે શ્રુતિ ઉત્પન્ન થાય છે તેની મધ્યમાં બીજી કોઇ શ્રુતિનું શ્રવણ થઇ શકે નહિ.

શરીરને વિષે જેમ ઉપર ઉપરની ઉચ્ચ શ્રુતિ ઉત્પન્ન થાય છે તેમ વીણાની અંદર નીચે નીચે ઉચ્ચ શ્રુતિ ઉત્પન્ન થાય છે અને તે સ્થાનમાં તાડન કરવાથી થએલો જે શબ્દ તેને શ્રુતિ કહે છે. જેને માટે કહ્યું છે કે:—"अधराधरतीव्रास्तास्तज्जो नादः श्रुतिर्मत"

સંગીતરત્નાકરમાં કહ્યું છે કે—"श्रुतिभ्यः स्युः स्वराः षड्जर्षभगान्धारमध्यमाः; पञ्चमो धैवतश्चाथ, निषाद इति सप्त ते." ઉપર કહેલી બાવીશ શ્રુતિથી સાત સ્વરો ઉત્પન્ન થાય છે અને તેનાં ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત તથા નિષાદ એવાં નામો છે.

દરેક સ્વરનાં નામ તેના અર્થને અનુસરીને પાડવામાં આવ્યાં છે; જેમ કે षण्णां स्वराणां जनकः, षड्भिर्वाजन्यते स्वरैः; षड्भ्यो वा जायतेऽङ्गेभ्यः षड्ज इत्यभिधीयते. છ સ્વરોને પ્રકાશિત કરેછે, અથવા અંગભૂત એવા છ સ્વરોવડે પ્રકાશિત થાય છે, અથવા નાસિકા, કંઠ, ઉર, તાલુ, જીભ અને દાંત એ છ અંગોથી ઉત્પન્ન થાય છે માટે તેને "ષડ્જ" એમ કહેછે, એ રીતે દરેક સ્વરોનાં નામ સહેતુક છે.

એ સ્વરોને સંક્ષેપમાં બોલવા માટે સ, રી, ગ, મ, પ, ધ, નિ, એવી સંજ્ઞા આપવામાં આવી છે.

તેના લક્ષણ માટે કહ્યું છે કે—"श्रुत्यनन्तरभावी यः, स्निग्धोऽनुरणनात्मकः, स्वतो रञ्जयाति श्रोतृचित्तं स स्वर उच्यते" શ્રુતિથી અનંતર ઉત્પન્ન થનારો, રૂક્ષતા

વિનાનો, કોઇ સહાયક કારણ સિવાય શ્રોતાઓના ચિત્તને ખુશ કરનાર અનુરણનાત્મક જે ધ્વનિ તેને "સ્વર" કહે છે.

એ સાત સ્વરોના સ્વરૂપજ્ઞાન માટે મોર વિગેરે પ્રાણીઓનું ઉદાહરણ આપવામાં આવેલછે કે જે સ્વરો તે તે પ્રાણીઓના સ્વાભાવિક હોવાથી સ્વરોનું ખરૂં સ્વરૂપ બતાવી આપે છે. જેમકે "मयूर चातकच्छाग क्रौञ्चकोकिलदर्दुराः, गजश्च सप्त षड्जादीन्क्रमादुच्चारयन्त्यमी" મોર ષડ્જ, ચાતક ઋષભ, બકરો ગાંધાર, ક્રૌંચપક્ષી મધ્યમ, કોયલ પંચમ, દેડકો ધૈવત અને હાથી નિષાદ સ્વર બોલે છે.

ઉપર કહેલા સાત સ્વરોના શ્રુતિભેદથી થતા બીજા ચાર પેટા ભેદ છે: ૧ વાદી, ૨ સવાદી, ૩ વિવાદી, ૪ અનુવાદી.

જે પ્રધાનપણે રાગનો પ્રતિપાદક હોય તે "વાદી," અને જે બે સ્વરોને પરસ્પર પોતાની શ્રુતિ છોડીને નવ અથવા તેર શ્રુતિનું અંતર હોય તે બે સ્વરો ષડ્જ ગ્રામમાં ' સવાદી " ગણાય છે. જેમકે ષડ્જ અને પંચમ, ઋષભ અને ધૈવત, ગાંધાર અને નિષાદ તથા ષડ્જ અને મધ્યમ એમ ભરતનું કહેવું છે; સંગીતરત્નાકરમાં બાર અથવા આઠ શ્રુતિનું જેને પરસ્પર અંતર હોય તેને પણ "સવાદી" કહેલ છે, જેમકે "श्रुतयो द्वादशाष्टौ वा ययोरन्तरगोचराः मिथः संवादिनौ तौ स्त." વળી તેનું લક્ષણ આપતાં શાર્ઙ્ગદેવ કહે છે કે, સંવાદીસ્વર તે કે જે વાદીસ્વરે રાગનું રાગત્વ ઉત્પન્ન કર્યું હોય તેનો નિર્વાહ કરે, એ રીતે તેના નામનો અર્થ છે.

વિવાદી સ્વર તે કે જે વાદ્યાદિકવડે ઉત્પન્ન કરેલા આનંદનો વિનાશક એ રીતે તેના નામનો અર્થ છે, વળી જે સ્વરોને પરસ્પર પોતાની શ્રુતિ વિશ શ્રુતિનું અંતર હોય તે "વિવાદી" જેમ ગાંધાર ઋષભ, ધૈવત

એ પ્રમાણે વાદી; સંવાદી અને વિવાદી સિવાયના બાકી રહ્યા તે બધા [illegible]નુવાદી," તેના નામનો અર્થ એ થાય છે જે "વાદી અને સંવાદી સ્વરે જે [illegible]રક્તિ ઉત્પન્ન કરી હોય તેને અનુકૂલ થનાર" જેમકે—ઋષભ સ્વરને મધ્યમ, [illegible]મ અને નિષાદ સ્વરો અનુવાદી છે, એ રીતે ગાંધારના મધ્યમ, પંચમ, [illegible]ત,—મધ્યમના ધૈવત, પંચમ, નિષાદ—પંચમના ધૈવત, ષડ્જ—ધૈવતના [illegible]જ, મધ્યમ, પંચમ, એ ષડ્જગ્રામમાં સમજવું.

મધ્યમગ્રામની અંદર સૌવીરી, હરિણાશ્વા, કલોપનતા, શુદ્ધમધ્યા; માર્ગી, પૌરવી અને હૃષ્યકા એ સાત મૂર્છનાઓ છે-અને તેના અનુક્રમે મધ્યમ, ગાંધાર, ઋષભ, ષડ્જ, નિષાદ, ધૈવત અને પંચમ એ સ્વરો છે.

ઉપર બતાવેલી દરેક મૂર્છનાઓનાં લક્ષણ સંગીતરત્નાકરમાં વિસ્તારથી આપેલાં છે :—

## તાન.

"तानाः स्युर्मूर्छनाः शुद्धाः, षाडवौडुवितीकृताः"

તનુ ધાતુ વિસ્તાર અર્થમાં રહેલો છે તેને કર્મમાં ઘञ् પ્રત્યય લાગવાથી તાન શબ્દની ઉત્પત્તિ થાય છે, અને તેનો અર્થ વિસ્તાર કરાય અથવા ફેલાવો કરાય એવો થાય છે.

સાત સ્વરોમાં જ્યાં એક સ્વરનો નિયમિત રીતે લોપ થાય તેને ખાડવ અને સાતે સ્વરોમાં જ્યાં નિયમિત રીતે બે સ્વરનો લોપ થતો હોય તેને ઔડવીત કહે છે.

પ્રથમ ષાડવ નહિ હોવા છતાં ષાડવરૂપ કરેલાને ષાડવીકૃત અને પ્રથમ ઔડવ નહિ હોવા છતાં ઔડવરૂપ કરેલાને ઔડવીકૃત કહે છે.

એ પ્રમાણે ષાડવરૂપ અને ઔડવરૂપ કરેલી શુદ્ધ મૂર્છનાઓને શુદ્ધ તાન કહે છે અને તેની સંખ્યા ચોરાશીની છે, તેના ભેદો ભરતનાટ્યશાસ્ત્ર તથા સંગીતરત્નાકરમાં જોઇ લેવા અને એ સિવાય જાતિ, અલંકાર વિગેરેનાં લક્ષણો પણ બન્ને ગ્રન્થોમાં જોઇ લેવાં, વિસ્તાર ભયથી અહીં લખેલ નથી.

## તાલ.

તાલ એ શબ્દ તલ ધાતુને પ્રતિષ્ઠા અર્થમાં [illegible] પ્રત્યય લાગવાથી થયેલ [illegible] કારણ કે ગીત, વાદ્ય અને નૃત્ય એ તાલને [illegible] આપ્યુ [illegible] છે; મતલબ કે જે [illegible] અંદર વાદ્ય, ગીત અને નૃત્ય રહે છે તે તાલ [illegible] અને વૈદ [illegible]

"मूर्छनादेः स [illegible]

લઘુ, દ્રુત, ગુરૂ અને પ્લુત અક્ષરોવડે [illegible] ચેલી ક્રિયાવડે પ[illegible] મિત કરેલો અને ગીત, વાદ્ય તથા નૃત્યના [illegible] રનાર એવો [illegible] એ છે, [illegible] ચનાર જે કાળ તે [illegible]

તાલ કહેવાય છે અને તે બે પ્રકારનો છે: ૧ માર્ગ, ૨ દેશી. તેમાં પ્રથમના માર્ગ તાલની ક્રિયા બે પ્રકારની છે: ૧ નિ:શબ્દા, ૨ સશબ્દા. તેમાં નિ:શબ્દાને "કલા" કહે છે, એ કલાના ચાર પ્રકાર છે: આવાપ, નિષ્ક્રામ, વિક્ષેપ અને પ્રવેશક: એવી જ રીતે સશબ્દાના પણ ચાર ભેદ છે: ૧ ધ્રુવ, ૨ શમ્પા, ૩ તાલ, અને ૪ સન્નિપાત.

ઉપર કહેલી સશબ્દા ક્રિયાનો જ "પાત" અને "કલા" એ બે નામથી વ્યવહાર કરાય છે અર્થાત્ નિ:શબ્દા ક્રિયા કેવળ "કલા" શબ્દથી જ કહેવાય છે

એ નિ:શબ્દા અને સશબ્દા ક્રિયાના જે ભેદો કહ્યા તેનાં લક્ષણ નીચે મુજબ છે :--

આવાપ—ઉત્તાન એટલે ઉર્ધ્વતલ હાથની આંગળીઓને ખેંચવી.

નિષ્ક્રામ—અધસ્તલ એટલે ઉંધી હથેળીવાળા હાથની આંગળીઓને લાંબી કરવી તે.

વિક્ષેપ—જમણે પડખે ઉર્ધ્વતલ રાખેલ અને પ્રસારેલી આંગળીઓવાળા હાથને ફેંકવો તે.

પ્રવેશ—ઉપર પ્રમાણે જમણે પડખે અધસ્તલ રાખેલ અને પ્રસારિત આંગળીઓવાળા હાથની આંગળીઓનું આકુંચન (સંકોચ) કરવું તે.

ધ્રુવ—ચપટીના શબ્દપૂર્વક હસ્તનો પાત.

શમ્પા—જમણા હાથનો પાત.

તાલ—ડાબા હાથનો પાત.

સન્નિપાત—બન્ને હાથનો પાત.

આ સશબ્દા અને નિ:શબ્દા ક્રિયાઓનું પ્રમાણ માર્ગને આધારે જાણવું.

## માર્ગ અને તેની માત્રા.

માર્ગ ચાર છે: ૧ ધ્રુવ, ૨ ચિત્ર, ૩ વાર્તિક, ૪ દક્ષિણ, તેમાં ધ્રુવમાં ધ્રુવકા કળા, ચિત્રમાં બે માત્રાની કળા, વાર્તિકમાં ચાર માત્રાની કળા અને દક્ષિણમાં આઠ માત્રાની કળા જાણવી.

ભરતનાટ્યશાસ્ત્રમાં નીચે પ્રમાણે ત્રણ ભેદ ગણાવ્યા છે :--

ચિત્રમાં બે માત્રા, 'વૃત્તિમાં ચાર માત્રા અને દક્ષિણમાં આઠ માત્રા હોય છે, એ રીતે ત્રણ પ્રકારની કળા છે. અહીં ગ્રન્થકારે ધ્રુવમાર્ગ ગણ્યો નથી તેનું કારણ ચતુરકલીનાથના માનવા પ્રમાણે ધ્રુવકળાનો પ્રયોગ તાલમાં થતો નથી એ છે.

## આઠ માત્રાનાં નામ તથા લક્ષણ.

ધ્રુવકા, સર્પિણી, કૃષ્ણા, પદ્મિની, વિસર્જિતા, વિક્ષિપ્તા, પતાકા અને પતિતા એ પ્રમાણે આઠ માત્રા છે, તેમાં શબ્દ સહિત તે ધ્રુવકા, ડાબી તરફ જાય તે સર્પિણી, જમણી તરફ જાય તે કૃષ્ણા, નીચે જાય તે પદ્મિની, બહાર જાય તે વિસર્જિતા, પોતાના શરીર તરફ ખેંચાય તે વિક્ષિપ્તા, ઉર્ધ્વગતિ કરે તે પતાકા અને હાથના પાતનથી થાય તે પતિતા જાણવી.

એ આઠ માત્રાઓ "ધ્રુવપાત" વિગેરે સશબ્દ ક્રિયાઓમાં યોજવી, પણ "આવાપ" વિગેરે નિઃશબ્દ ક્રિયાઓમાં યોજવી નહિ.

## માત્રાઓનો ઉપયોગ.

ચિત્ર માર્ગમાં ધ્રુવકા અને પતિતા, વાર્તિક માર્ગમાં ધ્રુવકા, સર્પિણી, પતાકા અને પતિતા તથા દક્ષિણ માર્ગમાં અનુક્રમે આઠે માત્રાઓ યોજવી.

અહીં ચિત્ર, વાર્તિક અને દક્ષિણ એ ત્રણ માર્ગમાં કલાની યોજના કહી છે અને ધ્રુવ નામના ચોથા માર્ગમાં કલાની યોજના સ્પષ્ટ કહી નથી, પરંતુ તે ધ્રુવમાર્ગમાં ધ્રુવ સંજ્ઞિત પાત કરવો એમ જાણી લેવું, નહિ તો ધ્રુવપાતનો ક્યાંઇ પણ પ્રયોગ થતો નથી માટે ત્યાં ધ્રુવકા નામની જ માત્રા યોજવી; સંગીતરત્નાકરના કર્તા શાર્ઙ્ગદેવે "ध्रुवके मात्रिका कला" ધ્રુવમાર્ગમાં માત્રિકા એટલે ધ્રુવકા માત્રા કરવી એમ કહ્યું છે.

## તાલની કલાનું પ્રમાણ.

બીજા શાસ્ત્રોમાં "निमेषकालो मात्रा स्यात्" એક નિમેષ કાલનું નામ માત્રા છે, તે વ્યવહાર આ શાસ્ત્રમાં નથી.

ભરત લખે છે કે :—

"या लौकिकी कलाकाष्ठा, निमेषश्च स्मृतो बुधैः
न सा तालकला ज्ञेया, ह्यन्यैया तालजा कला.
निमेषाः पञ्च विज्ञेया, गीतकाले कलान्तरम् ;"

જે વ્યવહારમાં કલા, કાષ્ઠા અને નિમેષ વિદ્વાનોએ કહેલ છે તે તાલની કલા નથી, પણ તાલની કલા જુદી છે.

ગાયનના કાલમાં પાંચ નિમેષને એક કલા કહે છે.

સંગીતરત્નાકરમાં કહ્યું છે કે—पञ्चलघ्वोच्चारमितानूनं मात्रेह कथ्यते ; अनया मात्रयाऽत्रस्याल्लघुगुर्वादि कल्पनम्" આ માર્ગ તાલમાં પાંચ લઘુ અક્ષરના ઉચ્ચારણ કાલની સમાન જેનો કાલ છે તેને માત્રા કહેછે; માટે તેમાં ઉપર કહેલી માત્રાવડે જ લઘુ ગુરૂ વિગેરેની પણ કલ્પના જાણવી, અર્થાત્ પાંચ લઘુ અક્ષરના ઉચ્ચારણ કાલવડે લઘુ, દશ લઘુ અક્ષરના ઉચ્ચારણ કાલવડે ગુરૂ અને પંદર લઘુ અક્ષરના ઉચ્ચારણ કાલવડે પ્લુત કલ્પવો.

## માર્ગતાલના ભેદ.

તાલ બે પ્રકારનો છે. ચતુરસ્ર અને ત્ર્યસ્ર, તેમાં ચતુરસ્રનું બીજું નામ ચચ્ચત્પુટ અને ત્ર્યસ્રનું બીજું નામ ચાચપુટ છે; ભરતમુનિ ચચ્ચત્પુટને બદલે ચંચૂપુટ એવું નામ આપે છે.

ઉપર કહેલ તાલના ત્રણ ભેદ છે: યથાક્ષર, દ્વિકલ અને ચતુષ્કલ.

ચચ્ચત્પુટ અને ચાચપુટ એ બન્ને તાલો પોતાના નામની અંદર રહેલા ગુરૂ અને લઘુ અક્ષરોવડે "યથાક્ષર" જાણવો, તે એવી રીતે કે ચચ્ચત્પુટઃ એ શબ્દમાં પ્રથમનો અને બીજો એ બે અક્ષરો સંયુક્તાદ્ય હોવાથી ગુરૂ છે, ચોથો લઘુ છે અને છેલ્લો વિસર્ગપર હોવાથી ગુરૂ છે, છતાં લક્ષણમાં "चचत्पुटेत्वन्त्यं प्लुतं विदुः" એમ કહ્યું છે માટે છેલ્લો અક્ષર પ્લુત જાણવો, તેથી ઽ ઽ । ઽ઼ આ પ્રમાણે યથાક્ષર ચચ્ચત્પુટ જાણવો; તેમજ ચાચપુટઃ એ શબ્દની અંદર પ્રથમ અક્ષર ગુરૂ છે, બીજો અને ત્રીજો લઘુ છે તથા ચોથો ગુરૂ છે માટે ઽ । । ઽ આ પ્રમાણે યથાક્ષર ચાચપુટઃ જાણવો એમ ભરતમુનિ પણ કહે છે.

ભરતનાટ્યશાસ્ત્રમાં નીચે પ્રમાણે ત્રણ ભેદ ગણાવ્યા છે :--

ચિત્રમાં બે માત્રા, 'વૃત્તિમાં ચાર માત્રા અને દક્ષિણમાં આઠ માત્રા હોય છે, એ રીતે ત્રણ પ્રકારની કળા છે. અહીં ગ્રન્થકારે ધ્રુવમાર્ગ ગણ્યો નથી તેનું કારણ ચતુરકલ્લીનાથના માનવા પ્રમાણે ધ્રુવકળાનો પ્રયોગ તાલમાં થતો નથી એ છે.

## આઠ માત્રાનાં નામ તથા લક્ષણ.

ધ્રુવકા, સર્પિણી, કૃષ્ણા, પદ્મિની, વિસર્જિતા, વિક્ષિપ્તા, પતાકા અને પતિતા એ પ્રમાણે આઠ માત્રા છે, તેમાં શબ્દ સહિત તે ધ્રુવકા, ડાબી તરફ જાય તે સર્પિણી, જમણી તરફ જાય તે કૃષ્ણા, નીચે જાય તે પદ્મિની, બહાર જાય તે વિસર્જિતા, પોતાના શરીર તરફ ખેંચાય તે વિક્ષિપ્તા, ઉર્ધ્વગતિ કરે તે પતાકા અને હાથના પાતનથી થાય તે પતિતા જાણવી.

એ આઠ માત્રાઓ "ધ્રુવપાત" વિગેરે સશબ્દ ક્રિયાઓમાં યોજવી, પણ "આવાપ" વિગેરે નિઃશબ્દ ક્રિયાઓમાં યોજવી નહિ.

## માત્રાઓનો ઉપયોગ.

ચિત્ર માર્ગમાં ધ્રુવકા અને પતિતા, વાર્તિક માર્ગમાં ધ્રુવકા, સર્પિણી, પતાકા અને પતિતા તથા દક્ષિણ માર્ગમાં અનુક્રમે આઠે માત્રાઓ યોજવી.

અહીં ચિત્ર, વાર્તિક અને દક્ષિણ એ ત્રણ માર્ગમાં કલાની યોજના કહી છે અને ધ્રુવ નામના ચોથા માર્ગમાં કલાની યોજના સ્પષ્ટ કહી નથી, પરંતુ તે ધ્રુવમાર્ગમાં ધ્રુવ સંજ્ઞિત પાત કરવો એમ જાણી લેવું, નહિ તો ધ્રુવપાતનો કયાંઇ પણ પ્રયોગ થતો નથી માટે ત્યાં ધ્રુવકા નામની જ માત્રા યોજવી; સંગીતરત્નાકરના કર્તા શાર્ઙ્ગદેવે "ध्रुवके मात्रिका कला" ધ્રવમાર્ગમાં માત્રિકા એટલે ધ્રુવકા માત્રા કરવી એમ કહ્યું છે.

## તાલની કલાનું પ્રમાણ.

બીજા શાસ્ત્રોમાં "निमेषकालो मात्रा स्यात्" એક નિમેષ કાલનું નામ માત્રા છે, તે વ્યવહાર આ શાસ્ત્રમાં નથી.

ભરત લખે છે કે:—

"या लौकिकी कलाकाष्ठा, निमेषश्च स्मृतो बुधैः
न सा तालकला ज्ञेया, ह्यन्यैषा तालजा कला.
निमेषाः पञ्च विज्ञेया, गीतकाले कलान्तरम् ;"

જે વ્યવહારમાં કલા, કાષ્ઠા અને નિમેષ વિદ્વાનોએ કહેલ છે તે તાલની કલા નથી, પણ તાલની કલા જુદી છે.

ગાયનના કાલમાં પાંચ નિમેષને એક કલા કહે છે.

સંગીતરત્નાકરમાં કહ્યું છે કે—पञ्चलघ्वोचारमितानूनं मात्रेह कथ्यते ; अनया मात्रयाऽत्रस्याल्लघुगुर्वादि कल्पनम्" આ માર્ગ તાલમાં પાંચ લઘુ અક્ષરના ઉચ્ચારણ કાલની સમાન જેનો કાલ છે તેને માત્રા કહેછે; માટે તેમાં ઉપર કહેલી માત્રાવડે જ લઘુ ગુરૂ વિગેરેની પણ કલ્પના જાણવી, અર્થાત્ પાંચ લઘુ અક્ષરના ઉચ્ચારણ કાલવડે લઘુ, દશ લઘુ અક્ષરના ઉચ્ચારણ કાલવડે ગુરૂ અને પંદર લઘુ અક્ષરના ઉચ્ચારણ કાલવડે પ્લુત કલ્પવો.

## માર્ગતાલના ભેદ.

તાલ બે પ્રકારનો છે. ચતુરસ્ર અને ત્ર્યસ્ર, તેમાં ચતુરસ્રનું બીજું નામ ચચ્ચત્પુટ અને ત્ર્યસ્રનું બીજું નામ ચાચપુટ છે; ભરતમુનિ ચચ્ચત્પુટને બદલે ચંચૂપુટ એવું નામ આપે છે.

ઉપર કહેલ તાલના ત્રણ ભેદ છે: યથાક્ષર, દ્વિકલ અને ચતુષ્કલ.

ચચ્ચત્પુટ અને ચાચપુટ એ બન્ને તાલો પોતાના નામની અંદર રહેલા ગુરૂ અને લઘુ અક્ષરોવડે "યથાક્ષર" જાણવો, તે એવી રીતે કે ચચ્ચત્પુટઃ એ શબ્દમાં પ્રથમનો અને બીજો એ બે અક્ષરો સંયુક્તાદ્ય હોવાથી ગુરૂ છે, ચોથો લઘુ છે અને છેલ્લો વિસર્ગપર હોવાથી ગુરૂ છે, છતાં લક્ષણમાં "चच्चत्पुटेत्वन्त्य प्लुतं विदुः" એમ કહ્યું છે માટે છેલ્લો અક્ષર પ્લુત જાણવો, તેથી ઽ ઽ । ઽ આ પ્રમાણે યથાક્ષર ચચ્ચત્પુટ જાણવો; તેમજ ચાચપુટઃ એ શબ્દની અંદર પ્રથમ અક્ષર ગુરૂ છે, બીજો અને ત્રીજો લઘુ છે તથા ચોથો ગુરૂ છે માટે ઽ । । ઽ આ પ્રમાણે યથાક્ષર ચાચપુટઃ જાણવો એમ ભરતમુનિ પણ કહે છે.

ચચ્ચત્પુટઃ અને ચાચપુટઃ એ બે તાલમાં પ્રથમના ચચ્ચત્પુટ નામના દ્વિકલ તાલમાં આઠ ગુરૂ હોયછે અને બીજા ચાચપુટ નામના દ્વિકલ તાલમાં છ ગુરૂ હોય છે

જેમ કે— ડડ ડડ ડડ ડડ આ દ્વિકલ ચચ્ચત્પુટ અને ડડ ડડ ડડ આ દ્વિકલ ચાચપુટનુ લક્ષણ છે, કારણ કે એકકલ ચચ્ચત્પુટમાં ચાર અક્ષરની આઠ માત્રા થાય છે ત્યારે દ્વિકલમાં સોળ માત્રા એટલે આઠ ગુરૂ હોય છે અને એકકલ ચાચપુટમાં ચાર અક્ષરની છ માત્રા થાય છે ત્યારે દ્વિકલમાં છ ગુરૂ થાય છે, એ પ્રમાણે બન્ને તાલનું દ્વિકલનું લક્ષણ જાણવું.

દ્વિકલ ભેદથી બમણા કરીએ ત્યારે તેને ચતુષ્કલ કહે છે, જેમકે આઠ ગુરૂ અક્ષરવાળા દ્વિકલ ચચ્ચત્પુટને બમણા કરવાથી સોળ ગુરૂ અક્ષર થાય છે અને તેનેંજ ચતુષ્કલ કહે છે.

છ ગુરૂ અક્ષરવડે દ્વિકલ ચાચપુટ થાય છે તેને બમણા કરવાથી બાર ગુરૂ અક્ષર થાય છે અને તેટલી માત્રાવાળા તાલને ચતુષ્કલ ચાચપુટ કહે છે.

જેમકે— ડડડડ ડડડડ ડડડડ ડડડડ આ ચતુષ્કલ ચચ્ચત્પુટ અને ડડડડ ડડડડ ડડડડ આ ચતુષ્કલ ચાચપુટનું લક્ષણ છે.

દ્વિકલ ભેદની અંદર બે ગુરૂ એ પાદભાગ મનાય છે અને ચતુષ્કલમાં ચાર ગુરૂનો એક પાદભાગ મનાય છે, કેમકે બે દ્વિકલની અંદર આઠ ગુરૂ હોય છે માટે બે ગુરૂ એ પાદ અર્થાત્ ચતુર્થભાગ છે અને ચતુષ્કલમાં સોળ ગુરૂ હોય છે માટે ચાર ગુરૂનો એક પાદભાગ છે એમ ચચ્ચત્પુટ માટે જાણવું અને એ ઉપરથી ચાચપુટની પણ કલ્પના કરી લેવી.

મદ્રક વિગેરે ગીતક અને ગીતોની અંદર ઉપર દ્વિકલમાં અને ચતુષ્કલમાં કહેલા ચાર પાદભાગવડે માત્રા કહેવાય છે, એ માત્રા પરિભાષિકી જાણવી, શાસ્ત્રીય સંકેતથી પાડેલી સંજ્ઞાને પારિભાષિક કહે છે, વળી અહીં એક કલ, દ્વિકલ અને ચતુષ્કલ શબ્દમાં કલા શબ્દથી ગુરૂ જાણવો, પણ અન્યસ્થળે માત્રા અર્થ જાણવો.

ત્ર્યસ્રતાલનો ભેદ "ષટ્પિતા પુત્રક" એવા નામનો છે અને તે પણ ઉપર પ્રમાણે એકકલ, દ્વિકલ અને ચતુષ્કલ એમ ત્રણ પ્રકારનો છે તેમાં પહેલો યથાક્ષર ભેદ કે જેને એક કલ કહે છે તેમાં પહેલો અને છેલ્લો અક્ષર

પ્લુત હોય છે એટલો તફાવત છે અને બીજા બે ભેદ પ્રથમની રીતિ પ્રમાણે જ દ્વિગુણિત કરવાથી થાય છે.

જેમકે— ડે । ડ ડ । ડે આ યથાક્ષર ષટ્પિતા પુત્રક, દ્વિકલમાં દ્વાદશ કલા ( માત્રા ) કરવી જેથી દ્વિકલ ષટ્પિતા પુત્રકનો ભેદ ડડ ડડ ડડ ડડ ડડ ડડ આ રીતે સિદ્ધ થાય છે.

દ્વિકલની માત્રાથી બમણી માત્રા કરવામાં આવે ત્યારે તેને ચતુષ્કલ કહે છે. જેમકે—ડડડડ ડડડડ ડડડડ ડડડડ આ ચતુષ્કલ ષટ્પિતા પુત્રકનું લક્ષણ છે.

ઉપર કહેલ ષટ્પિતાપુત્રકનાં જ "ઉત્તર" અને "પંચપાણી" એ બે બીજાં નામો છે, ભરત પણ કહે છે કે—"षट्पितापुत्रकश्चतः पञ्चपाणिरुदाहृतः"

વળી એક "ઉદ્ઘટ્ટ" એવા નામનો તાલ પણ ત્ર્યસ્ર (ચાચપુટ)નો ભેદ છે, તેના પ્રસ્તારમાં યથાક્ષર અર્થાત્ એકકલ એવા નામનો એકજ ભેદ છે; ત્રણ ગુરૂ એ યથાક્ષર ઉદ્ઘટ, જેમકે-ડડડ.

"સંપકવેષ્ટાક" એવા નામનો તાલ તે ષટ્પિતાપુત્રકનો ભેદ છે અને તે યથાક્ષર અર્થાત્ એકકલ કરવો એટલે એ પાંચ અક્ષરનો શબ્દ છે તેમાં પહેલો અને છેલ્લો પ્લુત કરવો તથા મધ્યના ત્રણ ગુરૂ કરવા, જેમકે—ડેડડડડે આ સંપકવેષ્ટાકનું ઉદાહરણ છે.

ઉપર કહેલા ઉદ્ઘટ અને સંપકવેષ્ટાક એ બન્ને તાલો પોતાના કારણની પેઠે દ્વિકલ અને ચતુષ્કલ કરવા, મતલબ કે ઉદ્ઘટ તાલનું કારણ ચાચપુટ છે અને સંપકવેષ્ટાકનું કારણ ષટ્પિતાપુત્રક છે માટે દ્વિકલ ચાચપુટની પ્રમાણે દ્વિકલ ઉદ્ઘટ તથા દ્વિકલ ષટ્પિતાપુત્રકની પ્રમાણે દ્વિકલ સંપકવેષ્ટાક જાણવો; જેમકે- ડડડડડડ આ દ્વિકલ ઉદ્ઘટ અને ડડડડ ડડડડ ડડડડ આ દ્વિકલ સંપકવેષ્ટાકનું લક્ષણ છે.

ચતુષ્કલ ચાચપુટની પ્રમાણે ચતુષ્કલ ઉદ્ઘટ અને ચતુષ્કલ ષટ્પિતા-પુત્રકની પ્રમાણે ચતુષ્કલ સંપકવેષ્ટાક કરવો, જેમકે—ડડડડ ડડડડ ડડડડ આ ચતુષ્કલ ઉદ્ઘટ, તથા ડડડડ ડડડડ ડડડડ ડડડડ ડડડડ ડડડડ આ ચતુષ્કલ સંપકવેષ્ટાક જાણવો.

ઉપર કહેલા ભેદો સિવાય ચાચપુટને વિષે બીજા ત્રણ ભેદ છે, તેમાં જે ચતુષ્કલ ચાચપુટ બાર કલાત્મક કહ્યોછે તેને દ્વિગુણ કરવાથી ચોવીશ કલાત્મક પહેલો ભેદ થાયછે અને તેથી બમણી કલા કરવાથી અડતાલીશ કલાત્મક બીજો ભેદ થાયછે તથા તેથી બમણી કલા કરવાથી છન્નુ કલાત્મક ત્રીજો ભેદ થાયછે.

**પ્રથમ ભેદ**—ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ.

**બીજો ભેદ**—ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ
ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ.

**ત્રીજો ભેદ**—ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ
ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ
ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ
ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ.

ઉપર કહેલા ચચ્ચત્પુટ, ચાચપુટ, ષટ્પિતાપુત્રક, ઉદ્‌ઘટ અને સંપકવેષ્ટાક એ પાંચ તાલોનો પાત એટલે સશબ્દ એવી ધ્રુવ વિગેરે ક્રિયાઓ સાથે તથા કલા એટલે નિઃશબ્દ એવી આવાપ વિગેરે ક્રિયાઓ સાથે સંબંધ કેમ થાય એની રીત નીચે પ્રમાણે છે :—

નિઃશંક શાર્ઙ્ગદેવ ધ્રુવ, આવાપ વિગેરે પાત અને કલાને તેમના પ્રથમ અક્ષરથી કહેછે અર્થાત્ આ સંબંધમાં જ્યાં જ્યાં પાત અને કલાઓનો વ્યવહાર કરવામાં આવ્યો છે ત્યાં ત્યાં તેમના પ્રથમ અક્ષરથી જ કહેલ છે, જેમકે— આવાપનો આકારથી વ્યવહાર કરેલ છે, તેમજ નિષ્કામનો "નિ"થી, વિક્ષેપનો "વિ"થી, પ્રવેશકનો "પ્ર"થી, ધ્રુવનો "ધ્રુ"થી, શમ્પાનો "શ"થી, તાલનો "તા"થી અને સન્નિપાતનો "સ"થી વ્યવહાર કરેલ છે, માટે એકકલ ચચ્ચત્પુટ કે જેનું ઽ ઽ । ઽ આ રીતનું લક્ષણ છે, તેમાં પહેલો
સં શ તા શ
અક્ષર સન્નિપાત સાથે સંબંધ રાખે છે માટે ત્યાં "સં", બીજો અક્ષર શમ્પા સાથે સંબંધ રાખે છે માટે ત્યાં "શ", ત્રીજો અક્ષર તાલ સાથે સંબંધ રાખે છે માટે ત્યાં "તા", અને ચોથો શમ્પા સાથે સબંધ રાખે છે માટે ત્યાં "શ" અક્ષર મુકેલ છે, તો હવે પછી બધે સ્થળે પાત અને કલાનો વ્યવહાર પ્રથમ અક્ષરથી કરવામાં આવેલ છે કે જેથી ગ્રન્થ વિસ્તાર થઈ જાય નહિ.

અથવા ડ ડ । ડે. ડ ડ । ડે ચચ્ચત્પુટ તાલના પ્રથમ અક્ષર
શ તા શ તા. તા શ તા શ.

સાથે શમ્પા, બીજા સાથે તાલ, ત્રીજા સાથે શમ્પા અને ચોથા અક્ષર સાથે તાલ યોજવો અથવા બીજા ઉદાહરણમાં પ્રથમ અક્ષર સાથે તાલ. બીજા સાથે શમ્પા, ત્રીજા સાથે તાલ અને ચોથા સાથે શમ્પા યોજવી.

ઉપર કહેલા બે ભેદોમાં પ્રથમનો ભેદ કે જેમાં પ્રથમ શમ્પા અને પછી તાલ છે તે આસારિત વગેરે ગીતોમાં યોજવો તથા બીજો ભેદ કે જેમાં પ્રથમ તાલ અને પછી શમ્પા છે તે પાણિક વિગેરે ગીતોમાં યોજવો.

ભરતમુનિના મત પ્રમાણે ઉપર કહેલા છેલ્લા બે ભેદ એકકલ ચાચપુટમાં પણ છે, જેમકે :—

**પહેલો ભેદ**— ડ । । ડ.
શ તા શ તા.

**બીજો ભેદ**— ડ । । ડ.
તા શ તા શ.

ઉત્તર એટલે ષટ્પિતાપુત્રક નામના તાલમાં પ્રથમ સન્નિપાત, પછી તાલ, પછી શમ્પા, પછી તાલ, પછી શમ્પા અને પછી તાલ એ પ્રમાણે અનુક્રમે યોજવાં.

**ઉદાહરણ**— ડે । ડ ડ । ડે.
સ તા શ તા શ તા.

દ્વિકલ ચચ્ચત્પુટમાં અનુક્રમે નિષ્કામ, શમ્પા, નિષ્કામ, તાલ, શમ્પા પ્રવેશક, નિષ્કામ અને સન્નિપાત યોજવાં.

**ઉદાહરણ**— ડ ડ ડ ડ ડ ડ ડ ડ.
નિ શ નિ તા શ પ્ર નિ સં.

દ્વિકલ ચાચપુટમાં અનુક્રમે નિષ્કામ, શમ્પા, તાલ, શમ્પા, નિષ્કામ અને સન્નિપાત યોજવાં.

**ઉદાહરણ**— ડ ડ ડ ડ ડ ડ.
નિ શ તા શ નિ સં.

દ્વિકલ ષટ્પિતાપુત્રકમાં અનુક્રમે નિ, પ્ર, તા, શ, નિ, તા, નિ, શ, તા, પ્ર, નિ, સં. યોજવાં.

ઉદાહરણ— ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ.
નિ પ્ર તા શ નિ તા નિ શ તા પ્ર નિ સં.

ઉપર કહેલ દ્વિકલ ષટ્પિતાપુત્રક ભેદના દરેક પાદભાગની પહેલાં "આવાપ" કે જે નિઃશબ્દાત્મક ક્રિયાભેદ છે તે ઉમેરવાથી અને દરેક પાદભાગની મધ્યમાં "વિક્ષેપ" નામનો ક્રિયાભેદ ઉમેરવાથી ચતુષ્કલ ષટ્પિતાપુત્રકનો કલાવિધિ થાય છે, જેમકે દ્વિકલ ષટ્પિતાપુત્રકનો પ્રથમ પાદભાગ "નિ પ્ર" છે તેની પહેલાં "આવાપ" ઉમેરવાથી અને મધ્યમાં "વિક્ષેપ" ઉમેરવાથી "આ નિ વિ પ્ર" એ પ્રમાણે પાદભાગ થાય છે.

દ્વિકલ ષટ્પિતાપુત્રકનો બીજો પાદભાગ "તા શ" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ તા વિ શ", ત્રીજો પાદભાગ "નિ તા" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ નિ વિ તા", ચોથો પાદભાગ "નિ શ" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ નિ વિ શ", પાંચમો પાદભાગ "તા પ્ર" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ તા વિ પ્ર", તેમજ છઠ્ઠો પાદભાગ "નિ સં" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ નિ વિ સં" એવો પાદભાગ થાય છે.

ઉદાહરણ— ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ
આ નિ વિ પ્ર આ તા વિ શ આ નિ વિ તા
ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ.
આ નિ વિ શ આ તા વિ પ્ર આ નિ વિ સં.

એ પ્રમાણે ચતુષ્કલ ષટ્પિતાપુત્રકનો કલાવિધિ જાણવો.

ચચ્ચત્પુટના પ્રથમ પાદભાગમાં કનિષ્ઠિકા આંગળીવડે, બીજા પાદભાગમાં કનિષ્ઠિકા અને અનામિકા એ બે આંગળીઓવડે, ત્રીજા પાદભાગમાં કનિષ્ઠિકા. અનામિકા અને મધ્યમા એ ત્રણ આંગળીઓવડે અને ચોથા પાદમાં ચાર આંગળીઓ વડે કલા યોજવી.

ચાચપુટ નામના તાલના ત્રણ પાદમાં અનુક્રમે કનિષ્ઠિકા, અનામિકા અને તર્જની એ ત્રણ અંગુલીઓવડે કલા યોજવી.

ભાવી (થશે) એવા શમ્પાદિક પાત સંબંધી હાથ વડે પ્રથમ આવાપ વગેરે યોજવા, પાતયુક્ત પાદભાગમાં માત્ર અંગુલી પાતવડે કલા કરવી નહિ,

કારણ કે અંગુલીપાતમાત્રવડે સશબ્દત્વની અભિવ્યક્તિ થતી નથી, માટે ત્યાં સમગ્ર હાથ વડે પાત કરવો.

ઉદ્‌ઘટ તાલમાં પ્રથમ નિષ્ક્રામ અને પછી બે શમ્પા કરવી.

ઉદાહરણ— ડ ડ ડ.
નિ શ શ.

સંપકવેષ્ટાકની કલા ષટ્‌પિતાપુત્રક પ્રમાણે કરવી, પણ ભેદમાત્ર એટલો છે કે સંપકવેષ્ટાકમાં સન્નિપાત નથી.

ઉદાહરણ— ડે ડ ડ ડ ડે.
તા શ તા શ તા.

આ સંપકવેષ્ટાક તાલ અને ઉદ્‌ઘટ તાલના દ્વિકલ અને ચતુષ્કલ એ બે ભેદમાં કલાનું વિધાન પોતપોતાના કારણની સમાન જાણવું, એટલે સંપકવેષ્ટાકનું કારણ ષટ્‌પિતાપુત્રક છે માટે ષટ્‌પિતાપુત્રકના દ્વિકલ તથા ચતુષ્કલ ભેદમાં જે પ્રમાણે કલાનું વિધાન છે તેજ પ્રમાણે અહીં દ્વિકલ તથા ચતુષ્કલ સંપકવેષ્ટાકમાં કલા વિધાન કરવું.

ઉદ્‌ઘટ તાલનું કારણ ચચ્ચત્પુટ છે માટે દ્વિકલ અને ચતુષ્કલ ચચ્ચત્પુટમાં જે પ્રમાણે કલાવિધાન છે તેજ પ્રમાણે દ્વિકલ અને ચતુષ્કલ ઉદ્‌ઘટ તાલમાં કલાવિધાન કરવું.

દ્વિકલ ઉદ્‌ઘટનું ઉદાહરણ— ડ ડ ડ ડ ડ ડ
નિ શ તા શ નિ સં.

ચતુષ્કલ ઉદ્‌ઘટનું ઉદાહરણ—ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ
આ નિ વિ શ આ તા વિ શ આ નિ

ડ ડ.
વિ સં.

દ્વિકલ સંપકવેષ્ટાકનું ઉદાહરણ— ડ ડ ડ ડ ડ ડ ડ ડ
નિ પ્ર તા શ નિ તા નિ શ

ડ ડ ડ ડ.
તા પ્ર નિ સં.

ચતુષ્કલ સંપકવેષ્ટાકનું ઉદાહરણ—ડ ડ ડ ડ ડ ડ ડ ડ
આ નિ વિ પ્ર આ તા વિ શ

ડ ડ ડ ડ ડ ડ ડ ડ
આ નિ વિ તા આ નિ વિ શ

ડ ડ ડ ડ ડ ડ ડ ડ.
આ તા વિ પ્ર આ નિ વિ સં.

ઉદાહરણ— ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ.
નિ પ્ર તા શ નિ તા નિ શ તા પ્ર નિ સં.

ઉપર કહેલ દ્વિકલ ષટ્પિતાપુત્રક ભેદના દરેક પાદભાગની પહેલાં "આવાપ" કે જે નિઃશબ્દાત્મક ક્રિયાભેદ છે તે ઉમેરવાથી અને દરેક પાદભાગની મધ્યમાં "વિક્ષેપ" નામનો ક્રિયાભેદ ઉમેરવાથી ચતુષ્કલ ષટ્પિતા-પુત્રકનો કલાવિધિ થાય છે, જેમકે દ્વિકલ ષટ્પિતાપુત્રકનો પ્રથમ પાદભાગ "નિ પ્ર" છે તેની પહેલાં "આવાપ" ઉમેરવાથી અને મધ્યમાં "વિક્ષેપ" ઉમેરવાથી "આ નિ વિ પ્ર" એ પ્રમાણે પાદભાગ થાય છે.

દ્વિકલ ષટ્પિતાપુત્રકનો બીજો પાદભાગ "તા શ" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ તા વિ શ", ત્રીજો પાદભાગ "નિ તા" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ નિ વિ તા", ચોથો પાદભાગ "નિ શ" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ નિ વિ શ", પાંચમો પાદભાગ "તા પ્ર" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ તા વિ પ્ર", તેમજ છઠ્ઠો પાદભાગ "નિ સં" છે તેની પહેલાં આવાપ અને મધ્યમાં વિક્ષેપ ઉમેરવાથી "આ નિ વિ સં" એવો પાદભાગ થાય છે.

ઉદાહરણ— ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ
આ નિ વિ પ્ર આ તા વિ શ આ નિ વિ તા
ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ ડ.
આ નિ વિ શ આ તા વિ પ્ર આ નિ વિ સં.

એ પ્રમાણે ચતુષ્કલ ષટ્પિતાપુત્રકનો કલાવિધિ જાણવો.

ચચ્ચત્પુટના પ્રથમ પાદભાગમાં કનિષ્ઠિકા આંગળીવડે, બીજા પાદભાગમાં કનિષ્ઠિકા અને અનામિકા એ બે આંગળીઓવડે, ત્રીજા પાદભાગમાં કનિષ્ઠિકા, અનામિકા અને મધ્યમા એ ત્રણ આંગળીઓવડે અને ચોથા પાદમાં ચાર આંગળીઓ વડે કલા યોજવી.

ચાચપુટ નામના તાલના ત્રણ પાદમાં અનુક્રમે કનિષ્ઠિકા, અનામિકા અને તર્જની એ ત્રણ અંગુલીઓવડે કલા યોજવી.

ભાવી (થશે) એવા શમ્પાદિક પાત સંબંધી હાથ વડે પ્રથમ આવાપ વગેરે યોજવા, પાતયુક્ત પાદભાગમાં માત્ર અંગુલી પાતવડે કલા કરવી નહિ,

કારણ કે અંગુલીપાતમાત્રવડે સશબ્દત્વની અભિવ્યક્તિ થતી નથી, માટે ત્યાં સમગ્ર હાથ વડે પાત કરવો.

ઉદ્‌ઘટ તાલમાં પ્રથમ નિષ્કામ અને પછી બે શમ્પા કરવી.

ઉદાહરણ— ઽ ઽ ઽ
નિ શ શ.

સંપકવેષ્ટાકની કલા ષટ્પિતાપુત્રક પ્રમાણે કરવી, પણ ભેદમાત્ર એટલો છે કે સંપકવેષ્ટાકમાં સન્નિપાત નથી.

ઉદાહરણ— ઽ ઽ ઽ ઽ ઽ.
તા શ તા શ તા.

આ સંપકવેષ્ટાક તાલ અને ઉદ્‌ઘટ તાલના દ્વિકલ અને ચતુષ્કલ એ બે ભેદમાં કલાનું વિધાન પોતપોતાના કારણની સમાન જાણવું, એટલે સંપકવેષ્ટાકનું કારણ ષટ્પિતાપુત્રક છે માટે ષટ્પિતાપુત્રકના દ્વિકલ તથા ચતુષ્કલ ભેદમાં જે પ્રમાણે કલાનું વિધાન છે તેજ પ્રમાણે અહીં દ્વિકલ તથા ચતુષ્કલ સંપકવેષ્ટાકમાં કલા વિધાન કરવું.

ઉદ્‌ઘટ તાલનું કારણ ચચ્ચત્પુટ છે માટે દ્વિકલ અને ચતુષ્કલ ચચ્ચત્પુટમાં જે પ્રમાણે કલાવિધાન છે તેજ પ્રમાણે દ્વિકલ અને ચતુષ્કલ ઉદ્‌ઘટ તાલમાં કલાવિધાન કરવું.

દ્વિકલ ઉદ્‌ઘટનું ઉદાહરણ— ઽ ઽ ઽ ઽ ઽ ઽ
નિ શ તા શ નિ સં.

ચતુષ્કલ ઉદ્‌ઘટનું ઉદાહરણ— ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ
આ નિ વિ શ આ તા વિ શ આ નિ
ઽ ઽ.
વિ સં.

દ્વિકલ સંપકવેષ્ટાકનું ઉદાહરણ— ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ
નિ પ્ર તા શ નિ તા નિ શ
ઽ ઽ ઽ ઽ.
તા પ્ર નિ સં.

ચતુષ્કલ સંપકવેષ્ટાકનું ઉદાહરણ— ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ
આ નિ વિ પ્ર આ તા વિ શ
ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ
આ નિ વિ તા આ નિ વિ શ
ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ.
આ તા વિ પ્ર આ નિ વિ સં

યુગ્મ એટલે ચચ્ચત્પુટના એકકલ, દ્વિકલ અને ચતુષ્કલ એ ત્રણ ભેદ તથા અયુગ્મ એટલે ચાચપુટના એકકલ, દ્વિકલ, ચતુષ્કલ, અષ્ટકલ, ષોડશકલ અને દ્વાત્રિંશત્કલ એ છ ભેદ કહ્યા છે તેમના પરસ્પર સંયોગથી બીજા સંકીર્ણ તાલો ઘણા થાય છે.

કેટલાક આચાર્યો આ ગાંધર્વશાસ્ત્રમાં પાંચ જ સંકીર્ણ તાલ કહે છે અને તેની કલા (ગુરૂ રૂપ) અનુક્રમે પાંચ, સાત, નવ, દશ અને અગિયાર એ પ્રમાણે છે.

કેટલાએક આચાર્યો સંકીર્ણ તાલ ચાર છે એમ કહે છે અને અનુક્રમે તેના પહેલા ભેદની ચૌદ, બીજા ભેદની પંદર, ત્રીજા ભેદની સોળ તથા ચોથા ભેદની સત્તર કલા છે, અને તે વિના ચચ્ચત્પુટ તથા ચાચપુટનો પ્રસ્તાર કરવાથી જે ભેદો ઉત્પન્ન થાય છે તેને ખંડતાલ કહે છે તે બીજા છે.

એ બધા તાલો દેશતાલના વર્ણનમાં આવી જશે.

ઉપર પ્રમાણે સમગ્ર તાલના ચાર ભેદ થઇ શકે છે: ૧ ચતુરસ્ર, ૨ ત્ર્યસ્ર, ૩ સંકીર્ણ, અને ૪ ખંડ,

તાલની આવૃત્તિ એટલે વારંવાર કરવાપણું તેને "**પરિવર્તન**" કહે છે અર્થાત્ એકજ તાલને વારંવાર બે ત્રણ વખત કરવો તેનું નામ "**પરિવર્તન**".

ક્રિયાની વિરતિરૂપ ક્રિયાથી પાંચ લઘુ અક્ષરના ઉચ્ચારવડે ઉપલક્ષિત કાલ તે તાલોનું પ્રમાણ છે.



## લય.

પૂર્વોક્ત ક્રિયા પછી તુરતજ જે વિશ્રાન્તિ કરવામાં આવે તેને "લય" કહે છે, તેના ત્રણ ભેદ છે: દ્રુત, મધ્ય અને વિલંબિત. તેમાં પ્રથમ દ્રુત લયમાં જેટલો વિશ્રાન્તિકાળ હોય તેથી બમણો વિશ્રાન્તિકાળ મધ્યલયમાં અને તેથી બમણો વિશ્રાંતિકાળ વિલંબિત લયમાં હોય છે; જેમ એક જ માર્ગમાં ત્રણ પુરૂષો જાય છે તેમાં એક દોડે છે તેની ગતિ શીઘ્ર, બીજો તેથી ધીમો દોડે તેની ગતિ મધ્યમા અને ત્રીજો તેથી પણ ધીમો ચાલે તેની ગતિ વિલંબા

ગણાયછે; જેમ પગ મુકવાની ક્રિયામાં વિશ્રાન્તિના કાલવૈષમ્યને લીધે ગતિ-ભેદ છે તેમજ તાલમાં પણ જાણવું.

દક્ષિણ માર્ગમાં ચિરભાવ, ચિત્રમાર્ગમાં ક્ષિપ્રભાવ અને વાર્તિક માર્ગમાં મધ્યભાવ એ પ્રમાણે માર્ગભેદવડે લયના અનેક ભેદ છે; તાલગત લયનો ગીતોમાં ઉપયોગ છે, પરંતુ જે અક્ષરગત, પદગત કે વાકયગત લય છે તેનો ઉપયોગ ગાયનમાં નથી.

ઉપર જેને "લય" કહેલ છે તેની પ્રવૃત્તિના નિયમને "યતિ" કહે છે તે સમા, સ્રોતોગતા અને ગોપુચ્છા એ પ્રમાણે ત્રણ પ્રકારની છે.

જ્યારે શરૂઆતમાં, મધ્યમાં અને અંતમાં એકજ લય હોય ત્યારે "**સમા**" યતિ જાણવી

જ્યારે શરૂઆતમાં, મધ્યમાં અને અંતમાં અનુક્રમે ચિર, મધ્ય અને દ્રુત એમ ત્રણ પ્રકારે લય હોય ત્યારે પ્રથમ ભેદવાળી "**સ્રોતોગતા**", શરૂઆતથી અંત સુધીમાં વિલંબ (ચિર) અને મધ્યલય હોય ત્યારે બીજા પ્રકારની "**સ્રોતોગતા**" અને શરૂઆતથી અંત સુધીમાં મધ્યલય તથા દ્રુતલય હોય ત્યારે ત્રીજા પ્રકારની "**સ્રોતોગતા**" યતિ જાણવી.

જેમ કોઇ જળનો પ્રવાહ પ્રથમ ધીમેથી ગતિ કરે છે અને પાછળથી જળ-સમૃદ્ધિ થતાં જલદી ગતિ કરે છે, અથવા જળપ્રવાહ પ્રથમ જળસમૃદ્ધિવડે એકદમ ગતિ કરે છે અને પાછળથી જળ વ્યય થવાથી ધીમે ગતિ કરે છે તેમજ આ યતિની ગતિ છે, માટે તેને "**સ્રોતોગતા**" કહે છે.

ત્રીજો ભેદ "**ગોપુચ્છા**" એવા નામનો છે, તેના પણ ત્રણ ભેદ છે, તેમાં જ્યાં પ્રથમ દ્રુતલય, મધ્યમાં મધ્યલય અને અંતમાં વિલંબલય હોય તે પ્રથમ ભેદ; પ્રથમથી અંત સુધીમાં દ્રુત અને મધ્યલય હોય તે દ્વિતીય ભેદ; તથા શરૂઆતથી અંત સુધીમાં મધ્ય અને વિલંબલય હોય તેને "**ગોપુચ્છા**"નો તૃતીય ભેદ જાણવો.

---

## ગ્રહ.

તાલના ટકોરા વગાડવાના ઠેકાણાને અથવા જે ઠેકાણે તાલ રહે છે તેને ગ્રહ" કહે છે, તે ગ્રહ તાલની અંદર ત્રણ પ્રકારે રહેલ છે. ૧ સમગ્રહ.

૨ અતિતગ્રહ, અને ૩ અનાગતગ્રહ તેમાં ગાયન, વાદ્ય કે નૃત્યની શરૂઆત સાથે જેનો કાળ છે તે "સમગ્રહ", મતલબ કે જોઇએ તેજ કાળે તાલ અપાય તેને "સમગ્રહ" અથવા "સમપાણિ" કહે છે

જે ગ્રહ ગાયન, નૃત્ત કે વાદ્યની શરૂઆત પહેલાં પ્રવૃત્ત થાય તેને "અતિતગ્રહ" કહે છે અને તેનું બીજું નામ "અવપાણિગ્રહ" છે.

જે તાલ ગાયન, નૃત્ત કે વાદ્યની અંદર જ્યાં આપવો જોઇએ ત્યાં નહિ આપતાં ત્યારપછી આપવામાં આવે તેને "અનાગતગ્રહ" કહે છે અને તેનું બીજું નામ "ઉપરિપાણિકગ્રહ" છે.

સમ, અતિત અને અનાગત ગ્રહની અંદર અનુક્રમે મધ્ય, દ્રુત અને વિલંબિત લય કરવી.

વધારે ખુલાસા માટે સંગીતરત્નાકરમાં જોઈ લેવું.

ઉપર કહેલા તાલોવડે ભરતાદિક મુનિઓ જે પ્રકરણ નામનાં ગીતો કહે છે તે સાત છે: ૧ મદ્રક, ૨ અપરાંતક, ૩ ઉલ્લોપ્ય. ૪ પ્રકર્ય, ૫ વેણુક, ૬ રોવિંદક, અને ૭ ઉત્તર.

એ સિવાય ગીતોના બીજા સાત ભેદ છે: ૧ છંદક, ૨ આસારિત, ૩ વર્ધમાન, ૪ પાણિકા, ૫ ઋચ, ૬ ગાથા, અને ૭ સામ, એ પ્રમાણે બન્ને મળી ચૌદ ગીત છે, તે ગીતો બ્રહ્માએ મોક્ષ મેળવવા માટે શિવસ્તુતિમાં યોજ્યાં છે અને તેમાં પણ "કુલક" અને "છેદક" એવા બે ભેદ છે એમ ભરતાદિક કહે છે.

—:o:—

## देशीतालनुं लक्षण.

સહૃદય પુરૂષોના હૃદયને આનંદ આપે એવીરીતે અથવા શોભાની હાનિ ન થાય તેવીરીતે લઘુ, ગુરૂ કે પ્લુત અક્ષરોથી પરિમિત કરેલી કાંસ્યતાલ (વાદ્ય)ની ધ્વનનાદિક ક્રિયાને "દેશીતાલ" કહેછે તેમાં દ્રુતની અર્ધમાત્રા અને પ્લુતની ત્રણ માત્રા છે.

———

દ્રુના

# દેશીતાલનાં નામ.

૧ આદિતાલ, ૨ દ્વિતીય, ૩ તૃતીય, ૪ ચતુર્થક, ૫ પચમ, ૬ નિઃશંકલીલ, ૭ દર્પણ, ૮ સિંહવિક્રમ, ૯ રતિલીલ, ૧૦ સિંહલીલ, ૧૧ કંદર્પ, ૧૨ વીરવિક્રમ, ૧૩ રંગ, ૧૪ શ્રીરંગ, ૧૫ ચચ્ચરી, ૧૬ પ્રત્યંગ, ૧૭ યતિલગ્ન, ૧૮ ગજલીલ, ૧૯ હંસલીલ, ૨૦ વર્ણભિન્ન, ૨૧ ત્રિભિન્ન, ૨૨ રાજચૂડામણિ, ૨૩ રંગોદ્યોત, ૨૪ રંગપ્રદીપક, ૨૫ રાજતાલ, ૨૬ વર્ણતાલ, ૨૭ સિંહવિક્રીડિત, ૨૮ જય, ૨૯ વનમાળી, ૩૦ હંસનાદ, ૩૧ સિંહનાદ, ૩૨ કુડુક્ક, ૩૩ તુરંગલીલ, ૩૪ શરભલીલ, ૩૫ સિંહનંદન, ૩૬ ત્રિભંગી, ૩૭ રંગાભરણ, ૩૮ મંઠક, ૩૯ કોકિલાપ્રિય, ૪૦ નિઃસારૂક, ૪૧ રાજવિદ્યાધર, ૪૨ જયમંગળ, ૪૩ મલ્લિકામોદ, ૪૪ વિજયાનંદ, ૪૫ ક્રીડાતાલ, ૪૬ જયશ્રી, ૪૭ મકરંદ, ૪૮ કીર્તિતાલ, ૪૯ શ્રીકીર્તિ, ૫૦ પ્રતિતાલ, ૫૧ વિજયતાલ, ૫૨ બિંદુમાલી, ૫૩ સમતાલ, ૫૪ નંદનતાલ, ૫૫ મંઠિકા, ૫૬ દીપક, ૫૭ ઉદ્દીક્ષણ, ૫૮ ઢેંકી, ૫૯ વિષમતાલ, ૬૦ વર્ણમંઠિકા, ૬૧ અભિનંદન, ૬૨ અનંગ, ૬૩ નાન્દિ, ૬૪ મલ્લતાલ, ૬૫ કંકાલ, ૬૬ કંદુક, ૬૭ એકતાલી, ૬૮ કુમુદ, ૬૯ ચતુસ્તાલ, ૭૦ ડોંબુલી, ૭૧ અભંગ, ૭૨ રાયવંકોલ, ૭૩ વસંત, ૭૪ લઘુશેખર, ૭૫ પ્રતાપશેખર, ૭૬ ઝંપાતાલ, ૭૭ ગજઝંપ, ૭૮ ચતુર્મુખ, ૭૯ મદન, ૮૦ પ્રતિમંઠક, ૮૧ પાર્વતીલોચન, ૮૨ રતિતાલ, ૮૩ લીલાતાલ, ૮૪ કરણયતિ, ૮૫ લલિત, ૮૬ ગારૂગિ, ૮૭ રાજનારાયણ, ૮૮ લક્ષ્મીશ, ૮૯ લલિતપ્રિય, ૯૦ શ્રીનંદન, ૯૧ જનક, ૯૨ વર્ધન, ૯૩ રાગવર્ધન ૯૪ ષટ્તાલ, ૯૫ અંતરક્રીડા, ૯૬ હંસતાલ, ૯૭ ઉત્સવ, ૯૮ વિલોકિત, ૯૯ ગજ, ૧૦૦ વર્ણયતિ, ૧૦૧ સિંહ, ૧૦૨ કરૂણ, ૧૦૩ સારસ, ૧૦૪ ચંડતાલ; ૧૦૫ ચન્દ્રકળા, ૧૦૬ લય, ૧૦૭ સુંદ, ૧૦૮ અડતાલ, ૧૦૯ ધત્તા, ૧૧૦ દ્વન્દ્વ, ૧૧૧ મુકુંદતાલ, ૧૧૨ કુવિંદક, ૧૧૩ કલધ્વનિ, ૧૧૪ ગૌરી, ૧૧૫ સરસ્વતીકંઠાભરણ, ૧૧૬ ભગ્નતાલ, ૧૧૭ રાજમૃગાંક, ૧૧૮ રાજમાર્તંડ, ૧૧૯ નિઃશંક, ૧૨૦ શાર્ઙ્ગદેવ.

એ પ્રમાણે એકસો વીશ તાલો પ્રસિદ્ધ છે, એ સિવાયના બીજા ઘણા અરો છે પરંતુ તે પ્રસિદ્ધ નહિ હોવાથી અહીં ગણાવવામાં આવ્યા નથી.

ચચ્ચત્પુટ વિગેરે તાલોના ગુરૂ વિગેરે અક્ષરોનો વિભાગ કરીને દેશી તાલમાં નિવેશ કરેલ છે તે માટે અથવા આ દેશીતાલોમાં લઘુ, ગુરૂ તથા પ્લુત વિગેરે આવે છે માટે આ દેશીતાલોને ખંડતાલ એવી સંજ્ઞા પ્રાચીન વિદ્વાનોએ આપેલ છે.

દેશી તાલમાં દ્રુત, લઘુ, ગુરૂ અને પ્લુત એ અક્ષરોનો વ્યવહાર તેમના પ્રથમ અક્ષરથી કરવામાં આવેલ છે, જેમકે દ્રુતને બદલે "દ", લઘુને બદલે "લ", ગુરૂને બદલે "ગ" અને પ્લુતને બદલે "પ" વિગેરે.

મગણ વિગેરે આઠ ગણોનો વ્યવહાર પણ તેના પ્રથમ અક્ષરથી જ કરવામાં આવેલ છે, જેમ મગણને બદલે "મ", યગણને બદલે "ય" વિગેરે; વળી દ્રુતની "૦" શૂન્ય એવી સંજ્ઞા છે, લઘુની "।" ઉભી લીટી, ગુરૂનું "ડ" ડકાર અને પ્લુતનું "ડે" ડકાર કરી ઉપર માત્રા કરવી એ ચિન્હ છે; વિરામની સંજ્ઞા "૯" અર્ધ શૂન્ય છે, એરીતે દેશીતાલોમાં વ્યવહાર કરવામાં આવ્યો છે:—

---

## देशीताल लक्षण.

૧ આદિતાલ— । ( આનું બીજું નામ "રાસતાલ" છે ).
૨ દ્વિતીયતાલ— ૦ ૦ । (૯)
૩ તૃતીયતાલ— ૦ ૦ ૦
૪ ચતુર્થતાલ— । । ૦
૫ પંચમતાલ— ૦ ૦
૬ નિ:શંકલીલતાલ— ડે ડે ડ ડ ।
૭ દર્પણતાલ— ૦ ૦ ડ
૮ સિંહવિક્રમતાલ— ડ ડ ડ । ડે । ડ ડે
૯ રતિલીલતાલ— । । ડ ડ
૧૦ સિંહલીલતાલ— ૦ ૦ ૦ ।
૧૧ કંદર્પતાલ— ૦ ૦ । ડ ડ ( આનું બીજું નામ "પરિક્રમ" છે).
૧૨ વીરવિક્રમતાલ— । ૦ ૦ ડ
૧૩ રંગતાલ— ૦ ૦ ૦ ૦ ડ

૧૪ શ્રીરંગતાલ— । । ડ । ડે

૧૫ ચચ્ચરીતાલ— o o o o o o o o o o o o o o o o o ।

૧૬ પ્રત્યંગતાલ— ડ ડ ડ । ।

૧૭ યતિલગ્નતાલ— o ।

૧૮ ગજલીલતાલ— । । । ।

૧૯ હંસલીલતાલ— । ।

૨૦ વર્ણભિન્નતાલ— o o । ડ

૨૧ ત્રિભિન્નતાલ— । ડ ડે

૨૨ રાજચૂડામણિતાલ— o o । । । o o । ડ

૨૩ રંગોદ્યોતતાલ— ડ ડ ડ । ડે

૨૪ રંગપ્રદીપકતાલ— ડ ડ । ડ ડે

૨૫ રાજતાલ— ડ ડે o o ડ । ડે

૨૬ વર્ણતાલના બે ભેદ છે: ૧ ત્ર્યસ્રતાલ, ૨ મિશ્રતાલ.—

૧ ત્ર્યસ્રવર્ણતાલ— । । o o । ।

૨ મિશ્રવર્ણતાલ— o o o o o o o o o o o o o o ડે ડ o o ડ । ડ

ઉપર બતાવેલ "મિશ્રતાલ"નો "ચતુરસ્ર" નામનો પણ અન્ય ભેદ છે.

૩ ચતુરસ્રમિશ્રતાલ— ડ । o o ડ

૨૭ સિંહવિક્રીડિતતાલ— । ડે ડ ડે ડે ડ । ડ ડે । ડે

૨૮ જયતાલ— । ડ । । o o ડે

૨૯ વનમાલીતાલ— o o o o । o o ડ

૩૦ હંસનાદતાલ— । ડે o o ડે

૩૧ સિંહનાદતાલ— । ડ ડ । ડ

૩૨ કુડુક્કતાલ— o o । ।

૩૩ તુરંગલીલતાલ— o o o o

૩૪ શરભલીલતાલ— । । o o o o । ।

૩૫ સિંહનંદનતાલ— ડ ડ । ડે । ડ o o ડ ડ । ડે । ડે ડ । । ૪ ×

("૪ ×" આ ચિન્હ ચાર નિઃશબ્દ લઘુનું છે.)

૩૬ ત્રિભંગીતાલ— । । ડ ડ
૩૭ રંગાભરણતાલ— ડ ડ । । ડે
૩૮ મંઠકતાલ— । । ડ ૪ × અથવા ડ । । ૨ × અથવા ડ । । ૪ ×
આનું નામ મુદ્રિતમંઠ છે, અથવા । । । । ડ । । આ સિવાય
મંઠતાલનાં બીજા છ ભેદ છે, કુલ મળી દશ ભેદ થાય છે.
૩૯ કોકિલાપ્રિયતાલ— ડ । ડે
૪૦ નિઃસારૂકતાલ— । ।
૪૧ રાજવિદ્યાધરતાલ— । ડ ૦ ૦
૪૨ જયમંગળતાલ— । । ડ । । ડ
૪૩ મલ્લિકામોદતાલ— । । ૦ ૦ ૦ ૦
૪૪ વિજયાનંદતાલ— । । ડ ડ ડ
૪૫ ક્રીડાતાલ અથવા ચંડનિઃસારૂકતાલ— ૦ ૦
૪૬ જયશ્રીતાલ— ડ । ડ । ડ
૪૭ મકરંદતાલ— ૦ ૦ । । ।
૪૮ કીર્તિતાલ— । ડે ડ । ડે
૪૯ શ્રીકીર્તિતાલ— । । ડ ડ
૫૦ પ્રતિતાલ— । ૦ ૦
૫૧ વિજયતાલ— ડે ડ ડે ।
૫૨ બિન્દુમાલીતાલ— ડ ૦ ૦ ૦ ૦ ડ
૫૩ સમતાલ— । । ૦ ૦
૫૪ નંદનતાલ— । ૦ ૦ ડે
૫૫ મંઠિકાતાલ—
પ્રથમ ભેદ— ડ ૦ ડે
દ્વિતીય ભેદ— । ।
તૃતીય ભેદ— ૦ ૦
૫૬ દીપકતાલ— ૦ ૦ । । ડ ડ
૫૭ ઉદ્દીક્ષણતાલ— । । ૦
૫૮ ઢેંકીતાલ— ડ । ડ (કેટલા એક તેને "યોજન" કહે છે).
૫૯ વિષમતાલ— ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦

૬૦ વર્ધમંઠિકાતાલ— । । ૦ ૦ । ૦ ૦

૬૧ અભિનંદનતાલ— । । ૦ ૦ ઽ

૬૨ અનંગતાલ— । ઽે । । ઽ

૬૩ નાન્દીતાલ— । ૦ ૦ । । ઽ ઽ

૬૪ મધ્યતાલ— । । । । ૦ ૦̆

૬૫ કંકાલતાલ, તેના ચાર ભેદ છે—

૧ પૂર્ણ. ૨ ખંડ. ૩ સમ અને ૪ વિષમ.

પૂર્ણતાલ— ૦ ૦ ૦ ૦ ઽ । સમતાલ— ઽ ઽ ।

ખંડતાલ— ૦ ૦ ઽ ઽ વિષમતાલ— । ઽ ઽ

૬૬ કંદુકતાલ— । । । । ઽ

૬૭ એકતાલીતાલ— ૦

૬૮ કુમુદતાલ— । ૦ ૦ । । ઽ

બીજા આચાર્યોના મત પ્રમાણે— । ૦ ૦ ૦ ૦ ઽ

૬૯ ચતુસ્તાલ— ઽ ૦ ૦ ૦

૭૦ ડોંખુલીતાલ— ।̆ ।̆

૭૧ અભંગતાલ— । ઽે

૭૨ રાયવંકોલતાલ— ઽ । ઽ ૦ ૦

૭૩ વસન્તતાલ— । । । ઽ ઽ ઽ

૭૪ લઘુશેખરતાલ— ।̆

૭૫ પ્રતાપશેખરતાલ— ઽે ૦ ૦̆

૭૬ ઝંપાતાલ— ૦̆ ૦̆ ।

૭૭ ગજઝંપતાલ— ઽ ૦ ૦ ૦̆

૭૮ ચતુર્મુખતાલ અથવા ઉન્માત્રકતાલ— । ઽ । ઽે

૭૯ મદનતાલ— ૦ ૦ ઽ

૮૦ પ્રતિમંઠક અથવા કોલ્લકતાલ— । । ઽ ઽ । ।

૮૧ પાર્વતીલોચનતાલ— ઽ ઽ ઽ । ઽે ઽ ઽ ૦ ૦

૮૨ રતિતાલ— । ઽ

૮૩ લીલાતાલ— ૦ । ઽે

૮૪ કરણયતિતાલ— ૦ ૦ ૦ ૦

૮૫ લલિતતાલ— ૦ ૦ । ડ

૮૬ ગારૂગિતાલ— ૦ ૦ ૦ ૦

૮૭ રાજનારાયણતાલ— ૦ ૦ । ડ । ડ

૮૮ લક્ષ્મીશતાલ— ૦ ૦ । ડે

૮૯ લલિતપ્રિયતાલ— । । ડ । ડ

૯૦ શ્રીનંદનતાલ— ડ । । ડે

૯૧ જનકતાલ— । । । । ડ ડ । । ડ

૯૨ વર્ધનતાલ— ૦ ૦ । ડે

૯૩ રાગવર્ધનતાલ— ૦ ૦ ૦ ડે

૯૪ ષટ્તાલ— ૦ ૦ ૦ ૦ ૦ ૦

૯૫ અન્તરક્રીડાતાલ— ૦ ૦ ૦

૯૬ હંસતાલ— । ।

૯૭ ઉત્સવતાલ— । ડે

૯૮ વિલોકિતતાલ— ડ ૦ ૦ ડે

૯૯ ગજતાલ— । । । ।

૧૦૦ વર્ણયતિતાલ— । । ૦ ૦

૧૦૧ સિંહતાલ— । ૦ । । ।

૧૦૨ કરૂણતાલ— ડ

૧૦૩ સારસતાલ— । ૦ ૦ ૦ । ।

૧૦૪ ચંડતાલ— ૦ ૦ ૦ । ।

૧૦૫ ચન્દ્રકલાતાલ— ડ ડ ડ ડે ડે ડે ।

૧૦૬ લયતાલ — ડ । ડે ડે ડે ડ ડે ૦ ૦ ૦

૧૦૭ સ્કંદતાલ— ડ । ડ ૦ ૦ ડ ડ

૧૦૮ અડ્ડતાલીતાલ અથવા ત્રિપુટતાલ— ૦ । ।

૧૦૯ ધત્તાતાલ— । । ૦ ૦ । ડ

૧૧૦ દ્વન્દ્વતાલ— । । ડ ડ ડ । ડે

૧૧૧ મુકુન્દતાલ— । ૦ ૦ ૦ ૦ ડ

૧૧૨ કુવિન્દકતાલ— । ૦ ૦ ડ ડે

૧૧૩ કલધ્વનિતાલ— । । ડ । ડે

૧૧૪ ગૌરીતાલ— ၊ ၊ ၊ ၊ ၊

૧૧૫ સરસ્વતીકંઠાભરણતાલ— ડ ડ ၊ ၊ ૦ ૦

૧૧૬ ભગ્નતાલ— ૦ ૦ ૦ ૦ ၊ ၊

૧૧૭ રાજમૃગાંકતાલ— ૦ ૦ ၊ ડ

૧૧૮ રાજમાર્તંડતાલ— ડ ၊ ૦

૧૧૯ નિઃશંકતાલ— ၊ ડ ડ ડે ડ ડ ડ ၊

૧૨૦ શાર્ઙ્ગદેવતાલ— ૦ ૦ ડ ડે ડ ડ ၊

ઉપર કહેલ દેશી તાલોમાં કેટલાએક તાલોનાં લક્ષણ સમાન હોવાથી પુનરૂક્તિ દોષ લાગેછે પરતુ તેના જવાબમાં કલ્લિનાથ કહેછે કે, એ તાલોની અંદર રહેલા લઘ્વાદિક અક્ષરોનું પ્રમાણ અનિયત હોવાથી સ્વરૂપભેદ થવાથી પુનરૂક્તિ દોષ થતો નથી જેમકે, કુહુકતાલની અંદર રહેલો લઘુ ચાર લઘ્વક્ષરના ઉચ્ચાર જેટલા પ્રમાણ જેટલો છે તેને અનુસરીને તેમાં રહેલો દ્રુત પણ બે લઘ્વક્ષરના ઉચ્ચાર જેટલા પ્રમાણવાળો છે તેમજ અદ્દુતાલીતાલમાં પાંચ લઘ્વક્ષર ઉચ્ચારના પ્રમાણવાળો લઘુ અક્ષર છે અને તેથી અર્ધ પ્રમાણવાળો દ્રુત છે. એ પ્રમાણે બધે સ્થાનકે જ્યાં પુનરૂક્તિ જણાય ત્યાં લઘ્વાદિક અક્ષરોનો પ્રમાણભેદ માનવો.

———.0.———

## गीत ( गान ).

ધ્રુવા સહિત ગાન પાંચ પ્રકારનું છે: १ प्रवेश, २ आक्षेप, ३ निष्काम, ४ प्रात, ५ आन्तर.

નારદ વિગેરે બ્રાહ્મણોએ જેમનો અનેક પ્રકારે ગીતો ( સાત પ્રકારનાં ) ના અંગ રૂપે વિનિયોગ કર્યો છે તે સર્વને આ શાસ્ત્રમાં ધ્રુવા કહેવામાં આવે છે; ઋચા, પાણિકા, ગાથા, સપ્તરૂપાંગ અને સપ્તરૂપ પ્રમાણને ધ્રુવા કહે છે.

વિવિધ છન્દોવડે બનાવેલાં અને જે કાવ્યપણાને પામે છે એવાં અંગો ધ્રુવાઓથી જુદાં પાડી અહીં બતાવવામાં આવ્યાં છે.

૧ મુખ[1], ૨ પ્રતિમુખ, ૩ વૈહાયસક, ૪ સ્થિત, ૫ પ્રવૃત્ત, ૬ વજ્ર, ૭ સંધિ, ૮ સંહરણ. ૯ પ્રસ્તાર, ૧૦ માષઘાત, ૧૧ ઉપ-

---

૧ આ બધાં અંગોનાં લક્ષણ અને ઉદાહરણ સંગિતરત્નાકરના પાચમા તાલાધ્યાયમાં જોવાં

વર્તન, ૧૨ ઉપઘાત, ૧૩ પ્રવેણી, ૧૪ ચતુરસ્ર, ૧૫ સુશીર્ષક, ૧૬ સંપિષ્ટક, ૧૭ અંતાહરણ, ૧૯ મહાજનિક.

એ બધાં પાંચે ધ્રુવાઓનાં અંગો છે

જેમાં એક વસ્તુ હોય તે ધ્રુવા, બે વસ્તુ હોય તે પરિગીતિકા, ત્રણ વસ્તુ હોય તે મદ્રક અને ચાર વસ્તુ હોય તે ચતુષ્પદા કહેવાય છે.

વાક્યવર્ણો, અલંકારો, યતિ, પાણિ અને લય જેમાં પરસ્પર સંબંધ પામેલાં હોય તેને ધ્રુવા કહે છે.

જુદા જુદા સ્વરૂપે રહેનારી ધ્રુવાઓ પાંચ છે તેને સપ્તરૂપાંગનું કારણપણું કહેવામાં આવે છે. તેમાં प्रावेशिकी ધ્રુવામાં પ્રવૃત્ત, ઉપવર્તન, વજ્ર, શીર્ષક અને શીર્ષકાર્ધ; अद्रुता ધ્રુવામાં પ્રસ્તાર, માષઘાત, મહાજનિક, પ્રવેણી અને અવપાત; अवक्रुष्टा ધ્રુવામાં મુખ અને પ્રતિમુખ; स्थिता ધ્રુવામાં વૈહાયસ અને અંતાહરણ તથા अंतरा ધ્રુવામાં સંહાર, ચતુરસ્ર, ખંજ, નર્કુટક, સંધિ અને પ્રસ્તાર એ પ્રમાણે અંગો આવે છે.

સાત ગીતકોની અંદર રહેલાં જે અંગો અને જે કલાઓ જેમ છન્દમાં રહેલાં વૃત્તોવડે પ્રગટ કરાયછે તેમજ ધ્રુવા પણ છન્દોગત વૃત્તોવડે પ્રગટ કરી શકાય છે.

ધ્રુવામાં ત્ર્યસ્ર અને ચતુરસ્ર તાલ કે જેને પ્રથમ ષટ્કલ અને અષ્ટકલ એવાં પર્યાયનામો આપવામાં આવ્યાં છે એ યોજવા.

વળી પ્રથમ જે ગીતોનાં અંગો કહેવામાં આવ્યાં છે તેમાંથી મક્ષક[1], વિવધ અને વિદારી કે જે પદ અથવા વર્ણની સમાપ્તિને કહેવામાં આવે છે તેમાં ઉત્તમ પ્રકૃતિવાળા પાત્રે વિદારી, મધ્યમ પાત્રે વિવધ અને નીચ પાત્રે મક્ષક કરવું.

પાંચ પ્રકારની ધ્રુવાઓમાં દરેક ધ્રુવાની અંદર અમુક છન્દ અથવા વૃત્ત આવી શકેછે, તેમાં स्थितावक्रुष्टा ધ્રુવામાં અવ્યક્ત, પ્રતિષ્ઠા અને મધ્યમ એ ત્રણ વૃત્તો આવે છે તથા તેમાં ત્ર્યસ્ર તાલ હોય છે.

प्रावेशिकी ધ્રુવામાં દ્રુતા, ચપલા, ઉદ્ગતા, ધૃતિ, અનુષ્ટુપ્, બૃહતી, જગતી અને વિલંબિતા વિગેરે જાતિઓ પ્રયોગોમાં કરેલી છે.

---

૧ લક્ષણ અને ઉદાહરણ માટે સંગિતરત્નાકરના પાંચમા તાલાધ્યાયમાં જુઓ.

ઉદ્ધતા ધ્રુવામાં પંક્તિ, ત્રિષ્ટુપ્, જગતી, અતિજગતી અને શક્વરી એ છન્દો આવે છે.

સમાન જાતિવાળી બધી ધ્રુવાઓમાં ત્રણ પ્રકારનાં વૃત્ત હોય છે: ૧ બહુ ગુરૂયુક્ત, ૨ બહુ લઘુયુક્ત અને ૩ ગુરૂ લઘુ ઉભયયુક્ત.

બધી ધ્રુવાઓમાં અવકૃષ્ટા ધ્રુવા બહુધા ગુરૂ અક્ષરવાળી, દ્રુતા ધ્રુવામાં ઘણે ભાગે લઘુ અક્ષરો અને બાકીની બીજી ધ્રુવાઓમાં લઘુ અને ગુરૂ બન્ને જાતના અક્ષરો હોય છે.

જે વૃત્તો અલ્પ અક્ષરવાળાં અને નાના છન્દોથી બનાવેલાં હોય તે વૃત્તો स्थितावकृष्टा તથા आक्षेपिकी ધ્રુવામાં યોજવાં, તેજ પ્રમાણે ઓજ અને યુગ્મ પ્રમાણવાળા છન્દો જેમાં આવેલા હોય તે आक्षेपिकी ધ્રુવા જાણવી તેમાં લઘુ અને યુગ્મ અક્ષરો વડે બનેલી જે હોય તે स्थिताक्षेपिकी.

જ્યાં અર્થને અનુસરનારાં પદોમાં વિષમાંશ અક્ષરો હોય તેવી ધ્રુવાઓમાં શમ્યાતાલ તથા આકાષત વર્ણ યોજવા.

ઉપર કહેલી સર્વ જાતિઓના છન્દ અને તેનાં વૃત્તોનાં સ્થાન અને સંજ્ઞાઓ નીચે મુજબ છે:—

૧ શ્રી,[૧] ૨ વૃત્તિ, ૩ રજની, ૪ પ્રતિષ્ટા, ૫ સુપ્રતિષ્ટા, ૬ ભ્રમરી, ૭ જયા, ૮ વિજયા, ૯ વિદ્યુદ્ભ્રાન્તા, ૧૦ ભૂતલમાન્યા, ૧૧ વાગુરૂ, ૧૨ શિખા, ૧૩ ધનપંક્તિ.

ઉપર કહેલી બધી જાતિઓ सुप्रतिष्ठा ધ્રુવાઓમાં આપવી.

ગાયત્રી ધ્રુવા (છન્દ) ની જાતિઓ નીચે પ્રમાણે છે:—

૧ તનુમધ્યા, ૨ શાલિની, ૩ મકરકશીર્ષા, ૪ વિમલા, ૫ વીર્યા, ૬ ગિરા, ૭ જલા, ૮ સુનન્દા, ૯ લલિતા, ૧૦ પંક્તિ, ૧૧ નલિની, ૧૨ નીલતોયા.

ઉપર કહેલી બધી જાતિઓ સમવૃત્તથી ઉત્પન્ન થનારી ગાયત્રીની ધ્રુવાની જાણવી.

---

૧. આ બધાં વૃત્તોનાં લક્ષણ ભરતનાટ્યશાસ્ત્રમાં આવેલ છે પરંતુ અહીં વિસ્તાર ભયનથી આપ્યાં નથી

ઉષ્ણિક્ જાતિની ધ્રુવાના ભેદો—

૧ ચપલા (દ્રુતગતિ), ૨ તન્વી, ૩ કામિની, ૪ ભ્રમરમાલા, ૫ ભોગવતી, ૬ મધુરીકા, ૭ સુભદ્રા, ૮ કુસુમવતી ૯ સમુદિતા, ૧૦ મનોજ્ઞા, ૧૧ દીપ્તા, ૧૨ ચલગતિ.

ઉપર કહેલી જાતિઓ स्थितप्रासादिक ને વિષે જાણવી.

અનુષ્ટુપ્ જાતિની ધ્રુવાના ભેદો—

૧ લલિતા, ૨ મહી, ૩ મધુકરઈશા, ૪ નલિની, ૫ નદી.

અનુષ્ટુપ્ છન્દની જાતિઓ प्रावेशिकी ધ્રુવાઓ સંબંધી જાણવી.

અવકૃષ્ટા ધ્રુવાની જાતિઓ—

૧ રુચિરાન્તા, ૨ પ્રમિતા, ૩ વિગતશોકા, ૪ અવકૃષ્ટતા. ૫ લલિતવૃત્ત, ૬ સમાનવમાના.

ઉપર કહેલી જાતિઓ स्थिता ધ્રુવાની જાણવી, અને તે પ્રવેશમાં સૂચન કરનારી છે.

आक्षेपिकावकृष्टा ધ્રુવાનું લક્ષણ નીચે મુજબ છે:—

આક્ષેપિકાવકૃષ્ટા ધ્રુવાને વિષે સુપ્રતિષ્ટા વિગેરે છન્દો યોજવા તેમજ બીજાં વૃત્તો દેવસ્તુતિમાં આવનારાં હોય તે પણ યોજવાં; અવકૃષ્ટા ધ્રુવામાં વર્ણો થોડા હોય છે.

द्रुता (હ્રસ્વા) ધ્રુવાનો પ્રકાર નીચે મુજબ છે:—

પ્રથમ આરંભમાં ઉદ્બોધક કરીને બાકીનો ભાગ હ્રસ્વ વર્ણોથી પૂરવો, તેમાં યુગ્મ[1], ઓજ[2] અને મિશ્ર એ ત્રણ ભેદ છે, તેમાં જગતીથી આરંભીને ધૃતિ સુધીના છન્દો યોજવા અને તેજ પ્રમાણે નાના વૃત્તોથી ઉત્પન્ન થનારી द्रुता એવા નામની ધ્રુવા જાણવી.

૧ જગતી, ૨ મદનવતી, ૩ કુસુમવતી, ૪ ભૂતલતન્વી, ૫ સુકુમારા, ૬ માલા, ૭ સ્ખલિતવિક્રમા. ૮ ચપલા, ૯ મુખચપલા.

એ નવ સુપ્રતિષ્ટા, ગાયત્રી, સ્થિતપ્રાસાદિકા, પ્રાવેશિકી, સ્થિતા, આક્ષેપિકા, અવકૃષ્ટા અને દ્રુતા (હ્રસ્વા) એ આઠ ધ્રુવાઓની મૂળ જાતિઓ છે તે

૧ સમ. ૨ વિષમ.

ત્યાગ કરવી, પરંતુ એ ધ્રુવાઓમાંથી યુગ્મ, વિષમ તથા ઓજ વિષયક બીજી છેલ્લી નિકળી છે એ બધી જાતિઓ હૃતા ધ્રુવાની જાણવી, અને તે બધી વૃત્તોની અંદર રહેલી છે.

જેના પાદની અંદર ૧૭, ૧૨. ૧૧, ૫, ૮ અને ૩ જો અક્ષર ગુરૂ હોય તે "ક્ષિપ્તકા" નામનું વૃત્ત જાણવું.

જેમાં ગુરૂ અક્ષર પ્રથમ હોય અથવા લઘુ અક્ષર પ્રથમ હોય વા યુગ્મોજ હોય એવાં વૃત્તોની અંદર આવનારી "હૃતા" નામની ધ્રુવા જાણવી.

૧ કનકજલક્ષિપ્તા, ૨ બૃહતી, ૩ શલભવિચલિતા, ૪ મણિગુણનિકરકૃતા (બૃહતી), ૫ સિંહાક્રાન્તા (બૃહતી), ૬ સુરદયિતા (પંક્તિ), ૭ કુસુમસમુદિતા (પંક્તિ). ૮ દોધક (પંક્તિ), ૯ કૃતોદ્ધતમા. ૧૦ વૃત્તસમૃદ્ધા (પંક્તિ), ૧૧ વિપુલભુજા.

ત્રિષ્ટુપ્ જાતિના ભેદ નીચે મુજબ છે: –

૧ ચપલા. ૨ કમલદલાક્ષી. ૩ પુષ્પસમૃદ્ધા (પંક્તિ). ૪ મુખચપલા. ૫ વિમલા. ૬ રૂચિરા. ૭ અપરવક્ર.

જગતીની જાતિઓ નીચે મુજબ છે:—

૧ કમલલોચના, ૨ અતિચપલા, ૩ મદકલિતા.

એ ત્રણે જાતિઓ પ્રાવેશિકી ધ્રુવાની હૃતા નામની જાણવી.

સમાન પદવાળાં વૃત્તોનું વર્ધમાન નીચે મુજબ છે:—

બધી ધ્રુવાઓનું લક્ષણ પ્રથમ વિધિપૂર્વક કહ્યું છે અને પ્રતિષ્ઠા વિગેરે છન્દો પણ તેના પાદના લક્ષણોથી કહેવામાં આવે છે.

૧ પ્રતિષ્ઠા, ૨ સુપ્રતિષ્ઠા, ૩ ગાયત્રી, ૪ ઉષ્ણિક્, ૫ અનુષ્ટુપ્, ૬ બૃહતી, ૭ પંક્તિ, ૮ ત્રિષ્ટપ્, ૯ જગતી.

એ બધી જાતિઓ ચતુરસ્ર ધ્રુવામાં જાણવી.

ગણ અને માત્રાઓના ભેદ નીચે પ્રમાણે છે:—

ત્ર્યસ્રા ધ્રુવાના પાંચ ગણ અને પછી સન્નિપાત તેમજ ચતુરસ્રા ધ્રુવાના આઠ ગણ અને પછી સન્નિપાત કરાય છે.

પોતાનામાં રહેનાર અર્થાત્ ધ્રુવા ગાનાર પોતાને ઉદ્દેશીને ગાય અથવા કોઇ બીજા માણસને ઉદ્દેશીને પણ ગાય એમ બે પ્રકારનું સ્થાન છે.

કોઈ પુરૂષ બંધાયો હોય ત્યારે, કોઇને રૂંધી રાખ્યો હોય ત્યારે, વ્યાધિ યુક્ત હોય ત્યારે, મૂર્છા થઇ હોય ત્યારે, મરી ગયો હોય ત્યારે અને કરૂણા રસના આશ્રય કરનારા ભાવોમાં "અવકૃષ્ટા" ધ્રુવા કરવી.

ઔત્સુક્ય, અવહિત્થ (એક સંચારી ભાવ), ચિન્તા, વિલાપ, શ્રમ, દીનતા અને ખેદમાં "સ્થિતા" નામની ધ્રવા કરવી અર્થાત્ ઔત્સુક્ય વિગેરે પરસ્થ અથવા આત્મસ્થ ભાવો બતાવવા હોય ત્યારે "સ્થિતા" ધ્રુવા કરવી.

કરૂણા રસથી જણાવેલા ઔત્સુક્ય, ચિન્તા, વિલાપ વિગેરે સ્થિતા ધ્રવામાં બતાવેલા ભાવોમાં અને કરૂણા રસમાં તેના ભાવોને આશ્રય કરનારી "દ્રુતા" નામની ધ્રુવા કરવી.

જ્યાં કોઇ મૃત થએલાને અથવા અભિહત થએલાને જોઇને દરેક અક્ષરોમાં દુઃખ જણાવવાનું હોય ત્યાં વિદ્વાન પુરૂષોએ "સ્થિતા" નામની ધ્રુવા કરવી.

અકસ્માત્ ભૂકંપ, વિદ્યુત્પાત વિગેરે ઉત્પાત જોવામાં આવે ત્યાં, શૃંગાર રસમાં, અદ્‌ભુત રસના દર્શનમાં, ખેદમાં, હર્ષમાં અને ક્રૂર પ્રાણીના દર્શન વખતે તેમજ પ્રત્યક્ષ જણાતાં, વીર, રૌદ્ર અને ભય વિગેરે રસોમાં, તથા આવેગ અને સંભ્રમમાં દ્રુતલયવાળી "દ્રુતા" નામની ધ્રુવા કરવી.

કોઇને પ્રસન્ન કરવું હોય ત્યાં, અનુસ્મરણમાં, બહુ બોલવામાં, પ્રથમ સમાગમમાં, હર્ષમાં, પ્રાર્થનામાં, શૃંગાર અને અદ્‌ભુત રસ જણાય ત્યારે મધ્યલયવાળી "પ્રાસાદિકી" ધ્રુવા કરવી.

શરીરને દુઃખ થયું હોય ત્યારે, ક્રોધમાં, સંધિ કરવો હોય ત્યાં ગીતને જાણનારા વિદ્વાન્ પુરૂષે "અંતરા" ધ્રુવા કરવી.

ગાયન ગાનારને ગાતાં ગાતાં સંભ્રમ બતાવવો હોય ત્યાં, ઘોષ (ઉંચો સાદ) બતાવવો હોય ત્યાં અને ઉત્પાત તથા વિસ્મય બતાવવો હોય ત્યાં ધ્રુવા વિનાનો પ્રવેશ કરવો.

એ પ્રમાણે પ્રકૃત અર્થને જાણીને તથા કાલ, દેશ, ઋતુ, પાત્રની પ્રકૃતિ અને તેના ભાવનાં ચિન્હ જાણીને તેને અનુકૂળ ધ્રુવા જાણવી.

ઉપર કહેલ ધ્રુવાના બીજા છ ભેદ નીચે મુજબ છે :—

૧ શિર્ષકા, ૨ ઉદ્‌ગતા, ૩ અનુબંધ, ૪ વિલંબિતા, ૫ આદિતા, ૬ અવકૃષ્ટા.

ધ્રુવાઓમાં શિરઃસ્થાનીય હોવાથી "શિર્ષકા", જેમાં ઉદ્ધત વર્ણ અને ભાષા હોય તે "ઉદ્‌ગતા", જે આક્રીડિતથી પ્રવૃત્ત થનાર અને ચતુર્થ લેપનો કરવાવાળો હોય તથા નાટ્યોપચારથી ઉત્પન્ન થનાર હોય તે "અનુબંધ", નાટકમાં જે ત્વરિત સંચારવાળી હોય, નાટ્યધર્મને અનુસરનારી હોય તેમજ વિલંબિત સંચારવાળી હોય તે "દ્રુતવિલંબિતા", જે ઉત્કટ ગુણવાળી હોય, શૃંગાર રસથી ઉત્પન્ન થનારી હોય અને સ્થાનવડે પ્રસન્ન હોય તે "આદિતા", તથા જે કારણ માટે કૃષ્ટા નામની ધ્રુવા અન્ય અર્થમાં ખેંચેલ અર્થને ગાય અને કરૂણારસ યુક્ત હોય તે "અવકૃષ્ટા" કહેવાય છે.

જે દીપ્તગુણવાળી પ્રાવેશિકી ધ્રુવા હોય તે પુરૂષને "આદિતા" કરવી, જે સ્થિતા નામની ધ્રુવા છે તે "અવકૃષ્ટા" કરવી, જે દ્દુતા છે તે "વિલંબિતા" અને અંતરા નામની ધ્રુવા છે તે "અનુબંધા" કરવી.

શિર્ષકા અને ઉદ્‌ગતા ધ્રુવા દેવ અને રાજાને થાય છે, રાજા તથા વૈશ્યને દિતા તથા સ્ત્રીઓને આદિતા કરવી.

મધ્યમ પાત્રોના પ્રવેશમાં "દ્રુતવિલંબિતા" ધ્રુવા કરવી.

ખંજક, નર્કુટક, સ્થિતા અને પ્રાસાદિકી ધ્રુવા કામથી, લલિતભાવ હોવાથી હાસ્ય અને શૃંગારરસમાં, નીચ પાત્રમાં અથવા પાત્ર મરણ પામ્યું હોય ત્યાં અનુબંધ અને લયનો આશ્રય કરીને કરવી.

સ્ત્રીઓને, રાજાને અને વૈશ્યને "અવકૃષ્ટા" ધ્રુવા કરવી તથા પ્રાવેશિકીના ચાર સન્નિપાત થાય છે, બાકીના સન્નિપાતો, શિર્ષકો, ષટ્‌પદો, સ્થિતા અને આદિતા નીચ પાત્રને કરવું નહિ; નીચ પાત્રોને તો સર્વ ભાવોના આશ્રયને પ્રાપ્ત થનાર સન્નિપાતાદિક વડે નાટક કરવું; નીચ પાત્રોને હાસ્ય, શોક અને ભયાનક એ ત્રણ ભાવો થાય છે.

એ પ્રમાણે ભાવોને જાણીને પ્રયોગ કરનારાઓએ ધ્રુવા કરવી.

નાટકની વસ્તુનો ચાલતો પ્રયોગ કે જે રસ અને ભાવને આશ્રય કરી રહેલો છે તેને તેમજ દેશ, કાલ અને અવસ્થાને જાણી ધ્રુવા યોજવી.

દેવ અથવા મનુષ્યને આશ્રય કરનારો નાટ્યપ્રયોગ બે પ્રકારનો હોય છે: પહેલો કોઇ વસ્તુને ઉદ્દેશીને થનાર અને બીજો અરણ્યમાં થનાર.

પાત્રની પ્રકૃતિ ત્રણ પ્રકારની છે: ૧ ઉત્તમ, ૨ મધ્યમ, ૩ અધમ.

ઋતુઓ કાલકૃત છે અને તે લોક પ્રસિદ્ધ છે; રાત્રી અને દિવસથી થતા

પક્ષ, માસ વિગેરે કાલ જાણવો.

વય: ( અવસ્થા ) ત્રણ પ્રકારનું છે: ૧ શૈશવ, ૨ યૌવન, ૩ વૃદ્ધત્વ.

દેશ અનેક પ્રકારનો છે.

અવસ્થા બે પ્રકારની છે: ૧ સુખી, ૨ દુ:ખી.

ઉપર કહેલાં દેશ, કાળ, અવસ્થા વિગેરે સ્થળો હમેશાં વિવિધ અવસ્થા-વાળાં હોય છે તે નાટ્યપ્રયોગમાં રસ તથા ભાવો જોઇને યોજવાં.

જે અર્થો ભાષણથી ન કહેવાય તે ગીતોથી કહેવા.

ધ્રુવાઓના આશ્રય તુલ્ય ગુણવાળા કરવા.

ઉત્તમ, મધ્યમ અને અધમ પાત્રોના તેમજ સ્ત્રીઓ તથા પુરૂષોના આશ્રય પણ તે તે પાત્રને તુલ્ય કરવા.

દૈત્ય અને રાક્ષસોના આશ્રય મેઘ, પર્વત અને સમુદ્ર યોજવા.

સિદ્ધ, ગંધર્વો અને યક્ષોનો આશ્રય વૃષભ વિગેરે તથા તપસ્વીઓના આશ્રય સૂર્ય, અગ્નિ અને પવન જાણવા.

બ્રાહ્મણોનો આશ્રય અગ્નિ અને બીજા તપસ્વીઓ હોય તેમનો આશ્રય તેમને યોગ્ય યોજવો.

દેવોનો આશ્રય વિદ્યુત્, ઉલ્કા અને અર્ક વિગેરે, જેવો દેવોનો આશ્રય તેવો રાજાઓનો પણ જાણવો; હાથી, સિંહ અને વરૂ એ દિવ્ય પુરૂષોમાં કહ્યાં નથી.

પાડા, કાળીઆર, સિંહ અને હિંસક પ્રાણીઓમાં જે માંસભક્ષકપ્રાણીઓ છે તે યક્ષ રાક્ષસ જાતિઓમાં આશ્રય રૂપે યોજવા.

ઉત્તમ પુરૂષોને વિવિધ રસનો આશ્રય કરવાવાળા મદોન્મત્ત હાથી તથા રાજહંસ વિગેરે યોજવાં.

મધ્યમ પુરૂષોને તેમના ગુણ પ્રમાણે સારસ, મોર, ક્રૌંચપક્ષી, ચકવાક અને પદ્મખંડ એ આશ્રય કરવા.

કોયલ, ભ્રમર, કાગડો, ટીટોડી, ઘુડ, બગલો, પારેવું અને કાદંબપક્ષી એ અધમ પાત્રોમાં યોજવાં.

એ પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને અધમ સ્ત્રીઓના આશ્રય પણ નીચે મુજબ છે:—

રાજાની સ્ત્રીઓને માટે પૃથ્વી, જ્યોત્સ્ના, હાથણી અને નદી વિગેરે તથા મધ્યમ જાતિની સ્ત્રીઓ અને વૈશ્યવર્ગની સ્ત્રીઓ માટે દીર્ઘિકા, ટીટોડી, લતા, સારસી, મયૂરી અને હરણી વિગેરે આશ્રય યોજવા.

અધમ સ્ત્રીઓની ધ્રુવાઓમાં ભ્રમરી, ટીટોડી, કાગડી અને કોયલ એ આશ્રયો યોજવા.

સૌમ્ય ધ્રુવાઓ પૂર્વાહ્નમાં, દીપ્ત ધ્રુવાઓ મધ્યાહ્નમાં અને કરુણારસવાળી ધ્રુવાઓ અપરાહ્ન તથા સાયકાળમાં કરવી.

ગતિવાચક અર્થો આક્ષેપિકી ધ્રુવાવડે યોજવા.

જેમાં રોમહર્ષ ઉત્પન્ન થાય છે એવા શોક, અદ્ભુત અને ભયાનક રસો, પૃથ્વી ઉપર રહેલ વસ્તુ અથવા દેવને આશ્રય કરીને રહેલ વસ્તુ એ બધું ગીતવડે તુલ્ય આશ્રવાળું યોજવું.

હરેક સ્થાવર કે જંગમ વસ્તુ તે તે વસ્તુને તુલ્ય સુખ કે દુઃખવડે બતાવવુ.

રથ, ઘોડા, હાથી, મૃગ, પશુ, પક્ષી, શિબિકા અને પાલખીનો ગતિ વિભ્રમ જોઈને તેમજ પક્ષી, ઘોડા, હાથી, વિમાન કે એવાંજ બીજાં વાહનોમાં ધ્રુવા કરવી.

"नास्तिकिंचिदवृत्तं तु, पदं गानसमाश्रयम्;
तस्माद् गीतिमभिप्रेक्ष्य, तद्वृत्तं योजयेद् ध्रुवाम्."

ગાયનનો આશ્રય કરનારૂં કોઈપણ પદ વૃત્ત વિનાતું હોતું નથી, માટે ગીતિને જોઈને તે ગીતિવૃત્ત ધ્રુવા પ્રત્યે યોજવું; વહનરૂપ કે ગતિરૂપ અર્થવાળા અક્ષરોથી ધ્રુવા કરવી.

હૃદયમાં રહેલો ભાવ અંગો સહિત અભિનયથી બતાવવો, તેમાં તુલ્યગુણથી ઉત્પન્ન થનારી "પ્રાસાદિકી" ધ્રુવા પ્રહર્ષને માટે કરવી.

જ્યાં આકાશ પુરૂષ હોય અને જ્યાં આકાશભાષણ કરવામાં આવે ત્યાં અસ્વર્યા (ગૂઢ અર્થવાળી) ધ્રુવા કરવી અને ધ્રુવાનો પ્રથમનો ભાગ ભાષણવાળો યોજવો.

પ્રસાદનરૂપ અર્થનો આશ્રય કરવાવાળી અથવા ઈર્ષા અને ક્રોધનો આશ્રય કરવાવાળી અથવા શૃંગારરસનો આશ્રય કરવાવાળી ધ્રુવા અર્થને અનુસરીને કરવી.

જ્યાં પ્રસાદનરૂપ સ્થાનો હોય ત્યાં તે રસનો આશ્રય કરવાવાળી અર્થને અનુસરીને "પ્રાસાદિકી" ધ્રવા યોજવી.

---

## भाषा प्रयोग.

દિવ્ય પુરૂષોનું ગાયન સંસ્કૃત ભાષામાં અને મનુષ્યોનું ભાષણ અર્ધસંસ્કૃતમાં યોજવું.

જે દિવ્ય પુરૂષોની ઉપમાને યોગ્ય હોય તેવા પુરૂષોના સાત્વિકભાવ અને તેમનાં કર્મોનું સંકીર્તન પ્રમાણ અને ગુણના આશ્રયવાળું ગાયનમાં બતાવવં.

દિવ્ય પુરૂષોનું ગાન પણ છન્દના પ્રમાણવાળું અને તે પોતાના કર્મના સંકીર્તન સાથે પુણ્યકર્મવાળું કરાવવું.

વૃત્તોમાં માલા, વક્ર, પુટ, વૃત્ત, વિશ્લોક, ચૂલિકા, ઉદ્ગતા અને પરવક્ત્ર એ વૃત્તો કરવાં તથા જે વૃત્તો આગળ કહેવામાં આવ્યાં છે એ વૃત્તો દેવતાઓએ જય આશીર્વાદયુક્ત ગાવાં.

ગાંધાર, મધ્યમ અને પંચમયુક્ત જે જાતિઓ છે તે જાતિઓથી ધૈવતયુક્ત પ્રમાણ ગણના કરવી;

પ્રમાણ પણ ચાર સ્થાનયુક્ત છે: ૧ પ્રાસાદિક, ૨ સ્થિત, ૩ નિષ્કામ અને ૪ પ્રવેશજ.

બહુધા વિવિધ દેવતાઓનું કાર્ય અનુષ્ટુપ્ છન્દથી કરવું, વિષ્કંભક, અપરવક્ત્ર અને માલા એ વૃત્તો પ્રવેશમાં તથા ચૂલિકા નિષ્ક્રમણમાં યોજાયછે.

જે ગાયન અનુષ્ટુપ્ વૃત્તથી કરવામાં આવેલ હોય, "स्थित" એવા નામના સ્થાનથી કરવામાં આવેલ હોય, સ્વર્ગની ભ્રાન્તિવડે કરવામાં આવેલું હોય, વળી તેમાં ચિન્તા કે દુઃખ જણાવવામાં આવ્યું હોય તેની અંદર અક્ષરો બહુધા ગુરૂ હોયછે; જેમાં કરૂણારસ વર્ણવેલો હોય અને જેના વર્ણો ભ્રષ્ટ ન હોય તે ગાયન સ્થિત સ્થાનથી કરાયછે માટે તેને "સ્થિતસ્થાન" જાણવુ.

મનુષ્યમાં જન્મેલ કોઇ દિવ્યપુરૂષને પોતાના દિવ્યભાવનું સ્મરણ થયું હોય તેવું ગાન દિવ્યભાવયુક્ત તથા તેવાજ દિવ્યપુરૂષનું દુઃખવિષયક અને શોક તથા ચિન્તા નાશ કરનારૂં અર્થાત્ ધૈર્ય આપનારૂં ગાયન શોક અવસ્થાનો આશ્રય કરીને કરવું.

## ધ્રુવા પ્રયોગ.

પ્રથમ "વાદ્યભાંડો" સ્થાપન થયા પછી તથા "ત્રિશાન્તિ" પરિકીર્તન કર્યા પછી "આશ્રાવણા" કરવું કે જે "બહિર્ગીત"માં પ્રયોજાય છે; ત્યારબાદ પૂર્વરંગ કરવો અને પૂર્વરંગ થયા પછી નાટ્યાગારમાં (રંગભૂમિમાં) પ્રવેશ કરવો અને તે એવી રીતે કે કોઇપણ યોગ્ય ગતિથી તથા યોગ્ય પગલાંથી રંગભૂમિના પરિક્રમવડે અથવા પ્રયોજનવશ ગવાતા ગાયનવડે પ્રવેશ કરતાં વિદ્વાન પુરૂષે છ પરિક્રમણ કરવાં અને તે સ્થાનમાં તે વખતે કોઇ દેવતાએ તથા વિદ્વાને ધ્રુવા કરવી ત્યાં એકવીશ "પાત" કરવા તથા નાટ્યપ્રયોગથી "ત્ર્યસ્રા" અથવા "ચતુરસ્રા" ધ્રુવા કરવી.

ત્ર્યસ્રા ધ્રુવામાં ત્રિકલ પાદપતન અને ચતુરસ્રા ધ્રુવામાં ચતુષ્કલ પાદપતન કરવું.

ઉત્તમ પાત્રમાં ચતુરસ્રા ધ્રુવા, મધ્યમ પાત્રમાં ત્ર્યસ્રા ધ્રુવા અને અધમ પાત્રમાં નર્કૂટક કરવું.

ઉપર કહેલો ચરણપાતનો વિધિ પ્રકૃતિસ્થ પાત્રને માટે કહ્યો છે, પરંતુ સંભ્રાન્ત, ઉત્પાત કે ક્રોધમાં એકકલ અથવા અર્ધકલ કરવો.

જ્યાં પાદવિન્યાસ ત્રિકલ, દ્વિકલ, એકકલ અથવા ચતુષ્કલ કરવામાં આવે ત્યાં "સામ્ય" એટલે સમભાંડ અર્થાત્ વાદ્યની સાથે કરવું પણ ગાયનની સાથે કરવું નહિ.

એકકલા અથવા દ્વિકલા ધ્રુવા ગાયનમાં યોગ્ય થતી નથી, માટે સમવાદ્યની સાથે કરવું, પણ ગાયનની સાથે કરવું નહિ.

જે પ્રથમ કહેવામાં આવેલા "સ્થિત" સ્થાનને આશ્રય કરનારા ભાવો કરવા હોય તે તેમનો પાદનિપાત જાણીને વિદ્વાનોએ યોજવા.

---

## ગ્રહભાંડનો આશ્રય નીચે મુજબ છે :—

પ્રથમ ગાયનની શરૂઆત કરતાં એક પરિવર્ત વાદ્ય વિના કરવો, પછી ચોથા પરિવર્તમાં ભાંડગ્રહ અર્થાત્ વાદ્યનું ગ્રહણ કરવું.

ગાયનમાં કોઇ ધ્રુવા "સન્નિપાતગ્રહા", કોઇ "તર્જનીગ્રહા" અને કોઇ "આકાશગ્રહા" હોયછે.

ધ્રુવાની અંદર ગ્રહ, કલા અને તાલયુક્ત હોયછે માટે તેને જાણનારા પુરૂષે તે ગ્રહ ગતિપરિક્રમણમાં વાદ્યભાંડ સાથે કરવો.

એ પ્રમાણે પ્રયોગ કરનારાઓએ સ્થાન અને આશ્રયયુક્ત તેમજ નૃત્ય તથા નાટ્યના પ્રયોગથી ઉત્પન્ન થનાર ધ્રુવાઓનો સન્નિવેશ કરવો.

જેમ કોઇપણ ચિત્ર રંગ વિના શોભાવાળું થતું નથી તેમ કોઇ નાટ્ય પણ ગીત વિના રંગભૂમિમાં જતું નથી.

પૂર્વરંગની રીતિ પ્રમાણે ગાયનવિધિ કરવો. ત્યારપછી દ્રશ્ય કાવ્યના પ્રબંધમાં નાના ભાવનો આશ્રય કરનાર બે ગ્રામ કરવા.

મુખનામના અંગમાં મધ્યમ ગ્રામ, પ્રતિમુખમાં ષડ્જ ગ્રામ, ગર્ભમાં સાધારિત અને વિમર્શમાં પંચમ નામનો ગ્રામ કરવો; ગાન નિર્વહણમાં કૈશિક નામનો ગ્રામ કરવો અને તે સન્નિવૃત્તનો આશ્રય કરનાર અને રસ તથા ભાવયુક્ત કરવો.

એજ પ્રમાણે પ્રકરણાશ્રિત રસવાળી ધ્રુવાઓ નક્ષત્રો જેમ આકાશને શોભાવેછે તેમ નાટ્યને શોભાવેછે.

ગાયનમાં ચાર પ્રકારની ગીતિ યોજવી, તેમાં પ્રથમ "**માગધી**", બીજી "**અર્ધમાગધી**" ત્રીજી "**સંભાવિતા**" અને ચોથી "**પૃથુલા**".

શરૂઆતમાં પાત્ર ત્રીજા પાદની નિવૃત્તિએ ભણે તે "**માગધી**" અને બીજા પાદની નિવૃત્તિએ બોલે તે "**અર્ધમાગધી**" જાણવી; વૃત્તિને વિષે બહુધા "**સંભાવિતા**" કરવી; એ રીતે ગાયનમાં ચાર પ્રકારની ગીતિઓ સર્વ ઠેકાણે ગાયકે યોજવી, એ ગીતિઓ પોતાના માપના અક્ષરો પ્રમાણે બનેલી ધ્રુવાઓમાં પણ કરવી.

"**સુખ**" સંજ્ઞિક ગાયન પૂર્ણસ્વરવાળું, વાદ્યની સાથે વિચિત્ર વર્ણોયુક્ત, ત્રણ સ્થાનવાળું, ત્રણ લયવાળું, ત્રણ માર્ગમાં જનારૂં, પ્રીતિ ઉત્પન્ન કરે તેવું, સમ ગુણવાળું, કોમળ, અલંકારવાળું અને મધુર એવું ઉત્તમ જાણવું.

નાટકનો આધાર ગાયન છે અને નાટકની શોભા ગાયન છે માટે ગાયનમાં પ્રથમ પ્રયત્ન કરવો, ગાયન અન વાદ્ય સુપ્રયુક્ત હોય તો નાટ્યપ્રયોગ કોઈ-પણ હાનિને પહોચતો નથી.

---

## વાદ્ય.

વાદ્ય ચાર પ્રકારનું છે: ૧ તત, ૨ અવનદ્ધ, ૩ ઘન અને ૪ સુષિર; તેમાં વગાડવાલાયક વીણા વિગેરે તારવાળાં વાદ્યોને "**તત**," ચર્મથી જેનું મો મઢેલું હોય એવાં ઢોલ, મૃદંગ વિગેરે વાદ્યોને "**અવનદ્ધ**", મૂર્તિમાન કાંસાનાં બનાવેલાં કાંસ્યતાલ ઝાંઝ વિગેરે વાદ્યોને "**ઘન**" અને પોલાણવાળાં વાંસળી વિગેરે વાદ્યોને "**સુષિર**" કહેછે.

**તતવાદ્યના ભેદ**—વીણા વિગેરે તતવાદ્યની બે જાત છે: એક શ્રુતિવીણા અને બીજી સ્વરવીણા; શ્રુતિવીણામાં સ્વરો સ્વતઃ ઉત્પન્ન થાયછે તેનું લક્ષણ સ્વરના વિષયમાં કહેલ છે; સ્વરવીણાના ઘણા ભેદ છે તેમાં એકતંત્રી, નકુલા, ત્રિતંત્રિકા, ચિત્રા, વિપંચી, મત્તકોકિલા, આલાપિની, કિન્નરી, પિનાકી અને નિઃશંકવીણા એ દશ ભેદ પ્રધાન (મુખ્ય) છે, એ સિવાયના ભેદ પણ પોતાની બુદ્ધિથી કલ્પી તેનાં નામ પોતાની ઇચ્છા મુજબ આપી શકાયછે એમ સંગીત-રત્નાકરના કર્તા શાર્ઙ્ગદેવ કહેછે.

એક તારવાળી વીણાને "**એકતંત્રી**", બે તારવાળી વીણાને "**નકુલા**", ત્રણ તારવાળી વીણાને "**ત્રિતંત્રિકા**" અથવા "**જંત્ર**", સાત તારવાળી વીણાને "**ચિત્રા**", નવ તારવાળી વીણાને "**વિપંચી**" અને એકવીશ તાર-વાળી વીણાને "**મત્તકોકિલા**" અથવા "**સ્વરમંડલ**" કહેછે, આ વીણા સર્વમાં મુખ્ય છે કારણ કે તેમાં મન્દ્ર, મધ્ય અને તાર સ્થાનથી ઉત્પન્ન થતા

સાત સ્વરો ઉત્પન્ન થાય છે; બીજી તમામ વીણાઓ આ વીણાની વિકૃતિરૂપ છે, કારણ કે તે વિણાઓ "મત્તકોકિલા"ના સ્વરોનેજ ઉત્પન્ન કરે છે; આલાપિની, કિન્નરી, પિનાકી અને નિઃશંકવીણા વિગેરેનાં લક્ષણ તથા તેની બનાવવાની રીતિ સંગીતરત્નાકરમાં વિસ્તારથી આપેલી છે.

**અવનદ્ધવાદ્યના ભેદ**— ૧ પટહ, ૨ મર્દલ, ૩ હુડુક્કા, ૪ કરટા, ૫ ઘટ, ૬ ઘડસ, ૭ ઢવસ, ૮ ઢક્કા, ૯ કુડુક્કઽ, ૧૦ કુડુવા, ૧૧ રૂંજા, ૧૨ ડમરૂક, ૧૩ ડક્કા, ૧૪ મંડિઢક્કા, ૧૫ ડક્કુલી, ૧૬ સેલ્લુકા, ૧૭ ઝલ્લરી, ૧૮ ભાણ, ૧૯ ત્રિવલી, ૨૦ દુંદુભિ, ૨૧ ભેરી, ૨૨ નિઃસાણ, ૨૩ તુંબકી વિગેરે.

**ઘનવાદ્યના ભેદ**— ૧ તાલ, ૨ કાંસ્યતાલ, ૩ ઘંટા, ૪ ક્ષુદ્રઘંટિકા, ૫ જયઘંટા, ૬ કમ્રા, ૭ શુક્તિ, ૮ પટ્ટ વિગેરે.

**સુષિરવાદ્યના ભેદ**— ૧ વંશ, ૨ પાવ, ૩ પાવિકા, ૪ મુરલી, ૫ મધુકરી, ૬ કાહલા, ૭ તુંડકિની, ૮ ચુક્કા, ૯ શૃંગ વિગેરે.

---

## नर्तन.

"नाट्यं नृत्यं तथा नृत्तं त्रेधातदिति कीर्तितम्"

નર્તન ત્રણ પ્રકારનું છે: ૧ નાટ્ય, ૨ નૃત્ય, ૩ નૃત્ત.

"नाट्यशब्दो रसे मुख्यो, रसाभिव्यक्ति कारणम्;
चतुर्धाभिनयोपेतं, लक्षणावृत्तितो बुधैः
नर्तनं नाट्यमित्युक्त"

રસની અભિવ્યક્તિમાં કારણ રૂપ નાટ્યશબ્દનો મુખ્ય અર્થ રસ છે પરતુ તે અર્થ અહીં ઘટતો નથી, કારણ કે રસ કાંઇ નર્તનનો ભેદ હોઇ શકે નહિ, માટે પંડિતોએ લક્ષણવૃત્તિથી નાટ્યશબ્દનો અર્થ "ચાર પ્રકારના અભિનય-**યુક્ત નર્તન તે નાટ્ય**" એમ કરેલ છે.

"आङ्गिकाभिनयैरेव, भावानेव व्यनक्ति यत्;
तन्नृत्य मार्गशब्देन, प्रसिद्धं नृत्यवेदिनाम्"

આંગિકાભિનય, વાચિકાભિનય અને સાત્વિકાભિનયવડે જે ભાવને પ્રગટ કરે તે "**નૃત્ય**" કહેવાય છે.

"गात्रविक्षेपमात्रं तु, सर्वाभिनयवर्जितम्;
आङ्गिकोक्तप्रकारेण, नृत्तं नृत्तविदो विदुः"

આંગિકાભિનયમાં અંગ અને પ્રત્યંગોનો જે પ્રકાર કહેવામાં આવશે તે

ગાયનમાં ચાર પ્રકારની ગીતિ યોજવી, તેમાં પ્રથમ "**માગધી**", બીજી "**અર્ધમાગધી**" ત્રીજી "**સંભાવિતા**" અને ચોથી "**પૃથુલા**".

શરૂઆતમાં પાત્ર ત્રીજા પાદની નિવૃત્તિએ ભણે તે "**માગધી**" અને બીજા પાદની નિવૃત્તિએ બોલે તે "**અર્ધમાગધી**" જાણવી; વૃત્તિને વિષે બહુધા "**સંભાવિતા**" કરવી; એ રીતે ગાયનમાં ચાર પ્રકારની ગીતિઓ સર્વે ઠેકાણે ગાયકે યોજવી, એ ગીતિઓ પોતાના માપના અક્ષરો પ્રમાણે બનેલી ધ્રુવાઓમાં પણ કરવી.

"**મુખ**" સંજ્ઞિક ગાયન પૂર્ણસ્વરવાળું, વાદ્યની સાથે વિચિત્ર વર્ણયુક્ત, ત્રણ સ્થાનવાળું, ત્રણ લયવાળું, ત્રણ માર્ગમાં જનારૂં, પ્રીતિ ઉત્પન્ન કરે તેવું, સમ ગુણવાળું, કોમળ, અલંકારવાળું અને મધુર એવું ઉત્તમ જાણવું.

નાટકનો આધાર ગાયન છે અને નાટકની શોભા ગાયન છે માટે ગાયનમાં પ્રથમ પ્રયત્ન કરવો, ગાયન અન વાદ્ય સુપ્રયુક્ત હોય તો નાટ્યપ્રયોગ કોઈ-પણ હાનિને પહોચતો નથી.

---

## વાદ્ય.

વાદ્ય ચાર પ્રકારનું છે: ૧ તત, ૨ અવનદ્ધ, ૩ ઘન અને ૪ સુષિર; તેમાં વગાડવાલાયક વીણા વિગેરે તારવાળાં વાદ્યોને "**તત,**" ચર્મથી જેનું મો મઢેલું હોય એવાં ઢોલ, મૃદંગ વિગેરે વાદ્યોને "**અવનદ્ધ**", મૂર્તિમાન કાંસાનાં બનાવેલાં કાંસ્યતાલ ઝાંઝ વિગેરે વાદ્યોને "**ઘન**" અને પોલાણવાળાં વાંસળી વિગેરે વાદ્યોને "**સુષિર**" કહેછે.

**તતવાદ્યના ભેદ**—વીણા વિગેરે તતવાદ્યની બે જાત છે: એક શ્રુતિવીણા અને બીજી સ્વરવીણા; શ્રુતિવીણામાં સ્વરો સ્વતઃ ઉત્પન્ન થાયછે તેનું લક્ષણ સ્વરના વિષયમાં કહેલ છે; સ્વરવીણાના ઘણા ભેદ છે તેમાં એકતંત્રી, નકુલા, ત્રિતંત્રિકા, ચિત્રા, વિપંચી, મત્તકોકિલા, આલાપિની, કિન્નરી, પિનાકી અને નિઃશંકવીણા એ દશ ભેદ પ્રધાન (મુખ્ય) છે, એ સિવાયના ભેદ પણ પોતાની બુદ્ધિથી કલ્પી તેનાં નામ પોતાની ઇચ્છા મુજબ આપી શકાયછે એમ સંગીત-રત્નાકરના કર્તા શાર્ઙ્ગદેવ કહેછે.

એક તારવાળી વીણાને "**એકતંત્રી**", બે તારવાળી વીણાને "**નકુલા**", ત્રણ તારવાળી વીણાને "**ત્રિતંત્રિકા**" અથવા "**જંત્ર**", સાત તારવાળી વીણાને "**ચિત્રા**", નવ તારવાળી વીણાને "**વિપંચી**" અને એકવીશ તાર-વાળી વીણાને "**મત્તકોકિલા**" અથવા "**સ્વરમંડલ**" કહેછે, આ વીણા સર્વમાં મુખ્ય છે કારણ કે તેમાં મન્દ્ર, મધ્ય અને તાર સ્થાનથી ઉત્પન્ન થતા

રેચિત, ૪૭ વૃશ્ચિક, ૪૮ વ્યંસિત, ૪૯ પાર્શ્વનિકુટ્ટક, ૫૦ લલાટતિલક, ૫૧ ક્રાન્ત, ૫૨ કુંચિત, ૫૩ વક્ત્રમંડલ, ૫૪ ઉરોમંડલ, ૫૫ આક્ષિપ્ત, ૫૬ તલવિલાસિત, ૫૭ અર્ગલ, ૫૮ વિક્ષિપ્ત, ૫૯ આવર્ત, ૬૦ દોલપાદક, ૬૧ વિવૃત્ત, ૬૨ વિનિવૃત્ત, ૬૩ પાર્શ્વક્રાન્ત, ૬૪ નિશુંભિત, ૬૫ વિદ્યુદ્ભ્રાન્ત, ૬૬ અતિક્રાન્ત, ૬૭ વિવર્તિત ૬૮ ગજક્રીડિત, ૬૯ તલસંસ્ફોટિત, ૭૦ ગરૂડપ્લુતક, ૭૧ ગંડસૂચી, ૭૨ પરિવૃત્ત, ૭૩ પાર્શ્વજાનુ, ૭૪ ગૃધ્રાવલીનક, ૭૫ સન્નત, ૭૬ સૂચી, ૭૭ અર્ધસૂચી, ૭૮ સૂચીવિદ્ધ, ૭૯ અપક્રાન્ત, ૮૦ મયૂરલલિત, ૮૧ સર્પિત, ૮૨ દંડપાદ, ૮૩ હરિણપ્લુત, ૮૪ પ્રેંખોલિત, ૮૫ નિતાન્ત, ૮૬ સ્ખલિત, ૮૭ કરિહસ્તક, ૮૮ પ્રસર્પિતક, ૮૯ સિંહવિક્રીડિત, ૯૦ સિંહકંપિત, ૯૧ ઉદ્વૃત્ત, ૯૨ અપસૃત, ૯૩ તલઘટ્ટિતક, ૯૪ જનિત, ૯૫ બહિશ્ચિક, ૯૬ નિવેશકરણ, ૯૭ મૌલિકાક્રીડ, ૯૮ ઉરૂદ્વૃત્ત, ૯૯ મદસ્ખલિત, ૧૦૦ વિષ્ણુક્રાન્ત, ૧૦૧ સંભ્રાન્ત, ૧૦૨ વિષ્કંભ, ૧૦૩ ઉદ્ઘાટિત, ૧૦૪ વૃષભક્રીડિત, ૧૦૫ લોલિત, ૧૦૬ સામાપસર્પિત, ૧૦૭ શકટાખ્ય, ૧૦૮ રંગાવતરણ.

આ તમામ કરણના ભેદો નૃત્ય યુદ્ધ અને નિયુદ્ધમાં યોજવા.

કરણમાં બહુધા ડાબો હાથ છાતી ઉપર રાખવો, પરંતુ કેડ, પડખાં, સાથળ, છાતી, બરડો અને પેટ સહિત હાથ પગ કેમ હલાવવા તે હવે પછી કહેવામાં આવશે.

જે સ્થાન, જે ચારીવિધાન તથા જે નૃત્તહસ્તો કહ્યાછે તે સમુદાયને માતૃકા કહે છે અને તે માતૃકાના યોગથી કરણ કહેવાય છે, તેનાં લક્ષણો નીચે મુજબ છેઃ—

૧. **તલપુષ્પપુટ**—ડાબા પડખામાં "પુષ્પપુટ" કરવો અને એક પગ "**અગ્રતલસંચર**" કરવો તથા પડખું નમતું રાખવું.

૨. **વર્તિત**—બેઉ મણિબંધ સંકુચિત કરી અવળા સવળા ફેરવવા અને બે હાથ સાથળ ઉપર પાડવા.

૩. **ચલિતોરૂ**—બેઉ હાથ "શુકતુંડ" કરી અવળા સવળા ફેરવવા તથા બેઉ સાથળ હલાવવા.

૪. **અપવિદ્ધ**—શુકતુંડ કરેલા એક હાથને સાથળ ઉપર પાડવો અને ડાબો હાથ છાતી ઉપર રાખવો.

૫. **સમનખ**—બેઉ પગના નખ બરાબર સરખા રહે તેમ બેઉ પગ જોડાજોડ રાખી બેઉ હાથને બરાબર સીધા લટકતા રાખવા અને આખું શરીર જેમ સ્વાભાવિક હોય તેમ રાખી ઉભા રહેવું.

૬. **લીન**—વક્ષઃસ્થળમાં "પતાકાંજલિ" રાખીને ડોકને લાંબી રાખવી તથા ખભા વાંકા કરવા

પ્રકારે કેવળ ગાત્રવિક્ષેપ અને કોઈપણ પ્રકારના અભિનય વિનાનું જે નર્તન તેને "નૃત્ત" કહે છે.

તે નૃત્ય અને નૃત્ત, મધુર અને ઉદ્ધત એ બે ભેદથી બે પ્રકારનાં છે, તે लास्य અને ताण्डव રૂપે નાટકમાં ઉપકારક બને છે.

તંડુથી પ્રાપ્ત થયું તે ताण्डव અને પાર્વતીથી પ્રાપ્ત થયું તે लास्य.

---

## ताण्डवमां थता अंगहारना भेदो.

૧ સ્થિરહસ્ત, ૨ પર્યસ્તક, ૩ સૂચીવિદ્ધ, ૪ અપવિદ્ધ, ૫ આક્ષિપ્ત, ૬ ઉદ્ઘટ્ટિત, ૭ વિષ્કંભક, ૮ અપરાજિત, ૯ વિષ્કંભાંગસૃત, ૧૦ મત્તાક્રીડ, ૧૧ સ્વસ્તિકરેચિત, ૧૨ પાર્શ્વસ્વસ્તિક, ૧૩ વૃશ્ચિક, ૧૪ ભ્રમર, ૧૫ મત્તસ્ખલિત, ૧૬ મદાદ્વિલસિત, ૧૭ ગતિમંડલ, ૧૮ પરિચ્છિન્ન, ૧૯ પરિવૃત્તરેચિત, ૨૦ વૈશાખ, ૨૧ પરાવૃત્ત, ૨૨ અલાતક, ૨૩ પાર્શ્વચ્છેદ, ૨૪ વિદ્યુદ્ભ્રાન્ત, ૨૫ ઉદ્વૃત્તક, ૨૬ આલીઢ, ૨૭ રેચિત, ૨૮ આચ્છુરિત, ૨૯ આક્ષિપ્તરેચિત, ૩૦ સંભ્રાન્ત, ૩૧ અપસર્પ, ૩૨ અર્ધનિકુટ્ટક.

ઉપર કહેલા બત્રીશ અંગહારોની ઉત્પત્તિ કરણોથી છે, હાથ અને પગની ગતિના સંયોગને नृत्यकरण કહે છે, બે नृत्यकरण ની એક नृत्यमातृका, બે, ત્રણ અથવા ચાર मातृका थी એક अङ्गहार થાય છે અને પાંચ करण थी એક संघातक થાય છે, છ, સાત, આઠ અથવા નવ करण થી પણ એક अङ्गहार થાય છે.

---

## करणना भेद.

૧ તલપુષ્પપુટ, ૨ વર્તિત, ૩ વલિતોરૂ, ૪ અપવિદ્ધ, ૫ સમનખ, ૬ લીન, ૭ સ્વસ્તિકરેચિત, ૮ મંડલસ્વસ્તિક, ૯ નિકુટ્ટક, ૧૦ અર્ધનિકુટ્ટક, ૧૧ કટિચ્છિન્ન, ૧૨ અર્ધરેચિત, ૧૩ વક્ષ:સ્વસ્તિક, ૧૪ ઉન્મત્તસ્વસ્તિક, ૧૫ પૃષ્ઠસ્વસ્તિક, ૧૬ દિક્સ્વસ્તિક, ૧૭ અલાત, ૧૮ કટીસમ, ૧૯ આક્ષિપ્તરેચિત, ૨૦ વિક્ષિપ્તાક્ષિપ્તક, ૨૧ અર્ધસ્વસ્તિક, ૨૨ અંચિત, ૨૩ ભુજંગત્રાસિત, ૨૪ ઉર્ધ્વજાનુ, ૨૫ નિકુંચિત, ૨૬ મત્તલ્લિ, ૨૭ અર્ધમત્તલ્લિ, ૨૮ રેચકનિકુટ્ટિત, ૨૯ પાદાપવિદ્ધ, ૩૦ વલિત, ૩૧ ઘૂર્ણિત, વાણુને '૧, ૩૩ દંડપક્ષ, ૩૪ ભુજંગત્રસ્તરેચિત, ૩૫ નૂપુર, ૩૬ સંભ્રાન્ત, વાળી વીણરેચત, ૩૮ ભ્રમર, ૩૯ ચતુર, ૪૦ ભુજંગાંચિત, ૪૧ દંડરેચિત, સર્વમાં સુખ્કુટ્ટન, ૪૩ કટિભ્રાન્ત, ૪૪ લતાવૃશ્ચિક, ૪૫ છિન્ન, ૪૬ વૃશ્ચિક-

૨૩. ભુજંગત્રાસિત—એક પગ સંકુચિત કરી તેને ઊંચો કરવો અને સાથળને "ત્ર્યસ્ર" કરી કેડ અને ગોઠણને "વિવર્ત" કરવાં.

૨૪. ઉર્ધ્વજાનુ—એક પગ ગોઠણથી સંકુચિત કરી ગોઠણ ઊંચો કરવો તથા બન્ને હાથ પ્રયોગની અનુકૂળતા પ્રમાણે રાખવા.

૨૫. નિકુંચિત—એક પગ "વૃશ્ચિક" કરી એક હાથ પડખા ઉપર સંકુચિત કરી રાખવો તથા જમણો હાથ નાકની આગળ રાખવો.

૨૬. મતલ્લિ—ડાબો અને જમણો બન્ને પગ ફેરવીને ખસેડવા તથા હાથ "ઉદ્વેષ્ટિત" અને "અપવિદ્ધ" કરવા.

૨૭. અર્ધમતલ્લિ—બન્ને પગ "સ્ખલિત" કરી "અપસૃત" કરવા અને ડાબો હાથ "રેચિત" કરવો તથા જમણો હાથ કેડ ઉપર રાખવો.

૨૮. રેચકનિકુટ્ટિત—જમણો હાથ "રેચિત" કરી ડાબો પગ "નિકુટ્ટિત" કરવો અને તે ડાબો પગ "દોલા" રાખવો.

૨૯. પાદાપવિદ્ધ—નાભિની આગળ બન્ને હાથ "ખટિકામૂખ" કરવા તથા બન્ને પગ "સૂચીવિદ્ધ" અને "અપક્રાન્ત" કરવા.

૩૦. વલિત—એક હાથ "અપવિદ્ધ" કરી એક પગ "સૂચી" કરવો તથા કેડની પછવાડે રહેલ ત્રિકભાગને ફેરવવો.

૩૧. ઘૂર્ણિત—જમણો હાથ "વર્તિત" કરી "આઘૂર્ણિત" કરવો અને ડાબો હાથ નીચે લટકતો રાખવો તથા એક પગ "સ્વસ્તિક" કરી "અપસૃત" કરવો.

૩૨. લલિત—ડાબો હાથ "કરિહસ્ત" કરવો અને જમણો હાથ "પ્રવર્તિત" કરવો તથા એક પગ બહુ વખત "કુટ્ટિત" કરવો.

૩૩. દંડપક્ષ—જેમાં "ઉર્ધ્વજાનુ" એવા નામની ચારી હોય તથા બન્ને હાથ "લતાહસ્ત" કરેલા હોય, પછી ત એમાંથી એક હાથ તજ તરફના ઉંચા કરેલા ગોઠણ ઉપર રાખવો અન ફરીથી બીજા હાથને બીજા ઉંચા કરેલા ગાઠણ ઉપર રાખી બતાવવા તે.

૩૪. ભુજંગત્ર્યસ્તરેચિત—(લક્ષણ કયાંઇ મળતું નથી).

૩૫. નૂપુર—પ્રથમ "ભ્રમરી" એવા નામની ચારી કરીને પછી "નૂપુરપાદિકા" નામની ચારી કરવી તથા એક હાથ "રેચિત" અને બીજો હાથ "લતાહસ્ત" કરવો તે.

૩૬. સંભ્રાન્ત—
૩૭. વૈશાખરેચિત— } (આ બન્નેનાં લક્ષણ કયાંઇ મળતાં નથી)

૩૮. ભ્રમર—ડાબો પગ "દોલિત" રાખી બન્ને હાથ સામસામા લપેટવા તથા ત્રિકને નમાવવું

૭. **સ્વસ્તિકરેચિત**—જેમાં બેઉ હાથ અનુક્રમે સ્વસ્તિક, રેચિત, વિદ્ધ, વિશ્લિષ્ટ અને કટિસંસ્થિત કરાય તે.

૮. **મંડલસ્વસ્તિક**—બેઉ હાથ "સ્વસ્તિક" રાખી તેની હથેળીઓ કાંઇક પોતાની સામે અને કાંઇક ઊંચી રાખી "મન્ડલ" સ્થાનથી ઉભા રહેવું.

૯. **નિકુટ્ટક**—બેઉ ખભા અને માથાની વચ્ચે બેઉ હાથની તર્જની અને મધ્યમા એક સાથે અથડાવવી તથા બેઉ પગ પણ સાથેજ જમીન ઉપર ઠોકવા.

૧૦. **અર્ધનિકુટ્ટિત**—બેઉ ખભા "અંચિત" રાખી એક હાથની આંગળી પોતાની સામે રાખવી અને બીજા હાથની તર્જની તથા મધ્યમા તે તરફના માથું તથા ખભાની વચ્ચે અથડાવવી અને એક પગ જમીન ઉપર ઠોકવો.

૧૧. **કટિચ્છિન્ન**—કેડ "છિન્ન" કરી બેઉ હાથ વારાફરતી માથે અડાડવા.

૧૨. **અર્ધરેચિત**—એક હાથ "અપવિદ્ધ" કરવો અને એક પગ "સૂચી" કરી જમીન સાથે અથડાવવો તથા પડખું નમતું રાખવું.

૧૩. **વક્ષઃસ્વસ્તિક**—બેઉ પગ "સ્વસ્તિક" કરી બેઉ હાથ છાતી પાસે "રેચિત" કરવા તથા છાતી સંકુચિત કરવી

૧૪. **ઉન્મત્તસ્વસ્તિક**—એક પગ "અંચિત" કરવો તથા બેઉ હાથ "રેચિત" કરવા.

૧૫. **પૃષ્ઠસ્વસ્તિક**—બન્ને હાથ અને પગને "સ્વસ્તિક" કરી તેની સાથે "અપક્રાન્ત" અને "અર્ધસૂચી" કરણ કરવું.

૧૬. **દિક્સ્વસ્તિક**—હાથ અને પગવડે "સ્વસ્તિક" કરી બન્ને પડખે તથા આગળ દખાડવું.

૧૭. **અલાતક**—એક પગ "અલાત" કરીને જમણો હાથ અર્ધ વાળવો તથા ગોઠણ ઊંચો કરવો.

૧૮. **કટીસમ**—પગ "સ્વસ્તિક" કરી ખસેડવો અને બન્ને હાથ નાભી તથા કેડની પાસે રાખવા તેમજ પડખું "ઉદ્‌વારિત" કરવું.

૧૯. **આક્ષિપ્તરેચિત**—ડાબો હાથ છાતી ઉપર રાખી જમણો "ક્ષિપ્ત" કરી તેને "રેચિત" કરવો અને પછી "અપવિદ્ધ" કરવો.

૨૦. **વિક્ષિપ્તાક્ષિપ્તક**—હાથ અને પગ બન્ને "વિક્ષિપ્ત" કરી તેનોજ ફરીથી "આક્ષેપ" કરવો.

૨૧. **અર્ધસ્વસ્તિક**—બન્ને પગ "સ્વસ્તિક" કરી જમણો હાથ કેડ ઉપર રાખવો તથા છાતી ઉપર ડાબો હાથ મૂકવો.

૨૨. **અંચિત**—હાથને અવળો સવળો ફેરવીને નાકની આગળ "અંચિત" કરવો.

૨૩. ભુજંગત્રાસિત—એક પગ સંકુચિત કરી તેને ઊંચો કરવો અને સાથળને "ત્ર્યસ્ર" કરી કેડ અને ગોઠણને "વિવર્ત" કરવાં.

૨૪. ઉર્ધ્વજાનુ—એક પગ ગોઠણથી સંકુચિત કરી ગોઠણ ઊંચો કરવો તથા બન્ને હાથ પ્રયોગની અનુકૂળતા પ્રમાણે રાખવા.

૨૫. નિકુંચિત—એક પગ "વૃશ્ચિક" કરી એક હાથ પડખા ઉપર સંકુચિત કરી રાખવો તથા જમણો હાથ નાકની આગળ રાખવો.

૨૬. મતલ્લિ—ડાબો અને જમણો બન્ને પગ ફેરવીને ખસેડવા તથા હાથ "ઉદ્વેષ્ટિત" અને "અપવિદ્ધ" કરવા.

૨૭. અર્ધમતલ્લિ—બન્ને પગ "સ્ખલિત" કરી "અપસૃત" કરવા અને ડાબો હાથ "રેચિત" કરવો તથા જમણો હાથ કેડ ઉપર રાખવો.

૨૮. રેચકનિકુટ્ટિત—જમણો હાથ "રેચિત" કરી ડાબો પગ "નિકુટ્ટિત" કરવો અને તે ડાબો પગ "દોલા" રાખવો.

૨૯. પાદાપવિદ્ધ—નાભિની આગળ બન્ને હાથ "ખટિકામૂખ" કરવા તથા બન્ને પગ "સૂચીવિદ્ધ" અને "અપક્રાન્ત" કરવા.

૩૦. વલિત—એક હાથ "અપવિદ્ધ" કરી એક પગ "સૂચી" કરવો તથા કેડની પછવાડે રહેલ ત્રિકભાગને ફેરવવો

૩૧. ઘૂર્ણિત—જમણો હાથ "વર્તિત" કરી "આઘૂર્ણિત" કરવો અને ડાબો હાથ નીચે લટકતો રાખવો તથા એક પગ "સ્વસ્તિક" કરી "અપસૃત" કરવો.

૩૨. લલિત—ડાબો હાથ "કરિહસ્ત" કરવો અને જમણો હાથ "પ્રવર્તિત" કરવો તથા એક પગ બહુ વખત "કુટ્ટિત" કરવો.

૩૩. દંડપક્ષ—જેમાં "ઉર્ધ્વજાનુ" એવા નામની ચારી હોય તથા બન્ને હાથ "લતાહસ્ત" કરેલા હોય, પછી તે બેમાંથી એક હાથ તેજ તરફના ઉંચા કરેલા ગોઠણ ઉપર રાખવો અને ફરીથી બીજા હાથને બીજા ઉંચા કરેલા ગોઠણ ઉપર રાખી બતાવવા તે.

૩૪. ભુજંગત્ર્યસ્તરેચિત—(લક્ષણ ક્યાંઇ મળતું નથી).

૩૫. નૂપુર—પ્રથમ "ભ્રમરી" એવા નામની ચારી કરીને પછી "નૂપુરપાદિકા" નામની ચારી કરવી તથા એક હાથ "રેચિત" અને બીજો હાથ "લતાહસ્ત" કરવો તે.

૩૬. સંભ્રાંત— } (આ બન્નેનાં લક્ષણ ક્યાંઇ મળતાં નથી)
૩૭. વૈશાખરેચિત— }

૩૮. ભ્રમર—ડાબો પગ "દોલિત" રાખી બન્ને હાથ સામસામા લપેટવા તથા ત્રિકને નમાવવું

૩૯. ચતુર—ડાબો હાથ "અંચિત" કરી જમણો હાથ "ચતુર" કરવો તથા જમણો પગ "કુટ્ટિત" કરવો.

૪૦. ભુજંગાંચિત—જમણો પગ "ભુજંગત્રાસિત" કરી જમણો હાથ "રેચિત" કરવો તથા ડાબો હાથ "લતાખ્ય" કરવો.

૪૧. દંડરેચિત—બન્ને હાથ તથા પગ દંડની પેઠે ચોતરફ "વિક્ષિપ્ત" કરવા.

૪૨. વૃશ્ચિકકુટ્ટિત—એક પગ "વૃશ્ચિક" કરીને બન્ને હાથ જમીન સાથે અથડાવવા

૪૩. કટિભ્રાન્ત—જમણો પગ "સૂચી" કરી "અપવિદ્ધ" કરવો તથા કટિ "રેચિત" કરવી.

૪૪. લતાવૃશ્ચિક—એક પગ વાંસા તરફ વાંકો કરીને તેનું તળીયું ઉપરના ભાગમાં રાખવું અને આંગળીઓ પણ ઉપરના ભાગમાં રાખવી.

૪૫. છિન્ન—"અરાલાખ્ય" હાથ કરી કેડ ઉપર મુકવો અને કેડ "છિન્ન" કરવી તથા "વૈશાખ" સ્થાનથી ઉભા રહેવું.

૪૬. વૃશ્ચિકરેચિત—એક પગ "વૃશ્ચિક" બરડા તરફ વળેલો કરી બન્ને હાથ અનુક્રમે "સ્વસ્તિકરેચિત" અને "વિપ્રકીર્ણ" કરવા.

૪૭. વૃશ્ચિક—બન્ને હાથ ખભા તરફ વાળવા અને પગ વાંસા તરફ વાળવો તથા વાંસો ઘણો નમતો રાખવો.

૪૮. વ્યંસિત—"આલીઢ" સ્થાનવડે બેસી બન્ને હાથ છાથીમાં "રેચિત" રાખી બન્નેનાં તળીયાં અડકે નહિ તેમ સામસામા રાખવા.

૪૯. પાર્શ્વનિકુટ્ટક—બન્ને હાથ "સ્વસ્તિક" કરી એક પડખે રાખવા તથા બન્ને પગ જમીન ઉપર સાથે અથડાવવા.

૫૦. લલાટતિલક—એક પગ "વૃશ્ચિક" કરી બીજા પગના અંગુઠાવડે કપાળમાં ચાંદલો કરવો.

૫૧. ક્રાન્ત—વાંસો "કુંચિત" કરી "અતિક્રાન્ત" કરણ કરવું તથા બેઉ હાથ "આક્ષિપ્ત" કરવા.

૫૨. કુંચિત—પ્રથમ એક પગ "નત" કરી જમણો હાથ "કુંચિત" કરવો તથા સવળો રાખી ડાબે પડખે રાખવો.

૫૩. વક્ત્રમંડલ—બન્ને હાથ લટકતા રાખી શરીર નમતું રાખવું તથા આગળના ભાગમાં "અપવિદ્ધ" કરવું.

૫૪. ઉરોમંડલ—બન્ને પગ અનુક્રમે સ્વસ્તિક, અપસૃત અને અર્ધક્રમ કરવા તથા બન્ને હાથ ઉરોમંડલ કરવા.

૫૫. આક્ષિપ્ત—વેગથી બન્ને હાથ તથા પગ "આક્ષિપ્ત" કરવા

૫૬. તલવિલાસિત—એક પગ પડખા તરફ ઊંચો કરી તેનું તળીયું તથા આંગળીઓ ઉંચી રાખવી તથા બન્ને હાથ "અંચિતતલ" કરવા.

૫૭. અર્ગલ—વાંસા તરફ એક પગ લાંબો કરી બન્ને પગનાં તળીયાં ઉર્ધ્વ રાખવાં તથા તે તરફનો એક હાથ પણ પગની પેઠે વાંસા તરફ લાંબો રાખવો.

૫૮. વિક્ષિપ્ત—વાંસા તરફ અથવા પડખા તરફ હાથ અને પગને "વિક્ષિપ્ત" કરવા.

૫૯. આવર્ત—પ્રથમ એક પગ ટુંકો કરી તેને આગળના ભાગમાં લાંબો કરી ગોળ ફેરવવો તથા હાથ પ્રયોગની અનુકૂળતા પ્રમાણે રાખવા

૬૦. દોલપાદ—સંકુચિત કરેલ પગને ઉંચો લઇ એક પડખેથી બીજે પડખે ફેરવવો

૬૧. વિવૃત્ત—બન્ને હાથ તથા પગને 'આક્ષિપ્ત" કરવો અને ત્રિક્-ભાગને 'વિવૃત" કરવો તથા ફરીથી બન્ને હાથ "રેચિત" કરવા.

૬૨. વિનિવૃત્ત—પ્રથમ "સૂચીવિદ્ધ" કરી ત્રિક્ભાગને પાછો ફેરવવો તથા બન્ને હાથ "રેચિત" કરવા

૬૩. પાર્શ્વક્રાન્ત—પ્રથમ "પાર્શ્વક્રાન્ત" કરી આગળના ભાગમાં જમીન ઉપર બન્ને હાથ અથડાવી પ્રયોગ પ્રમાણે રાખવા

૬૪. નિશુમ્ભિત—વાંસા તરફ એક પગ વાળીને છાતી સારી રીતે ઉંચી રાખવી તથા હાથ કપાળના ચાંદલા પાસે રાખવો

૬૫. વિદ્યુદ્ભ્રાન્ત—વાંસા તરફ એક પગ વાળી ડોક લાંબી કરવી તથા એ તરફ "મંડલાબદ્ધ" કરવું

૬૬. અતિક્રાન્ત—પોતાની આગળના ભાગથી "અતિક્રાન્તક્રમ" કરવો તથા બન્ને હાથ પ્રયોગની અનુકૂળતા પ્રમાણે રાખવા.

૬૭. વિવર્તિત—એક હાથ તથા પગ "આક્ષિપ્ત" કરી ત્રિક્ભાગને "વિવર્તિત" કરવો તથા બીજો હાથ "રેચિત" કરવો.

૬૮. ગજક્રીડિત—ડાબો હાથ કાન પાસે "અંચિત" રાખી જમણો હાથ "લતાખ્ય" કરવો તથા એક પગ "દોલા" કરવો.

૬૯. તલસંસ્ફોટિત—એક પગ જલદી ઉપાડી આગળના ભાગ ઉપર ઠોકવો તથા બન્ને હાથે તાલી પાડવી.

૭૦. ગરૂડપ્લુતક—બન્ને પગ વાંસા તરફ લાંબા રાખવા તથા બન્ને હાથ 'લતારચિત" કરવા અને માથું સારી પેઠે ઉંચું કરવું.

૩૯. ચતુર—ડાબો હાથ "અંચિત" કરી જમણો હાથ "ચતુર" કરવો તથા જમણો પગ "કુટ્ટિત" કરવો.

૪૦. ભુજંગાંચિત—જમણો પગ "ભુજંગત્રાસિત" કરી જમણો હાથ "રેચિત" કરવો તથા ડાબો હાથ "લતાખ્ય" કરવો.

૪૧. દંડરેચિત—બન્ને હાથ તથા પગ દંડની પેઠે ચોતરફ "વિક્ષિપ્ત" કરવા.

૪૨. વૃશ્ચિકકુટ્ટિત—એક પગ "વૃશ્ચિક" કરીને બન્ને હાથ જમીન સાથે અથડાવવા

૪૩. કટિભ્રાન્ત—જમણો પગ "સૂચી" કરી "અપવિદ્ધ" કરવો તથા કટિ "રેચિત" કરવી.

૪૪. લતાવૃશ્ચિક—એક પગ વાંસા તરફ વાંકો કરીને તેનું તળીયું ઉપરના ભાગમાં રાખવું અને આંગળીઓ પણ ઉપરના ભાગમાં રાખવી.

૪૫. છિન્ન—"અરાલાખ્ય" હાથ કરી કેડ ઉપર મુકવો અને કેડ "છિન્ન" કરવી તથા "વૈશાખ" સ્થાનથી ઉભા રહેવું.

૪૬. વૃશ્ચિકરેચિત—એક પગ "વૃશ્ચિક" બરડા તરફ વળેલો કરી બન્ને હાથ અનુક્રમે "સ્વસ્તિકરેચિત" અને "વિપ્રકીર્ણ" કરવા.

૪૭. વૃશ્ચિક—બન્ને હાથ ખભા તરફ વાળવા અને પગ વાંસા તરફ વાળવો તથા વાંસો ઘણો નમતો રાખવો.

૪૮. વ્યંસિત—"આલીઢ" સ્થાનવડે બેસી બન્ને હાથ છાથીમાં "રેચિત" રાખી બન્નેનાં તળીયાં અડકે નહિ તેમ સામસામા રાખવા.

૪૯. પાર્શ્વનિકુટ્ટક—બન્ને હાથ "સ્વસ્તિક" કરી એક પડખે રાખવા તથા બન્ને પગ જમીન ઉપર સાથે અથડાવવા.

૫૦. લલાટતિલક—એક પગ "વૃશ્ચિક" કરી બીજા પગના અંગુઠાવડે કપાળમાં ચાંદલા કરવો.

૫૧. ક્રાન્ત—વાંસો "કુંચિત" કરી "અતિક્રાન્ત" કરણ કરવું તથા બેઉ હાથ "આક્ષિપ્ત" કરવા.

૫૨. કુંચિત—પ્રથમ એક પગ "નત" કરી જમણો હાથ "કુંચિત" કરવો તથા સવળો રાખી ડાબે પડખે રાખવો.

૫૩. વક્ત્રમંડલ—બન્ને હાથ લટકતા રાખી શરીર નમતું રાખવું તથા આગળના ભાગમાં "અપવિદ્ધ" કરવું.

૫૪. ઉરોમંડલ—બન્ને પગ અનુક્રમે સ્વસ્તિક, અપસૃત અને અર્ધક્રમ કરવા તથા બન્ને હાથ ઉરોમંડલ કરવા.

૫૫. આક્ષિપ્ત—વેગથી બન્ને હાથ તથા પગ "આક્ષિપ્ત" કરવા

૫૬. તલવિલાસિત—એક પગ પડખા તરફ ઊંચો કરી તેનું તળીયું તથા આંગળીઓ ઉંચી રાખવી તથા બન્ને હાથ "અંચિતતલ" કરવા.

૫૭. અર્ગલ—વાંસા તરફ એક પગ લાંબો કરી બન્ને પગનાં તળીયાં ઉર્ધ્વ રાખવાં તથા તે તરફનો એક હાથ પણ પગની પેઠે વાંસા તરફ લાંબો રાખવો.

૫૮. વિક્ષિપ્ત—વાંસા તરફ અથવા પડખા તરફ હાથ અને પગને "વિક્ષિપ્ત" કરવા.

૫૯. આવર્ત—પ્રથમ એક પગ ટુંકો કરી તેને આગળના ભાગમાં લાંબો કરી ગોળ ફેરવવો તથા હાથ પ્રયોગની અનુકૂળતા પ્રમાણે રાખવા.

૬૦. ઢોલપાદ—સંકુચિત કરેલ પગને ઉંચો લઇ એક પડખેથી બીજે પડખે ફેરવવો

૬૧. વિવૃત્ત—બન્ને હાથ તથા પગને 'આક્ષિપ્ત" કરવો અને ત્રિક્-ભાગને "વિવૃત" કરવો તથા ફરીથી બન્ને હાથ "રેચિત" કરવા

૬૨. વિનિવૃત્ત—પ્રથમ "સૂચીવિદ્ધ" કરી ત્રિક્ભાગને પાછો ફેરવવો તથા બન્ને હાથ "રેચિત" કરવા

૬૩. પાર્શ્વક્રાન્ત—પ્રથમ "પાર્શ્વક્રાન્ત" કરી આગળના ભાગમાં જમીન ઉપર બન્ને હાથ અથડાવી પ્રયોગ પ્રમાણે રાખવા

૬૪. નિશુંભિત—વાંસા તરફ એક પગ વાળીને છાતી સારી રીતે ઉંચી રાખવી તથા હાથ કપાળના ચાંદલા પાસે રાખવો.

૬૫. વિદ્યુદ્ભ્રાન્ત—વાંસા તરફ એક પગ વાળી ડોક લાંબી કરવી તથા એ તરફ "મંડલબદ્ધ" કરવું

૬૬. અતિક્રાન્ત—પોતાની આગળના ભાગથી "અતિક્રાન્તક્રમ" કરવો તથા બન્ને હાથ પ્રયોગની અનુકૂળતા પ્રમાણે રાખવા.

૬૭. વિવર્તિત—એક હાથ તથા પગ "આક્ષિપ્ત" કરી ત્રિક્ભાગને 'વિવર્તિત" કરવો તથા બીજો હાથ "રેચિત" કરવો.

૬૮. ગજક્રીડિત—ડાબો હાથ કાન પાસે "અંચિત" રાખી જમણો હાથ "લતાખ્ય" કરવો તથા એક પગ "દોલા" કરવો.

૬૯. તલસંસ્ફોટિત—એક પગ જલદી ઉપાડી આગળના ભાગ ઉપર ઠોકવો તથા બન્ને હાથે તાલી પાડવી.

૭૦. ગરૂડપ્લુતક—બન્ને પગ વાંસા તરફ લાંબા રાખવા તથા બન્ને હાથ "લતારચિત" કરવા અને માથું સારી પેઠે ઉંચું કરવું.

૭૧. ગંડસૂચી—એક પગ "સૂચી" કરીને તે તરફનું પડખું ઉંચું રાખવું તથા એક હાથ છાતી ઉપર અને બીજો હાથ ગાલ પાસે "અંચિત" રાખવો.

૭૨. પરિવૃત્ત— (આનું લક્ષણ કયાંઇ મળતું નથી).

૭૩. પાર્શ્વજાનુ—એક પગ સરખો ઉભો રાખી તેના સાથળના પાછલા ભાગ ઉપર બીજો પગ રાખવો અને એક હાથની મુઠી વાળી છાતી ઉપર રાખવો.

૭૪. ગૃધ્રાવલીનક—એક પગ વાંસા તરફ લાંબો રાખી તેનો ગોઠણ કાંઇક "અંચિત" કરવો તથા બન્ને હાથ બન્ને પડખે પહોળા રાખવા.

૭૫. સન્નત—એકદમ કુદકો મારી બન્ને પગવડે "સ્વસ્તિક" કરી આગળ મુકવા તથા બન્ને હાથ નીચે નમતા રાખવા.

૭૬. સૂચી—એક પગ "કુંચિત" કરી તેને ઉંચો લઇ આગળના ભાગમાં જમીન ઉપર મુકવો તથા બન્ને હાથ પ્રયોગની અનુકૂળતા પ્રમાણે રાખવા.

૭૭. અર્ધસૂચી—ડાબો પગ માથા ઉપર રાખવો અને જમણો પગ "સૂચી" કરવો.

૭૮. સૂચીવિદ્ધ—"સૂચીપાદ"થી દ્વિતીય પાદનો વેધ કરવો અને બન્ને હાથ કટિપ્રદેશ પાસે રાખવા.

૭૯. અપક્રાન્ત—એક પગને સાથળના ભાગમાંથી વળેલો રાખી અપક્રાન્તક્રમ કરવો તથા બન્ને હાથ પ્રયોગની અનુકૂળતા પ્રમાણે રાખવા.

૮૦. મયૂરલલિત—"વૃશ્ચિક" કરણ કરીને બન્ને હાથ "રેચિત" કરવા તથા કમ્મરને "વિવૃત" કરવી.

૮૧. સર્પિત—બન્ને પગ અન્તરાપસ્રુત કરી માથું પરિવાહિત કરવું અને બન્ને હાથ "રેચિત" કરવા.

૮૨. દંડપાદ—એક પગ "નૂપુર" કરી દંડની પેઠે લાંબો કરવો તથા "ક્ષિપ્ત" કરી "વિદ્ધ" કરવો

૮૩. હરિણપ્લુત—અતિક્રાન્તક્રમ કરી એક પગને ઉંચો કરી જમીન ઉપર ઠોકવો અને બીજો પગ "અંચિત" કરી તેનો ગોઠણ "ક્ષિપ્ત" કરવો.

૮૪. પ્રેંખોલિત—એક પગ "દોલાપાદ" કરી એકદમ ઉંચો લઇ જમીન ઉપર ઠોકવો અને ત્રિકને પાછું વાળી જોતા હોઇએ એમ ફેરવવું.

૮૫. નિતાન્ત—બન્ને હાથ ઉપરના ભાગમાં નીકળતા રાખી બન્ને હાથની આંગળીઓ પોતાના મોઢાની સાથે રાખવી અને "બદ્ધા" નામની ચારી યોજવી.

૮૬. સ્ખલિત—એક પગ "દોલાપાદ" કરી બન્ને હાથ તેના સરખાજ "દોલા" કરવા તથા "રેચિત" અને "આઘૂર્ણિત" કરવું.

૮૭. કરિહસ્તક—ડાબો હાથ છાતી ઉપર રાખી તેને જમણા હાથની હથેળી વડે વીંટવો તથા પગ "અંચિત" કરવો.

૮૮. પ્રસર્પિતક—એક હાથ "રેચિત" કરી બીજો "લતાખ્ય" કરવો અને બન્ને ચરણ "પ્રસર્પિતતલ" કરવા.

૮૯. સિંહવિક્રીડિત—એક ચરણ "અલાત" કરી તેને આગળ કરવો અને બીજો તદ્દતક્રમ કરવો તથા બન્ને હાથ પગને અનુસરતા રાખવા.

૯૦. સિંહકંપિત—એક પગ વાંસા તરફ લાંબો કરી બન્ને હાથ "નિકુંચિત" કરવા, એવી રીતે ફરીથી પણ કરી બતાવવું.

૯૧. ઉદ્વૃત્ત—બન્ને હાથ તથા પગ "આક્ષિપ્ત" કરવા અને દેહ પણ "આક્ષિપ્ત" કરવો.

૯૨. અપસૃત—એક ચરણ "આક્ષિપ્ત" કરી તે તરફનો હાથ પણ તેમજ કરવો તથા શરીર જરા નમતું રાખવું.

૯૩. તલસંઘટ્ટિત—અનુક્રમે બન્ને પગ "દોલા" કરી બન્ને હાથનાં તળીયાં પરસ્પર મેળવવાં તથા ડાબો હાથ "રેચિત" કરવો.

૯૪. જનિત—એક હાથ છાતી ઉપર રાખી બીજો હાથ લટકતો રાખવો તથા એક પગ ફણાથી જમીનને અડકાવવો.

૯૫. બહિશ્ચિક—"જનિત" કરણ કર્યા પછી બન્ને હાથની આંગળીઓ મુખ આગળ રાખી ધીમે ધીમે નીચે નમાવવી.

૯૬. નિવેશ—બન્ને હાથ છાતી ઉપર રાખવા અને છાતી વાંકી રાખવી તથા "મંડલ" સ્થાનવડે ઉભા રહેવું.

૯૭. એલિકાક્રિડિત—બન્ને પગ "તલસંચરપાદ" કરી બન્ને પગથી સાથે કુદી નીચે પડવું તથા શરીર કાંઇક નમતું અને વળેલું રાખવુ.

૯૮. ઊરૂદ્વૃત્ત—એક હાથમાં "આવૃત" નામનું કરણ કરી તે હાથ સાથળ ઉપર "અંચિત" કરી રાખવો તેમજ પગના ગોઠણ નીચેનો ભાગ પણ "અંચિત" અને "ઉદ્ધૃત્ત" રાખવો

૯૯. મદસ્ખલિત—બન્ને હાથ લાંબા લટકતા રાખી માથાને "પરિવાહિત" રાખવું તથા બન્ને પગ "વલિત" અને "આવિદ્ધ" કરવા.

૧૦૦. વિષ્ણુકાન્ત –એક પગ ચાલવાની તૈયારીમાં હોય તેમ વાળેલો અને આગળ ખસતો રાખી બન્ને હાથ "રેચિત" રાખવા.

૧૦૧. સંભ્રાન્ત—એક હાથ ગોળ કમળની પેઠે ફેરવી સાથળ ઉપર ખેંચીને લાવવા અને સાથળને "વિદ્ધ" કરવો

૧૦૨. વિષ્કંભ—એક હાથ "સૂચી" કરી "અપવિદ્ધ" કરવો અને પગ "સૂચી" કરી "નિકુટ્ટિત" કરવો તેમજ ડાબો હાથ છાતી ઉપર રાખવો.

૧૦૩. ઉદ્ઘટ્ટિત—બન્ને પગ "ઉદ્ઘટ્ટિત" કરી તેમજ બન્ને હાથ "તલસંઘટ્ટિત" કરી પછી નિતંબની પડખે રાખવા

૧૦૪. વૃષભક્રોડિત—પ્રથમ હાથવડે તાલ આપી પછી "રેચિત" કરવા અને ત્યારબાદ "કુંચિત" કરી "અંચિત" કરવા.

૧૦૫. લોલિત—એક હાથ "રેચિત" કરી બીજો હાથ છાતી ઉપર "અલપદ્મ" રાખવો તથા બન્ને પડખે માથું લોલિત કરવું તથા વખતે સ્થિર પણ રાખવું તેમજ "વૈષ્ણવ" સ્થાન કરવું.

૧૦૬. સામાપસર્પિત—(પૂર્વનો અર્ધ શ્લોક ત્રુટિત છે.) બન્ને હાથ "રેચિત" કરી "અંચિત" કરવા.

૧૦૭. શકટાખ્ય—શરીર નીચું નમાવી એક પગ લાંબો કરી "તલ-સંચર" કરવો તેમજ છાતી "ઉદ્‌ઘાટિત" કરવી.

૧૦૮. રંગાવતરણ—એક પગનો ફૂણો ઉંચો રાખી પાની જમીન સાથે અડકાવવી તથા બન્ને હાથ "ત્રિપતાક" કરી ઉંધા રાખવા અને માથું સરલ રાખવું.

## પૂર્વે કહેલ અંગહારનાં લક્ષણ નિચે મુજબ છે:—

૧. સ્થિરહસ્ત—બન્ને હાથ એક બીજા સાથે પહોળા કરી ઉંચા કરવા અને બન્ને પગ સરખા રાખવા, વળી ડાબા હાથને "વ્યંસિત" કરી "અપસૃત" કરી ઉંચો કરવો ત્યારપછી "પ્રત્યાલીઢ" નામનું આસન કરી "નિકુટ્ટક" કરવું અને પછીથી "ઊરુદ્‌વૃત્ત" કરણ કરવું તેમજ અનુક્રમે સ્વસ્તિકાક્ષિપ્ત, નિતાન્ત અને કરિહસ્ત નામનાં કરણ કરવાં.

૨. પર્યસ્તક—પ્રથમ તલપુષ્પપુટ અને અપવિદ્ધ કરણ કર્યા બાદ અનુક્રમે વર્તિત, સન્નિકુટ્ટક, ઊરુદ્‌વૃત્ત, આક્ષિપ્ત, ઉરોમંડળ, નિતાંત, કરિહસ્ત, અને કટિચ્છિન્ન નામનાં કરણ કરવાં.

૩. સૂચીવિદ્ધ—પ્રથમ હાથને "અલપદ્મ" કરી સૂચી તથા વિક્ષિપ્ત કરવા અને પછી અનુક્રમે આવર્તિક, નિકુટ્ટક, ઊરુદ્‌વૃત્ત, આક્ષિપ્ત, ઉરોમંડલ, કરિહસ્ત અને કટિચ્છિન્ન નામનાં કરણ કરવાં.

૪. અપવિદ્ધ—પ્રથમ અપવિદ્ધ અને સૂચીવિદ્ધ કરણ કરી, પછી એક ઉદ્‌વેષ્ટિત હાથને ત્રિક ફરતો ફેરવી બન્ને હાથ ઉરોમંડલ કર્યા બાદ કટિચ્છિન્ન અને અપવિદ્ધ કરણ કરવું.

૫. આક્ષિપ્તક—પ્રથમ નુપૂર નામનું કરણ કરી પછીથી વિક્ષિપ્ત અને અલાતક કરવાં અને પછીથી અનુક્રમે વિક્ષિપ્તક તથા ઉરોમંડલ કરી પછીથી નિતમ્બ, કરિહસ્ત, અને કટિચ્છિન્ન કરવાં

૬. **ઉધ્ધૃત.**—હાથ ઉદ્વેષ્ટિત કરી અપવિદ્ધ કરવો અને એક પગ નિકુટ્ટિત જમણે તથા ડાબે પડખે કરવો; ત્યારપછી બન્ને હાથ ઉરોમંડલ કરી નિતાન્ત, કરિહસ્ત અને કટિચ્છિન્ન કરણ કરવાં.

૭. **વિષ્કંભ.**—અનુક્રમે બન્ને હાથ પરસ્પર લપેટી બન્ને પગ નિકુટ્ટિત કરવા, પછી કુંચિત, અંચિત અને ઊરૂદ્વૃત્ત કરણ કરવું, તેમજ એક હાથ ચતુરસ્ર કરી એક પગવડે નિકુટ્ટક કરવું, વળી ભુજંગત્રાસિત કરી એક હાથ ઉદ્વેષ્ટિત કરવો અને ભ્રમરકવડે છાતીમાં રહેલ ત્રિકસંધિને ઢાંકવો, પછીથી કરિહસ્ત અને કટિચ્છિન્ન કરણ કરવું.

૮. **અપરાજિત.**—પ્રથમ દંડપાદ કરી એક હાથને વિક્ષિપ્ત અને આક્ષિપ્ત કરવો તેમજ વ્યંસિત કરેલ ડાબા હાથને પગની સાથે ખસેડવો, પછીથી બે વખત નિકુટ્ટક કરી આક્ષિપ્ત કરવું તેમજ ઉરોમંડલ કરી કરિહસ્ત અને કટિચ્છિન્ન કરવું.

૯. **વિષ્કંભાંગસૃત.**—પ્રથમ કુટ્ટિત કરણ કરીને ભુજંગત્રાસિત કરવું. પછીથી રેચિત હસ્તવડે પતાકહસ્ત બતાવવો, તદનંતર અનુક્રમે આક્ષિપ્ત, ઉરોમંડળ, તાલાખ્ય અને કટિચ્છિન્ન કરવું.

૧૦. **મત્તાક્રીડ.**—ત્રિકને વાળી નૂપુર નામનું કરણ કરવું, તથા ભુજંગત્રાસિત, સવ્ય, વૈશાખરેચિત, આક્ષિપ્તક અને પરિચ્છિન્ન નામનાં કરણુ કરવાં.

૧૧. **સ્વસ્તિકરેચિત.**—પ્રથમ હાથ અને પગ રેચિત કરી વૃશ્ચિક કરણ કરવું તેમજ ફરીથી પણ હાથ પગ રેચિત કરી વૃશ્ચિક કરવું, પછીથી નિકુટ્ટક, સવ્યાસવ્યકૃત અને લતાખ્ય કરવું.

૧૨. **પાર્શ્વસ્વસ્તિક.**—પ્રથમ પાર્શ્વસ્વસ્તિક કરી નિકુટ્ટક કરવું, એક પડખે કર્યા પછી બીજે પડખે પણ તેજ પ્રમાણે કરવું, ત્યારપછી હાથ ગોળ ફેરવી સાથળ ઉપર મારવો. પછીથી ઉરૂદ્વૃત્ત કરી આક્ષિપ્ત કરવું, તદનંતર અનુક્રમે નિતાન્ત, કરિહસ્ત અને કટિચ્છિન્ન કરવું.

૧૩. **વૃશ્ચિકાપસૃત.**—એક પગ વૃશ્ચિક કરી, એક હાથ લતાખ્ય કરી તેને નાક પાસે લઇ જવો, તથા તેનેજ ઉદ્વેષ્ટિત કરી નિતંબની ચોતરફ ફેરવવો. પછીથી કરિહસ્ત અને કટિચ્છિન્ન કરવાં.

૧૪. **ભ્રમર.**–પ્રથમ નૂપુરપાદ કરી આક્ષિપ્ત કરવું, પછી અનુક્રમે પરિચ્છિન્ન, સૂચીપાદ, નિતાન્ત, કરિહસ્ત, ઉરોમંડલ તથા કટિચ્છિન્ન કરણ કરવાં.

૧૫. **મત્તસ્ખલિત.**–પ્રથમ મતલ્લિ કરણ કરી જમણો હાથ ફેરવવો, અને તેને કપોલ તરફ નિકુંચિત કરવું, ત્યારબાદ અનુક્રમે અપવિદ્ધ, હૃત, તલસંસ્ફોટ, કરિહસ્ત તથા કટિચ્છિન્ન કરણ કરવાં.

૧૬. **મદાદ્‌વિલાસિત**–પ્રથમ બન્ને હાથ ઢોલા કરી તેને હલાવવા, પછી સ્વસ્તિકાપસૃત તથા અન્તર્વિવલિત કરી તલસંઘટ્ટિત કરવા, ત્યારપછી અનુક્રમે નિકુટ્ટિત, ઉરૂદ્‌વૃત્ત, કરિહસ્ત અને કટિચ્છિન્ન કરવાં.

૧૭. **ગતિમંડલ.**–પ્રથમ મંડળ નામનું સ્થાન કરી બંન્ને હાથ રેચિત કરવા તથા એક પગ ઉદ્‌ઘાટિત કરી મતલ્લિ કરણ કરવું, પછીથી અનુક્રમે આક્ષિપ્ત, ઉરોમંડલ અને કટિચ્છિન્ન કરવાં.

૧૮. બન્ને પગ સરખા કરી પરિચ્છિન્ન કરણ કરવું, પછીથી આવિદ્ધપાદ વડે બાહ્ય ભ્રમરક કરવું, અને ત્યારબાદ અનુક્રમે વામસૂચિ, અતિક્રાન્ત, ભુજંગત્રાસિત, કરિહસ્ત તથા કટિચ્છિન્ન કરવાં.

૧૯. **પરિવૃત્તરેચિત.**–બન્ને હાથ સ્વસ્તિક કરી માથા ઉપર રાખી કંપાવવા, ત્યારપછી શરીરને જરા નમાવી ડાબો હાથ રેચિત કરવો, ફરીથી તેજ હાથને ઉંચો કરી શરીરને પણ ઉંચું કરી રેચિત કરવું તેમજ રેચિત, કરિહસ્ત, ભુજંગત્રાસિત તથા આક્ષિપ્તક કરી સ્વસ્તિકપાદ કરવું, ફરીથી પરાઙ્મુખ થઇ પ્રથમથી બધાં કરણો કરી કરિહસ્ત અને કટિચ્છિન્ન કરવાં.

૨૦. **વૈશાખરેચિત.**–શરીરની સાથે બન્ને હાથ રેચિત કરી અપવિદ્ધ કરવા, ફરીથી તેવી રીતે શરીર ઉંચું કરી કરિહસ્ત અને કટિચ્છિન્ન કરણ કરવાં.

૨૧. **પરાવૃત્ત.**–પ્રથમ જનિત કરી એક પગ લાંબો કરવો તેમજ અલાતક કરી ગાલ ઉપર પછાડવો અને પછીથી કટિચ્છિન્ન કરવું.

૨૨ **અલાતક.**–પ્રથમ સ્વસ્તિક કરણ કરી બન્ને હાથ વ્યંસિત કરવા, પછી અલાતક કરી ઊર્ધ્વ ભાગમાં ગોઠણ નિકુચિત કરવો તેમજ તે નીચેના ભાગમાં વિક્ષિપ્ત, ઉદ્વૃત્ત અને આક્ષિપ્ત કરી કરિહસ્ત અને કટિચ્છિન્ન કરવાં.

૨૩. **પાર્શ્વચ્છેદ.**–બન્ને હાથ છાતીમાં અથડાવી ઊર્ધ્વજાનુ કરવું, આક્ષિપ્ત અને સ્વસ્તિક કરી ત્રિકને ફેરવવું, વળી બન્ને હાથ ઉરોમંડલ કરી પછી નિતાન્ત, કરિહસ્ત અને કટિચ્છિન્ન કરવાં.

૨૪. **વિદ્યુદ્ભ્રાન્ત.**–ડાબો પગ સૂચી કરી જમણો પગ વિદ્યુદ્ભ્રાન્ત કરવો, પછીથી લતાખ્ય અને કટિચ્છિન્ન કરવું.

૨૫. **ઉદ્વૃત્તક.**–પ્રથમ નૂપુરપાદ કરી બન્ને હાથ લટકતા રાખી તે દરેકને પોતપોતાની બાજુની કેડ ઉપર મુકી વિક્ષિપ્ત કરવું અને છેવટ બન્ને હાથવડે સૂચી કરી ત્રિકને ફેરવવું તથા લતાખ્ય અને કટિચ્છિન્ન કરણ કરવાં.

૨૬. **આલીઢ.**–પ્રથમ આલીઢ નામનું સ્થાન કરી બન્ને હાથ વ્યંસિત કરી ખભાને અથડાવવા તથા ડાબો પગ નૂપુર કરી, જમણો અલાત કરી પાછો તેજ પગ આક્ષિપ્ત કરી બન્ને હાથ ઉરોમંડલ કરી કરિહસ્ત તથા કટિચ્છિન્ન કરવાં.

૨૭. **રેચિત.**–એક હાથ રેચિત કરી, એક પડખું નમાવી રેચિત કરવું અને ફરીથી પણ તેજ યોગવડે શરીર નમાવી રેચિત કરવું, પછી ઉરોમંડલ અને કટિચ્છિન્ન કરણ કરવાં.

૨૮. **આચ્છુરિત.**–પ્રથમ નૂપુર ચરણ કરીને ત્રિકનું પરિવર્તન કરવું, પછીથી વ્યંસિત હસ્ત કરી ત્રિકનું વિવર્તન કરવું, ત્યારબાદ એક ચરણ અલાત કરી સૂચી કરવો તથા છેલ્લે કરિહસ્ત અને કટિચ્છિન્ન કરણ કરવાં.

૨૯. **આક્ષિપ્તરેચિત.**–બન્ને પગ પ્રથમ રેચિત કરી, પછી સ્વસ્તિક કરવા તથા બન્ને હાથ રેચિત કરી સ્વસ્તિક કરવા, ફરીથી એજ અનુક્રમે તે છુટા પાડવા અને પછી ઉત્ક્ષેપણ કરી રેચિત કરવા તથા ઉદ્વૃત્ત, આક્ષિપ્ત અને ઉરોમંડલ કરી છેલ્લે નિતાન્ત, કરિહસ્ત અને કટિચ્છિન્ન કરણ કરવાં.

૩૦. **સંભ્રાન્ત.**–પ્રથમ વિક્ષિપ્ત કરણ કરીને ડાબો પગ સૂચી કરી વિક્ષિપ્ત કરવો, પછી છાતી ઉપર જમણો હાથ રાખી ત્રિકને વલિત કરવું અને છેલ્લે અનુક્રમે નૂપુર, આક્ષિપ્ત, અર્ધસ્વસ્તિક, નિતાન્ત, કરિહસ્ત, ઉરોમંડલ અને કટિચ્છિન્ન કરણ કરવાં

૩૧. **અપસર્પ.**–પ્રથમ અપક્રાન્તક્રમ કરી એક હાથ વ્યંસિત કરવો, તથા ઉદ્વેષ્ટિત કરી ઊર્ધ્વસૂચી કરવું તેમજ વિક્ષિપ્ત અને કટિચ્છિન્ન કરવાં.

૩૨. **અર્ધનિકુટ્ટક.**—પ્રથમ નૂપુરપાદ કરી તેને એકદમ આક્ષિપ્તક્રમ કરવો. પછી એક પગની પાછળ બન્ને હાથ રાખી ત્રિકને ફેરવવું, ત્યારબાદ હાથ તથા પગવડે નિકુટ્ટન કરી ઉરોમંડલ કરવું અને છેલ્લે કરિહસ્ત તથા કટિચ્છિન્ન કરવાં.



## લાસ્ય.

આ લાસ્યનાં દશ અંગ છે:—

૧, ગેયપદ, ૨, સ્થિતપાઠ્ય, ૩, આસીન, ૪, પુષ્પગંડિકા, ૫, પ્રચ્છેદક, ૬, ત્રિગૂઢ, ૭, સૈન્ધવ, ૮, દ્વિગૂઢ, ૯, ઉત્તમોત્તમક, ૧૦, ઉક્તપ્રત્યુક્ત.

ગાવા માટે વીણા આદિ વાદ્ય લાવી આસનસ્થ થઇ શુષ્કગાન કરવું તે "**ગેયપદ.**"

કામાગ્નિથી તપેલી સ્ત્રી જેમાં બેઠી બેઠી પ્રાકૃત ગાન કરે તે "**સ્થિતપાઠ્ય;**" અભિનવગુપ્તાચાર્ય કહે છે કે, ક્રોધથી ભ્રમણતા પામેલી સ્ત્રીનું પ્રાકૃત પઠન (ગાન) તે "**સ્થિતપાઠ્ય.**"

કોઇ જાતનાં વાદ્ય વિના શોક તથા ચિન્તાયુક્ત બની ગાત્ર પ્રસારીને અનલંકૃત શરીરે ગાયન કરે તે "**આસીન.**"

સ્ત્રીપુરૂષ વાદ્યસહિત વિપરીત ચેષ્ટાથી વિવિધ ભેદવાળું ગાયન કરે તે "**પુષ્પગંડિકા.**"

પતિને અન્ય સ્ત્રીમાં આસક્ત માનીને પ્રેમનો ભંગ થવાથી ખેદ પામેલી સ્ત્રી વીણા લઇને ગાયન કરે તે "**પ્રચ્છેદક.**"

સ્ત્રીનો વેષ ધારણ કરનાર પુરૂષનું પ્રેમપુરઃસર નૃત્ય તે "**ત્રિગૂઢ.**"

કોઇ ભ્રષ્ટસંકેત (સંકેત સ્થાનમાં જેને નાયિકા મળી નથી એવો) પુરૂષ સારી વાણી અને કરણથી પ્રાકૃતગાન કરે તે "**સૈન્ધવ**"

વિદગ્ધ મનોહર પદવાળું કે ચાર પદવાળું, પૂર્ણ સપ્ત સ્વરવાળું, મુખપ્રતિમુખાન્વિત અને ઉક્તિપ્રત્યુક્તિવાળું ગાન તે "**દ્વિગૂઢક.**"

રસભાવવાળું, કોપ કે પ્રસન્નતાથી ઉત્પન્ન થયેલું, તિરસ્કારયુક્ત, ઉત્તરોત્તર રસવાળું, હાવહેલાવાળું અને ચિત્રવિચિત્ર શ્લોકબદ્ધ મનોહર ગાન તે "**ઉત્તમોત્તમક.**"

ઉપાલંભને લીધે અપ્રિય લાગતું પણ વિલાસયુક્ત ગાનના અર્થવાળું પ્રશ્નોત્તરયુક્ત જે ગાન તે "**ઉક્તપ્રત્યુક્ત.**"

આ સિવાય "સંગીતરત્નાકર" માં "લાસ્ય"નાં દશ અંગો તથા તેનાં લક્ષણો નીચે પ્રમાણે છે:—

૧, ચાલી, ૨, આલિવડ, ૩, લઢિ, ૪, સૂક, ૫, ઉરોઙ્ગણ, ૬, ધસક, ૭, અંગહાર, ૮, ઓયારક, ૯, વિહસી, ૧૦, મનસ્.

મનોહર, દીપતું, પ્રિય, તાલ અને નાચની સાથે બહુ ધીમેથી નહિ તેમ બહુ ઉતાવળથી નહિ એવી રીતે બહુધા ત્રસ્રતાવાળું, પાદ સાથળ કટિ અને બાહુનું ચાલન (હલાવવું) અર્થાત્ મધ્યલય અને ત્ર્યસ્રતા જ્યાં બહુધા હોય તે "**ચાલી.**"

એ "ચાલી" દ્રુતલય અને ચતુરસ્રતાપ્રધાન હોય તે "**આલિવડ.**"

નટીના વિલાસવડે રસિક લાગતું અને મૃદુતાવાળું કટિ અને બાહુનું ચલન જ્યાં એક સાથે હોય તે "**લઢિ.**"

મનોહર લીલાવાળા કર્ણાભરણ કર્ણના હાવ (સ્ત્રીવિલાસ) જ્યાં અધિક હોય અને ધીમેથી અથવા ઉતાવળથી પણ લય સાથે કર્ણોનું ચાલન થતું હોય તે "**સૂક.**"

જ્યાં નટી પોતાના સ્તનનું, ભુજનું અને શિરનું ચાલન મનોહર લાગે તેમ વિલંબથી અને અવિલંબથી કરે તે "**ઉરોઙ્ગણ.**"

નટી અતિ મનોહર રીતે સ્તનને તાલ લયના અનુકરણ સાથે અનુક્રમે નીચે નમાવે તે "**ધસક.**"

નર્તકી તાલ અને લયની સાથે અનુક્રમે બન્ને સ્તનને ધનુષની પેઠે નમાવે ને "**અંગહાર.**"

નટી પોતાના મસ્તકને જરા તિર્યક્ રાખી નીચી ગતિ કરાવે તે 'આચારક.'

નટી શૃંગારરસથી ભરપૂર હાસ્ય કરે તે "વિહસી"

અભ્યાસ કરેલ સ્થિતિથી કોઇ અન્ય વિલક્ષણ નવિન રચનાથી ગીતાદિક તાલ અને લયર્થી ઉભા રહેવું તે "મનસ્."



## ચાર પ્રકારનો રેચક.

૧. પાદરેચક, ૨. કટિરેચક, ૩. કરરેચક, ૪. ગ્રીવારેચક.

કોઇ એક સમયે મૃદંગ, ભેરી ઢોલ, ઝંઝા, ડિંડિમ, ગોમુખ, પણવ તથા દર્દુર વિગેરે વાજાં વાગતાં હતાં અને દક્ષના યજ્ઞનો ભંગ થયો હતો તે વખતે સાયંકાળે મહેશ્વર વિવિધ પ્રકારના અંગહારોવડે લય અને તાલને અનુસરીને નૃત્ય કરતા હતા, તે નૃત્યમાં "પિંડીબંધ" જોઇને નન્દી અને ભદ્ર-મુખ વિગેરે ગણોએ તે પિંડીનાં નામ અને તેનાં લક્ષણોસહિત બંધ બાંધ્યા.

## પિંડીબંધ.

ઇશ્વરની "ઇશ્વરી" પિંડી, નંદીની "ચાવૃદ્ધિ", ચંડિકાની "સિંહ-વાહિની", વિષ્ણુની "તાર્ક્ષ્ય", બ્રહ્માની "પદ્મા", ઇન્દ્રની "ઐરાવતી", કામદેવની "ઝષા", કુમારની "શિખી", લક્ષ્મીની "ઉલૂ", ગંગાની "ધારા", યમની "પાશ", વરૂણની "નદી", કુબેરની "યક્ષા", બલદેવની "હલ", ભોગીની "સર્પ", ગણેશની "મહા" અને દક્ષના યજ્ઞનો નાશ કરનારી, ત્રિશૂલના જેવી આકૃતિ અને સ્થિતિવાળી શંકરની "રૌદ્રી" પિંડી. આ પ્રમાણે તાંડવ નૃત્યમાં બીજા દેવતાઓની પણ વજાભૂત પિંડીઓ યોજાયછે.

આ રીતે ભગવાન શંકરે રેચક અંગહાર અને પિંડીબંધ સૃજીને તંડુ-મુનિને આપ્યા પછી તેમણે સારી રીને ગાયનની સાથે નૃત્યપ્રયોગ ઉત્પન્ન કર્યો જે "તાંડવ" એમ કહેવાય છે.

કોઇ શંકા કરે કે, જ્યારે અર્થ બતાવવા માટે અભિનયો કહ્યા છે ત્યારે

નૃત્ત શામાટે કર્યું અને તે કેવા સ્વભાવની અપેક્ષા રાખે છે, તેને ગીતના અર્થની સાથે સંબંધ નથી તેમ વસ્તુને પણ બતાવનારૂં નથી છતાં "આસારિત" ગીતોમાં નૃત્ત શામાટે કર્યું? તેના જવાબમાં એટલુંજ છે કે, નૃત્ત કોઇપણ અર્થની અપેક્ષા રાખતું નથી પરંતુ માત્ર શોભાને માટેજ નૃત્તની પ્રવૃત્તિ છે, બહુધા લોકોને નૃત્ત સ્વભાવથીજ પ્રિય છે અને તે મંગળકારક છે તેમજ વિવાહ, પુત્રજન્મ, ઉત્સવ અથવા આનંદને માટે પણ તે કરવામાં આવે છે, વળી તે નૃત્તમાં ગાનાર તથા વગાડનાર પણ સહાયક છે; પૂર્વે શંકરે પણ તંડુને "ગાયનની સાથે નૃત્તની પ્રવૃત્તિ કરો" એમ આજ્ઞા કરી હતી.

તાંડવનૃત્તનો બધો પ્રકાર દેવની સ્તુતિ સાથે થાયછે, તે પ્રયોગ સુકુમાર છે અને તેની ઉત્પત્તિ શૃંગારરસથી છે.

## વર્ધમાન.

તાંડવનૃત્યનો પ્રકાર "વર્ધમાન" થી આરંભીને થાય છે.

કળાઓની વૃદ્ધિને લઈને અક્ષરોની વૃદ્ધિ કરનાર તથા નર્તકીઓની વૃદ્ધિ કરનાર છે માટે તેને "વર્ધમાન" કહેછે.

વાદ્યોની યથાયોગ્ય ગોઠવણી કર્યા પછી "આસારિત" પ્રયોગ કરવો. તેમાં તંત્રી ગાનયુક્ત "ઉપોહન" કરીને તંતુવાદ્યયુક્ત નર્તકીએ પ્રવેશ કરવો.

પ્રથમ "વિશુદ્ધકરણ" ગતિમાં વાદ્ય યોજવાં અને તે વાદ્યને અનુસારે ગતિ કરવી તથા "ચારી" યોજવી.

નર્તકીઓએ "વૈશાખ" સ્થાનવડે "રેચક" ચારી કરી હાથમાં પુષ્પાંજલિ લઈ રંગભૂમીમાં પ્રવેશ કર્યા પછી પુષ્પાંજલિ વિખેરી નાંખી રંગભૂમીમાં ચોતરફ ફરી દેવતાઓને પ્રણામ કર્યા બાદ અભિનય કરવો.

જ્યાં ગીતનો અર્થ અભિનયવડે બતાવવો હોય ત્યાં સાથે વાદ્ય યોજવું નહિ, પણ જ્યાં અંગહારનો પ્રયોગ કરવો હોય ત્યા તાંડવમાં વપરાતાં વાદ્ય યોજવાં અને જ્યાં નૃત્યના અંગને સમજનાર શ્રોતાઓ ન હોય ત્યાં પણ યુદ્ધના સરખાં સમ, રક્ત અને વિભક્ત વાદ્ય તાંડવમાં યોજવાં; એ રીતે ગીત અને વાદ્ય બતાવીને નર્તકી રંગભૂમીમાંથી નિકળી જાય અને બીજી નર્તકીઓ પ્રથમની પેઠે

પ્રવેશ કરે; બીજી જે સ્ત્રીઓ પછીથી પિંડીબંધ કરવાની હોય તે પિંડીબંધ ન કરે ત્યાંસુધી " પર્યસ્તક" કરવો.

બધી સ્ત્રીઓ પિંડીબંધ થઇ બહાર નિકળે તેમાં છ પિંડીઓમાં વાદકોએ વાદ્ય પર્યસ્તક પ્રમાણે ચિત્રકરણની સાથે વગાડવાં, ત્યાં ફરીથી પૂર્વની પેઠેજ ઉપોહન કરવું તથા આસારિત ગાન પણ ફરીથી કરી બતાવવું.

બીજાં આસારિત ગાયનનું કાર્ય અભિનયથી કરી બતાવવું, તેજ વસ્તુ ફરી નાટ્યવડે બતાવવું અર્થાત્ નાટ્યનું વસ્તુજ ગાયનમાં ગાઇ બતાવવું.

આસારિત સમાપ્ત થાય ત્યારે નર્તકીએ રંગમાંથી નિકળી જવું અને તે સ્થાને બીજી નર્તકીએ પ્રવેશ કરી તેનો તેજ પ્રયોગ કરી બતાવવો.

નૃત્યમાં એક નર્તકીએ એક વસ્તુ, બે નર્તકીઓએ બીજું વસ્તુ, ત્રણ નર્તકીઓએ ત્રીજું વસ્તુ અને ચાર નર્તકીઓએ ચોથું વસ્તુ બતાવવું.

ઉપર કહેલ પિંડીઓ ચાર પ્રકારની છે:—

૧. પિંડીબંધ, ૨. શૃંખલિકા, ૩. લતાબંધ, ૪. ભેદ્યક.

જે પિંડરૂપ હોય તે "પિંડીબંધ", ગુલ્મરૂપ હોય તે "શૃંખલિકા", તાલબંધ હોય તે "લતાબંધ" અથવા "પ્રલતા" અને નૃત્યયુક્ત હોય તેને "ભેદ્યક" કહે છે.

ઉપર બતાવેલ તમામ પ્રયોગો વર્તમાનમાં થાય છે.

## आसारित गानविधि.

વાદ્ય ગુરૂ અક્ષર અને અલ્પ અક્ષરવાળું કરવું તથા ગીત વર્ણોના દૂરપણાથી ઉપોહનવાળું કરવું; જે અંગ ગીતની યોજનાથી વારેવારે ઉત્પન્ન થતું હોય તેને અભિનયથી બતાવી બાકીનું નૃત્ત સાથે જોડવું અને તે ત્રિપાણિલય હોવું જોઇએ, જેવી લય હોય તે પ્રમાણે વગાડનારાએ વાદ્ય યોજવું.

## नृत्य अने नृत्तनी योजना.

જ્યાં નાટકનું અંગ વસ્તુ યોજવું હોય તથા જ્યાં અભ્યુદયનું સ્થાન હોય ત્યાં નૃત્ય યોજવું.

જ્યાં સ્ત્રીપુરૂષની રતિ સંબંધી વસ્તુ જણાતું હોય ત્યાં પુરૂષાર્થને ઉત્પન્ન કરનારૂં નૃત્ય યોજવું.

જ્યાં સ્ત્રી પાસે તેનો પ્રિયતમ હોય અને વસંતાદિ ઋતુનો યોગ હોય ત્યાં ગીતાર્થની સાથે સંબંધવાળું નૃત્ય યોજવું.

જે અંગોમાં નાયિકા ખંડિતા, વિપ્રલબ્ધા અને કલહાંતરિતા હોય ત્યાં નૃત્ય યોજવું નહિં.

નાયિકા પાસે નાયક હોય અને તેની સખી તે સાથે ગુપ્ત વાત કરતી હોય અથવા જેનો સ્વામી પરદેશ ગયો હોય ત્યાં નૃત્ત યોજવું નહિં.

જે અંગમાં નાયિકા અનુક્રમે નાયકની પ્રસન્નતા મેળવે ત્યાં તથા એ રીતના બીજા અર્થોમાં પણ નૃત્ત કરવું.

જે અંગ દેવની સ્તુતિરૂપ હોય ત્યાં મહેશ્વરથી પ્રાપ્ત થએલ ઉદ્ધત અંગહારોવડે નૃત્ય યોજવું.

જે અંગમાં સ્ત્રીપુરૂષના યોગવાળું શૃંગાર રસયુકતગાયન હોય ત્યાં દેવીકૃત લલિત અંગહારોવડે નૃત્ય યોજવું.

## ભાંડવાદ્ય યોજના.

ચતુષ્પાદ, નર્કુટક, ખંજક અને પરિગીતકમાં ભાંડવિધિ થાય છે.

ખંજક અને નર્કુટકની સાથે જ્યાં ચતુષ્પદા કરવામાં આવે, તેના પદના અંતમાં તથા સન્નિપાતમાં ભાંડગ્રહ કરવું.

જે "ધ્રુવા." છન્દયુકત સમપાદવાળી અને સમઅક્ષરવાળી હોય તેના પાદના અંતમાં પ્રદેશિનીનો સ્પર્શ કરવો તથા "નાગ." નામના અભિનયનો એક પરિવર્તન કરી ફરીથી પાદનિવૃત્તિ કરીને ભાણ્ડવાદ્ય યોજવું; તેમજ અંગવસ્તુની નિવૃત્તિમાં, વર્ણોત્તરની નિવૃત્તિમાં અને ઉપસ્થાનમાં ભાંડવાદ્ય યોજવું; જે તંત્રીવાદ્યે કરેલ અન્તર્માર્ગ હોય તેમાં પણ ભાંડવાદ્યની સાથે તાંડવમાં કહેલ "સૂચી." કરવી.

# પૂર્વરંગ.

નાટ્યમાં પ્રથમ યોજવા યોગ્ય પ્રયોગને "પૂર્વરંગ." કહે છે, તેના ભેદ નીચે પ્રમાણે છે.

પ્રત્યાહાર, અવતરણ, આરંભ, આશ્રાવણા, વક્રપાણિ, પરિઘટ્ટના, સંસ્વદના, માર્ગાસારિત અને આસારિત; એ આસારિતના ત્રણ ભેદ છે. જ્યેષ્ઠ, મધ્ય અને કનિષ્ઠ આને બહિર્ગીત પણ કહે છે અને તે પડદાની અંદર રહેનાર નાટક ભજવનારાઓએ તંત્રીવાદ્યોની સાથે આ ગીતોને મેળવવાં અને ત્યારપછી "મદ્રક." આદિ ગીતમાંથી એક ગીત ગાયા પછી જેમાં તાંડવ-નૃત્ય યોજાય છે એવું વર્ધમાન કરવું.

ઉત્થાપન, પરિવર્તન, નાન્દી, શુષ્કાવકૃષ્ટા, રંગદ્વાર, ચારી, મહાચારી, ત્રિગત અને પ્રરોચના એ તમામ અંગો પૂર્વરંગમાં થાય છે.

વાદ્યોને યથાયોગ્ય ગોઠવવાં તે "પ્રત્યાહાર."
ગાયકોનો પ્રવેશ કરાવવો તે "અવતરણ."
પરિગીતક્રિયાનો આરંભ કરવો તે "આરંભ."
વાદ્ય બરાબર સુરમાં આણવા માટે જે ક્રિયા કરવી તે "આશ્રાવણા."
વાદ્યવૃત્તિના વિભાગ માટે જે ક્રિયા કરવામાં આવે તે "વક્રપાણિ."
(પરિઘટ્ટનાનું લક્ષણ સ્ફુટ નથી.)
હાથના વિભાગ જણાવવાને જે ક્રિયા કરવામાં આવે તે "સંસ્વદના."
તંબૂર અને મૃદંગના યોગથી જે ક્રિયા થાય તે "માર્ગાસારિત."
કાળના વિભાગ પાડવા માટે જે ક્રિયા કરવામાં આવે તે "આસારિત."
દેવતાઓનું કીર્તન કરવું તે "ગીતવિધિ."
(વર્ધમાનનું લક્ષણ પ્રથમ કહેવાઈ ગયું છે.)

વર્ધમાન પ્રયોગ ચિત્રપુર્વરંગમાં નાન્દીપાદના મધ્યમાં કરવો એમ કેટલાએક કહે છે અને કેટલાએક શુદ્ધ ચિત્રપૂર્વરંગમાં ગીતવિધિ પછી કરવાનું કહે છે.

નાન્દી પાઠકો રંગભૂમીમાં પ્રવેશ કરે તે "ઉત્થાપન."

બધી દિશાઓમાં ફરી લોકપાલોને નમસ્કાર કરવા તે " પરિવર્તન."
દેવ બ્રાહ્મણ અથવા રાજાઓના આશીર્વાદયુકત નિત્યપ્રયોગ કરવામાં આવે તે " નાન્દી."

શુષ્ક અક્ષરોવડેજ અવકૃષ્ટા નામની ધ્રુવા કરવી તે " શુષ્કાવકૃષ્ટા."
વાચિક અને આંગિક અભિનયો જ્યાં પ્રથમ કરી ખતાવાય તે " રંગદ્વાર"

શૃંગાર રસનો પ્રચાર કરવો તે " ચારી."

રૌદ્રરસનો પ્રચાર કરવો તે " મહાચારી."

વિદૂષક, સૂત્રધાર અને પારિપાર્શ્વક જ્યાં વાતચીત કરે તે " ત્રિગત."

કાવ્યના ઉપક્ષેપથી હેતુ અને યુક્તિવાળી ક્રિયા કરવી તે " પ્રરોચના."

પ્રથમ કહેવાઇ ગયેલ " બહિર્ગીત." ના સબંધમાં મહાત્મા ભરતમુનિ લખે છે કે—" પ્રથમ તેનું નામ નિર્ગીત હતું, એ નિર્ગીત ગાંધર્વોએ તાલ અને લયયુકત દેવદાનવોને સંભળાવ્યું, તેમાં દેવતાઓના વખાણ હોવાથી રાક્ષસોને ક્રોધ ઉત્પન્ન થયો, સર્વ રાક્ષસોએ વિચાર કરી નિર્ગીતની માગણી કરી એથી તેઓને આપવું પડયું, દેવતાઓ સપ્તરૂપથી પ્રસન્ન રહેતા હતા એટલે નિર્ગીત દાનવોને મળવાથી દ્વેષ કરવા લાગ્યા, સર્વ દેવતાઓએ નારદને કહ્યું કે—નિર્ગીતનો નાશ કરો, મહાત્મા નારદે " ના" કહી કહ્યું કે—ધાતુવાદ્યના આશ્રયથી થનાર નિર્ગીતનો નાશ નહિ થાય પણ ધાતુવાદ્યવડે શોભતું અને ઉપોહનયુકત નિર્ગીત વિધિથી સપ્તરૂપ કહેવાશે; નાટયકારોને દેવતાઓ પ્રિય હોવાથી નિર્ગીતનું બહિર્ગીત નામ આપી ગાવા લાગ્યા; એ બહિર્ગીત સુવર્ણાદિ ધાતુવડે વિચિત્ર બનાવેલ વીણામાં વર્ણાલંકારયુકત ગુરૂ લઘુ અક્ષરોવડે યોજાય છે અને પદ વિના કેવળ અક્ષરોની યોજનાથીજ ગવાય છે."

વળી મહાત્મા ભરત લખે છે કે— યોગ્ય આશ્રાવણા કરવાથી દૈત્યો, વક્ત્રપાણિ કરવાથી દાનવો, યોગ્ય પરિઘટ્ટનાથી રાક્ષસગણો, સંસ્વદનાથી ગુહ્યકો, માર્ગાસારિત સાંભળીને યક્ષો, ગીતકપ્રયોગથી દેવતાઓ, વર્ધમાનપ્રયોગથી કિંકરોસહિત રૂદ્રો, ઉત્થાપનની યોજનાથી બ્રહ્મા, પરિવર્તન કરવાથી લોકપાલો, નાન્દી પ્રયોગ કરવાથી ચન્દ્રમાં, અવકૃષ્ટા કરવાથી સર્પો, શુષ્કાવકૃ-

દ્દાથી પિતૃગણો, રંગદ્વારથી વિષ્ણુ, જર્જરના પ્રયોગથી ગણેશ અને ચારીની યોજનાથી ઉમા પ્રસન્ન થાય છે તેમજ રંગભૂમીમાં પ્રવેશ કરવાથી સર્વ પ્રાણીઓસહિત આચાર્ય આનંદ પામે છે.

ગીતવિધિ કર્યા પછી વર્ધમાનપ્રયોગ કરવો અને ત્યારપછી "ઉત્થાપની." ધ્રુવા કરવી.

## ध्रुवा लक्षण.

અગિયાર અક્ષરનું એક ચરણુ કરવું અને તેમાં પહેલા બે, ચોથો, આઠમો અને અગિયારમો અક્ષર ગુરૂ કરવા, એવી રીતે ચાર ચરણુ કરવાં અને તે ચતુરસ્રનાટ્યમંડપમાં યોજવી; એ ધ્રુવામાં ચાર સન્નિપાતની સાથે ત્રણ લય, ત્રણ યતિ, અને ચાર પરિવર્ત કરવા, જાતિએ "વિશ્લાક." કરવી અને તેને તાલની સાથે યોજવી. શંપા તથા તાલ બે બે કળાનાં કરવાં; ફરીથી એક કળાની શંપા કરી ત્રણ કળાનો એક સન્નિપાત કરવો એ પ્રમાણે આઠ કળાનો એક સન્નિપાત કરવો; ચાર સન્નિપાતનો એક પરિવર્ત કહેવાય છે. તે પ્રથમ સ્થિતલયમાં કરવો, તે પરિવર્તના ત્રીજા સન્નિપાતમાં ભાંડગ્રહ થાય છે.

એક પરિવર્ત ગયો અને બીજો પ્રાપ્ત થયો તેના મધ્યલયમાં સૂત્રધારનો પ્રવેશ કરાવવો.

## सूत्रधार प्रवेश.

પ્રથમ પુષ્પાંજલિ ગ્રહણ કરી, રક્ષા થવા માટે મંગળ દ્રવ્યો ધારણ કરી, શુદ્ધ વસ્ત્રવાળા, પ્રસન્ન મનવાળા, અદ્દભુત દ્રષ્ટિવાળા, પવિત્ર અને નાટક ભજવનાર ત્રણ પુરૂષો "વૈષ્ણવ" સ્થાન કરી સર્વ અવયવો શોભતા રાખી રંગભૂમીમાં પ્રવેશ કરે, તેમાં બે પડખે બે પારિપાર્શ્વક અને મધ્યમાં સૂત્રધાર રહે, પારિપાર્શ્વકમાં એક જણ સુવર્ણ કલશ ધારણ કરે અને બીજો જર્જરધ્વજ [illegible]ણ કરે એ પ્રમાણે બે પારિપાર્શ્વકોએ વિંટાએલ સૂત્રધાર વિષ્ણુનું પૂજન [illegible]લાએક [illegible]ઇચ્છાથી પાંચ પગલાં ચાલે.

કરવાનું કહે રે પારિપાર્શ્વકોની સાથે વિષ્ણુપદી કરી ડાબો પગ સૂચી કરવો નાન્દી પાઠવિક્ષેપ કરવો, પછી બ્રહ્માના સ્થાનમાં ( મધ્યમાં) પુષ્પાંજલિ

નાંખી બ્રહ્માને લલિત હાથવડે નમસ્કાર કરી જમીન ઉપર એક હાથથી ત્રણ નમસ્કાર કરવા, વળી નાટ્યસમય નિર્વિઘ્ન ચાલવા માટે જમીન ઉપર એક હાથથી ત્રણ નમસ્કાર કરવા, પછી સૂત્રધારના પ્રવેશથી નમસ્કાર અને અભિનયને અનુસરનારો જે બીજો પરિવર્ત છે તે મધ્યલયના આશ્રયથી કરવો; ત્યારબાદ ત્રીજા પરિવર્તમાં મંડલની પ્રદક્ષિણા આચમન અને જર્જરધ્વજનું ગ્રહણ કરવું, વળી મંડલથકી તત્કાળ ઉઠી જમણો પગ ઉંચો કરી તે વડેજ વેધ કરવો અને ડાબા પગથી વિક્ષેપ કરવો.

એ પ્રમાણે પ્રદક્ષણા કરી કલશ ધારણ કરનાર પારિપાર્શ્વકને બોલાવી સર્વ વસ્તુની શુદ્ધિ કરવી, તેમાં પ્રથમ સૂત્રધાર પોતે આચમન કરી પોતાના શરીરને કલશના જળથી પ્રોક્ષણ કરી પછી બીજી વસ્તુઓને પ્રોક્ષણ કરે અને ત્યારપછી વિઘ્નનો વિનાશ કરનાર જર્જરધ્વજનું ગ્રહણ કરે.

એ રીતે પ્રદક્ષણાથી આરંભીને જર્જરધ્વજના ગ્રહણ પર્યન્ત ત્રીજો પરિવર્ત દ્રુતલયમાં યોજવો.

જર્જરધ્વજ ગ્રહણ કરી આઠ કળા પર્યન્ત મંત્રજપ કરવો, ત્યારપછી ડાબા પગથી વેધ અને જમણા પગથી વિક્ષેપ કરીને પાંચ પગલાં વાદ્ય સામે ચાલવું, તેમાં પૂર્વની પેઠેજ જર્જરગ્રહણથી આરંભીને વાદ્ય સામા ચાલવા પર્યન્તમાં ચોથો પરિવર્ત દ્રુતલયમાં કરવો.

એ રીતે ઉત્થાપન કરવું અને ત્યારપછી પરિવર્તન કરવું, પરંતુ તે ચતુરસ્ત્ર નાટ્યમંડપમાં મધ્યલયમાં આઠ સન્નિપાતવડે કરવું.

જે "અતિજગતી" છન્દમાં બધા અક્ષરો લઘુ અને છેલ્લો ગુરૂ હોય તે "પરિવર્તિની" ધ્રુવા કહેવાય છે.

## દિશાવંદન.

યથામાર્ગ અનુક્રમે સર્વ દિશાઓને નમસ્કાર કરવા તેમાં પ્રથમ ઇન્દ્રદેવની પૂર્વદિશાને, પછી યમદેવની દક્ષિણ દિશાને, ત્યારપછી વરૂણદેવની પશ્ચિમ દિશાને અને છેલ્લે કુબેરદેવની ઉત્તર દિશાને નમસ્કાર કરવા; એ રીતે નમ-

સ્કાર કર્યાં પછી ડાબા પગથી વેધ તથા જમણા પગથી વિક્ષેપ કરી અને પરિવર્તન કરવું; ત્યારપછી સૂત્રધારે પૂર્વદિશા તરફ ઉભીને રૂદ્ર, બ્રહ્મા અથવા વિષ્ણુને અભિવંદન કરનારી પુરૂષ સ્ત્રી અથવા નપુંસકરૂપ " ત્રિપદી" કરવી.

જમણા પગને "પુરૂષપદ" ડાબા પગને "સ્ત્રીપદ" અને નાભિ પર્યન્ત ઉંચા કરેલ જમણા પગને " નપુંસકપદ" કહે છે, એ ત્રણે " ત્રિપદી" કહેવાય છે; તેમાં પુરૂષપદથી શિવને, સ્ત્રીપદથી વિષ્ણુને અને નપુંસકપદથી બ્રહ્માને પ્રણામ કરવા.

એ પ્રમાણે પરિવર્તન થઇ રહે ત્યાં ચતુર્થકાર હાથમાં પુષ્પ ગ્રહણ કરી પ્રવેશ કરે અને તે પુષ્પથી વિધિપૂર્વક જર્જરધ્વજની, સર્વ વાદ્યોની તથા સૂત્રધારની પૂજા કરે અને પછી વાદ્યની સાથે ગાયનને અનુસરી પરિક્રમ કરે, પરંતુ ગાયન મુખથી બોલે નહિ; એ રીતે પૂજા થઇ રહ્યા બાદ ચતુર્થકારે પડદાની અંદર જવું.

ત્યારપછી સૂત્રધાર અવકૃષ્ટા, ચતુરસ્રા અથવા સ્થિરા નામની ધ્રુવા ગાય, પરંતુ તેમાં અક્ષરો બહુધા ગુરૂ આણવા અને તે અર્ધપાણિકા કરવી.

સ્થાયીવર્ણના આશ્રયવાળી, આઠ કળાથી નિર્માણ કરેલી અને બાર અથવા આઠ પદોથી શોભતી " નાન્દી" મધ્યસ્વરથી સૂત્રધાર ગાય.

આશીર્વાદાત્મક અને નમસ્કારાત્મક નાન્દી આચાર્ય પોતેજ નીચે મુજબ કરી બતાવે.

" સર્વ દેવોને નમસ્કાર કરૂં છું, બ્રાહ્મણોનું કલ્યાણ થાઓ, ચન્દ્રનો ઉત્કર્ષ થાઓ, ગાયો અને બ્રાહ્મણોનું કલ્યાણ થાઓ, વેદમાર્ગનો પ્રચાર થાઓ (બ્રાહ્મણોની આબાદી), બ્રાહ્મણોના દ્વેષી અથવા વેદને નિન્દનારાઓ નાશ પામો, ચક્રવર્તી રાજા સમુદ્ર પર્યન્ત પૃથ્વીનું રક્ષણ કરો, દેશની આબાદી થાઓ, રંગભૂમીની આશા પૂર્ણ થાઓ, પ્રેક્ષકોને મહાન્ ધર્મ પ્રાપ્ત થાઓ, નાટકકારને યશ મળો અને તેનો ધર્મ વધો તેમજ આ નાન્દીરૂપ પૂજાથી સર્વ દેવો પ્રસન્ન થાઓ."

નાન્દીના પદોની વચમાં બેઉ પારિપાર્શ્વકો સૂત્રધારે બોલેલ સુંદર આર્યાઓવડે દેવને નમસ્કાર કરે.

એ રીતે યથાયોગ્ય લક્ષણવાળી નાન્દી કર્યા પછી જર્જરધ્વજની પ્રશંસાયુક્ત શુષ્કાવકૃષ્ટા કરવી.

પ્રથમ નવ ગુરૂ, છ લઘુ અને છેલ્લે ત્રણ ગુરૂ આવે તેને "શુષ્કાવકૃષ્ટા" કહે છે.

ઉક્ત લક્ષણવાળી શુષ્કાવકૃષ્ટા કરી રહ્યા પછી ગંભીરસ્વરથી એક શ્લોક બોલવો, તેમાં જે દેવની પૂજા કરવી હોય તે દેવની સ્તુતિ કરવી અથવા રાજાની કે બ્રાહ્મણની સ્તુતિ કરવી, પછી રંગદ્વારમાં સ્મરણ કરેલ જર્જરધ્વજની પ્રશંસા કરવી, ત્યાર પછી જર્જરધ્વજને નમાવીને ચારી યોજવી તેમાં બેઉ પારિપાર્શ્વકોની પાછળ થઇને ચાલવું અને મધ્યલયને આશ્રય કરી "ત્વરિતા" નામની ધ્રુવા કરવી, તેના ચાર સન્નિપાત કરવા અને પ્રમાણમાં ચતુરસ્રા કરવી.

જેમાં પહેલો, છેલ્લો, ચોથો અને પાંચમો વર્ણ ગુરૂ હોય તથા બાકીના વર્ણ હ્રસ્વ હોય તે "ત્વરિતા" ધ્રુવા કહેવાય છે.

પ્રથમ અવહિત્થ સ્થાન કરીને ડાબો હાથ ઉંધો રાખી નાભિ પાસે રાખવો અને ત્રાજવામાં મુકેલ જર્જરધ્વજને પલ્લવરૂપ કરેલ જમણા હાથથી પકડવો બેઉ પગ એક તાલને છેટે રાખવા, એ પછી વિલાસયુક્ત અંગ ચેષ્ટાઓથી પાંચ પગલાં ચાલવું, પછી ડાબા પગથી વેધ અને જમણા પગથી વિક્ષેપ કરવો તેમજ ત્યાં શૃંગારરસવાળી એક આર્યા બોલવી, ત્યાર બાદ ચારી માટે શ્લોક બોલી એક પરિવર્તન કરી પ્રથમ પ્રમાણેજ પાંચ પગલાં પાછું ખસવું, પછી પારિપાર્શ્વકના હાથમાં જર્જરધ્વજ આપી મહાચારી યોજવી; ત્યાં દ્રુતલયયુક્ત ચતુરસ્રા નામની ધ્રુવા કરવી તેમાં ચાર સન્નિપાત અને પ્રમાણ આઠ કળાનું કરવું.

ચોવીશ અક્ષરનું એક પાદ, તેમાં પહેલો, ચોથો, છેલ્લો, સાતમો અને દશમો અક્ષર ગુરૂ તથા બાકીના લઘુ હોય તે "ચતુરસ્રા" ધ્રુવા જાણવી.

એ ધ્રુવા કર્યા પછી વાદ્યની સામે પાદવિક્ષેપ પછીસૂચી તથા પરિવર્તન કરવું, તદનંતર લલિત પાદસહિત અતિક્રાન્ત અને દ્રુતલયયુક્ત તથા ત્રણ તાલપર્યન્ત

ઉંચા કરેલ ચરણથી પાંચ પગલાં ચાલવું, ત્યાં પણ ડાબા પગથી વેધ અને જમણાપગથી વિક્ષેપ કરવો, ત્યાર પછી રૌદ્રરસનો એક શ્લોક બોલવો અને તેનાઅંતમાં બેઉ પારિપાર્શ્વકો "ત્રિપદી" કરે.

બેઉ પારિપાર્શ્વકો આવીને નર્કુટક નામનું ગાયન ગાય તેમ ભારતી-વૃત્તિથી ત્રિગત કરે. ત્યાર પછી વિદૂષક સૂત્રધારને હાસ્ય આવે એવી એક પદની અસંબદ્ધ કથાવાળી કથનિકા કરે અને પ્રરોચનમાં સિદ્ધ વસ્તુવડે સૂચન કરાવી ફરીથી રંગસિદ્ધિમાં નાટકમાં આવતી મુખ્ય વસ્તુનું વર્ણન કરે.

એ રીતે સર્વ વિધિ કર્યા પછી સૂચી અને વેધ કરી અનાવિદ્ધગતપાદથી ત્રણે જણ રંગભૂમીમાંથી નિકળી જાય.

## ત્ર્યસ્ર પૂર્વરંગ.

પ્રયોગ ઉપર પ્રમાણેજ કરવો તેમ અંગો પણ તેનાં તેજ હોય છે, કેવળ તાલના પ્રમાણમાં ભેદ છે.

આમાં શંપા બે કળાની અને તાલ એક કળાનો કરવો, ફરીથી એક કળાની શંપા અને બે કળાનો સન્નિપાત કરવો. એજ પ્રમાણથી જેમાં પ્રથમ અભ્યુત્થાપન છે એવો કળા તાલ અને લયયુક્ત ત્ર્યસ્રપૂર્વરંગ કરવો.

જેના એક ચરણમાં પહેલો, ચોથો, દશમો, આઠમો અને છેલ્લો ગુરૂ અક્ષર હોય તેને "ત્ર્યસ્રોત્થાપિની" ધ્રુવા કહે છે.

ત્ર્યસ્રનાટ્યમંડપમાં નૃત્ય જાણનાર પુરૂષે વાદ્ય, ગતિપ્રચાર અને ધ્રુવા સંક્ષેપથી કરવાં, વાદ્ય અને ગાયનના માપ પ્રમાણે સંક્ષેપથી કે વિસ્તારથી અંગની ચેષ્ટાઓ કરવી તથા હાથ અને પગનો પ્રચાર બે કળાનો કરવો.

ચતુરસ્રમાં પરાવર્તમાં હાથ અને પગના સોળ પાત અને ત્ર્યસ્રમાં બાર પાત હોય છે.

ચતુરસ્રમાં કેવળ પરિવર્તનની ચાલમાં ત્રિપદી કરવી, પરંતુ દિશાઓને નમસ્કાર કરવામાં પંચપદી કરવી.

ત્ર્યસ્રમંડપમાં બાકીના ભેદો અને તેનું પ્રમાણ આચાર્યના કહ્યામુજબ કરવું, પુનરૂક્તિના ભયથી અહીં બતાવ્યું નથી.

## ચિત્ર પૂર્વરંગ.

નૃત્ય તથા પરિવર્તનમાં ચતુર્થકારે આરોપેલી પુષ્પમાળાઓથી સુશોભિત શુદ્ધ વેષવાળા પુરૂષો તથા સ્ત્રીઓ ચોતરફ પુષ્પવૃષ્ટિ કરે, ગાયકો ઉદાત્તસ્વરથી ગાન કરે અને ત્યારપછી દેવનાં નગારાં વગાડવાં, નાન્દીના એકએક પદોની વચ્ચે દેવાંગનાઓ નૃત્ય અને પરિવર્તન સાથે હાવભાવથી પુષ્પવૃષ્ટિ કરે.

એ રીતે શુદ્ધ અને ચિત્ર પૂર્વરંગ કરી આમુખાદિ લક્ષણયુક્ત નાટક યોજવું, અહીં નૃત્ય તથા ગીત વિગેરેનો વિસ્તાર કરવો નહિ, કારણકે નૃત્ય ગીત અને વાદ્યનો વિસ્તાર કરવાથી સહૃદય પ્રેક્ષકો કંટાળી જાય છે તેમજ નાટક ભજવનાર પાત્રો પણ કંટાળી જાય છે અને કંટાળેલા માણસોને પછીથી નાટકમાં રસ બરાબર સ્પષ્ટ ન સમજાતાં આનંદ આવતો નથી

એ પ્રમાણે ત્ર્યસ્ર, ચતુરસ્ર, શુદ્ધ અથવા ચિત્ર પૂર્વરંગ કર્યા પછી પરિપાર્શ્વકોસહિત સૂત્રધાર રંગભૂમીમાંથી નિકળી જાય અને તે સ્થાનકે સૂત્રધાર સરખા ગુણ અને આકારવાળો સ્થાપક નટ પ્રવેશ કરે, તે તમામ અવયવો સુંદર રાખી વૈષ્ણવ સ્થાનથી રંગમંડપમાં પ્રવેશ કરી સૂત્રધાર પ્રમાણે ગતિ કરે.

સ્થાપકના પ્રવેશમાં નાટ્યને અનુસરનારી મધ્યલય યુક્ત ત્ર્યસ્ર અથવા ચતુરસ્ર ધ્રુવા કરવી તથા વિવિધ તાલ અને લયવાળાં સુંદર વાક્યોવડે દેવ અને બ્રાહ્મણોની સ્તુતિ કરનારી અન્તરચારી કરવી.

એ પ્રમાણે શ્રોતાજનોને ખુશી કરી કવિનું નામ કીર્તન કરવું; પછી નાટકને પ્રસિદ્ધ કરનારી પ્રસ્તાવના કરવી.

દિવ્યપુરૂષના નાટકમાં દિવ્યરૂપ થઇને અને મનુષ્યના નાટકમાં મનુષ્યરૂપ ધારણ કરીને વિવિધ પ્રકારના ઉપક્ષેપથી નાટકનો ઉપક્ષેપ કરવો.

પ્રસ્તાવના પૂર્ણ થયા બાદ સ્થાપક નટ રંગભૂમીમાંથી નિકળી જાય.

ઉંચા કરેલ ચરણુથી પાંચ પગલાં ચાલવું, ત્યાં પણ ડાબા પગથી વેધ અને જમણાપગથી વિક્ષેપ કરવો, ત્યાર પછી રૌદ્રરસને એક શ્લોક બોલવો અને તેના અંતમાં બેઉ પારિપાર્શ્વકો "ત્રિપદી" કરે.

બેઉ પારિપાર્શ્વકો આવીને નર્કુટક નામનું ગાયન ગાય તેમ ભારતી-વૃત્તિથી ત્રિગત કરે. ત્યાર પછી વિદૂષક સૂત્રધારને હાસ્ય આવે એવી એક પદની અસંબદ્ધ કથાવાળી કથનિકા કરે અને પ્રરોચનમાં સિદ્ધ વસ્તુવડે સૂચન કરાવી ફરીથી રંગસિદ્ધિમાં નાટકમાં આવતી મુખ્ય વસ્તુનું વર્ણન કરે.

એ રીતે સર્વ વિધિ કર્યા પછી સૂચી અને વેધ કરી અનાવિદ્ધગતપાદથી ત્રણે જણુ રંગભૂમીમાંથી નિકળી જાય.

## त्र्यस्त्र पूर्वरंग.

પ્રયોગ ઉપર પ્રમાણેજ કરવો તેમ અંગો પણુ તેનાં તેજ હોય છે, કેવળ તાલના પ્રમાણુમાં ભેદ છે.

આમાં શંપા બે કળાની અને તાલ એક કળાનો કરવો, ફરીથી કળાની શંપા અને બે કળાનો સન્નિપાત કરવો. એજ પ્રમાણુથી જે અભ્યુત્થાપન છે એવો કળા તાલ અને લયયુક્ત ત્ર્યસ્ત્રપૂર્વરંગ

ત્ર્યસ્રમંડપમાં બાકીના ભેદો અને તેનું પ્રમાણ આચાર્યના કહ્યામુજબ કરવું, પુનરૂક્તિના ભયથી અહીં બતાવ્યું નથી.

## चित्र पूर्वरंग.

નૃત્ય તથા પરિવર્તનમાં ચતુર્થકારે આરોપેલી પુષ્પમાળાઓથી સુશોભિત શુદ્ધ વેષવાળા પુરૂષો તથા સ્રીઓ ચોતરફ પુષ્પવૃષ્ટિ કરે, ગાયકો ઉદાત્તસ્વરથી ગાન કરે અને ત્યારપછી દેવનાં નગારાં વગાડવાં, નાન્દીના એક એક પદોની વચ્ચે દેવાંગનાઓ નૃત્ય અને પરિવર્તન સાથે કુતૂહલથી પુષ્પવૃષ્ટિ કરે.

જવાતો પરિપૂર્ણ સ્થાયીભાવ તે રસ," અથવા " ભાવ વિભાવ અનુભાવ અને સંચારીભાવોથી જે ઠેકાણે મન વિશ્રાન્તિ પામે તે રસ," અથવા "જાગ્રત એવી સ્થાયીભાવની વાસના તે રસ" તેને પ્રબોધ કરનારા વિભાવ અનુભાવ અને સંચારીભાવ છે; જુવાન સ્ત્રી પુરૂષના પ્રથમ અનુરાગમાં પૂર્વાનુભાવ હોતો નથી માટે ત્યાં અવ્યાપ્તિ દોષ આવશે એમ માનવું નહિ, કારણ કે ત્યાં પણ જન્માંતરીય અનુભાવ રહેલો છે. તે રસ બે પ્રકારનો છે. એક લૌકિક અને બીજો અલૌકિક, લૌકિકસન્નિકર્ષથી લૌકિક અને અલૌકિક સન્નિકર્ષથી. અલૌકિક રસ ઉત્પન્ન થાય છે. લૌકિક સન્નિકર્ષ છ પ્રકારનો છે અને તે વિષયગત છે, અલૌકિક સન્નિકર્ષ જ્ઞાન. પૂર્વજન્મમાં તે તે વિષયો અનુભવિત હોય અને આ જન્મમાં પ્રત્યક્ષ અનુભવિત ન હોય તો પ્રાકૃતન સંસ્કારદ્વારાએ જ્ઞાનજ એની ખાત્રી છે, અલૌકિક રસ ત્રણ પ્રકારનો છે સ્વાપ્નિક, માનોરથિક અને ઔપનયિક તેમાં ઔપનયિક રસ કાવ્યસબંધી પદ પદાર્થના ચમત્કારમાં થાય છે, અનેક પ્રકારના પ્રતિબંધવાળા પુરૂષને પણ કવિના કાવ્યથી રસનો ઉદ્રેક જોવામાં આવે છે; નાટયમાં પણ ઔપનયિક રસ થાય છે પરંતુ બન્નેનું આનંદરૂપપણું છે.

માનોરથિક રસ કયાંઇ પ્રસિદ્ધ જોવામાં આવતો નથી એમ કેટલાએકનું કહેવું છે, પણ—

"મનહર."

[1]ગિરિની ગુફાઓ માંહિ વ્હાલ ધરી વસનારા,
ધન્ય પુરૂષોના [2]અંક વિશ્વે વખણાય છે.
જે પરે નિઃશંક બની બેઠેલાં [3]વિહંગ તેનાં,
આનંદનાં અશ્રુજલ પીને તૃપ્ત થાય છે.
પરંતુ મનોરથથી રચેલા મહેલ અને,
[4]વાપીતટક્રીડાવન આદિ ચિત્ત ચ્હાય છે.
માત્ર [5]કેલિકૌતુકના સેવનમાં સુખ માની,
આયુષ અમારૂં કોણ જાણે કયહાં જાય છે.

---

૧. પર્વત, ૨. ખોળા ગોદ, ૩. પક્ષી, ૪. વાવ, ૫, રતિક્રીડા.

ઇત્યાદિકમાં માનોરથિક શૃંગાર સાંભળવામાં આવે છે.

"શાસ્ત્રમાં મુખ્ય રસ ત્રણ પ્રકારનો ગણેલ છે, અને રસ વિના સુખની ઉત્પત્તિ થતી નથી."

શૃંગારરસનો વર્ણ શ્યામ, હાસ્યનો ધોળો, કરૂણનો કપોત, રૌદ્રનો રાતો, વીરનો ગૌર, ભયાનકનો કાળો, બિભત્સનો નીલ અને અદ્‌ભુત રસનો વર્ણ પીળો છે.

શૃંગાર રસના દેવ વિષ્ણુ, હાસ્યના પ્રમથ, રૌદ્રના રૂદ્ર, કરૂણના યમ, બિભત્સના મહાકાળ, ભયાનકના કામ, વીરના મહેન્દ્ર અને અદ્‌ભુતના દેવ બ્રહ્મા છે.

અન્ય તમામ સાહિત્યગ્રન્થોમાં કરૂણના દેવ વરૂણ અને ભયાનકના દેવ યમને માનેલ છે.



## શૃંગાર.

શૃંગાર રતિ (પ્રીતિ)રૂપ સ્થાયી ભાવમાંથી પ્રકટ થાય છે, તેનો વેષ ઉજ્વળ છે, આ લોકમાં જે કાંઇ પવિત્ર ઉજ્વળ તથા દર્શનીય છે તે શૃંગાર સાથે સરખાવાય છે, તેમજ જે કોઇ ઉજ્વળ વેષવાળો હોય, તે શૃંગારવાળો છે, એમ કહેવાય છે.

જેમ પુરૂષોનાં નામ કોઇ આપ્તપુરૂષના ઉપદેશથી ગોત્ર કુળ અને આચારની અનુકૂળતા પ્રમાણે પડે છે તેમ આ નાટ્યશાસ્ત્રમાં આવતા રસો ભાવો તથા અર્થોનાં નામો પ્રાચીન મુનિરૂપ આપ્તના ઉપદેશથી તે તે રસાદિકનાં આચરણ પ્રમાણે પડેલાં છે.

એ પ્રમાણે આચારસિદ્ધ રસ હૃદયને પ્રિય તથા ઉજ્વળ વેષવાળો હોવાથી "શૃંગાર" કહેવાય છે. એ શૃંગારનું ઉત્તમ અવસ્થાવાળાં સ્ત્રી અને પુરૂષ બન્ને કારણ છે, તેનાં બે અધિષ્ઠાન છે. ૧ સંભોગ અને ૨ વિપ્રલંભ. તેમાં સંભોગ-શૃંગાર વસંત વિગેરે ઋતુ, પુષ્પ, સુગન્ધિ, અનુલેપન, અલંકાર, ઇચ્છિત

મનુષ્ય ઇષ્ટવિષય, ઉત્તમ સ્થાન, બગીચામાં ફરવું, શ્રવણ, ક્રીડા તથા લીલા વિગેરે વિભાવોથી ઉત્પન્ન થાય છે, તેનો અભિનય નેત્રચાતુરી, ભ્રૂક્ષેપ, કટાક્ષ, સંચારી લલિત, સુંદર અંગહાર અને મધુર વાક્યોરૂપ અનુભાવોથી બતાવવો; સંચારીભાવ તો આલસ્ય અને અત્યંત નિદ્રા વિનાના બીજા તમામ રસતરંગિણિકાર લખે છે કે—

"જુવાન સ્ત્રી પુરૂષનો પરસ્પર પરિપૂર્ણ પ્રમોદ અથવા પરિપૂર્ણ રતિભાવ તે શૃંગાર," સ્ત્રીપુરૂષના જોટામાંથી એકને પ્રમોદ કે રતિનું અધિકપણું કે ન્યૂનપણું હોય અથવા નજ હોય તો ત્યાં પરિપૂર્ણ રતિનો અભાવ હોવાથી રસાભાસ થાય છે.

કોઈ શંકા કરે કે વાત્સલ્ય, લૌલ્ય, ભક્તિ અને કાર્પણ્ય એઓને રસ શા માટે ન કહેવા? કારણકે તેમાં પણ આર્દ્રતા, અભિલાષ, શ્રદ્ધા અને સ્પૃહા સ્થાયીભાવરૂપે રહેલા છે આ શંકા અસંભવિત છે કારણકે વાત્સલ્ય આદિ સંચારીભાવાત્મક છે. ત્યારે કયા રસના તે સંચારીભાવ થાય છે?

વાત્સલ્યમાં કરૂણા, લૌલ્યમાં હાસ્ય, ભક્તિમાં શાન્ત અને કાર્પણ્યમાં પણ હાસ્યરસજ થાય છે. જ્યારે વાત્સલ્ય આદિમાં પરનું કલ્પના કરવાપણું છે, અને તેઓની કરૂણા આદિ રસોમાં સંચારીપણે આવશ્યકતા છે, તો પછી ધર્મીની કલ્પના કરવા કરતાં ધર્મની કલ્પના કરવી એ લાઘવ છે, તો સંચારિણી રતિ જ ભલે હોય, કરૂણરસે કરી શું વિશેષ છે? આ શંકા પણ વ્યર્થ છે કારણ કે રતિથી શોક થયો પરંતુ શોકના કારણપણામાં રતિ નષ્ટ થાય છે, અર્થાત્ રતિ હોતી નથી. ત્યારે રતિને કયા રસનું સંચારીપણું છે? શૃંગાર, હાસ્ય, રૌદ્ર અને વીરરસનું સંચારીપણું નથી, કેમકે તે રતિમાં યુવાન સ્ત્રીપુરૂષની પરસ્પર પ્રીતિ, હાસ, ક્રોધ અને આનંદનો અભાવ છે, અથવા તે બિભત્સરસની પણ સંચારિણી નથી, કારણકે તેમાં જુગુપ્સા હોતી નથી, તેમ અદ્ભુત રસની પણ સંચારિણી નથી કારણ કે તે સ્થાને તેમાં વિસ્મય ટકી શકતો નથી માટે કરૂણામાં શોકનું સ્થાયીપણું છે, જેથી શોક સ્થાયીભાવવાળો કરૂણા નામનો રસજ જુદો પડી જાય છે. ત્યારે હાસ્યરસમાં સંચારિણી રતિજ હોય તો હાસ્યનું શું પ્રયોજન છે? એમ નથી, ત્યાં પણ રતિ કોની સંચા-

રિણી છે એ વિચારવા જેવું છે, કારણકે કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક અને બિભત્સરસનો ત્યાં અવકાશજ નથી, અદ્દભુતરસનો પણ અવકાશ નથી કેમકે તેનો વિસ્મય સ્થાયીભાવ ત્યાં ટકી શકતો નથી, શૃંગારરસ પણ ત્યાં આવી શકતો નથી કેમકે તેના રતિ સ્થાયીભાવનો પણ તેમાં અભાવ છે, પરંતુ રતિ સાથે હાસ્યનું સાંકર્ય છે. જો રતિ અને હાસ્યના અસંકીર્ણ સ્થલનો અભાવ છે તો પછી પૃથક્પણું કેમ થાય? એમ ન માનવું, કારણકે આ સ્થાને હેતુના અસાધારણપણાને લઇ સ્થાયીપણું પણ અસાધારણ છે, જેમ રતિનું સાંકર્ય છે, છતાં સ્થાયી શોકથી અસાધારણ કારણને લીધે કરૂણારસ ભેદ પામે છે, તેમ રતિનું સાંકર્ય છતાં સ્થાયી હાસથી અસાધારણ કારણને લીધે હાસ્યરસ ભેદ પામે છે, એવીજ રીતે શાન્ત રસમાં પણ સમજવું. વાત્સલ્ય આદિમાં પણ આર્દ્રતા વિગેરે અસાધારણ કારણ છે જ માટે તેઓને પણ સત્વાપત્તિ થાય એમ ન સમજવું, કારણ કે આર્દ્રતાદિનું પણ રતિપણું છે, અને એ રતિનું ત્યાં અસાધારણપણું હોવાથી શૃંગાર રસની પ્રાપ્તિ થાય છે. ઉત્સાહ અને ક્રોધ એ બન્ને રસમાં છે,માટે વીર અથવા રૌદ્ર એ બેમાંથી એકજ રસ થાય તો બેનું શું પ્રયોજન છે? આ શંકાનું સમાધાન એ છે કે—સ્થાયીભાવના ભેદથી રસનો ભેદ થાય છે, બન્નેના સ્થાયીભાવ જુદા છે, ઉત્સાહની વાસના વીરરસમાં છે, તે રૌદ્રમા નથી, અને ક્રોધની વાસના રૌદ્રમાં છે, તે વીરમાં નથી.

શૃંગાર બે પ્રકારનો છે. એક સંભોગ અને બીજો વિપ્રલંભ, તેમાં દર્શન, સ્પર્શ અને ભાષણ વિગેરેથી અન્યોન્ય અનુભવેલું સુખ અથવા પરસ્પર સંયોગથી ઉપજતો આનંદ તે સંભોગ શૃંગાર. સંભોગ એટલે બાહેરની ઇન્દ્રિઓનો સંબંધ જેમકે.

" છપ્પય "

થયો [1]રમાને [2]સ્તોભ, વિષ્ણુને વિલોકવાથી ;
વદવાનાં પ્રિય વચન, એ ન બોલી શકી આથી ;
પોતાના સ્તનપરે, રહ્યો 'તો જે કર રાજી ;
તે ત્યાં સજ્જડ બન્યો, [3]અમિત [4]સુખ માને સાજી ;

૧. લક્ષ્મી, ૨. વિહ્વળપણું, ૩. અમાપ. ૪. શોભા,

પણ તેને તે સમય જે, અંગે કંપ થયો અતિ ;
[5]નીવી છોડવામાંહિ તે, ગણે [6]સુહૃદ સમ [7]શ્રીપતિ.

(અથવા).

[8]નિદ્રિત નયનોવાળું, [9]વદન રાધાનું જયારે;
ઉંચું કરી [10]કુચસ્પર્શ, કરે છે શ્રીહરી, ત્યારે;
શિથિલ બની સરી જતાં, વસ્ત્રને લીધે જેનાં;
શોભી રહ્યાં સુખકાર, ત્રિવલિ ને નાભિ મંજેનાં ;
એવી રાધિકાની કંઇક, ઘેરાએલી દ્રષ્ટિએ ;
કર્યો ચિરંજીવ કામને, અનુપમ અમૃત વૃષ્ટિએ. "

( અથવા )

"स्रग्धरा."

કાલિન્દીને[1] કિનારે, શીતળ [2]સમીરને, [3]કુંજનાં છે [4]અગાર ;
ત્યાં [5]શ્યામાશ્યામ સંગે, નવિન નિત કરે, વ્હાલધારી વિહાર ;
આવે પ્રસ્વેદ અંગે, ભઁવર [6]ધનુ સમી, [7]રમ્ય રોમાંચ થાય ;
છોડી અન્યોન્ય શંકા, હસિહસિ કહિ ના, અંક શોભે સદાય.
શ્યામા કાને સુણીને, વિપરીત રતિની, વિંનતિ શ્યામ કેરી ;
લજ્જાથી આપ લે છે, હસિ મુખ મરડી, ઘૂંઘટે સદ્ય ઘેરી ;
વામાની દૃષ્ટિ વાંકી, કવિજન ન શકે, વિશ્વમાંહે વખાણી ;
ચાલે છે ચોકડી શું, [8]મદન મહીપની, એમ જોતાં જણાણી.

અહીં સમીરકુંજ ઉદ્દીપન, પુલકસ્વેદ સાત્વિક, ફરી ના કહેવી, ક્રોધ બતાવવો તથા હસવું વિગેરે હૃદય પ્રેમપ્રકાશક અનુભાવ, આલિંગનમાં એકમેક થવું એ રતિ સ્થાયી, ઘૂંઘટથી મુખ ઢાંકવું એ લજ્જા સંચારી અને નાયક નાયિકા આલંબન વિભાવ.

---

૫ નાડી, ૬. મિત્ર, ૭. કૃષ્ણ, ૮. નિદ્રાયુક્ત, ૯. મુખ, ૧૦. સ્તન,

૧. યમુના, ૨. પવન, ૩. લતામંડપ, ૪. ઘર, ૫. રાધાકૃષ્ણ, ૬. ધનુપ, ૭. સુંદર, ૮. કામદેવ,

સુખકારક ઇચ્છિત પદાર્થની સાથે દરેક ઋતુના ભોગો અને પુષ્પાદિકનું સેવન કરનાર પ્રમદાયુક્ત પુરૂષને "શૃંગાર" એમ કહે છે.

ઋતુ, પુષ્પ, અલંકાર, પ્રિયજન, ગાંધર્વ કાવ્યસેવા તેમજ બગીચામાં ફરવાથી અને મોજશોખથી શૃંગારની ઉત્પત્તિ છે; એ શૃંગારના અભિનયો નેત્ર અને મુખની પ્રસન્નતા, હાસ્ય, મધુરવચન, ધૈર્ય, હર્ષ તથા સુંદર અંગચેષ્ટાઓ વડે બતાવવા.

**વિપ્રલંભ**—( વિયોગથી થએલ શૃંગાર) વૈરાગ્ય, ગ્લાનિ, શંકા, ઈર્ષા, શ્રમ, ચિન્તા, ઉત્સાહ, નિદ્રા, સ્વપ્ન, વિબ્બોક, વ્યાધિ, ઉન્માદ, અપસ્માર, જડતા અને મરણ વિગેરે અનુભાવોથી બતાવવો.

રતિથી ઉત્પન્ન થનાર શૃંગારરસના ભાવો કરૂણને આશ્રય કરનારા કેમ હોય? પ્રથમ કહેવાઇ ગયું કે સંભોગ અને વિપ્રલંભ એ બેથી શૃંગાર થાય છે, કરૂણ તો શાપ, ક્લેશ, પતન, ઇષ્ટજનવિભવનાશ, ઇષ્ટજનવધ તથા તેનું બંધન વિગેરે કારણોથી ઉત્પન્ન થાય છે તે તો નિરપેક્ષ ભાવ છે, અને ક્ષુદ્ર ચિન્તાથી થએલ તથા વિપ્રલંભે કરેલો કરૂણ સાપેક્ષભાવ છે, એ પ્રમાણે કરૂણ અને વિપ્રલંભ ભિન્ન ભિન્ન છે.

રસતરંગિણીકાર લખે છે કે "જુવાન સ્ત્રીપુરૂષની મુદિત થયેલી પાંચ ઇન્દ્રિયોના સબંધનો અભાવ અથવા અભીષ્ટની અપ્રાપ્તિ તે વિપ્રલંભ." પરસ્પર માનરૂપી વિપ્રલંભમાં પણ આની વ્યાપ્તિ થાય છે એમ ન માનવું, કેમકે ત્યાં મુદિત પંચેન્દ્રિય સબંધના અભાવરૂપ એક વિશેષ અભાવ પણ છે, તે વખતે જુવાન સ્ત્રીપુરૂષની ઇન્દ્રિઓનું મુદિતપણું હોતું નથી; જે સ્ત્રી પ્રિય તરફ અભિસાર કરે છે તે વિપ્રયુક્તા થાય એમ કોઇ કહે તો તે ખરૂં છે, તે વિપ્રયુક્તા તો થાયજ, પણ થોડીવારમાંજ પ્રિયદર્શનની આશાને અનુસરતા પ્રમોદને લીધે અશ્રુપાતાદિ વિરહધર્મનો ત્યાં અસંભવ છે, તે વિપ્રલંભ દેશાન્તર ગમન ગુરૂની આજ્ઞા, અભિલાષા, ઇર્ષ્યા, શાપ,સમય, દૈવયોગ અને વિજ્વર ઇત્યાદિથી થાય છે, જેમકે—

"શાર્દૂલવિક્રીડિત."

તીખો શીર સમીર તીર સરખો, વીંધે મને વેગથી;
જોવા યુક્તિ ભરેલ આ [1]ઉપવનો, સામર્થ્ય હુંમાં નથી;
ચારે કોર નિહાળી નિર્મળ અતિ, આ ચન્દ્રની ચાંદની;
ચોંકે ચિત્ત અપાર ધીર તજીને, બેભાન જેવું બની.
પત્રો ચંદન ચોકીએ કમળનાં, કોડે બિછાવી કરી;
લોટું તોય ઉરે ન શાન્તિ ઉપજે, ભ્રાન્તિ રહી છે ભરી;
જો મારી મુઠીમાંહિ હોત જગ જે, ભાવે રહ્યો છે ભ્રખી;
તો આ ક્રૂર વિયોગ શું કરત એ, સાચું કહી દે સખી?

દેશાન્તર ગમનથી—

"છપ્પય."

[2]વલ્લભ જવા વિદેશ, થાય છે તત્પર જ્યારે;
[3]કૃશતા વ્યાપી ગઈ, તરૂણીના તનમાં ત્યારે;
કર કંકણ ગયું નિકળી, ધૈર્ય પણ જતું રહે છે;
ગળી ગયો મદ વળી, નેત્રથી અશ્રુ વહે છે;
સખેદ બની " શિવ શિવ " કહે, કંપે ઇચ્છે જીવ જવા;
[4]ચલિત [5]કિંકિણી [6]રવમિશે, લાગી વૈન્યસ્મૃતિ થવા.

પ્રયાણ કરતી વખતે અપશુકનના નિવારણ સારૂ મંગળસ્મરણ કરવું એવો આચાર છે, મંગળસ્મરણમાં વૈન્ય આદિનું સ્મરણ કરાય છે જેમકે

" वैन्यं पृथुं हैहयमर्जुनं च, शाकुन्तलेयं भरतं नलं च। रामंचयो वैस्मरति प्रयाणे, तस्यार्थसिद्धिः पुनरागमश्च॥ વેનરાજાના પુત્ર પૃથુ, હૈહયકુળમાં થયેલા સહસ્રાર્જુન, શકુન્તલાના પુત્ર ભરત, નળ અને રામચન્દ્ર એટલાનું જે માણસ પ્રયાણ સમયે સ્મરણ કરે તે માણસને અર્થની સિદ્ધિ થાય અને કુશળતાથી પાછો ઘેર આવે,

---

૧ બગીચાઓ. ૨. સ્વામી-પતિ, ૩. દુર્બળતા, ૪. ચલાયમાન, ૫. કટિમેખલા-કંદોરો, ૬. શબ્દ

બીજુ ઉદાહરણ.

"મનહર."

કમલ સમાન નેત્રવાળી કોઇ કામિનીએ,
પોતાની સખીની એક પ્રાર્થના સ્વીકારીને.
તુરતમાં ગાનાતણો [1]સ્વયં સમારંભ કર્યો,
કોઇ પણ રીતે વીણા અંક માંહિ ધારીને.
ત્યારે કાંઈ વિરહથી જેની અતિ [2]અભિનવ,
[3]અંગવલ્લી ક્ષીણ થઈ ગઇ એવી નારીને.
વીણા ગણી વાર વાર મૂર્છનાઓ સ્પર્શ કરે,
વ્હાલી સખીઓને ઉરે વિસ્મય વધારીને.

ગુરૂની આજ્ઞાથી—

"હરિગીત."

ભાસ્વાન આમ્રતરૂ, મદન ગુરૂ, ભ્રમર તમથી રહ્યા ભળી;
છે શુદ્ધ ચંદન મંદ વા, વૈશાખ દોષાકર વળી;
અંગાર નવપલ્લવ, વિબુધ પિક, સર્વ ક્રૂર ગ્રહો છતાં;
ગુરૂવચનથી પતિ જાઓ, પણ નથિ કાંઈ કેમ વિચારતાં.

આમ્રવૃક્ષ ભાસ્વાન અર્થાત્ તેજસ્વી બીજા અર્થમાં સૂર્ય, મદન (કામદેવ) ગુરૂ અર્થાત્ મહાન બીજા અર્થમાં બૃહસ્પતિ, ભ્રમર તમ અર્થાત્ અન્ધકાર બીજા અર્થમાં રાહુ, વાયુ મંદ બીજા અર્થમાં શનિ, ચંદન શુદ્ધ બીજા અર્થમાં શુક્ર, વૈશાખ માસ દોષાકર અર્થાત્ દોષના સમુહરૂપ બીજા અર્થમાં ચન્દ્ર, નવિન-પલ્લવ અગ્નિનો અંગારો બીજા અર્થમાં મંગલ અને કોયલ વિબુધ અર્થાત્ પંડિત બીજા અર્થમાં બુધ નામનો ગ્રહ.

અભિલાષથી—

---

૧. પોતાનીમેળે, ૨. સુંદર, ૩. વલ્લરી-લતા,

"હરિગીત."

કોઈ સમયપર આપણે ઘર તરફ મુખડું રાખતાં,
કોઈ સમય કરી ડોક વાંકી નજર [1]પથપર નાંખતાં;
વાયુથી વસ્ત્ર સરી જતાં તો પણ જરી નહિ જાણતાં,
કરી મિશ સ્થિરજી એક સ્થલ ઉપર મહા સુખ માણતાં.
કોઈ વખત કરતાં [2]અટન પથ આપણે ભૂલી જતાં,
કોઈ સમય [3]ત્રુટિતાક્ષરે ભાષણ [4]ઉભય કરતાં હતાં;
કોઈ વખત આડી નજર અન્યોન્ય ઉપર નાખીએ,
એવું થશે ક્યારે હવે એ આશ ઉરમાં રાખીએ.

ઈર્ષાથી—

"હરિગીત."

પ્રાણેશનું મન પ્રેમરૂપી [5]સ્વર્ણમાંથી ઉપજ્યું,
ચિત્ત આમ્ર, દૃષ્ટિ કમલ, જીવન બંધુ [6]જીવ [7]સુમન સૃજ્યું;
વિધિએ [8]ગ્રથિત એ સર્વ આશારૂપ સૂત્ર મહીં [9]લસે,
તજ કોપ નહિ તો ત્રુટતાં તે સકલ વિખરાઇ જશે.

શાપથી—

"ગીતિ."

દેખ્યા વિણ [10]દારાને, ચાલ્યો જા, જો હોય જવાનો તું;
નહિતર પ્રિયા વિરહના, તાપ શાપથી દગ્ધ થવાનો તું.

સમયથી—

"માલિની."

પ્રિય વિરહ છતાંએ; જીવવું જાણી બાકી;

---

૧. માર્ગ, ૨. ફરવું, ૩. ભાંગ્યા તુટયા અક્ષરોથી, ૪. બન્ને, ૫. સોનું–સુવર્ણ, ૬. બપોરીયાનું વૃક્ષ, ૭ પુષ્પ, ૮. ગુંથેલ, ૯ શોભે, ૧૦. સ્ત્રી.

પરમ શરમ કેરી, વ્યાધિથી ચક્રવાકી;
[1]વિધુર મનથી [2]હાણે, [3]વક્રને [4]વક્ર રાખી;
[5]અદ્રઢ ઉભી કરે છે, નાથની નિત્ય આંખી.

દૈવથી—

"ગીતિ."

જો યુવાન [6]દંપતિને, હોય જીવતાં છતાં વિરહ ભ્રાત !
વિરહ છતાં જીવે તો, અનુકૂળ મુજને એહ્રય દ્રષ્ટાન્ત.

વિહ્વરથી—

"સવૈયા–એકત્રીશા."

કેલિભુવન ને મણિમન્દિર વળિ તેમજ લંકાનગરીમાં,
થઇ પ્રજ્વલિત અગ્નિ પામ્યો શાન્તપણા કેરી સીમા;
આમતેમ આ પ્રયાણુ કરતાં યુવાન દંપતિને દુઃખધામ,
વિયોગથી વ્યાપેલો [7]વહ્નિ નથી પામતો હજી વિરામ.



## હાસ્ય.

હાસ્યનો સ્થાયીભાવ હાસ (હસવું) છે, તે હાસ્ય બીજાકોઇનો બેડાળ ચહેરો અથવા અલંકાર, નિર્લજતા, ચંચળતા, કપટ, અસત્ય બોલવું વિકૃત અંગ બતાવવું તથા દોષ કહેવો વિગેરે વિભાવોથી ઉત્પન્ન થાય છે, તેનો અભિનય પોતાનાં હોઠ, નાક, ગાલ વિગેરે ફરકાવવા, ડોળા ફુલાવવા તથા ખેંચવા, મુખ રાતું કરવું તથા પડખાં થોભવાં વિગેરે અનુભાવોથી બતાવવો; આકાર છુપાવવો, આળસ, તંદ્રા, નિદ્રા અને સ્વપ્ન વિગેરે આ રસના સંચારી ભાવોછે.

હાસ્યના બે પ્રકાર છે. ૧. આત્મસ્થ, ૨. પરસ્થ, તેમાં પોતે હસે તે આત્મસ્થ અને બીજાને હસાવે તે પરસ્થ.

---

૧ વિહ્વળ, ૨. પ્રભાતે, ૩. મુખ, ૪ વાંકું, ૫. અસ્થિર, ૬. સ્ત્રીપુરૂષ, ૭. અગ્નિ,

અવળાં ઘરેણાં પહેરવાથી, વિકૃત આચાર, વિકૃત નામ અને વિકૃત વેશ પહેરવાથી તેમજ વિકૃત અંગથી પોતે હસે ત્યારે હાસ્ય જાણી લેવો.

આ હાસ્ય સ્ત્રીઓ અને નીચ મનુષ્યોમાં બહુધા દેખાય છે, તેના છ ભેદ છે. ૧. સ્મિત, ૨. હસિત, ૩. વિહસિત, ૪. ઉપહસિત, ૫. અપહસિત, ૬. અતિહસિત.

**સ્મિત**—ગાલ કાંઈક હસે, કટાક્ષો સહજ શોભાયુક્ત થાય, હસતાં દાંત બિલકુલ દેખાય નહિં તે. આ ઉત્તમ પ્રકૃતિમાંજ હોય છે.

**હસિત**—મુખ અને નેત્ર પ્રફુલ્લિત થાય,ગાલ ફુલે તેમજ દાંત કાંઈક જણાય તે.

**વિહસીત**—જેમાં નેત્ર અને ગાલ ખેંચાય, શબ્દ થાય પરંતુ તે સુંદર જણાય, યોગ્ય સમયે હાસ્ય થયું હોય અને તેમાં મુખ લાલ થઈ જાય તે.

**ઉપહસિત**—જેમાં નાસિકા ફુલે, દૃષ્ટિ વાંકી થઈ જાય તેમજ ખભા તથા માથું ઘણું કંપવા માંડે તે.

**અપહસિત**—જે સમય વિના હસાય અને હસતાં નેત્રમાં અશ્રુ આવી જાય તેમજ ખભા તથા માથું ઘણું કંપવા લાગે તે.

**અતિહસિત**—નેત્રમાં અશ્રુ આવે તથા સોજી જાય તેમજ સ્વર લાંબો અને જાડો નીકળે તથા હાથથી પડખાં પકડવાં પડે તે.

નાટકમાં હાસ્યનાં જે સ્થાનો જે કાર્યપરત્વે આવે તે ઉત્તમ મધ્યમ અને અધમપ્રકૃતિમાં યથાયોગ્ય યોજવાં.

આત્મસ્થ ( સ્વનિષ્ઠ) અને પરસ્થ ( પરનિષ્ઠ) એમ બે પ્રકારે ઉત્તમાદિ ત્રણ પ્રકૃતિમાં રહેનાર હાસરૂપ સ્થાયીભાવને "હાસ્ય" કહે છે.

રસતરંગિણીકાર લખે છે કે–હાસનો પરિપોષ તે હાસ્ય. એ હાસ્ય બે ...રનો છે, એક સ્વનિષ્ઠ અને બીજો પરનિષ્ઠ, તે બન્ને પણ ઉત્તમ મધ્યમ ...અધમ એવા ભેદથી છ છ પ્રકારના થાય છે અર્થાત્ હાસ્યના કુલ બાર

૧. માગ... બપોરીયાનું વૃક્ષ,

૧ ઉત્તમને સ્વનિષ્ઠ સ્મિત, ૨. ઉત્તમને સ્વનિષ્ઠ હસિત, ૩.ઉત્તમને પરનિષ્ઠ સ્મિત, ૪. ઉત્તમને પરનિષ્ઠ હસિત, ૫. મધ્યમને સ્વનિષ્ઠ વિહસિત, ૬. મધ્યમને સ્વનિષ્ઠ ઉપહસિત, ૭. મધ્યમને પરનિષ્ઠ વિહસિત, ૮. મધ્યમને પરનિષ્ઠ ઉપહસિત, ૯. અધમને સ્વનિષ્ઠ અપહસિત, ૧૦. અધમને સ્વનિષ્ઠ અતિહસિત,૧૧.અધમને પરનિષ્ઠ અપહસિત,૧૨.અધમને પરનિષ્ઠ અતિહસિત,

ઉત્તમને કાંઈક કપોલ વિકસિત થાય, દાંત ન દેખાય તથા કટાક્ષથી સુંદર રીતે જોઇ રહે તે "**સ્મિત**" અને જેમાં કપોલ ફુલે તથા દાંત કાંઈક દેખાય તે "**હસિત**"

મધ્યમને સમયોચિત ઉત્તમ અવાજ સાથે મુખ આકુંચિત થઇ જાય તથા મુખમાં લાલાશ આવે તે "**વિહસિત**" અને નસકોરાં ફુલે, કુટિલતાથી જુએ, ગ્રીવા સંકોચાય તથા અવાજ સ્ફુટ સંભળાય તે "**ઉપહસિત**"

અધમને ઉદ્ધત, અશ્રુવાળું, મસ્તક કંપાવે તથા અવાજ સ્ફુટ સંભળાવે તે "**અપહસિત**" અને અતિ ઉદ્ધત, બહુ અશ્રુ આવે, અતિ સ્ફુટ અવાજ થાય, પાસે બેસેલા માણસને આલિંગન થઇ જાય તથા તાલીઓ વગાડે તે "**અતિહસિત**"

હાસ્યનું સામાન્ય લક્ષણ—

"**માલિની.**"

ચતુર પ્રભુની કોઇ, દાસીએ સ્નેહરૂપ ;
ધૃતિથી ધવલ[1] ધાર્યું, રાધિકાનું સ્વરૂપ ;
અવર સખી કહેવા, કૃષ્ણને દોડી જાયે ;
હરિ! ગ્રહણ કર્યું છે, માન શ્રી રાધિકાએ.
પ્રભુજી પગ પડીને, ભૂલ લે છે સ્વીકારી ;
તુરત[2] કુસુમમાલા, પ્યારી દે છે ઉતારી ;
હરિ કર ધરી કંઠે વ્હાલથી જાય[3] વારી ;
હસિ હસિ નિરખે છે, નેહથી સર્વ નારી.

---

૧. ઉજ્વળ-ધોળું, ૨. પુષ્પ, ૩. ઓળઘોળ,

અહીં દાસીએ રાધિકાનું રૂપ ધર્યું એ આલંબન, પ્રીતમનું પગે પડવું તથા રાધિકા બનેલી દાસીએ પુષ્પમાલા ઉતારી આપવી એ ચેષ્ટાવિષય ઉદ્દીપન, હસવું અનુભાવ એથી હાસ્યસ્થાયી અને દાસી પોતાની આકૃતિ છુપાવી રાધિકા બની એ અવહિત્થ હર્ષ સંચારી

**સ્વનિષ્ઠ સ્મિત.—**

"છપ્પય."

[1]વિધિ [2]નિજ લેખણુ તણી, શોધ કરવાને સારૂ;
દૃષ્ટિ કરતા આમ તેમ, ક્યાં ગયા ન વારૂ ?
રાખેલી હતી એજ, [3]લલિત લેખણુ નિજ કાને ;
મળી આવી, પણુ વ્યર્થ ; પડી મ્હેનત પોતાને ;
તે સમયે અતિ શરમથી, [4]કલિત વદન નીચું કરી;
સ્મિત કરવા લાગ્યા વિધિ, નિજકૃતિને ધ્યાને ધરી.

**સ્વનિષ્ઠ હસિત—**

"હરિગીત."

આકાશના અંકુર સમું ઉજ્વળ અતિ ગગને ગયું,
નિજ [5]દંષ્ટ્ર અગ્ર નિહાળીને જે હાસ્ય નટવરને થયું;
તે [6]ફેનકેરા [7]સ્તબક સરખું ભ્રાન્તિ અમ ઉરમાં ભરે,
દેખાય છે પ્રતિબિમ્બરૂપે શું હજી સુધી સાગરે ?

**પરનિષ્ઠ સ્મિત હસિત—**

"રોળાવૃત્ત."

[8]શિશુ [9]વયના [10]ષડ્વદન, [11]અમ્બિકા આગળ ખેલે ;
સુવર્ણ સરખું [12]પર્ણ, [13]નન્દીના મુખમાં મેલે ;
વળિ [14]વાસુકીને નયન, પ્રેમથી [15]અંજન પૂરે ;
એ નિહાળી સ્મિત હસિત, થાય [16]ઉમિયાને [17]ઉરે.

---

૧. બ્રહ્મા, ૨. પોતાની, ૩. સુંદર, ૪. મનોહર—સુંદર, ૫. દાઢ, ૬. ફીણ, ૭ ગુચ્છો, ૮. બાલ, ૯. અવસ્થા, ૧૦. શંકરના પુત્ર કાર્તિકેય, ૧૧. પાર્વતી, ૧૨. પાન, ૧૩. શંકરનું વાહન, ૧૪. વાસુકી નામનો નાગ, ૧૫. આંજણ—કાજળ, ૧૬. પાર્વતી, ૧૭. હ્રદયમાં,

પરનિષ્ટ વિહસિત—

"મંદાક્રાન્તા."

કોઇ ગોપે, [1]રજનિસમયે, શાહીને તેલ જાણી;
કીધો તેથી, વદન કમલે, લેપ આનંદ આણી;
જોઇ મૂર્તિ, તરૂણી [2]ગણુ એ, ગોપ કેરી પ્રભાત;
અશ્રુ લાવી, અર્ધોર સ્વરથી, કાઢવા લાગી દાંત.

પરનિષ્ઠ ઉપહસિત—

"અનુષ્ટુપ્."

"यो निरोधो मया लब्धः," કહ્યું એ કોઇ પંડિતે;
તટસ્થે સાંભળી તેનો, જાણ્યો અર્થ જુદી રીતે.
જેથી એ જનને જોરે, [3]નાસા ફૂલિ જતાં સુધી;
એ સમે હસવું આવ્યું, સર્વ નષ્ટ થઇ સુધી.

પંડિતના મનમાં તો "યો નિરોધો મયા લબ્ધઃ" અર્થાત્ "જે મેં આગ્રહ કર્યો" એવોજ આશય હતો પરંતુ તટસ્થના મનમાં અન્ય તર્ક આવતાં તેને ઉપહસિત થયું.

પરનિષ્ઠ અપહસિત—

"રોળાવૃત."

કેલિ ક્રીડા સમે, આવ્યું નિજ કંઠે જોઇ;
[4]યજ્ઞસૂત્ર સ્વામીનું, કંઠથી કાઢતી કોઇ;
[5]દ્વિજાંગનાને દેખી, [6]દીર્ઘ શ્વાસો ભરનારી;
[7]તાર સ્વરથી તુર્ત, લાગી હસવા [8]સુરનારી.

---

૧ રાત્રી .મૂહ. ૨ નાસિકા, નાક. ૪ જનોઇ, ઉપવીત. ૫ બ્રાહ્મણની સ્ત્રી, ૬ લાંબા.
૭ અતિ ૮ દેવાંગના.

અહીં દાસીએ રાધિકાનું રૂપ ધર્યું એ આલંબન, પ્રીતમનું પગે પડવું તથા રાધિકા બનેલી દાસીએ પુષ્પમાલા ઉતારી આપવી એ ચેષ્ટાવિષય ઉદ્દી. પન, હસવું અનુભાવ એથી હાસ્યસ્થાયી અને દાસી પોતાની આકૃતિ છુપાવી રાધિકા બની એ અવહિત્થ હર્ષ સંચારી

**સ્વનિષ્ઠ સ્મિત.—**

**"છપ્પય."**

[1]વિધિ [2]નિજ લેખણ તણી, શોધ કરવાને સારૂ;
દૃષ્ટિ કરતા આમ તેમ, કયાં ગયા ન વારૂ?
રાખેલી હતી એજ, [3]લલિત લેખણ નિજ કાને;
મળી આવી, પણ વ્યર્થ; પડી મ્હેનત પોતાને;
તે સમયે અતિ શરમથી, [4]કલિત વદન નીચું કરી;
સ્મિત કરવા લાગ્યા વિધિ, નિજકૃતિને ધ્યાને ધરી.

**સ્વનિષ્ઠ હસિત—**

**"હરિગીત."**

આકાશના અંકુર સમું ઉજવળ અતિ ગગને ગયું,
નિજ [5]દંષ્ટ્ર અગ્ર નિહાળીને જે હાસ્ય નટવરને થયું;
તે [6]ફેનકેરા [7]સ્તબક સરખું ભ્રાન્તિ અમ ઉરમાં ભરે,
દેખાય છે પ્રતિબિમ્બરૂપે શું હજી સુધી સાગરે?

**પરનિષ્ઠ સ્મિત હસિત—**

**"રોળાવૃત્ત."**

[8]શિશુ [9]વયના [10]ષડ્વદન, [11]અમ્બિકા આગળ ખેલે;
સુવર્ણ સરખું [12]પર્ણ, [13]નન્દીના મુખમાં મેલે;
વળિ [14]વાસુકીને નયન, પ્રેમથી [15]અંજન પૂરે;
એ નિહાળી સ્મિત હસિત, થાય [16]ઉમિયાને [17]ઉરે.

---

૧. બ્રહ્મા, ૨. પોતાની, ૩. સુંદર, ૪. મનોહર—સુંદર, ૫. દાઢ, ૬. ફીણ, ૭ ગુચ્છો, ૮. બાલ, ૯. અવસ્થા, ૧૦. શંકરના પુત્ર કાર્તિકેય, ૧૧. પાર્વતી, ૧૨. પાન, ૧૩. શંકરનું વાહન, ૧૪. વાસુકી નામનો નાગ, ૧૫. આંજણ—કાજળ, ૧૬. પાર્વતી, ૧૭. હૃદયમાં,

પરનિષ્ઠ વિહસિત—

"મંદાક્રાન્તા."

કોઈ ગોપે, [1]રજનિસમયે, શાહીને તેલ જાણી;
કીધો તેથી, વદન કમલે, લેપ આનંદ આણી;
જોઈ મૂર્તિ, તરૂણી [2]ગણુ એ, ગોપ કેરી પ્રભાત;
અશ્રુ લાવી, અધિર સ્વરથી, કાઢવા લાગી દાંત.

પરનિષ્ઠ ઉપહસિત—

"અનુષ્ટુપ્."

"यो निरोधो मया लब्धः," કહ્યું એ કોઈ પંડિતે;
તટસ્થે સાંભળી તેનો, જાણ્યો અર્થ જુદી રીતે.
જેથી એ જનને જોરે, [3]નાસા ફૂલિ જતાં સુધી;
એ સમે હસવું આવ્યું, સર્વ નષ્ટ થઈ સુધી.

પંડિતના મનમાં તો "યો નિરોધો મયા લબ્ધઃ" અર્થાત્ "જે મેં આગ્રહ કર્યો" એવોજ આશય હતો પરંતુ તટસ્થના મનમાં અન્ય તર્ક આવતાં તેને ઉપહસિત થયું.

પરનિષ્ઠ અપહસિત—

"રોળાવૃત."

કેલિ ક્રીડા સમે, આવ્યું નિજ કંઠે જોઈ;
[4]યજ્ઞસુત્ર સ્વામીનું, કંઠથી કાઢતી કોઈ;
[5]દ્વિજઅંગનાને દેખી, [6]દીર્ઘ શ્વાસો ભરનારી;
[7]તાર સ્વરથી તુર્ત, લાગી હસવા [8]સુરનારી.

---

૧ રાત્રી ૨ સમૂહ. ૩ નાસિકા, નાક. ૪ જનોઈ, ઉપવીત. ૫ બ્રાહ્મણની સ્ત્રી, ૬ લાંબ ૭ અતિ ૮ દેવાંગના.

અહીં દાસીએ રાધિકાનું રૂપ ધર્યું એ આલંબન, પ્રીતમનું પગે પડવું તથા રાધિકા બનેલી દાસીએ પુષ્પમાલા ઉતારી આપવી એ ચેષ્ટાવિશેષ ઉદ્દીપન, હસવું અનુભાવ એથી હાસ્યસ્થાયી અને દાસી પોતાની આકૃતિ છુપાવી રાધિકા બની એ અવહિત્થ હર્ષ સંચારી

**સ્વનિષ્ઠ સ્મિત.—**

"છપ્પય."

[1]વિધિ [2]નિજ લેખણ તણી, શોધ કરવાને સારૂ;
દૃષ્ટિ કરતા આમ તેમ, ક્યાં ગયા ન વારૂ ?
રાખેલી હતી એજ, [3]લલિત લેખણ નિજ કાને ;
મળી આવી, પણ વ્યર્થ ; પડી મ્હેનત પોતાને ;
તે સમયે અતિ શરમથી, [4]કલિત વદન નીચું કરી;
સ્મિત કરવા લાગ્યા વિધિ, નિજકૃતિને ધ્યાને ધરી.

**સ્વનિષ્ઠ હસિત—**

"હરિગીત."

આકાશના અંકુર સમું ઉજ્વળ અતિ ગગને ગયું,
નિજ [5]દંષ્ટ્ર અગ્ર નિહાળીને જે હાસ્ય નટવરને થયું;
તે [6]ફેનકેરા [7]સ્તબક સરખું ભ્રાન્તિ અમ ઉરમાં ભરે,
દેખાય છે પ્રતિબિંબરૂપે શું હજી સુધી સાગરે ?

**પરનિષ્ઠ સ્મિત હસિત—**

"રોળાવૃત્ત."

[8]શિશુ [9]વયના [10]ષડ્વદન, [11]અમ્બિકા આગળ ખેલે ;
સુવર્ણ સરખું [12]પર્ણ, [13]નન્દીના મુખમાં મેલે ;
વળિ [14]વાસુકીને નયન, પ્રેમથી [15]અંજન પૂરે ;
એ નિહાળી સ્મિત હસિત, થાય [16]ઉમિયાને [17]ઉરે.

---

૧. બ્રહ્મા, ૨. પોતાની, ૩. સુંદર, ૪. મનોહર—સુંદર, ૫. દાઢ, ૬. ફીણ, ૭ ગુચ્છો, ૮. બાલ, ૯.અવસ્થા,૧૦. શંકરના પુત્ર કાર્તિકેય,૧૧. પાર્વતી, ૧૨. પાન, ૧૩.શંકરનું વાહન, ૧૪. વાસુકી નામનો નાગ, ૧૫. આંજણ—કાજળ, ૧૬. પાર્વતી, ૧૭. હૃદયમાં,

પરનિષ્ટ વિહસિત—

"મંદાક્રાન્તા."

કોઇ ગોપે, [1]રજનિસમયે, શાહીને તેલ જાણી;
કીધો તેથી, વદન કમલે, લેપ આનંદ આણી;
જોઇ મૂર્તિ, તરૂણી [2]ગણુ એ, ગોપ કેરી પ્રભાત;
અશ્રુ લાવી, અધીર સ્વથી, કાઢવા લાગી દાંત.

પરનિષ્ટ ઉપહસિત—

"અનુષ્ટુપ્."

"यो निरोधो मया लब्धः," કહ્યું એ કોઇ પંડિતે;
તટસ્થે સાંભળી તેનો, જાણ્યો અર્થ જુદી રીતે.
જેથી એ જનને જોરે, [3]નાસા ફૂલિ જતાં સુધી;
એ સમે હસવું આવ્યું; સર્વ નષ્ટ થઇ સુધી.

પંડિતના મનમાં તો "યો નિરોધો મયા લબ્ધઃ" અર્થાત્ "જે મેં આગ્રહ કર્યો" એવોજ આશય હતો પરંતુ તટસ્થના મનમાં અન્ય તર્ક આવતાં તેને ઉપહસિત થયું.

પરનિષ્ઠ અપહસિત—

"રોળાવૃત."

કેલિ ક્રીડા સમે, આવ્યું નિજ કંઠે જોઇ;
[4]યજ્ઞસૂત્ર સ્વામીનું, કંઠથી કાઢતી કોઇ;
[5]દ્વિજાંગનાને દેખી, [6]દીર્ઘ શ્વાસો ભરનારી;
[7]તાર સ્વરથી તુર્ત, લાગી હસવા [8]સુરનારી.

---

૧ રાત્રી [illegible]મૂઢ. ૩ નાસિકા, નાક. ૪ જનોઇ, ઉપવીત. ૫ બ્રાહ્મણની સ્ત્રી, ૬ લાંબા. ૭ અતિ [illegible] ૮ દેવાંગના.

પરનિષ્ઠ અતિહસિત—

"મનહર."

કોઇ એક તસ્કર મહેશ તણા મંદિરમાં,
[1]યામિનીએ હામ ધરી ચોરી કરવા ગયો.
ત્રિશૂલ ને ખપ્પર ત્યાં ચોર્યાં બાદ ચોખા ગણી,
બીજ ધતુરાના ખાઈ હૃદયે ખુશી થયો.
ઘેનમાં ઘેરાઈ દોડે, પડે, ખૂબ ઠેસું ખાઇ,
ભાન ભુલી ભાઇબંધ કેફથી કુદી રહ્યો.
નિરખી એ [2]શીશપુષ્પ ખરે એમ ખડખડ,
હાસ્યનો પ્રવાહ સુર વેશ્યા સમુહે વહ્યો.



## करुण.

કરૂણનો સ્થાયીભાવ શોક છે, અને તે શોક, શાપ, કલેશ, પતન, સ્નેહીનો વિયોગ, વૈભવનો નાશ, સ્નેહીઓનો નાશ અથવા બંધન, એકાએક ભાગવું વાગવું, ઇષ્ટજનનો નાશ જોવો અથવા કઠોર અને ઉદ્વેગ પમાડનાર અપ્રિય શબ્દો સાંભળવા, તેમજ સ્પર્શ તથા સંયોગાદિ વિભાવોથી ઉત્પન્ન થાય છે; તેનો અભિનય આંસુ પાડવાં, વિલાપ કરવો, મુખનું સુકાવું, ચહેરો ફિકો પડી જવો, ગાત્ર શિથિલ થવાં, નિઃશાસા નાંખવા, શ્વાસયુક્ત રૂદન, મોહ થવો, શરીરને પ્રયાસ થવો, સ્મૃતિનો નાશ થવો તથા વાગવું વિગેરે અનુભવોથી બતાવવો.

વૈરાગ્ય, ગ્લાનિ, ચિન્તા, ઉત્સાહ, મોહ, થાક, ખેદ, દિનતા, વ્યાધિ, જડતા, ઉન્માદ, વાઇ આવવી, આલસ્ય, મરણ, સ્તંભ, કંપ, વૈવર્ણ્ય અશ્રુ અને સ્વરભેદ વિગેરે આ રસના સંચારી ભાવો છે.

રસતરંગિણીકાર લખે છે કે—શોકનો પરિપોષ તે કરૂણ. આશા વિચ્છેદ

---

૧. રાત્રી. ૨. મસ્તક ઉપર રહેલાં પુષ્પ. ૩.

થતાં સર્વ ઇન્દ્રિઓને જે કલમ થાય તે શોક વિપ્રલંભમાં તેની અતિ વ્યાપ્તિ થતી નથી, કારણકે તેમાં યષ્ટ પ્રિયની આશા રહેલી છે, તે આશાને વિચ્છેદ થાય તો વિપ્રલંભને પણ કરૂણજ સમજવો; શોક એટલે દુઃખ તેના બે ભેદ છે, એક સ્વનિષ્ઠ અને બીજો પરનિષ્ઠ. તેમાં પોતાને થયેલ શાપ, બંધન, કલેશ અને અનિષ્ટ ઇત્યાદિ વિભાવે કરી સ્વનિષ્ઠ તથા પરને થયેલા ઇષ્ટનાશ, શાપ, બંધન અને કલેશ ઇત્યાદિ દર્શનાત્મક વિભાવોથી પરનિષ્ઠ સમજવો.

કરૂણનું સામાન્ય લક્ષણ—

"પુષ્પિતાગ્રા."

હરિ! કરી [1]અરિસંગ યુદ્ધ આપે,
[2]પ્રલય કર્યો [3]પ્રતિપક્ષનો પ્રતાપે;
વનવન અરિનાર દુઃખ દાખે,
[4]વ્યથિત [5]વિભુષણ વસ્ત્ર તોડી નાંખે.
નિજ નિજ પતિના ગુણો જપે છે,
અધીર ઉદાસી બની [6]તને તપે છે;
રૂદન કરી ખણે [7]ધરા નખેથી,
તજી સુધી જાય પડી મહા દુઃખેથી.

અહીં સ્ત્રીઓના પતિ આલંબન, એના ગુણ જપવા એ ઉદ્દીપન, નખથી ભુમિ ખોદવી તેમજ રૂદન કરવું એ અનુભાવ, મહા દુઃખથી પડી જવું એ મુર્છા સંચારી, વસ્ત્રાભરણ તોડી નાંખવા એ નિર્વેદ સંચારી અને શોક સ્થાયી.

સ્વનિષ્ઠ કરૂણ—

"હરિગીત."

હે કંથ! [8]શર [9]કોદંડને જો આપનાં આપે કર્યા,
તો તે તમારા દેહ સાથેભસ્મ બની [10]સહ સંચર્યા;

૧. શત્રુ, ૨. નાશ, ૩. સામો પક્ષ-દુશ્મન, ૪. પીડિત, ૫. અલંકાર, ૬. શરીરે, ૭. પૃથ્વી, ૮. બાણ, ૯. ધનુષ, ૧૦. સાથે.

જીવું હજી આ જગતમાં જેથી તમારી છું ન હું.
એ વાત સિદ્ધ થઇ હવે એથી વધારે શું કહું?

પરનિષ્ઠ કરૂણ—

"છપ્પા."

જતા એક પછી એક, [૪]અટવીમાં પાય ઉઘાડે;
નયન થકી નિશિ દિવસ, પાણી અશ્રુનાં પાડે;
[૫]મૃદિત [૬]કમલમાલિકા, તુલ્ય દુર્બળ તન ધારી;
રામચન્દ્રને જોઇ, દિવસ દુઃખ પામે ભારી;
રવિના તેજ રૂપી સદા, તીવ્ર પાપ હૃદયે ધરે;
રજની પણ તારા રૂપી, અશ્રુ બિન્દુ ધારણ કરે.

## રૌદ્ર.

રૌદ્રનોસ્થાયીભાવ ક્રોધ છે, સંગ્રામ તેનું કારણ છે અને તે રાક્ષસ, દાનવકે મનુષ્યમાં રહે છે, તેમજ ક્રોધ, અસહનતા, તિરસ્કાર, ખોટું વચન કહેવું, મારવું, કઠોર વચન કહેવું, અભિદ્રોહ અને મત્સર વિગેરે વિભાવોથી તે ઉત્પન્ન થાય છે; તેનાં કર્મો મારવું, ચીરવું, દાબવું, કાપવું, હથિઆર લઇ લેવાં, શસ્ત્ર પ્રહાર કરવો તથા લોહી કાઢવું વિગેરે છે; તેનો અભિનય રાતાં નેત્ર ભ્રકુટી ચઢાવવી, દાંત તથા હોઠ દાબવા, ગાલ ધ્રુજાવવા તથા પોંચા દાબવા વિગેરે અનુભાવોથી બતાવવો; સંમોહ, ઉત્સાહ, આવેગ, ક્રોધ, ચપળતા, ઉગ્રતા, સ્વેદ તથા કંપ વિગેરે તેના સંચારી અને સાત્વિક ભાવ જાણવા.

રાક્ષસો અને દાનવોનો રૌદ્ર છે, એમ કહ્યું ત્યારે શું બીજાઓમાં એ નથી? બીજાઓનો પણ રૌદ્ર છે. પરંતુ તેનો મુખ્ય અધિકાર રાક્ષસ અને દાનવોમાંજ છે, કારણકે તેઓ સ્વભાવથીજ રૌદ્ર (ક્રૂર) છે. બહુ હાથવાળા, બહુ મુખવાળા, મોટા, વાંકા, પીળા કેશવાળા, રાતા અને બહાર નીકળતા

૧. જંગલ, ૨. કરમાઇ ગયેલ, ૩. કમળની માળા,

ગોળ ડોળાવાળા તેમજ ભયંકર અને કાળા સ્વરૂપવાળા હોય છે, વળી તે રાક્ષસોનું સ્વાભાવિક ચેષ્ટિત, ભાષા અને શરીરનો ચહેરો આરંભમાંજ રૌદ્ર હોય છે, એ રાક્ષસો શૃંગારને તો બહુધા બળાત્કારે સેવે છે, તેઓને અનુસરનારા જે પુરૂષો હોય તેમનો પણ સંગ્રામ અને પ્રહારવડે ઉત્પન્ન થતો રૌદ્ર માનવો.

યુદ્ધ, પ્રહાર, પાડવું, વિકૃતિ, કાપવું, ચીરવું તથા સંગ્રામને માટે સંભ્રમાદિક કર્મોથી રૌદ્ર ઉત્પન્ન થાય છે, તેનો અભિનય વિવિધ હથિઆર ફેંકવા તથા માથું, ધડ અને હસ્ત આદિનું કંપાવવું વિગેરે ભાવોથી બતાવવો.

એ પ્રમાણે રૌદ્રમાં વાણી અને શરીરની ચેષ્ટાઓ રૌદ્ર હોય છે, શસ્ત્રોનો માર મોટે ભાગે આવે છે, તેમજ તમામ ક્રિયાઓ ભયંકર હોય છે.

રસતરંગિણીકાર લખે છે કે—પપૂરિર્ણ ક્રોધ તે રૌદ્ર અથવા સર્વ ઈન્દ્રિઓનું ઔદ્ધત્ય તે રૌદ્ર. જેમકે—

"મનહર."

ચક્રની જરૂર પડે તો શું નથી સૂર્ય તેમ,
પાશ કાજ કાઢું [1]ઉગેશ ધરા ધોઇને.
કામ શું ન આવે દંત [2]કરીન્દ્રના [3]કુંત સાટે?
શું છે કામ વજ્રનું હજારો ગિરિ હોઇને.
અન્ય આયુધોથી શું? પ્રચંડ બાહુ દંડવડે,
દુષ્ટ દુરયોધનને ભેદી પીઉં લોહીને.
પ્રલયના વન્હિ જેવો પ્રબલ પ્રકોપ જેનો,
એવો હું [4]વૃકોદર ન હોઉં વશ કોઇને.

અથવા

---

૧. ઉરગ સર્પ તેનો ઇશ સ્વામી અર્થાત્ શેષનાગ. ૨. મ્હોટો હાથી, ૩ કુંત નામનું આયુધ હથિઆર, ૪. ભીમસેન.

## "મનહર."

ક્રીડાના [1]ઉત્તંગ [2]તુરંગોના પદનખે કરી,
ખોદાઇ ગયા અનેક સુખકર [3]સાનુમાન.
ઉડેલ એ ઉપરથી રજ તણી ડમરીએ,
વ્યાપ્યું અતિ અન્ધકારે જોતાં સઘળું [4]જહાન.
સર્પ તણી દીર્ઘતાને [5]દુઃસહ ગણી તે સાથ,
[6]સ્પર્ધાળુ [7]મતંગતણા પદ ભારથી મહાન.
[8]વલિત ને વ્યગ્ર ઉંચા શેષનાગની ફણોના,
રત્નની પ્રભાએ અમો કરીએ પ્રકાશમાન.

અથવા.

## "શાર્દુલવિક્રીડિત."

સોનાનો મૃગ [9]છદ્મરૂપ નિરખી, સૂની [10]કુટી જાણીને,
કંપાવી અધરોષ્ઠ રામ ઉચર્યા, વૈર્યે ભરી વાણીને,
શોચી સદ્ય કહે અરિનગરને, બાળી દઉં આગથી,
સીતાની [11]સુધ મેળવું શ્રમ સહી, લક્ષાવધિ લાગથી.
ભારે આ ફરકે ભુજા ધનુષને, એથી ઉઠાવીશ હું;
ધારીને [12]અસિ, [13]વાહિની રૂધિરની, વેગે વહાવીશ હું,
લંકા સાગરમાં ડુબાવી [14]ધરણી, આખી ધ્રુજાવીશ હું,
છેદી રાવણ શીશ હાર [15]હરને, ચાહે ચઢાવીશ હું.

આહીં સૂની પર્ણકુટી ઉદ્દીપન, શોચથી સીતાની શંકા એ સંચારી, અરિનું નગર બાળી દઉં એ ક્રોધ સ્થાયી, અસિધારણ કરવો એ અનુભાવ, અધર કંપ સાત્વિક, ભુજાનું ફરકવું અનુભાવ અને રાવણ આલંબન.

---

૧ ઉન્નત. ૨ અશ્વ—ઘોડા. ૩ પર્વત. ૪ દુનિયા—જગત્ ૫ અસહ્ય ૬ સ્પર્ધાવાળા. ૭ હાથી ૮ વળેલ. ૯ કપટ. ૧૦ પર્ણકુટી. ૧૧ પત્તો ખબર ૧૨ તલવાર. ૧૩ નદી. ૧૪ પૃથ્વી. શંકર.

# વીર.

વીર ઉત્તમપ્રકૃત્તિમાંજ રહે છે, તેનો સ્થાયીભાવ ઉત્સાહ છે; તે ઉત્સાહ સાવધપણું; નિશ્ચય, નીતિ, વિનય, બળ, પરાક્રમ, શક્તિ, પ્રતાપ,અને પ્રભાવ આદિ વિભાવોથી ઉત્પન્ન થાય છે, તેનો અભિનય સ્થિરતા, શૌર્ય, દાન અને ડહાપણ વિગેરે અનુભાવોથી બતાવવો.

ધૈર્ય, માન, ગર્વ, આવેગ, ઉગ્રતા, અસહનતા, સ્મૃતિ અને રોમાંચ વિગેરે તેના સાત્વિકભાવ જાણવા.

ઉત્સાહ, નિશ્ચય, આનંદ, અવિસ્મય, મોહનો અભાવ, વિગેરે વિવિધ અર્થોથી વીરની ઉત્પત્તિ છે.

સ્થિરતા, ધૈર્ય પરાક્રમ, ગર્વ, ઉત્સાહ, શક્તિ, પ્રભાવ. અને આક્ષેપ કરનારાં વાક્યોથી વીર બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—પરિપૂર્ણ ઉત્સાહ અથવા સર્વ ઈન્દ્રિયોનો પ્રહર્ષ તે વીર, તેના ત્રણ ભેદ ભેદ છે-૧-યુદ્ધવીર-૨-દાનવીર-૩-દયાવીર.

યુદ્ધવીરમાં પ્રતાપના અધ્યવસાયથી, દાનવીરમાં દાનના સામર્થ્યથી અને દયાવીરમાં આર્દ્રતા વિગેરેથી ઉત્સાહ થાય છે.

યુદ્ધવીર—

"છપ્પય"

આવ્યો રણમેદાનમાંહિ [1]દશઆનન જ્યારે ;
ત્યારે વિસ્મિત થયા, ભ્રાત લક્ષ્મણજી ભારે ;
શોચ કરે સુગ્રીવ, ચપલ બની [2]કપિવર નિરખે ;
કિંતુ [3]પીન [4]પુલકોથી, જેહના કપોલ ફરકે ;
એવા શ્રી [5]રઘુનન્દને, સરસ [6]સાન્દ્ર આનંદભર ;
સ્થાપી [7]સાલસ દૃષ્ટિને, દૃઢ પોતાના ધનુષપર.

( અથવા )

---

૧ દશમુખ-રાવણ-૨-હનુમાનજી-૩-જાડા-૪-પુલક-રોમાંચ-૫-રામચંદ્ર-૬-ગાઢ ૭-આળસ વાળી.

## "શાર્દૂલવિક્રીડિત."

સંગે શૂર લઇ ઉમંગ ધરીને, રંગે લડાઇ કરે;
બે હાથે અભિમાન [1]વીશ ભુજનું, શ્રીરામ હેતે હરે;
રોમાંચે તનડું, [2]મુખામ્બુજ વળી, સ્વેદે છવાયું અતિ;
શત્રુ વાંકી વળેલ જોઇ ભ્રકુટી, ધારી શકે ના ધૃતિ.
કીર્તિ શ્રી રઘુવંશ કેરી વદતા, બન્દી સરીખા બની;
દેવો રંગ જુએ રણાંગણરૂપી, રેલી નદી [3]રક્તની;
જોઇ યોગિનીઓ તણુતી હૃદયે, [4]દુર્ગા વિચારો કરે;
ક્યારે નાથ પધારશે ઘર, તરી આ [5]આપગા તુંબડે.

આહીં રામ રાવણ આલંબન વિભાવ, ઉમંગ ઉત્સાહ સ્થાયી, પુલક સ્વેદ સાત્વિક, વાંકી વળેલ ભ્રકુટી અનુભાવ, દેવોએ કરેલાં વખાણ અને રક્તવાળી રણભૂમી ઉદ્દીપન તથા તુંબડે તરી ક્યારે અથવા શી રીતે પતિ ઘેર આવશે એ શંકા સંચારી.

( અથવા )

## "મનહર."

મારા ભુજદંડનો પ્રવાહ છે પ્રચંડ મહા,
હાજર છતાં હું કોણ આવે [6]કપિદલમાં.
ફરકતાં અંગ મારાં ફૂલે ગદા ગ્રહવાને,
જેની ચોટ થાય છે અસહ્ય જલસ્થલમાં.
મારી વક્ર ભ્રકુટી જરાક જ્યાં ચઢે છે ત્યાં તો,
ધરણી પાતાલ સુધી ધ્રુજે છે સહલમાં.
હું છું હનુમાન અરે [7]અજ્ઞ [8]અસુરેશ તને,
લંકાપુર બાળીને પછાડી નાંખું પલમાં.

આંહી રાવણ આલંબન, તેની અજાણતા ગુણ ચેષ્ટા વિષય ઉદ્દીપન,

---

૧ વીશભુજ—રાવણ. ૨ મુખરૂપી અંબુજ—કમળ. ૩ લોહી. ૪ પાર્વતી. ૫ નદી ૬ વાનરનું દલ—સૈન્ય. ૭ જ્ઞાનરહિત. ૮ રાવણ.

અંગનું ફુલવું, ફરકવું અનુભાવ, ભ્રકુટી ચઢતાં પૃથ્વીનું પાતાલ પર્યન્ત ધ્રુજવું એ ઉગ્રતા સંચારી, ફરી લંકાને બાળી તને પલમાં પછાડી નાંખું એ ઉત્સાહ સ્થાયી તેની વૃદ્ધિથી વીરરસ થયો, યુદ્ધના પ્રકરણથી યુદ્ધવીર.

દાનવીર—

"મનહર."

અભ્યાગત બની આવ્યું દ્વિજકુલદ્વાર તેને,
ખાવામાંહિ ખાંડ સાટે રખે મિષ્ટ સિન્ધુ દે.
મીઠા માટે રખે સિન્ધુ લવણનો આપી દિએ,
રખે દુધ સાટે ક્ષીરસાગર ચડે રૂદે ?
થશે મને દુર્નિવાર [1]વારિધિનો વિરહ એ,
ભયથી બનેલી દીન વર્ષે અશ્રુ [2]અમ્બુદે.
[3]સુરસરી જેના ચરણોને છોડી શકે નહિ,
એવા દ્વિજ દેહ ધારી [4]રામને નમું [5]મુદે.

[ અથવા ]

"મનહર."

આવે કોઇ આશા ધરી દીનજન મારે દ્વાર.
તુર્ત તેનાં મંદિર સુવર્ણથી મઢાવું હું.
રાતદિન દાન દઉં કર્ણથી કરોડગણાં,
લાખોતણી લક્ષ્મી એક પલમાં લુંટાવું હું.
પન્ના પુખરાજ હેમ હીરા ગ્રહી બેઉ હાથે,
અર્થીઓના ગણમાં ઉમંગથી ઉડાવું હું.
કોઇ કવિરાજ આવી માગે મુજ મસ્તક તો,
આપી એજ વેળા એનું હૃદય રિઝાવું હું.

અહીં આશાને ધારણ કરનાર દીનજન આદિ આલંબન, કર્ણનું દાન

---

૧ સમુદ્ર. ૨ અંબુદ-મેઘ ૩ દેવનદી-ગંગા ૪ પરશુરામ. ૫ મુદ-હર્ષ.

## "શાર્દૂલવિક્રીડિત."

સંગે શૂર લઇ ઉમંગ ધરીને, રંગે લડાઇ કરે;
બે હાથે અભિમાન [1]વીશ ભુજનું, શ્રીરામ હેતે હરે;
રોમાંચે તનડું, મુખામ્બુજ વળી, સ્વેદે છવાયું અતિ;
શત્રુ વાંકી વળેલ જોઇ ભ્રકુટી, ધારી શકે ના ધૃતિ.
કીર્તિ શ્રી રઘુવંશ કેરી વદતા, બન્દી સરીખા બની;
દેવો રંગ જુએ રણાંગણરૂપી, રેલી નદી [3]રક્તની;
જોઇ યોગિનીઓ તણાતી હૃદયે, [4]દુર્ગા વિચારો કરે;
ક્યારે નાથ પધારશે ઘર, તરી આ [5]આપગા તુંબડે.

આહીં રામ રાવણ આલંબન વિભાવ, ઉમંગ ઉત્સાહ સ્થાયી, પુલક સ્વેદ સાત્વિક, વાંકી વળેલ ભ્રકુટી અનુભાવ, દેવોએ કરેલાં વખાણ અને રક્તવાળી રણભૂમી ઉદ્દીપન તથા તુંબડે તરી ક્યારે અથવા શી રીતે પતિ ઘેર આવશે એ શંકા સંચારી.

( અથવા )

## "મનહર."

મારા ભુજદંડનો પ્રવાહ છે પ્રચંડ મહા,
હાજર છતાં હું કોણ આવે [6]કપિદલમાં.
ફરકતાં અંગ મારાં ફૂલે ગદા ગ્રહવાને,
જેની ચોટ થાય છે અસહ્ય જલસ્થલમાં.
મારી વક્ર ભ્રકુટી જરાક જ્યાં ચઢે છે ત્યાં તો,
ધરણી પાતાલ સુધી ધ્રુજે છે સહુલમાં.
હું છું હનુમાન અરે [7]અજ્ઞ [8]અસુરેશ તને,
લંકાપુર બાળીને પછાડી નાંખું પલમાં.

આંહી રાવણ આલંબન, તેની અજાણતા ગુણ ચેષ્ટા વિષય ઉદ્દીપન,

૧ વીશભુજ—રાવણ. ૨ મુખરૂપી અંબુજ—કમળ. ૩ લોહી. ૪ પાર્વતી. ૫ નદી ૬ વાનરનું દલ-સૈન્ય. ૭ જ્ઞાનરહિત. ૮ રાવણ.

અંગનું પુલવું, ફરકવું અનુભાવ, ભ્રકુટી ચઢતાં પૃથ્વીનું પાતાલ પર્યન્ત ધ્રુજવું એ ઉથતા સંચારી, ફરી લંકાને બાળી તને પલમાં પછાડી નાંખું એ ઉત્સાહ સ્થાયી તેની વૃદ્ધિથી વીરરસ થયો, યુદ્ધના પ્રકરણથી યુદ્ધવીર.

દાનવીર—

"મનહર."

અભ્યાગત બની આવ્યું દ્વિજકુલદ્વાર તેને,
ખાવામાંહિ ખાંડ સાટે રખે મિષ્ટ સિન્ધુ દે.
મીઠા માટે રખે સિન્ધુ લવણનો આપી દિએ,
રખે દુધ સાટે ક્ષીરસાગર ચડે રૂદે ?
થશે મને દુર્નિવાર [1]વારિધિનો વિરહ એ,
ભયથી બનેલી દીન વર્ષે અશ્રુ [2]અમ્બુદે.
[3]સુરસરી જેના ચરણોને છોડી શકે નહિ,
એવા દ્વિજ દેહ ધારી [4]રામને નમું [5]મુદે.

[ અથવા ]

"મનહર."

આવે કોઇ આશા ધરી દીનજન મારે દ્વાર.
તુર્ત તેનાં મંદિર સુવર્ણથી મઢાવું હું.
રાતદિન દાન દઉં કર્ણથી કરોડગણાં,
લાખોતણી લક્ષ્મી એક પલમાં લુંટાવું હું.
પન્ના પુખરાજ હેમ હીરા ગ્રહી એક હાથે,
અર્થીઓના ગણમાં ઉમંગથી ઉડાવું હું.
કોઇ કવિરાજ આવી માગે મુજ મસ્તક તો,
આપી એજ વેળા એનું હૃદય રિઝાવું હું.

અહીં આશાને ધારણ કરનાર દીનજન આદિ આલંબન, કર્ણનું દાન

---

૧ સમુદ્ર. ૨ અંબુદ-મેઘ ૩ દેવનદી-ગંગા. ૪ પરશુરામ. ૫ મુદ-હર્ષ.

ઉદ્દીપન, લાખોતણી લક્ષ્મી એકપલમાં લુંટાવું એ ગર્વ સંચારી; વચનથી ભાવ માલુમ પડયો. વચન અનુભાવ છેજ, આ રીતે વીરરસ, દાનના પ્રકરણથી દાનવીર.

દયાવીર—

"દોહરો."

દયાબીજ હરિનયન; રવિ, તેના અંકુર તુલ્ય ;
રામ અને લક્ષ્મણ થયા, પલ્લવ એથી અમૂલ્ય.

( અથવા )

"મનહર."

જાણે જન જન્મથીજ દીનનો દયાલ મને,
વ્યથિત વિહંગને બચાવું દુઃખબાજથી.
દુઃખીઓના દીન શબ્દ સાંભળીને દૂર છતાં,
દોડી દુઃખ ટાળું એનાં એકજ અવાજથી.
જો હું ખરો રામચન્દ્ર [1]દશરથનંદ હોઉં,
તો તો ટેક મારી નહિ તોડું કોઈ કાજથી.
અરે[2] ગજરાજ ! ધર ધીર તુજ માટે વીર,
આજ [3]અસુ અરપી ઉગારૂં ગ્રાહરાજથી.

અહીં ગજરાજ દુઃખી આલંબન, તેને ગ્રાહનો ડર એ ઉદ્દીપન, શબ્દ સાંભળી દૂર છતાં દોડયો આવું એ ઉત્સાહ સ્થાયી અને હર્ષ સંચારી, વચનથી ભાવ જણાઈ આવે છે, એ સર્વની વૃદ્ધિથી વીરરસ દયાના પ્રકરણથી દયાવીર.

કેટલાએક સાહિત્યકારો વીરરસનો ચોથો ભેદ ધર્મવીર માને છે જેમકે—

"છપ્પય."

આજે સ્વામિ ! અકાળ, મરણ પામ્યો સુત મારો;
દ્વિજો બાળવા દેવ ! થાય છે પુત્ર તમારો;

૧ દશરથના નંદ—પુત્ર. ૨ હાથીઓમાં ગજાતુલ્ય. ૩ પ્રાણ.

ટેક[1] કર દીધા વિણુ કામ, કદી નહિં સરશે તારૂં;
હરિશ્ચન્દ્ર મુજ નામ, કલંકિત નહિં થનારૂં;
સ્વામી કેરૂં સ્વપ્નમાં, નિમકહરામ નહીં કરૂં;
સિધાવ અહિંઆથી સતી! ધ્યાન અરજ તુજ નહિ ધરૂં.

આહીં રાણી આલંબન, ધર્મરીતિ ઉદ્દીપન, ધૈર્યસંચારી, માલિકના કાર્યનો ઉત્સાહ સ્થાયી, વચનથી ભાવ સ્પષ્ટ જણાય છે; એ રીતે વીરરસ થયો, ધર્મના પ્રતિપાદનથી ધર્મવીર—



## ભયાનક.

ભયાનકનો સ્થાયીભાવ ભય છે. તે ભયાનક શબ્દ સાંભળવો, કોઇ પણ બીહામણા પ્રાણીનું દર્શન થવું, શિયાળ અથવા ઘુઅડનો ત્રાસ થવો, ઉદ્વેગ, નિર્જન વનમાં જવું, કોઇ સ્વજનનો વધ અથવા બંધન દર્શન, શ્રવણ અથવા કથનરૂપ વિભાવોથી ઉત્પન્ન થાય છે. તેનો અભિનય કંપતા હાથ પગ અને નયન, ચપલતા, મુખનું વૈવર્ણ્ય અને સાદનું ફાટી જવું વિગેરે અનુભાવોથી બતાવવો.

સ્તંભ, સ્વેદ, ગદ્દગદ્દ કંઠ, રોમાંચ, કંપ, સ્વરભંગ, મુખનો રંગ ફરી જવો, શંકા, મોહ, દીનતા, આવેગ, ચપળતા, ત્રાસ, વાઇ અથવા મૂર્છા આવવી અને મરણ વિગેરે તેના સાત્વિક તથા સંચારી ભાવો છે.

વિકૃત શબ્દ સાંભળવો, ભયાનક પ્રાણી જોવું, સંગ્રામ, અરણ્યમાં અથવા શૂન્ય ઘરમાં રહેવું, ગુરૂ તથા રાજાનો અપરાધ થવો વિગેરે વિભાવોથી ભયાનક જાણવો.

શરીર મુખ અને દ્રષ્ટિના વિવિધ વિકારો, સાથળ સજ્જડ થવા, ચોતરફ જોવું, ઉદ્વેગ, મુખ સુકાવું, છાતી ધડકવી અને રૂવાડાં ઉભાં થવાં વિગેરે ભાવોથી તે રસ બતાવવો અને તેમાં ભય જેવો સ્વાભાવિક હોય તેવોજ કોઇ

૧—મહેસુલ. ઇંગ્લીશમાં "ટેક્સ"

તેના [1]તરલ તરંગની, [2]ભ્રમી સેતુ ભાંગે રખે;
સુગ્રીવ એ શંકા થકી, કપિવર મુખ સન્મુખ [3]લખે.



## બિભત્સ.

બિભત્સનો સ્થાયીભાવ જુગુપ્સા છે, અને તે અણગમતી હલકી અને અપ્રિય વસ્તુનું દર્શન તથા અનિષ્ટ વસ્તુનું શ્રવણ દર્શન તથા કીર્તન વિગેરે વિભાવોથી ઉત્પન્ન થાય છે, તેનો અભિનય સર્વ અંગનું સંકોચવું મુખ મચકોડવું, કાઢી નાંખવું, થુંકવું તથા ઉદ્વેગ પામવું વિગેરે અનુભાવોથી બતાવવો.

અપસ્માર, આવેગ, મુર્છા, વ્યાધિ તથા મરણ વિગેરે તેના ભાવો છે.

અપ્રિય વસ્તુનું દર્શન, ખરાબ ગંધ, રસ અથવા સ્પર્શ તેમજ ઉદ્વેગ પમાડનાર વસ્તુઓથી બિભત્સની ઉત્પત્તિ છે.

રસ તરંગિણીકાર લખે છે કે—જુગુપ્સાનો પરિપોષ અથવા સર્વ ઇંદ્રિઓનો સંકોચ તે બિભત્સ, તે સ્વનિષ્ટ અને પરનિષ્ટ એમ બે પ્રકારનો છે.

બિભત્સનું સામાન્ય લક્ષણ—

### "સવૈયા."

શૂન્ય [4]રણાંગણ રાત્રી વિષે, નિરખી [5]પ્રમથો અતિ નૃત્ય કરેછે,
દીન મહા ધનથી હરખે ત્યમ, સર્વ [6]સલોમ સહર્ષ ફરેછે;
પંગત બેઠી તહાં શિવ દૂતની, એ [7]પલના [8]ભૂરી [9]ગ્રાસ ભરેછે,
ખોપરીના ખુરમા ખુદઑાર, રૂધિરતણી વળી ખીર ખરેછે.

આહીં રાત્રી અને શૂન્ય રણભુમી ઉદ્દીપન, નૃત્ય અનુભાવ, રોમાંચ સાત્વિક, હર્ષ સંચારી, શિવદુત આલંબન અને ગ્લાનિ સ્થાયી.

---

૧ ચપળ ૨ ભમરી. ૩ જુએ. ૪ રણભુમીરૂપી આગણું. ૫ શંકરના ગણ. ૬ રોમાંચવાળા. ૭ પળ, માંસ. ૮ ઘણા. ૯ કોળીઆ.

સ્વનિષ્ટ બિભત્સ—

છપ્પય.

[1]કાલિ કુંડલિનીએ, થૂથૂં કરી ધરી [2]કુતૂહલ;
હલાવેલ [3]વીચિએ, જણાએ જેમાં [4]નભ [5]ચલ,
વિચરણ કરતા [6]ઝીલ્લી[7]વૃન્દને ગ્રહતા બાંહે;
સ્પર્ધાવાળા શત્રુ, રૂધિર વાહિની પ્રવાહે,
લડાઈના ક્રોધે કરી, આકુળ વ્યાકુળ થાય છે;
[8]ભાર્ગવ પડતા લપટતા, ક્ષણમાં ચકરી ખાય છે.

પરનિષ્ટ બિભત્સ—

છપ્પય.

પ્રચંડ મુંડની માલ, સર્પના પુચ્છનું ચામર;
કરીન્દ્રના લઇ કર્ણ, છત્ર [9]વિરચ્યો શોભાભર;
[10]જઘન સ્થળ ગજ તણા, ગ્રહણ કરી મંડપ નાંખો;
નીરાજન વિધિ કાજ, અમિત આંતરડાં રાખો;
કુંડલિનીના પુત્રનો, નવ [12]પરિણય નિર્ધારવા;
વૃદ્ધ નારીઓ પ્રેતની, પ્રીતે લાગી પુકારવા.



## અદ્‌ભુત.

અદ્‌ભુતનો સ્થાયી ભાવ વિસ્મય છે અને તે દિવ્ય વસ્તુનું દર્શન, ઈચ્છિત મનોરથની પ્રાપ્તિ, ઉત્તમ વન તથા દેવકુળાદિમાં જવું, ઘણુંજ માન પામવું: માયા, ઇન્દ્રજાળ તથા સંભાવના વિગેરે વિભાવોથી ઉત્પન્ન થાય છે; તેનો અભિનય નેત્ર વિસ્તારવાં, અનિમેષ જોવું, રોમાંચ, અશ્રુ, સ્વેદ, હર્ષ,

---

૧. કાલિ અને કુંડલિની એ યોગિનીઓનાં નામ છે, ૨. આશ્ચર્ય, ૩. વીચિ–તરંગ, ૪. આકાશ, ૫. ચલાયમાન–હલતું. ૬. તમરાં. ૭. સમૂહ, ૮. પરશુરામ, ૯. બનાવ્યો, ૧૦. સાથળ, ૧૧. પોંખવા માટે. ૧૨. વિવાહ–લગ્ન.

શાબાશી, વખાણુ અને આંગળી ફેરવવી વિગેરે અનુભાવોથી બતાવવો. સ્તંભ, અશ્રુ, સ્વેદ, ગદ્દગદ્ કંઠ, રોમાંચ, આવેગ, સંભ્રમ, જડતા અને પ્રલાપ વિગેરે તેના સાત્વિક તથા સંચારી ભાવો છે.

અતિશય અર્થવાળું વાકય, ઉત્તમ કારીગરી, ઉત્તમ કર્મ તથા રૂપ વિગેરે અદ્ભુતમાં વિભાવરૂપ જાણવા, તેનો અભિનય કંપારો, ગદ્દગદ્ વચન તથા સ્વેદાદિક અનુભાવોથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—વિસ્મયની સારી સમૃદ્ધિ અથવા સર્વ ઇન્દ્રિયોનું તટસ્થપણું તે અદ્દભુત તે સ્વનિષ્ટ અને પરનિષ્ટ એમ બે પ્રકારનો છે.

અદ્દભુતનું સામાન્ય લક્ષણ—

મનહર.

મુખને [1]મયંક કેરી ઉપમા જો આપીએ તો,
દિવસે ન હોય એની કાન્તિ શાન્તિ કરણી.
કહે કોઇ [2]કોવિદ [3]દિવાકર સમાન [4]દ્યુતિ,
તોપણ નિશામાં અસ્ત પામે તેજ તરણી.
જે મુખ છે મુખ્ય યુવતીના મુખ મંડળમાં,
એ મુખ સમાન એ દિપાવે [7]વ્યોમ ધરણી.
જોઇ નથી એવી [8]જ્યોતિ, સુણી નથી [9]શ્રવણથી,
જેવી [10]રમણીય રાજે રાધા મનહરણી.

આહીં રાધાજીનું મુખ આલંબન, તેનો રાત્રી દિવસ પ્રકાશવાનો ગુણ ઉદ્દીપન, ફરી જે મુખ સમાન એજ છે એ અપૂર્વતા આલંબનનું પોષણ કરે છે, જો મુખ ચંદ્ર હોય તો તેનો પ્રકાશ રાત્રીમાંજ રહે અને જો સૂર્ય હોય તો દિવસેજ પ્રકાશ કરે એ વિતર્ક સંચારી, ફરી આંખથી દેખી નથી અને કાનથી સાંભળી નથી એ વિસ્મય સ્થાથી.

---

૧. ચન્દ્રમા, ૨. વિદ્વાન, ૩. સૂર્ય, ૪. કાન્તિ, ૫. નિશા–રાત્રી, ૬. સૂર્ય, ૭. આકાશ, ૮. કાન્તિ–પ્રકાશ, ૯. શ્રવણ–કાન, ૧૦. મનોહર,

## ગીતિ.

સ્વનિષ્ટ અદ્‌ભુત—

[1]જલધિ બાંધિ લીલાથી, [2]હેલાથી હણી રાવણ જેવાને;
આલિંગિત સીતાએ, રામ ધન્ય નિજ આત્માને માને.

પરનિષ્ટ અદ્‌ભુત—

"છપ્પય."

[3]જીર્ણ વસ્ત્ર સમ ત્યાગ, કલિત [4]વસુમતીનો કીધો;
ઉદધિને પણ એક, બિન્દુ ગણી બાંધી લીધો,
[5]અસુરપતિને [6]ઈષુથી, વૃદ્ધ હોલા સમ વીંધ્યો,
વીંટી સમ અરિદેશ, વિભીષણને કર દીધો,
એવું શ્રી [7]અવધેશનું, શ્રેષ્ઠ ચરિત્ર સુણી અને,
કયા પુરૂષનું કહી દિઓ, તન રોમાંચિત નહી બને ?

અતિશયોક્તિ, ભ્રમોક્તિ, ચિત્રોક્તિ અને વિરોધાભાસ ઇત્યાદિ અદ્‌ભુત રસજ છે.

અતિશયોક્તિ—

" ઘનાક્ષરી "

જલધિનો ક્લેશ તજી જેના દંષ્ટ્ર અગ્રપર,
જ્યારે વ્હાલ ધારીને કર્યો [8] વસુંધરાએ વાસ.
ત્યારે વ્યોમતારા હાર સરખા વિરાજે હૈયે,
તિલક સમાન લાગે [9] વારિધરનો વિકાશ.
ચન્દ્ર ક્રીડા દર્પણ ને અનુસરી પુષ્પસમ.
રાજે [10]કર્ણપૂર પેઠે [11]પ્રભાકરનો પ્રકાશ.

---

૧ સમુદ્ર, ૨ હેલા હાકલ, માત્ર, પડકારો. ૩. જૂનાં, ૪. પૃથ્વી, ૫. રાવણ, ૬. બાણ, ૭. રામચન્દ્ર, ૮. પૃથ્વી, ૯. મેઘ, ૧૦. કાનનું આભૂષણ, ૧૧. સૂર્ય,

એવા શ્રીવરાહ અવતારી શ્યામ સજ્જનોનુ
હિત કરવાને થાઓ તત્પર ધરી હુલાસ.
( અથવા )

"રોળાવૃત્ત."

નાગરવલ્લી તણા, પલ સમ અભિનવ આજે;
વરાહ વિભુના વદન, વિવરમાં વ્યોમ વિરાજે;
ચૂના સરખો ચન્દ્ર, સ્વર્ણ પર્વત સોપારી;
[1]વિભાકરે પણ [2]વિભા, [3]ખદિરસારની વિસ્તારી.

પ્રેમોક્તિ—

"મનહર"

[4]તિગ્મ રૂચિ તણા તીવ્ર કિરણે તપી ગયેલ,
પોતાના કપોલ સિંચવાના શુભ નેમથી.
સુંઢ થકી સીંચી જ્યારે [5]સદ્ય જળનો સમુહ,
સાગરને શોષ્યો કાંઈ વિરહિત [6]ક્ષેમથી.
ત્યારે તેના પંકમાં પડેલ મન્દરાચલને,
નીરખી અમંદ કદ શાલૂકના વ્હેમથી.
[7]ગજમુખને થએલ દંત અગ્ર વ્યાપારનો,
લીલા રસ તમને પવીત્ર કરો પ્રેમથી.

(અથવા)—

હરિગીત.

અંતરતણા ક્રોધાગ્નિથી જાગૃત નૃહરિ ભગવાનના,
પ્રસરેલ શ્વાસોશ્વાસ પવને વૃન્દ મેઘ મહાનના;
ઉડી અને કુળ અચળ કેરા શિખર ઉપર જઇ પડ્યા.

૧. સૂર્ય, ૨. કાન્તિ, ૩. ખેરસાદ—કાથો. ૪ સુર્ય. ૫ જલદી, ૬ કલ્યાણ. ૭ ગણપતિ.

[1]કરિકુળની બુદ્ધિ થકી ત્યહાં દિગ . નજરે ચડ્યા.
વનમાં વિચરતા મૃગ સમુહે કલિ કાન્તિથી,
એ [2]નિખિલ [3]જળધરને નિહા ંત તૃણુની ભ્રાન્તિથી;
કે છે કિરાતો સર્વ, છાયા ક્યાં અહીં,
વળી શ્યામ [5]વસન ગણી સ એ નિરખી રહી.

:ચિત્રોક્તિ)—

છ

ગિરિ [6]મુક્તાવળી વમે, બ નદ સ્થાવર;
કરે શરદનો [8]શશી, [9]વ્યજ સ્પૃહા વર;
શિથિળપણું બંધને, કામનું ધનુષ ધરે છે;
ગાઢ [10]તિમિરમાં તુરત, સ્નેહથી શયન કરે છે;
એવા કાંઇક કૌતુકો, વિસ્તારી આ વિશ્વને;
મોહ જાળમાં જકડતા, કામ પ્રણામ કરૂં તને.

વિરોધાભાસ—

"ગીતિ."

હે [12]વિહાર દિન અતિદિન,
વિભુ! આપના [13]વિહાર [14]માતુલને;
[15]કુંડલી આપ બનીને,
દૂર કરો છો શિઘ્ર આ [16]કાલિયને.

આ નાટ્યશાસ્ત્રમાં સર્વ રસો આનંદરૂપ અદ્દભુત નામના અને પરાનિષ્ઠજ છે.



૧ હાથીનું કુળ. ૨ સમગ્ર. ૪ મેઘ ૫ લીલું.૪ વસ્ત્ર. ૬ મુક્તા મોતી તેની આવલિ, પંક્તિ. ૭ ભ્રમર. ૮ ચંદ્રમા. ૯ વીજણો, પંખો. ૧૦ અંધકાર. ૧૧. વિ, વિશેષ, હાર, ૧૨ પરાજય, ૧૩ વૈભવ, ૧૪ મામો. ૧૫ કુંડળવાળા, સર્પ, ૧૬ કાળી નામનો નાગ,

## માયા રસ.

ચિત્તવૃત્તિ બે પ્રકારની છે, એક પ્રવૃત્તિરૂપ અને બીજી નિવૃત્તિરૂપ નિવૃત્તિમાં જેમ શાન્તરસ થાય છે તેમ પ્રવૃત્તિમાં માયારસ થાય છે. એમ ભાસે છે. એક ઠેકાણે રસની ઉત્પત્તિ થાય અને બીજે ઠેકાણે ન થાય એ કહેવું અશકય છે, કારણકે, તે રસ રતિવાળો તો નથીજ, જો હોય તો કયા રસનો સંચારી થાય ? શૃંગારનો સંચારી નથી કેમકે તેનો વૈરી બિભત્સ ત્યાં રહેલ છે એજ કારણથી બિભત્સનો પણ સંચારી નથી હાસ્યનો સંચારી નથી કેમકે તેનો વૈરી કરૂણ ત્યાં રહેલ છે એજ કારણથી કરૂણનો પણ સંચારી નથી, રૌદ્રનો સંચારી નથી કેમકે તેનો વૈરી અદ્ભુત ત્યાં રહેલછે એજ કારણથી અદ્ભુતનો પણ સંચારી નથી, વીરનો સંચારી નથી કેમકે તેનો વૈરી ભયાનક ત્યાં રહેલ છે એજ કારણથી ભયાનકનો પણ સંચારી નથી, શાન્તરસનો પણ સંચારી નથી કારણકે તેનો તો વિરોધીજ છે, વળી સામાન્યજ રસ છે એમ પણ નથી બીજા તેના વિશેષ છે,

ત્યારે શાન્તરસને રસાભાવપણું પ્રાપ્ત થાય તો માયારસને થાય કે નહિ નજ થાય કારણકે, તે (માયા) રસ વિકૃતજ છે, એટલે વિકારવાળોજ છે. રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા અને વિસ્મય એ સર્વ કાર્ય-વશાત્ તેમાં ઉત્પન્ન થાય છે, અને લય પામે છે, તેથી તે તે સ્થાને તેનું સંચારીપણું સમજી લેવું.

પ્રબુદ્ધ થએલ મિથ્યાજ્ઞાનની વાસના તે માયા રસ એનો સ્થાયીભાવ મિથ્યાજ્ઞાન છે, સાંસારિક ભોગને મેળવનારા ધર્માધર્મ એના વિભાવ છે. તથા પુત્ર, કલત્ર, વિજય અને સામ્રાજ્ય વિગેરે અનુભાવ છે. જેમકે—

"મનહર"

[1]વાટી અને [2]લાટીતણાં નયન [3]સરોરૂહની,
ચપલતા ચોરનાર વાપી ઉપવનમાં

---

૧-વાટ દેશમાં વસનારી સ્ત્રીઓ. ૨-લાટ દેશમાં રહેનારી સ્ત્રીઓ ૩-કમળ

ચાહુ ભરી ચતુરાંને ચન્દ્ર સમી શુભ્ર શય્યા,
પ્રગટાવે પરસ્પર કામનીતિ મનમાં.
મણિમય મંદિર ને [1]રતિપતિ જેવું રૂપ
જામેલી અપાર પ્રીતરીત બન્ધુ જનમાં
સર્વ વસ્તુ આપનાર નિશદિન એ સમસ્ત,
લોકનાથ ! છે ન ક યા લોકના [2]ભવનમાં.

## શાન્ત.

ભરત મુનિએ આઠજ રસ માન્યા છે, પરંતુ કેટલાએક સાહિત્યકારો નવમો શાન્ત રસ પણ માને છે.

રસતરંગિણીકાર લખે છે કે—નાટય વગરના સ્થળમાં અત્યંત વૈરાગ્ય રૂપ સ્થાયીવાળો "શાન્ત" નામનો નવમો રસ છે; વૈરાગ્યનો પરિપોષ અથવા દોષનો પ્રશમ તે શાન્ત રસ, દોષ એટલે કામ ક્રોધાદિ; વિષય અને દોષથી વિરક્ત રહેવું એ આ રસનો વિભાવ છે અને આનંદાશ્રુ રોમાંચ, ગદ્‌ગદ્‌વાણી ઈત્યાદિ અનુભાવ છે જેમકે—

મનહર

મ્હોટી મ્હેલાત આ છે ત્યાગ કરવાને યોગ્ય,
અરણ્યે વિનોદ ધરી વસવું [3]ઊચિત છે.
દેવા યોગ્ય દામ, પીવા યોગ્ય પાણી તીર્થતણું,
ગાવા યોગ્ય પાદ [4]પદ્મ પ્રભુના [5]પુનિત છે.
ગાળવો ઘટે છે જન્મ સદા દર્ભ સય્યાપર,
પ્રયાગમાં રેંવા તણી ચાહુ ઘણી ચિત્ત છે
ધ્યાન કરવાને યોગ્ય પૂર્ણ પુરૂષોતમ વા,
અનાદિ અનંત એક સ્વસ્વરૂપ નિત છે.

---

૧ કામદેવ ૨ મન્દિર—ઘર. ૩ યોગ્ય ૪ કમળ ૫ પવિત્ર

( અથવા )

### " હરિગીત. "

ખેડી, ભર્યું ખાતર, સીંચ્યું જળ ખૂબ કયારા કરી અને,
પણ બીજ ઓયા વગર એ મ્હેનત બધી નિષ્ફળ બને;
ભણી વેદ, રાખ્યો શાસ્ત્ર પરિચય, યાદ શ્રુતિના અર્થ છે;
પણ કૃષ્ણના કીર્તન વિના એ વાત સઘળી વ્યર્થ છે.

[ અથવા ]

### "મનહર."

માત તાત બ્હેન ભાઇ પુત્રી પુત્ર પ્યારી નારી,
અંત સમે કોણ કહો સાથ કરે એવાં છે ?
હાથી હથિઆર ઘોડા ગાડી અને ગામ ધામ,
વસ્ત્ર અલંકાર સર્વ આહિં પડ્યા રહેવાં છે
કર સત્ સંગ અંગ રાખીને પ્રફુલ્લિત તું,
સદા સુખકારી એક શામળાની સેવા છે.
હોય નહિ કોઇ હેતુ, સ્વાર્થના સંબંધી સર્વ,
એક પછી એક મહાકાળના [૧]કલેવા છે.

આહીં માત તાત ઇત્યાદિ કુટુમ્બ તથા હાથી હથિઆર વિગેરે સામગ્રીની અનિત્યતા આલંબન, સત્સંગ ઉદ્દીપન, અંગનું ફુલવું એ હર્ષ સંચારી, જે પદથી અનિત્યતા નિકળી તેજ પદોથી પ્રગટ થતો નિર્વેદ સંચારી અને કોઈ હેતુ હોય નહિ ઈત્યાદિ પદોથી નિર્વેદ સ્થાયીભાવ તથા અનુભાવ તો વચનથી સ્પષ્ટ જણાઈ આવે છે.

કથા સંગ્રહના યોગથી અને કવિની વિવક્ષાથી ઉપર કહેલ રસો અને ભાવો પરસ્પર જન્યજનક થાય છે.

જેમકે—

---

૧. કોળીઆ,

"મનહર."

માતુ રેણુકાના નેત્ર [1]નીરજથી નીકળતી,
ધીંગી અશ્રુધારા જોઇ રોષ હૃદરે ધર્યો.
રકતના સમુહવાળુ' તાત જમદગ્નિતણુ',
વક્ષઃ સ્થળ જોઇ ભારે ક્રોધ ભાર્ગવે ભર્યો.
શત્રુ સહસ્ત્રાર્જુનનો નાશ કરવાને કાજ,
અસહનતાનો અગ્નિ નયનથકી ઝર્યો.
ગાઢ વૈરે' ફરકતી [2]ભ્રુની નૃત્ય કળા કેરા,
સૂત્રધાર સરખો [3]કુઠાર કરમાં ધર્યો.

આમાં વીરરસ તરફ કરૂણ અને બિભત્સનુ' કારણપણુ' છે.

અથવા

"ગીતિ"

ભૂપ ભાગ્યશાળી તુજ, શત્રુ સુભટ વિપરીત રતિ ટાણે,
પડતી જરા નિજ અ'સે, મૃગ નયનીની વેણી નિરખી જાણે;
અસિ આપની પ્રક'પિત, પડી હોય નહિ નિજ [4]ગલ યુદ્ધ સમે.
સ્તબ્ધ બની એ સ્મૃતિએ, આલિંગન રસથકી ત્વરિત [5]વિરમે.

અહીં ભયાનક રસ તરફ શ'ગાર રસનુ' કારણપણુ' છે.

અથવા

"હરિગીત"

જ્યારે રણે રાવણ કુપિત બની, કાળ રથ [6]ધ્વનિના નવા,
સ્પર્ધાળુ શોરે દશ દિશે મેઘાસ્ત્ર લાગ્યો મૂકવા;
ત્યારે થતી વિદ્યુત વિષે સીતાનુ' [7]સૌષ્ઠવ નિરખતા;
મૂકી શકે નહિ અવધપતિ [8]અનિલાસ્ત્ર [9]ખિન્ન કરો થતાં.

અહીં' શ'ગાર તરફ વીરરસનુ' કારણપણુ' છે.

---

૧. કમળ. ૨—ભ્રકુટી ૩—કુહાડો ૪—કંઠ—ગળુ' ૫—વિરામ પામે. ૬ શબ્દ ૭—સુ'દરતા માધુર્ય ૮ વાયુનુ અસ્ત્ર ૯— શિથિલ

એક બીજાના અંગાગિ ભાવને પામેલા આ રસોને કેટલાએક લોકો "રસ સંકર" કહે છે

શૃંગાર અને બિભત્સ, વીર અને ભયાનક, રૌદ્ર અદ્દભુત તથા હાસ્ય અને કરૂણ એ અન્યોન્ય વૈરી છે.

જેમ વૈરીરસ એક બીજાને હાનિ કરે છે તેમ વૈરીરસના વિભાવ અનુભાવ અને સંચારી ભાવ પણ રસને હાનિ કરનારા છે માટે તેઓનું પણ નિવારણ કરવું. આ સ્થળે પણ પ્રાચીન સમ્મતિ કહે છે કે—

" न च वैरीरसं ब्रूयात्, वैरीणो न विभावकम् ।
नानुभावं न संचारि, भावं चापि कदाचन ॥ इति ॥ "

એક રસનો બીજો રસ વૈરી હોય તો તે ન બોલવો અને તે વૈરીરસના વિભાવ અનુભાવ તથા સંચારી ભાવ પણ કદી બોલવા નહિ મતલબ કે અંગાંગી ભાવને પામેલા બેઉ રસનો એકજ દેશ ( સ્થાન ) હોય તો વૈર થાય. દેશ ભેદ હોય તો ન થાય; એક વખતે વૃક્ષને વિષે કપિનો સંયોગ અને બીજી વખતે કપિસંયોગનો અભાવ એની માફક વિરોધીરસનો સમયભેદ હોય તોપણ વૈર ન થાય. ભૂતલમાં ઘટ છે અને ભૂતલમાં ઘટ નથી આ સ્થળે ભાવાભાવનો પરસ્પર દેખીતો વિરોધ છે તેવી રીતે હોય તો વૈર થાય જેમકે—

" ગીતિ"

આલિંગિત હૃદયેશે, પ્રમદાના કુચ કંચન કલશપરે;
નખક્ષતે નિકળેલું, રૂધિર કલિત કુંકુમની ભ્રાન્તિ ભરે.

દેશભેદ હોય તો વિરોધ ન થાય—જેમકે—

" છપ્પય."

રમા કરે કર એક. ચક્ર ધરવામાં બીજો ;
બની રહ્યા છે ચપળ, [1]તરલ બની તેમજ ત્રીજો;

---

૧, ચપળ,

[1]કાલકૂટ પી [2]ક્લિષ્ટ બનેલા શિવને ધારે;
ચતુર્થ કર ફરી મથન, ઉદધિનું કરવા ધારે;
એ રીતે વિધવિધ રસે, ખેલ જમાવ રહ્યા ખરો;
કમલાપતિના કર સદા. સહુ જનનું દક્ષણ કરો.

રૌદ્ર કરૂણ અને અદભુત એ રસોનો પરસ્પર વિરોધા ભાવ છે.

સમય ભેદથી થતા વિરોધાભાવનું ઉદાહરણ જેમ કે—

હરિગીત.

તજી રાજ્ય, વસીવન, ભાંગી શિવધનુ, અંત ત્રિશિરતણો કરી;
ખર દૂષણના પલને અડ્યા, કપિને રમાડ્યો ધૃતિ ધરી;
કરી નાશ રાવણનો, રૂદન સુણી લંકપુરની વામનું;
લાવ્યા ગૃહે સીતા, સકળ અદભુત ચરિત્ર છે રામનું.

આ ઠેકાણે અદ્‌ભુત, શાન્ત, ભયાનક, રૌદ્ર, બિભત્સ, હાસ્ય, વીર, કરૂણ અને શૃંગારનો પરસ્પર વિરોધાભાવ છે, અંગાંગીભાવ પામેલા રસોનો જ્યાં એકત્ર નિવેશ હોય ત્યાં રસ શબલ કહેવાય છે, તેનું પણ ઉકત ઉદાહરણ છે; જેમ રાજાના બે યુદ્ધાને પરસ્પર વૈર હોય તેથી રાજાને કાંઇ હાનિ નથી તેમ બે અંગને પરસ્પર વૈર હોય તોપણ રસની હાનિ થતી નથી જેમ કે—

મનહર.

તરંગે તરલ થતાં નીરજનાં [3]સ્પર્ધી નેત્ર,
દેખંતી સીતાને રામચંદ્ર સ્નેહથી સમરી.
અરિશિરે ફરી ભિન્ન અંગમાંથી નીકળતાં,
રૂધિરથી [4]સિકત નિજ સૈન્ય ધ્યાનમાં ધરી.
ક્રોધથી મદોન્મત્ત બનેલ [5]દશકંધરના,
કપાતાં શિરોના લાભ કેરી ખુશાલી ભરી.

---

૧ વિષ, ઝેર, ૨ કલેશયુકત, વિહવળ. ૩ સ્પર્ધા કરનાર. ૪ સીંચાયેલ. ૫ રાવણ,

ક્રીડા કરતી કરાલ કાલીની ભ્રકુટી તણી,
[1]સહચરી [2]ચાપયષ્ટિ સજ ફરીને કરી.

આ ઠેકાણે સ્રુંગાર અને બિભત્સને વિરોધ છે, તો પણ રસની હાનિ થતી નથી. એવી રીતે વિરોધી બે રસ એક સ્થાને પ્રાપ્ત થયા હોય અને તે અંગાગીભાવને પામ્યા હોય તો પણ રસની હાનિ થતી નથી. જેમકે—

"ગીતિ"

ઉરગ ગિરિ અમ્બુદનાં, જે જે મુકે અસુરપ ત અસ્ત્ર;
તે સહુ સીતા વિરહે, વ્યાકુલ રામે નિરખ્યાં [3]અનલાસ્ત્ર.

કોઈ શંકા કરે કે બિભત્સ અને સ્રુંગારને સહજ વૈર શા માટે? મધુપાન કરીને વમન કરનારાં બન્નેનો સંભોગ જોવામાં આવે છે, ખરૂં છે, બિભત્સનો સ્થાયીભાવ જુગુપ્સા છે, જોવાથી તટસ્થને તે જુગુપ્સા ભલે થાઓ પણ પ્રીતિની ઉત્કંઠાને લીધે તે બેઉને ન થાય. તો પણ—

"વસન્તતિલકા"

ધારે વિશાલ હૃદયે શિવ મુંડમાલ,
છોડે કદી ન કરથી નરનાં [4]કપાલ;
છે વસ્ત્ર ચર્મનું છતાં સતી જાય પાસે;
કામી ઉરે અજબ પ્રેમ સદા પ્રકાશે.

ઈત્યાદિ સ્થલમાં બિભત્સ શંગાર દેખાય છે એવી કોઇ શંકા કરે તો તે ખરૂં, પણ પોતાના પતિનાં આભુષણ અધમ છે, છતાં ભક્તિનાં અતિશયપણાને લીધે ત્યાં પત્નીને જુગુપ્સાજ આવતી નથી, જે વસ્તુ જુગુપ્સિતપણે પ્રતીત થતું હોય તેજ જુગુપ્સાને ઉત્પન્ન કરનારૂં હોય છે, પરંતુ તે સઘળું પ્રિયસંબંધોપાધિક છે તો તેમાં પ્રેમ અધિક ઉત્પન્ન થાયજ એટલા માટે સ્થાયીભાવના અભાવને લીધે ત્યાં બિભત્સ થતો નથી.

યુદ્ધમાં જનાર વીર પુરૂષને સર્પના સ્પર્શથી ભય જોવામાં આવે છે,

---

૧ સાથે ફરનારી સખી. ૨ ધનુષની લાકડી ૩ અગ્ન્યસ્ત્ર, ૪ કપાલ—ખોપરી,

અને રૌદ્રમાં અકસ્માત ઉત્પાત આવી પડે ત્યારે વિસ્મય થાય છે, એમ કોઇ શંકા કરે તો તે બિન વજનદાર છે કારણકે, ત્યાં ચકિતપણું અને વિસ્મયપણું એ તે તે રસના આવેશથી નથીજ થતું અને જો થાય છે તો ત્યાં વિષયભેદ સમજવો; વીરને શત્રુયુદ્ધાથી ભય નથી પરંતુ ભુજંગ ( સર્પ ) થી છે અને રૌદ્રમાં શત્રુ બળના અધિકપણાથી વિસ્મય થતો નથી પરંતુ ઉત્પાતથી થાય છે, રસને વૈરસ્ય કરનારૂં સઘળું ધ્યાનમાં રાખવું, પૂર્વાચાર્યો કહે છે કે— બીજું કોઇ રસને વૈરસ્ય ઉપજાવનારૂં વચન રસના ભાવને જાણનાર અને નાટ્યશાસ્ત્રમાં ચતુર માણસે ન બોલવું, વચન એ ઉપલક્ષણ છે તે વિભાવ અનુભાવમાં પણ જોવું—જેમકે—

"સ્રગ્ધરા"

તું ક્યાં, હું ક્યાં અને ક્યાં, સમગ્ર [1]મધુતણો, તેમ આ દૂતિકા ક્યાં:
મેઘચ્છાયા સમી આ, તરલ તરૂણને, તારૂણીની રતિ ક્યાં;
આયુ વાયુ થકી આ, ચલ [2]કમલદલે, [3]વારિબુન્દો સમાનઃ
માનું છું તુચ્છ મુગ્ધે, અખિલ ફિર થકી, મૂકી દે સદ્યમાન.

આ ઠેકાણે સર્વ વચન વૈરાગ્યને પ્રતિપાદન કરનારાં છે અને તે શૃંગાર રસનાં વિરોધિ છે.

રસમાં અનૌચિત્ય સર્વ પ્રકારે ધ્યાનમાં રાખવા જેવું છે, પ્રાચીન ગ્રન્થકારો કહે છે કે—

"अनौचित्यादृते नान्यत्रसभङ्गस्यकारणम् ।
प्रसिद्धौचित्यवन्धस्तु, रसस्योपनिपत्परा" ॥

અનૌચિત્ય વિના બીજું કોઈ રસ ભંગનું કારણ નથી, પ્રસિદ્ધ ઔચિત્યનો જે બંધ તે રસનું પરમ રહસ્ય છે; જે કાંઇ ઉદ્વેગ કરનારૂં તે અનૌચિત્ય અને લોક યાત્રાની પ્રસિદ્ધિથી જે સિદ્ધપણું છે તે ઔચિત્ય, તે માટે બેઉ જુવાન સ્ત્રી પુરૂષને જ્યાં અન્યોન્ય પ્રીતિ થાય છે ત્યાંજ રસ થાય છે,

---

૧–વસન્ત. ૨–કમળનું પર્ણ ૩–જળ,

એકને અર્થાત્ પુરૂષને પ્રીતિ હોય અને સ્ત્રીને ન હોય તો રસાભાસ થાય તે-મજ સ્ત્રીને પ્રીતિ હોય અને પુરૂષને ન હોય તોપણ રસાભાસ થાય. જેમકે—

"ગીતિ"

[૧]ભીય સમાગમ કેરી, [૨]શ્લાઘા [૩]બંધુર દશ કન્ધરને;
તીક્ષ્ણશરે હણવામાં. કામદેવ કાં રામ સમર્થ બને.

આહીં પુરૂષને પ્રીતિ છે, સ્ત્રીને નથી.

"હરિગીત"

અયિ [૪]મુગ્ધ બાલે! કેલિવન અંદર જતા નાયક ભણી,
શું પ્રેરી રહી, વાળી ગ્રીવા, ફરીફરી અણી નયનો તણી;
જો દંપતિમાં ઉભયને અન્યોન્ય રતિ ઉપજે નહિ,
તો થાય નિષ્ફળ સકલ, માટે સેવ રતિપતિને સહી.

આ ઠેકાણે ફક્ત નાયિકાનેજ પ્રીતિ છે. નાયકને નથી. એવીજ રીતે એક નાયકને અનેક ઠેકાણે પ્રીતિ થાય તે પણ રસાભાસ કહેવાય, પરંતુ તેમાં એટલી વિશેષતા છે કે જે નાયકને નિયમિત અનેક નાયિકાઓ છે તે ઠેકાણે રસાભાસ થતો નથી, એમ જો રસાભાસ થતો હોય તો શ્રીકૃષ્ણ લોકોત્તમ નાયક છે તેને બહુ કામિની વિષયવાળી રતિનું આભાસપણું પ્રાપ્ત થાય તે માટે અવ્યવસ્થિત (અનીયમિત) બહુ કામિનીવાળા વિષયી નાયકને એ લાગુ પડે છે, એટલાજ માટે વિષયી નાયકમાં અને વેશ્યાઓમાં રસાભાસ થાય છે એવો પ્રાચીન મત છે.

એક નાયકાને અનેક ઠેકાણે રતિ થાય છે તેનું ઉદાહરણ

"છપ્પય"

(પ્ર) [૫]તારા સંપત્તિ આજ, કહે આ છે સખી! કેની?
(ઉ)સાભિલાષ જે ભણી, વળે છે [૬]તારા તેની;

---

૧—ભીતા ૨—પ્રશંસા ૩—વિહ્વળ ૪—મુગ્ધા—અજ્ઞાત યૌવના ૫—અતિ ઉત્તમ ૬—આંખની કીકી

(પ્ર) [1]કાંચી કોણે જોઇ, (ઉ) [2]કાંચી કંપે જે સામી;
(પ્ર)વિભુજી કોને વર્યા, (ઉ) જે જતાં [3]પ્રતાપ પામી;
(પ્ર)આજ [4]વેણીના વારિમાં, કોણે સ્નાન કર્યું સહી;
(ઉ) જે જન કાજે કોઇપણ, વેણી [5]અપાળ બની રહી

એકને અનેક વિષયા રતિ જેમ કે—

### મનહર.

મદન મહીપના પ્રતાપની લહર સમ,
પ્રિયમિત્ર ! તારી પ્રીતિ શું શું કરતી નથી.
કઇ કામિનીના સ્તન પર્વતની માથે કહે,
કેસરના પંક કેરી પ્રભા ધરતી નથી.
કઇ કંજનયનીના શિરપર શોભા યુક્ત,
સિંદૂરની રેખાતણી ભ્રાન્તિ ભરતી નથી.
અથવા તો કઇ અંગનાના મણિથી જડેલ,
ભવ્ય કર્ણ ભુષણુની કાન્તિ હરતી નથી.

આ ઠેકાણે પણ વિષયીપણું પૂર્વની માફક સમજી લેવું.

જયાં ઘણા રસ એકઠા થાય, ત્યાં રસશબલ અને જયાં ઘણા ભાવ એકઠા થાય, ત્યાં ભાવશબલ કહેવાય છે જેમ કે—

### ઘનાક્ષરી.

ત્યાગ કરી કયાંઇ ચાલ્યો જાઉં તોજ સારૂં થાય,
અરે ! આવશે શું તેના મિષ્ટ વેણ મારે કાન.
કામદેવ મારા ચક્ર આગળ છે કોણુ માત્ર,
જણાયે મને તો શૂન્ય રાધા વિણ આ જહાન.
મનની શરમ બધી મુકી મેં દીધી છે હવે,
માધુર્ય મળે ના મારી મનહરણી સમાન.

---

૧ કાંચી નામની નગરી ૨ કટિ મેખલા ૩ પ્ર અધિક તાપ સંતાપ ૪ ત્રિવેની ૫ ગુંથેલા કેશ

જન્મ ધિક, કયાં ગઇ તું, વ્યર્થ છે વિલાપ બધે,
કયાં છે પ્રિયા ! આવ આપવા પ્રસન્નતાનું દાન.

આમાં નિર્વેદ, ઔત્સુકય, અમર્ષ, ભ્રમ, મતિ, સ્મૃતિ, વિષાદ અને દૈન્ય એ ભાવોનું મિશ્રણ છે.

રસ ત્રણ પ્રકારનો થાય છે, ૧ અભિમુખ, ૨ વિમુખ અને ૩ પરમુખ, વ્યકત એવા ભાવ વિભાવ અને અનુભાવથી જેની અભિવ્યકિત થાય તે અભિમુખ. ભાવ વિભાવ અને અનુભાવ ન કહેલાં હોય છતાં ખેંચાઇને જે કિલષ્ટતાથી જણાતો હોય તે વિમુખ. પરમુખ પણ બે પ્રકારનો છે. એક અલંકાર મુખ અને બીજો ભાવ મુખ. અલંકાર મુખમાં અલંકાર મુખ્ય છે, અને તે મનની વિશ્રાન્તિનો કારણભુત છે, તેથી રસ ગૌણ છે, ભાવ મુખમાં ભાવ મુખ્ય છે, અને ત્યાં પણ મનની વિશ્રાન્તિના કારણપણાને લીધે રસ ગૌણ છે; આ ઠેકાણે પ્રાચીન ગ્રન્થકારની પણ સંમતિ છે કે—

"अलङ्कारे च रुचिरे, मनोविश्रान्तिकारिणि ।
अलंकारस्य मुख्यत्वं, गौणत्वं रसभावयो" इति.

મનને વિશ્રાન્તિ કરનારા રૂચિર અલંકારમાં અલંકારનું મુખ્યપણું અને રસ તથા ભાવનું ગૌણપણું હોય છે.

અભિમુખરસનાં ઉદાહરણો પોતપોતાના પ્રકરણોમાં કહેવાઇ ગયાં છે.

વિમુખ—

"દોહરો"

સીતા લક્ષ્મણ રામ ને, સુગ્રીવ [1]પવનકુમાર;
એ સહુ લંકાપુર તજી, પામ્યાં વારિધિ પાર.

આ ઠેકાણે તમામ સંકટોને ઉલ્લંઘન કરીને સર્વ આવ્યાં એવા અભિપ્રાયથી અદ્દભુત રસ કષ્ટથી જાણી શકાય છે.

અલંકારમુખ—

---

૧. હનુમાન,

"ગીતિ"

નવ [2]કૈરવિણીપર આ, શ્યામ રેખ જે પ્રભાતમાં જાગી;
એ નથિ ભ્રમર સમૂહ પણ, [3]વિધુ કલંકની કાન્તિ અંત લાગી.

આ ઠેકાણે "અપન્હુતિ" અલંકારની મુખ્યતા છે.

ભાવમુખ—

"સવૈયા."

સાત સમુદ્રતણા જળમાં, મણિ માણિક ભૂષણને ધરનારી;
ભૂમિ સમર્પણ [4]ભૂસુરને, કરવા બની [5]ઉદ્યત વાણી ઉચારી;
ત્યાં નિકળ્યાં [6]નિજનાભિસરોજથી, સદ્ય [7]પિતામહ બાહુ પ્રસારી;
તે સમયે સ્મિત ભાર્ગવનું, જરિલાજ સમેત બનો સુખકારી.

આ ઠેકાણે અદ્દ્ભુત ભાવની મુખ્યતા છે અને દાનવીર રસ ગૌણ છે.



## ભાવ.

"ભાવ" શબ્દનો અર્થ "પ્રગટ કરવું," શું પ્રગટ કરવું ? વાણી અંગ અને સત્વયુક્ત કાવ્યોના અર્થને પ્રગટ કરે છે માટે તે "ભાવ" એ પ્રમાણે કહેવાય છે.

ભૂ ધાતુને કરણ અર્થમાં પ્રત્યય લાગવાથી "ભાવિત" તેનો અર્થ "સંસ્કારવાળું કર્યું એવો થાય છે, જેમ લોકમાં પ્રસિદ્ધ છે કે સુખ ગંધવડે અથવા ચૂર્ણ રસવડે ભાવિત (રસવાળું) કર્યું; વિભાવવડે જે અર્થ ગ્રહણ કર્યો હોય તેજ અનુભાવોવડે જણાવાય છે, તથા વાણી, અંગ અને સત્વાભિનયથી પ્રગટ કરાય છે તે ભાવ.

જે વાણી, અંગ, મુખરાગ, સાંત્વના અને અભિનયથી કવિનો અન્તર્ગત ભાવ પ્રગટ કરે તે પણ ભાવ કહેવાય છે તેમજ અનેક અભિનયો સાથે

૧. નવ–નવિન કૈરવિણી–કુમુદિની ૨. ચંદ્ર, ૩. બ્રાહ્મણ, ૪. તત્પર, ૫. કમળ, ૬ બ્રહ્મા.

સબંધ રાખનાર રસોને ભાવના ( સંસ્કાર )યુક્ત કરે છે માટે તેને નાટ્યજ્ઞ પુરૂષો "ભાવ" કહે છે.

રસતરંગિણીકાર લખે છે કે—રસને અનુકૂળ જે વિકાર થાય તે ભાવ, વિકાર એટલે પ્રકૃત્તિથી ઉલટું, તે ભાવ બે પ્રકારનો છે, એકસ્થાયીભાવ અને બીજો સંચારી ભાવ શરીરસંબંધી વિકારને સાત્વિકભાવ કહે છે, કેટલાએક કહે છે કે મનોવિકાર તે ભાવ અને તેવી રીતે દેહ વિકારમાં જે સ્વેદ વિગેરે થાય છે તેમાં ભાવપદનો પ્રયોગ ગૌણ છે, પણ એમ નથી; સમાનરીતે બન્ને જગોએ ભાવપદનો પ્રયોગ કરેલ છે તે હેતુને લઇને મનોવિકાર તે ભાવ અને દેહવિકાર તે ગૌણભાવ એ કહેવું અશકય છે; હમેશાં નિયમને અનુસરતું હોય છે, બીજા ભાવનું આત્મભાવને પમાડનારપણું છતાં સજાતીય વિજાતીય ભાવથી જણાય તે પ્રથમ એટલે સ્થાયીભાવ, પરથી પરાભવ ન થઇ શકે એવો મનોવિકાર તે સ્થાયીભાવ, સર્વથી પ્રધાન મનોવિકાર તે સ્થાયીભાવ અથવા સંચારી અને સાત્વિકભાવમાં જેની અતિવ્યાપ્તિ થતી નહોય તે સ્થાયીભાવ, કેમકે સાત્વિકભાવને ઈતરભાવનું આત્મભાવોપનાયકપણું નથી એટલે બીજો ભાવ તેને આત્મભાવને પમાડતો નથી. અર્થાત્ પુષ્ટ કરતો નથી અને સ્થાયીભાવ તો વિભાવ અનુભાવ સાત્વિકભાવ અને સંચારી ભાવથી પુષ્ટ થાય છે.તથા છેવટના સમયસુધી તેનું સ્થાયીપણું છે માટે તેને સ્થાયીપણાનો વ્યપદેશ કરવામાં આવ્યો છે.

સ્થાયીભાવ—૧–રતિ–૨–હાસ–૪–શોક–૪–ક્રોધ–૫–ઉત્સાહ–૬–ભય ૭–જુગુપ્સા–૮–વિસ્મય.

સંચારી ભાવ—૧–નિર્વેદ–૨–ગ્લાનિ–૩–શંકા–૪–અસૂયા–૫–મદ–૬–શ્રમ ૭–આલસ્ય–૮–દૈન્ય–૯–ચિન્તા–૧૦–મોહ–૧૧–સ્મૃતિ–૧૨ ધૃતિ–૧૩–વ્રીડા–૧૪–ચપલતા–૧૫–હર્ષ–૧૬–આવેગ–૧૭ જડતા–૧૮–ગર્વ–૧૯–વિષાદ–૨૦–ઔત્સુકય–૨૧–નિદ્રા–૨૨ અપસ્માર–૨૩–સુપ્તિ–૨૪–વિબોધ–૨૫–અમર્ષ–૨૬–અવહિત્ય–૨૭–ઉગ્રતા–૨૮–મતિ–૨૯–વ્યાધિ–૩૦–ઉન્માદ–૩૧ મરણ–૩૨–ત્રાસ–૩૩–વિતર્ક.

સાત્વિક ભાવ—૧–સ્તંભ–૨–સ્વેદ–૩–રોમાંચ–૪–સ્વર ભંગ–૫–વેપથુ–૬ વૈવર્ણ્ય–૭–અશ્રુ–૮–પ્રલય.—

સ્થાયી ભાવ આઠ છે, સંચારી ભાવ તેત્રીશ છે અને સાત્વિક ભાવ આઠ છે એ પ્રમાણે કુલ ઓગણપચાશ ભાવો કાવ્ય રસની અભિવ્યક્તિમાં હેતુ છે, એ ભાવોનો ગુણ યોગ સમાન હોય ત્યાં રસ ઉત્પન્ન થાય છે.

હૃદયમાં નિત્ય રહેનાર જે અર્થ ( ભાવ ) તેના ધર્મને રસોત્પત્તિ કહે છે.

પરસ્પર અર્થવડે ઉત્પન્ન થએલ વિભાવ, અનુભાવ અને સંચારી રૂપી ઓગણપચાશ ભાવોના સામાન્ય ગુણ યોગથી રસોની ઉત્પત્તિ થાય છે ત્યારે સ્થાયી ભાવોજ રસપણાને કેમ પામે છે? જેમ સરખા લક્ષણવાળા, સમાન હાથ પગ પેટ અને શરીરવાળા તથા તુલ્ય અંગ પ્રત્યંગવાળા પુરૂષો પણ વિદ્યા કર્મ અને કારીગરીની વિલક્ષણતાથી રાજા રૂપ થાય છે અને બીજા અલ્પ બુદ્ધિવાળા તેનાજ ચાકર થાય છે તેમ વિભાવ અનુભાવ અને સંચારી ભાવો પણ સ્થાયી ભાવનોજ આશ્રય કરે છે અને તે સ્વામીને સ્થાને રહેલ પુરૂષના ગુણભૂત અન્ય ભાવો તે સાત્વિક ભાવોનો ગુણરૂપે આશ્રય કરે છે, જેમ કોઇ રાજા ઘણા પરિજનવાળો હોવા છતાં રાજા નામ તો પોતાનેજ મળે છે, પરંતુ બીજા કોઇ મ્હોટા માણસને પણ એ નામ મળતું નથી તેમ વિભાવ અનુભાવ અને સંચારી ભાવથી વિંટાયેલ સ્થાયી ભાવજ રસપણાને પામે છે. બીજા નહિ.

જેમ મનુષ્યોમાં રાજા, શિષ્યોમાં ગુરૂ તેમ આ શાસ્ત્રમાં સર્વ ભાવોમાં સ્થાયીભાવ પ્રધાન (મુખ્ય) છે.

## રતિ.

ઋતુ, પુષ્પો, ચંદનાદિ અંગરાગ, આભરણ, ભોજન, વરદાન, ભાવ અને અનુકૂળતા વિગેરે વિભાવોથી રતિ ઉત્પન્ન થાય છે, તેને સ્મિત, મધુર વચન, ભ્રુક્ષેપ અને કટાક્ષાદિ અનુભાવોથી બતાવવી.

ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિથી રતિ ઉત્પન્ન થાય છે, અને તે સૌમ્ય ગુણવાળી છે, માટે તેને મધુર વાણી અને સુંદર અંગ ચેષ્ટિતથી બતાવવી.

રસ તરંગીણીકાર લખે છે કે—પ્રિય વસ્તુની ઇચ્છાથી ઉત્પન્ન થએલા મનોવિકારની જે અપરિપૂર્ણતા તે રતિ એ કોઇ ઠેકાણે દર્શનથી, કોઇ સ્થાને શ્રવણથી અને કોઇ ઠેકાણે સ્મરણથી પ્રગટ થાય છે જેમ કે—

## શાર્દૂલ વિક્રીડિત.

વાવ્યું ચક્ષુ ૧કૃશીવલે, અધરના, પીયુષથી ઉછર્યું,
ભ્રુરક્ષા કરનાર, ખાતર ભલું, મેં મન્દ હાસ્યે ભર્યું;
વાધ્યું ૨કોમલ પ્રેમ વૃક્ષ સખી! ત્યાં, નિઃશ્વાસ વાયું વહે;
ને આ પ્રૌઢ રવિ સમાન સ્મરનો, સંતાપ એ શે સહે?
આ ઠેકાણે "કોમલ" શબ્દથી અપરિપૂર્ણતા છે.

(અથવા)

"ગીતિ"

માનરૂપી મનમોહન!, આપથી પામી આતપ દુઃખદાઈ;
જો જો રખે ન જાયે, મ્હારી ઉરે પ્રેમાંકુર કરમાઇ.



## હાસ.

પરચેષ્ટાનું અનુકરણ, અસંબદ્ધ પ્રલાપ વિગેરે વિભાવોથી હાસ (હસવું) ઉત્પન્ન થાય છે, તેને સ્મિત, હસિત, વિહાસિત વિગેરે પુર્વોક્ત વિભાવોવડે બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—કૌતુકને માટે વચનનું તથા વેષનું જે વીપરીતપણું કરવું અને તેથી જે મનોવીકાર પરિમિત થાય તેને હાસ કહે છે, વચન ભેદ અને વેષ ભેદથી થયેલા ભય તથા ક્રોધમાં તેની અતિ વ્યાપ્ત થતી નથી કારણકે તેમાં કુતૂહલથી કરવાપણાનો અભાવ છે. જેમકે—

---

૧ કૃશીવલ. ખેડૂત ૨ કામદેવ.

"મનહર"

નગરની નિકટ મળેલા બહુ બાળકોથી,
આવતાં વિંટાએલા અપૂર્વ ધામને ધરે.
પુરમાં પધારતાં પ્રમોદે પરિચારિકાઓ,
અન્તઃપુરમાંહિ સમાચાર દેવા સંચરે.
કૌતુક ભરેલી બલીરાજતણી કામીનીઓ,
અન્નદાન અપાવવા ભાવે પગલાં ભરે.
એથી જેનાં હૃદયમાં જરા હાસ્ય ઉપજ્યું છે,
એવા વીભુ વામનજી શ્રેય સર્વનું કરે.
આહીં "જરા" શબ્દથી અપરીપૂર્ણતા છે.

(અથવા)

"ગીતિ"

પરવશ વ્રજ પ્રમદાનાં, ચીરો ચોર્યાં નવીન નન્દ બાળે,
મનહર મુખ મલકાવે, ચાહે ચઢીને કદંબની ડાળે.



## શોક.

ઈષ્ટજનવિયોગ, વિભવનાશ, બંધન વિગેરે દુઃખના અનુભવાદિ વિભાવો થીજ શોક ઉત્પન્ન થાય છે, તેને અશ્રુપાત, વિલાપ, શોક, વૈવર્ણ્ય, સ્વરભેદ, ગાત્રની શિથિલતા, ભૂમિપાત, આક્રન્દ અને દીર્ઘશ્વાસ વિગેરે અનુભાવોથી બતાવવો.

અહીં રૂદન ત્રણ પ્રકારનું છે—

૧–આનંદજ–૨–આર્તિજ–૩–ઈર્ષાકૃત.

આનંદજ—જેમાં હર્ષવડે ગાલ પુલતા હોય, અનુસ્મરણને લીધે નેત્રનાં

૧. તેજ–કાંતિ,

પ્રાન્તભાગથી અશ્રુ નિકળતાં હોય તથા બહુ રોમાંચથી શરીર વ્યાપ્ત થયું હોય તે.

આર્તિજ—જેમાં ઘણાં અશ્રુ નિકળતાં હોય, શબ્દ થતો હોય, શરીર ગતિ અને ચેષ્ટા અસ્વસ્થ હોય, જમીન ઉપર પડી જવાતું હોય, વારંવાર ફરાતું હોય તથા વિલાપ થતો હોય તે.

ઇર્ષાકૃત—જેમાં હોઠ અને ગાલ ફરકતા હોય, માથું ધ્રુજતું હોય, નિઃશ્વાસ નિકળતા હોય તથા ભ્રકુટી વાંકી થતી હોય તે.

સ્ત્રી અને નીચ પ્રકૃતિઓમાંજ દુઃખજન્ય શોક હોય છે; પરંતુ ઉત્તમ અને મધ્યમ પ્રકૃતિમાં ધૈર્યની સાથે શોક હોય છે.

રસ તરંગિણીકાર લખે છે કે—પ્રિયના વિયોગથી થએલો અને રતિએ અનાલિંગિત અપરિપૂર્ણ મનોવિકાર તે શોક, આથી પ્રિયના વિયોગને લીધે થએલા વિપ્રલંભ શૃંગારને કરૂણા રસપણું પ્રાપ્ત થતું નથી, કેમકે તે શૃંગાર રસને રતિએ અલિંગન કરેલ છે, રતિ એટલે પ્રીતિ, તે વિના શોક પણ ઉત્પન્ન થતો નથી, માટે પ્રિય વિયોગ જન્ય વિપ્રલંભ શૃંગારને કરૂણા રસપણું નથી આવતું એ અસંભવિત છે, એમ કહેવું નહિ, કેમકે પ્રિય વસ્તુની ઇચ્છાથી ઉત્પન્ન થએલી જે મનોવિકૃતિ તે રતિ એ પ્રમાણે રતિનું લક્ષણ પુર્વે કહ્યું છે. કુમાર સંભવ કાવ્યમાં રતિનો વિલાપ કાદંબરીમાં ચંદ્રાપીડ રાજાની સાથે મહાશ્વેતાનો વિલાપ અને રઘુવંશ કાવ્યમાં અજનો વિલાપએ સર્વમાં કરૂણા રસજ છે, કેમકે તે તે સ્થળે બાધનો નિશ્ચય છે, અને એથી ઇષ્ટ વસ્તુની ઇચ્છાનો અભાવ છે. તેમજ જુવાન સ્ત્રી પુરૂષના જોટામાંથી એકનું મરણ થતાં જે વિલાપ થાય તે કરૂણા રસ અને જીવતાં સ્ત્રીપુરૂષના વિયોગનો જે વિલાપ તે શૃંગાર રસ છે, એટલા માટે " રસ રત્ન પ્રદીપિકા "નામના ગ્રંથમાં કરૂણા રસનું ઉદાહરણ આપ્યું છે કે—

" अयि जीवितनाथ ! जीवसीत्यभिधायोत्थितया पुनःपुनः
ददृशे पुरुषाकृति क्षितौ, हरकोपानलभस्म केवलम् " ॥

હે જીવિતના નાથ ! તમે જીવો છો ? એમ કહીને વારંવાર ઉઠતી રતિએ કેવળ પૃથ્વી ઉપર પુરૂષાકારવાળું મહાદેવના કોપાગ્નિનું ભસ્મ જોયું.

કોઇ શંકા કરે કે, વિપ્રલંભ શૃંગારના પુર્વાનુરાગ, માન અને પ્રવાસ એનું કરૂણારૂપપણું છે, માટે જીવતા સ્ત્રી પુરૂષના વિપ્રલંભને પણ કરૂણારસપણું આવ્યું, એ બરાબર છે. પરંતુ તે સ્થળે કરૂણા રસનું અંગપણાથી ભાસમાનપણું છે, અર્થાત અંગરૂપે દેખાવાપણું છે, એટલા માટે તે ઠેકાણે કરૂણતાનો વ્યપદેશ કરેલ છે, વાસ્તિવિક નથી.

શોકનું ઉદાહરણ

"સવૈયા એકત્રીશા"

વિરહ જવર કેરી મૂર્છાથી, પૃથ્વી ઉપદ જઇ પડતી;
ઉભય નયનથી અશ્રુતણાં જળ, વહન [1]ગહન શોકે કરતી;
વારવાર નિઃશ્વાસ મૂકતી, રતિને અવરેખી જ્યારે,
મહાદેવના મનમાં કાંઇક, કરૂણા પ્રગટ થઇ ત્યારે.

અથવા

"ગીત"

[2]કામ વામને જોઇ, ભસ્મ લગાવતી નિજ પતિની અંગ;
[3]ત્રિનયનના નયનોમાં, જાગ્યો કાંઇક કરૂણાનો રંગ

આ બન્ને ઉદાહરણોમાં "કાંઇક એ શબ્દથી અપરિપૂર્ણતા છે.



## ક્રોધ.

ધસારો, બહુ વિવાદ, કજીઓ. અને પ્રતિકુળતા વિગેરે વિભાવોથી ક્રોધ ઉત્પન્ન થાય છે, તેને નસકોરાં ફુલાવવાં, નયન ઉંચા ચઢાવવાં, હોઠ દાબવો અને ગાલ ફરકાવવા વિગેરે અનુભાવોથી બતાવવો.

---

૧. ગંભીર. ૨. રતિ ૩. શંકર.

શત્રુ સામે ક્રોધ બતાવવો હોય ત્યારે મુખ કુટિલ કરી ભ્રકુટી ચઢાવવી, હોઠ દાબવા, એક હાથવડે બીજો હાથ દાબવો, પોતાના બાહુ ઉપર વારંવાર નજર કરવી અને ધ્રુષ્ટ થવું.

ગુરૂ સામે ક્રોધ બતાવવો હોય ત્યાં દૃષ્ટિ અને મુખ કાંઇક નીચું રાખવું, કાંઇક પ્રસ્વેદ ( પસીનો ) લૂછતા હોઇએ એમ બતાવવું અને અસ્ફુટપણે ઘોર ચેષ્ટા કરતા હોઇએ એમ જણાવવું.

પ્રણયીજન તરફ ક્રોધ બતાવવો હોય ત્યાં ક્રોધનો પ્રચાર અલ્પ કરવો, નેત્રના પ્રાન્ત ભાગમાંથી ( છેડેથી ) અશ્રુ મૂકવાં, ભ્રકુટી વાંકી કરવી અને હોઠ ફરકાવવો.

ચાકર વર્ગ ઉપર ક્રોધ બતાવવો હોય ત્યાં તેને તરછોડવો, ધિક્કા પવો, નેત્રો પહોળાં કરવાં અને વક્રદૃષ્ટિથી જોવું વિગેરે અનુભાવોથી જેએ રહિત થઈ ક્રોધ બતાવવો. કોઇ પણ કાર્યમાં કારણ જોઇને કૃત્રિમ ક્રોધાધે લક્ષણવાળો કરવો. શૃંગાર

રસતરંગિણીકાર લખે છે કે—તિરસ્કારાદિથી ઉત્પન્ન થયેલો ઉત્પન્ન ર્ષથી વિપરીત એવો જે પરિમિત મનોવિકાર તે ક્રોધ. હર્ષથી વિપરીનથી વિશેષણથી રાવણના દુર્વચને કરી અપમાન પામેલા રામચન્દ્રના વીરથી અતિ વ્યાપ્તિ થતી નથી. જેમકે— છે. થે

"છપ્પય."

આજથી જ્યાં લગિ હસ્ત, ધનુષ લતિકાપર ધારી;
બાણની અણિથી વહ્ન, વૈરીનાં શીશ વિદારી;
ખરતા મુકુટથી ખરે, [1]મલ્લિકા પુષ્પ પરાગે;
ધરણીને કરૂં નહીં, સુગન્ધિત [2]ઓજ અથાગે;
ત્યાં લગિ રાખીશ ટેકથી, હિમ્મત ધારી હમેશ હું;
કાંઇક [3]પાટલ કાન્તિનાં, ઉભય નયન અનિમેષ હું—

૧ માલતી ૨ પ્રતાપ ૩ લાભ. ૪. લાલ.

ઉપરનાં વાક્યો પરશુરામનાં છે અને એમાં "કાંઈક" એ શબ્દથી અપૂર્ણતા છે—

( અથવા )

"ગીતિ."

રાવણ સુતનું જ્યાં લગિ, હૃદય ચીરી ચાહેથી નહિ દાખું;
ત્યાં સૂધી હનુમાન હું, 'અરૂણ નયનને અનિમેષ રાખું.



## उत्साह.

ખેદ નહિ કરવો, સામર્થ્ય, ધૈર્ય અને પરાક્રમ વિગેરે વિભાવોથી ઉત્સાહ થાય છે અને તે ઉત્તમ પ્રકૃતિ મનુષ્યમાંજ રહે છે, તેનો અભિનય ન છોડવી તથા ડાહાપણ વાપરવું વિગેરે અનુભાવોથી બતાવવો.

મસંમોહાદિ વિભાવોવડે ઉત્પન્ન થએલો ઉત્સાહ સાવધાનતા વિગેરે થી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—શૌર્ય દાન અથવા દયાથી ઉત્પન્ન થએલો ત જે મનોવિકાર તે ઉત્સાહ—

યુદ્ધવીરનો ઉત્સાહ—

"હરિગીત."

[1]એકત્ર કરતા [2]અનિકને, દ્વિગુણી દ્યુતિ ધારણ કરી;
કરતા ચમત્કૃતિ યુક્ત ચાપ, વિચારતા મનમાં વળી;
આજે થશે અભિમુખ અસુરપતિ, એની કરવાને ક્ષતિ;
ગુણ સજ્જ કીધા વિણ ધનુષપર શર ચઢાવે રઘુપતિ.

આહીં "વિચારતા" એ શબ્દથી અપરિપૂર્ણતા છે—

( અથવા )

---

૧. એકઠું. ૨. સૈન્ય.

"ગીતિ."

મેઘનાદને જોઇ, હર્ષે લક્ષ્મણ ધનુષ હાથ લે છે;
દુઃખે દબાય વિભીષણ, હૃદય રામનું કાંઇક ઊછળે છે.

આંહી "કાંઇક" એ શબ્દથી અપરિપૂર્ણતા છે—

દાનવીરનો ઉત્સાહ—

"મનહર."

જ્યારે જામદગ્ન્યે દીધું આખી અવનીનું દાન,
ત્યારે તેને મળ્યા નહિ હોય કહેનાર કોઇ;
આરસી માટે ઇન્દુ, દિવાકર દીપ માટે;
મ્હેલ માટે હિમાલય કેમ નહીં આપ્યો હોય ?
માનીએ અમે તો એમ આપવાની ઇચ્છા થતાં,
પલ્લવિત પ્રમોદનાં આવ્યાં આંખ આડાં તોય.
પ્રતાપી પરશુરામ એથી જોઇ શક્યા નહિ,
એ સિવાય અન્ય કાંઇ કારણ કદાપિ ન હોય.

આ ઠેકાણે "આપવાની ઇચ્છા થતાં" એ પદથી અપૂર્ણતા છે.

દયાવીરનો ઉત્સાહ—

છપ્પય.

અતિ દુસ્તર છે અરે ! સર્વદા આ ભવસાગર;
કરતા એમ વિચાર, નેહ મુર્તિ [1]નટનાગર;
કેમ પામશે પાર, બિચારાં પામર પ્રાણી;
એનો શ્રેષ્ઠ ઉપાય, શોધતા [2]સારંગ પાણી,
કૌસ્તુભમણિના મિશ થકી, દયાસિન્ધુના દિલમહીં;
અંકુર કરૂણાનો ઉદયો, નિશ્ચે સંશય છે નહિ,

આહીં "અંકુર" શબ્દથી અપરિપૂર્ણતા છે.

---

૧ કૃષ્ણ. ૨ કૃષ્ણ.

ગુરૂ અથવા રાજાનો અપરાધ, શૂન્યગૃહ, વગડો કે પર્વતનું દર્શન, તિરસ્કાર, ઝાડી, દુર્દિન, રાત્રી અંધકાર અને કાગડા ઘુડ વિગેરે રાત્રીએ ફરનારાં પ્રાણીઓના શબ્દ સાંભળવા આદિ વિભાવોથી ભય ઉત્પન્ન થાય છે તે સ્ત્રી નીચ અને પ્રકૃતિમાં રહે છે,તેનો અભિનય હાથ પગ કંપાવવા,હૃદય ધ્રુજાવવું, સજ્જડ થઇ જવું, મુખનું સુકાવું, જીભથી મુખ ચાટવું. પ્રસ્વેદ, કંપ રક્ષણ શોધવું, દોડવું તથા એકદમ ચીસ પાડવી અને શરીરના અવયવો શિથિલ થઈ જવા વિગેરે અનુભાવોથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—અપરાધથી વિકૃતિ પામેલ અથવા શબ્દથી વિકૃતિ પામેલ સિંહ વ્યાઘ્રાદિ પ્રાણીથી ઉત્પન્ન થએલો અપરિપૂર્ણ મનોવિકાર તે ભય જેમકે.

" ગીતિ "

નિરખી નિકટ યદુપતિને, સેવિત ગરૂડની પક્ષ તણા [1]સમીરે;
ધીમે ધીમે કાળી, જાણે લાગ્યો હઠવા સભય ઉરે.

આહીં " જાણે " એ બ્દથી અપરિપૂર્ણતા છે.

(અથવા)

" ગીતિ "

પ્રથમ આપી ત્રણ પગલાં, પૃથિવી પૂર્ણ પવિત્રપણું પરખી;
બલિ કાંઇક ભય પામ્યો, વામનને વધતા નયને નીરખી.

આહીં "કાંઇક" એ શબ્દથી અપરિપૂર્ણતા છે.



## જુગુપ્સા.

હૃદયોદ્વેજક અથાત્ હૃદયને અપ્રિય લાગે એવાં શ્રવણ તથા દર્શનાદિ વિભાવોથી જુગુપ્સા ઉત્પન્ન થાય છે, સ્ત્રી અને નીચ પ્રકૃતિ તેનું સ્થાન છે,

૧ સમીર પવન,

તેનો અભિનય આખું શરીર સંકોચવું, થુકવું તથા મુખ મચકોડવું વિગેરે અનુભાવોથી બતાવવો તેમાં ઉત્તમ પ્રકૃતિએ નાક દાબવું તથા શરીર સંકોચવું વિગેરેથી અને નીચ પ્રકૃતિએ હર્ષ અને રોમાંચ વિગેરે અનુભાવોથી જુગુપ્સા બતાવવી.

રસ તરંગિણીકાર લખે છે કે—હૃદયને અપ્રિય વસ્તુનું દર્શન સ્મરણ અને સ્પર્શથી થએલી અપરિપૂર્ણ મનોવિકૃતિ તે જુગુપ્સા જેમકે—

"ગીતિ"

ગિરિવરના શિખરોપર, વ્યાઘ્ર બાળકોતણા તીવ્ર નખથી;
ચરરરરર ચીરાતા, મૃગસમૂહને નિહાળતા દ્રગથી.
જોઈ ન તેવી જુગુપ્સા, રામભદ્રના વિહ્‌વળ હૃદયમહીં;
એનું કારણ એ કે, દુઃખિતની દૂઃખમાં દુઃખમતિ હોય નહીં.

આહીં "જોઇ ન તેવી જુગુપ્સા" એ પદથી અપૂર્ણતા છે.

( અથવા )

"ગીતિ"

નિરખી શૂર્પણખાને, ચરબી રૂધિરને સ્રવતી [1] વિકૃતવર્ણે;
સીતાજીને હૃદયે, ગ્લાનિ લતા થઇ પ્રસિધ્ધ દ્રયપર્ણે.



## વિસ્મય.

સમજવામાં ન આવે એવી વસ્તુનાં દર્શન, શ્રવણ અથવા સ્મરણ આદિ વિભાવોથી વિસ્મય ઉત્પન્ન થાય છે, તેને આંખો ફાટી જવી, મોહું ફાટયું રહેવું તથા સ્તબ્ધ થઈ જવું વિગેરે અનુભાવોથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—ચમત્કારનું દર્શન કે સ્મરણ થવાથી ઉત્પન્ન થયેલો અપરિપૂર્ણ મનોવિકાર તે વિસ્મય. જેમકે—

---

૧—વિકાર યુકત.

"ગીતિ"

સુર સહુ વિસ્મય પામ્યા, અવરેખી અર્જુનને યુદ્ધ કરતા;
પણ ગોવિંદ ગણે નહિ, પ્રબળ પરાક્રમ કર્ણતણું સ્મરતા.

આહીં "પણ ગોવિંદ ગણે નહિ" એ પદથી અપૂર્ણતા છે.

[ અથવા ]

"ગીતિ"

સેતુબન્ધ સિન્ધુમાં, જોઈ સર્વ સુર રહ્યા ચિત્તે ચોંકી;
પડ્યા પાય રઘુપતિને, અગસ્ત્ય સરખો પ્રતાપ અવલોકી.

શૃંગારાદિ રસમાં ચમત્કાર દર્શનેથી જે ઠેકાણે મનોવિકાર અંગપણાએ કરી ભાસે છે ત્યાં શૃંગાર રસજ થાય છે જેમકે.

"મનહર."

કર્ણરૂપ કમલથી નેત્રને જુદાઈ માત્ર,
આનંદના અશ્રુઓ પ્રસિદ્ધ પ્રગટાવે છે.
કનકનાં ભૂષણથી અંગ અભિરામતાની,
જાહેર જુદાઈ ફકત પુલક જણાવે છે,
નૂપુર મણિ પ્રભાથી ચરણની ચારૂતાનો,
ભેદ ફકત નૂપુર નિનાદ દરશાવે છે.
કારિગરી વિધિની વધારે વર્ણવું શું આથી ?
અહર્નિશ એ વિચાર અન્તરમાં આવે છે,

જ્યાં પ્રધાન્યપણે મનોવિકાર ભાસે છે ત્યાં અદભુત રસજ થાય છે. જેમકે.

"સ્રગ્ધરા."

તારા વૃન્દે વિંટાઈ, ધરણી પર વિભા, વૃષ્ટિ વર્ષાવનારો;
શોભે ન્યારો સુગન્ધે, સ્મર ધનુષ કરે, ધૈર્યથી ધારનારો;

ખંતે ખેલાવનારો, ઉભય કમલને, પુત્રની [1]પેર ગોદે;
ઉગે છે આ નિરોગી, અવર શશી કયો, વિણ સંધ્યા વિનોદે.

આંહીં ચન્દ્રથી વિપરીત ધર્મવાળો આ બીજો કયો ચન્દ્ર ઉગે છે એ અદ્ભુતપણું છે.



## विज्ञाव.

વિજ્ઞાવનો અર્થ વિજ્ઞાન છે, " विज्ञाव्यन्ते अनेनवागङ्गसत्वाज्ञिनया इति विज्ञाव." જેથી વાચિકાભિનય આંગિકાભિનય અને સાત્વિકાભિનય પ્રગટ કરાય તેને " વિભાવ " કહે છે—

રસતરંગિણીકાર લખે છે કે—જે વિશેષે કરીને રસને ઉત્પન્ન કરે તે વિભાવ, તેના બે ભેદ છે, એક આલંબન અને બીજો ઉદ્દીપન; જેનો આશ્રય કરી રસ ઉત્પન્ન થાય તે આલંબન વિભાવ અને જે રસનું ઉદ્દીપન કરે તે ઉદ્દીપન વિભાવ.

કયા કયા વિભાવથી કયા કયા રસ ઉત્પન્ન થાય છે, તે રસ તથા સ્થાયીભાવના વિષયમાં સવિસ્તર કહેવાઇ ગયું છે. અહીં તો માત્ર ઉદાહરણજ આપીએ છીએ.

શૃંગારનો આલંબન વિભાવ—

" ગીતિ. "

પ્રાણતણી પ્રતિમૂર્તિ, પ્રત્યાત્મા મુજ સુપુણ્યલતિકાનો
અધિદૈવત આંખોનું, જે છે તે મુખશશિ મુજ પ્રમદાનો.

શૃંગારનો ઉદ્દીપન વિભાવ—

---

૧ પેઠે માફક,

"ઘનાક્ષરી"

કામી નર નારીતણા પ્રેમરૂપ નાટકમાં,
સંધ્યાનું વિચિત્ર વ્યોમ [1]અંતર્પટ દીપ્તિદાર
ભમતા ભ્રમરના નિનાદરૂપ નાન્દી અને.
અતુલ સમયરૂપ આર્ય છે અતિ ઉદાર,
તારારૂપ પુષ્પાંજલિ ફેંકતો ન હોય જાણે.
પ્રતિદિન અંતરમાં રાખીને પવિત્ર પ્યાર.
કામતણો નૃત્યારંભ સૂચવતો સ્નેહ ધારી,
કરે છે પ્રવેશ રૂડો [2]સોમરૂપી સૂત્રધાર.

હાસ્યનો વિભાવ—

"સવૈયા-એકત્રીશા"

બાજુબંધને ઘર્ઘરાવતા, બાહુ મુકુટને ફેરવતા;
નિર્મળ નયનતણા છેડા કરી ચપળ, સ્નેહ અમૃત સવતા;
માયાથી શિશુરૂપ ધરી, ભકતોના મનમાં ભાવે છે;
પ્રકાશમાં પોતાની છાયા, નેહે કૃષ્ણ નચાવે છે.

કરૂણનો વિભાવ—

રામ—(લક્ષ્મણ પ્રત્યે)

"લલિત"

ઉરગ પાશથી, વ્યથિત આ તને;
નિરખી જીવું એ, શરમ છે મને;
નવ કરે વીંચી, નજર હું ભણી;
[3]અનુજ! તારી એ, યોગ્યતા ઘણી.

રૌદ્રનો વિભાવ—

---

૧ પડદો, ૨ ચંદ્ર, ૩ ન્હાનો ભાઇ.

"મનહર"

કરતી પ્રચાર અન્ધકારનો અપાર તેમ,
વૈરી ચક્રવાક ઉરે વ્યથા ઉપજાવતી.
પ્રતાપી પરશુરામ ! યુદ્ધમાં ક્રોધાયમાન,
[1]પ્રતિપક્ષીઓના ગાઢ ગજપર ધાવતી.
કપાયેલ તેના [2]આર્દ્ર [3]કુંભથી પડંતાં,
મુક્તા મિશે તારા તણી વૃષ્ટિ વરસાવતી.
આપની ખડગ ધારા રૂપ આ અઘોર રાત,
પામે છે વિજય, લાખો શૂરને લજાવતી.

યુદ્ધવિરનો વિભાવ—

"હરિગીત"

જેણે હણ્યું અભિમાન બાહૂબળથકી [4] વાસવતણું,
એ લંકપતિને રણમહીં હું શંકનીય સદા ગણું;
આવાં વચન હનુમાનજીનાં ધૈર્યથી શ્રવણે ધરી,
રઘુવીર ઉત્તર આપવા લાગ્યા કલિત સ્મિતને કરી.

દાનવીરનો વિભાવ—

"રોળાવૃત્ત"

અતિથિ આવે કોઇ, દ્વાર પોતાને જ્યારે;
કાયાથી જન કૈક, કરે છે વિવેક ત્યારે;
શુભ વચને સત્કાર, કૈક કરી હર્ષ ધરે છે;
રોમાંચે જન સંત, કૈક આતિથ્ય કરે છે.

દયાવીરનો વિભાવ—

---

૧, પ્રતિપક્ષી—શત્રુ. ૨, ભીના. ૩, કુંભસ્થલ ૪ઇન્દ્ર.

"વસન્તતિલકા"

અંધારી રાત્રિમહીં, પ્રાણ સમાન પ્યારા,
જોવાય કેમ જન જાગૃત ભક્તિવાળા;
એવો વિચાર કરી દીપશિખા સમાન'
ધારે મુરારિ ઉર કૌસ્તુભ કાન્તિમાન.

ભયાનકનો વિભાવ—

"હરિગીત"

ઉગતી પ્રભાના કઠિન કિરણે વૃન્દ વાદળનાં ચિર્યા,
તેથી નિકળી વિદ્યુત [2]કરે ગિરિ સર્વ સુવરણમય કર્યાં;
પૃથ્વી પથે પેસેલ દ્વિજના પ્રૌઢ આશીર્વચનથી,
હર્ષિત બનેલ બલિનૃપ વામન વિલોકયા નયનથી.

બિભત્સનો વિભાવ.

"મનહર."

રણમાં પડેલા યુદ્ધવીરના અધર થકી,
સંપાદન કરી શોભા પ્રીતે [3]રક્ત પુષ્પની;
કુંદના [4]કસુમ કેરી દંતથી રચીને દ્યુતિ,
નયનથી શોભા સરસાવી શ્વેત કંજની;
કરથી કમલતણી કલ્પના કરીને ફરી,
જુગ્તિથી બનાવી ઝાંઝ કરીન્દ્રના કર્ણની;
પ્રેતના [5]બટુક સર્વ લોહીમાં કરીને સ્નાન,
શિવની સમીપ નાચે [6]મુદિત બની બની.

અદ્‌ભુતનો વિભાવ.

---

૧ મિજમા ૨ કર-કિરણ ૩ લાલ, ૪ ડોલર, ૫ બાળકો, ૬ આનંદયુક્ત,

"હરિગીત."

અતિશય મદોન્મત્ત ઉત્તમોત્તમ વૈરિ હૃદય વિદારતાં,
જેનો પ્રભાવ જણાય જાગૃત જુગ અનેક ગયા છતાં;
જગ અખિલને ઉદ્ધારનારા એ નૃસિંહ જગત્પતિ,
દેવા તમોને હર્ષ તત્પર થાઓ રાખી ઉરે રતિ;
એ પ્રભુની પ્રૌઢ પ્રતાપવાળી [1]ચારૂ અધિક [2]ચિરાગથી,
અતિ વિકટ ઉત્કટ કેશવાળી તણા અગ્ર વિભાગથી;
[3]વિદલિત થએલા વારિધરના ઉદરથી વિદ્યુતમિશે;
જાણે શું આંતરડાં નિકળતાં હોય નહીં ? એવું દિસે.

ઇન્દ્રજાળ.

"મનહર."

અંતરીક્ષ રૂપ આંગણાની શુભ સીમા વિષે,
સન્ધ્યાના કિરણરૂપ અંચલ બિછાવીને.
મોહિત બનાવતો ત્રિલોકીને તિમિરરૂપ,
કામણે ભરેલ રજ આંખમાં ઉડાવીને
વિવિધ પ્રકારે કામદેવરૂપી જાદુગર
પક્ષીરવ મિશે "જીંજી" શબ્દ સંભળાવીને
તારારૂપ છીપ તણાં મોતી મહા મનોહર,
મુખમાંથી કાઢે [4]બ્હાર આસન લગાવીને.



## અનુભાવ.

જે વાચિક આંગિક અને સાત્વિક અભિનયનો અનુભવ કરાવે તેને "અનુભાવ" કહે છે.

રસતરંગિણીકાર લખે છે કે જે રસનો અનુભવ કરાવે અર્થાત્ અનુભવ

૧ સુંદર, ૨ દીવો, ૩ વિદીર્ણ, ૪ આકાશ.

ગોચરપણાને પમાડે તે અનુભાવ, કટાક્ષ વિગેરે સાધનપણાથી અનુભવ કરાવે છે, અનુભવ કરાવવો અને તેનું સાધન તથા એનું સંબંધીપણું ફળ અને યોગના અભેદે કરીને છે. રસમાં અનુભાવની અપેક્ષા શામાટે જોઇએ? સ્થાયીભાવ એ પૂર્ણ રસ કહેવાય છે અને તે થવાને ઘણો અંતર હોય છે. તો જ્ઞાપક વિના જ્ઞાન કેમ થાય, એટલા માટે અનુભાવકની જરૂર છે. કટાક્ષાદિ ઉદ્દીપન વિભાવ શામાટે ન થાય? કારણ કે કટાક્ષાદિ જોતાં કામી જનનો મનોવિકાર પૂર્ણ થાય છે, વળી એમાં અનુભવ સિદ્ધપણું છે જેથી અપહ્નવ કરવું "છુપાવવું" અશક્ય છે વળી તે વિષે પ્રાચીન સમ્મતિ પણ છે કે—

"ईषद्वक्रितपक्ष्मपङ्क्तिभिरनाकूतस्मितैर्वीक्षितै

रेतैरेव तवाद्य सुन्दरि करक्रोडे जगद्वर्तते ।

अन्तः पांसुलहेमकेतकदलद्रोणीदुरापश्रियो,

दोर्मूलस्य विभावनादिह पुनः क्रूरे किमाकाङ्क्षसि ॥ ६०

હે સુન્દરિ ! કાંઇક વક્ર થએલી પાંપણની પંક્તિથી આશ્ચર્ય વિના મંદ મંદ હાસ્ય સહિત અવલોકન કરવું એટલાથીજ આ જગત્ આ વખતે તારા હાથમાં છે, તોપણ હે ક્રુર સ્વભાવવાળી ! અંદર રજવાળા સોનેરી કેવડાના સમૂહથી જેની શોભા દુષ્પ્રાપ્ય છે, એવા ભુજમૂલના વિભાવથી વળી ફરીથી શું ઇચ્છા રાખે છે ? ઇત્યાદિ પ્રમાણથી કટાક્ષાદિ ઉદ્દીપન વિભાવ થઇ શકે છે, ઠીક છે, પરંતુ કટાક્ષાદિનું સાધનપણે કરીને અનુભાવકતાનું વિષયત્વ છે, અને તેથી ઉદ્દીપન વિભાવપણું થાય છે, તે એવી રીતે કે જો નાયક તરફ રસનો અભાવ હોય તો તેથી નાયિકા તરફ કટાક્ષાદિનું અનુભાવપણું છે, અને તે દૃષ્ટિગોચર થયા હોય તો કામીજનના મનોવિકારને પ્રગટ કરતા વિષયપણાથી ઉદ્દીપન વિભાવ થાય છે, એવી રીતે રસાનુભવના સાધનપણે કરીને ઉદ્દીપન વિભાવપણું થાય છે, તે અનુભાવ કાયિક, માનસ, આહાર્ય અને સાત્વિક એવા ભેદથી ચાર પ્રકારનાછે, ભ્રૂક્ષેપાદિ કાયિક, હર્ષ વિગેરે માનસિક, નાટ્યમાં ચતુર્ભુજ થવું તથા જ્ઞાન વિગેરે આહાર્ય અને રોમાંચ વિગેરે સાત્વિક.

કયા કયા અનુભાવ કયા કયા રસમાં યોજવા એ પ્રથમ કહેવાઇ ગયું છે. આહીં તો ફક્ત ઉદાહરણજ આપીએ છીએ.

શૃંગારનો અનુભાવ—

"સ્ત્રગ્ધરા"

મોતીનો હાર મુકયો, સ્તનકલશથકી, કાનથી કર્ણપૂર;
માથાની પુષ્પમાલા, [1]પરિભવ ભયથી, કાઢીને રાખી દૂર;
જોયો પ્યારા પતિને, નિજ નિકટ મહીં [2]સુભ્રુએ સાર્વ જ્યારે;
દ્રષ્ટિને સજ્જ કીધી, સકલ ભૂષણની, ટાળવા ખામી ત્યારે.

હાસ્યનો અનુભાવ—

"મનહર"

કપાલના મંડલનું પ્રીતથી બનાવ્યું પાત્ર,
ચન્દ્ર કળાતણી ચારૂ વાટ કરથી કરી.
સંધ્યાનો સમય આવ્યો જોઇને સમીપ તેમાં,
જ્યોત પ્રગટાવી નાગ શિરનો મણિ ધરી.
જ્યારે દીપ વિધિતણી જુગ્તિ આ જમાવી બેઠા,
શિશુ ગણપતિ ત્યારે [3]હિમજા હસ્યાં જરી.
ભ્રકુટીના ભંગ થકી કુટિલ બનેલ [4]દ્રગ,
દીપવિધિ જોવામાં નિયોજે છે ફરી ફરી—

કરૂણનો અનુભાવ—

"છપ્પય"

ગયા તાત ગણપતિ, જ્યારથી [5]નિર્જર લોકે;
[6]સુતા શારદા થયાં, ત્યારથી વિહ્વળ શોકે;
શિથિલપણું નવ તજે, દેવીના કરનું કંકણ:
સ્થિતિ સરસ્વતિ તણી, એવી છે આજ લગી પણ;

---

૧ પરાભવ. ૨ સારી ભ્રકુટીવાળી, ૩, પાર્વતી. ૪, નેત્ર. ૫, દેવ-સુર, ૬, પુત્રી.

પડતાં અશ્રુ સ્તનપરે, ચંદન લેપ ભિંજાય ના;
નેત્ર થકી જળ નિકળતાં, સ્થિર કાજળ કદિ થાય ના.

રૌદ્રનો અનુભાવ—

" છપ્પય "

પીડી દંતથી ઓષ્ઠ, હૃદયમાં હામ ધરીને;
ભીમે ભ્રકુટી ચઢાવી, કઠોર નિનાદ કરીને;
ચપલ ચમત્કૃતિવાન, કરેં ગ્રહી જબરા જોમે;
ફેંક્યા જે ગજરાજ, વિન્ધ્યગિરિ સરખા વ્યોમે;
તે તે કરિના કુંભથી, ડરેલ ભ્રમરો દિલ વિષે;
ઉડી વશ્યા વિધુ મંડલે, જાણે લાંછનને મિશે.

યુદ્ધવીરનો અનુભાવ—

" ઝૂલણા "

[1] સમર વ્યાપારનો શ્રેષ્ઠ દિક્ષાગુરૂ, સૈન્ય આગળ ઉભો ઇન્દ્રજીત,
દુશ્મનોનું [2] દમન એજ ધન જેનું એ, અસુરપતિ પાર્શ્વમાં છે અજીત;
આમ ચોમેર નિજ પરિજનો કહે છતાં, સ્નેહથી રામ સંધ્યા કરે છે;
નાંહિ કુંભકતણા પવનનો ક્રમ ઘટ્યો, વીરવર ધૈર્ય કેવું ધરે છે ?

દાનવીરનો અનુભાવ—

" છપ્પય "

તાત કૌત્સ ! મુજ પાસ, ભાળી માટીનાં [3]ભાજન;
ઉદાસ થઇને આપ, ન કરશો વેર જવા મન;
ક્ષમા કરો ક્ષણ માત્ર, અરજ મારી ઉર ધારો;
હોય જરૂર તો આપ, સકલ વસુમતી સ્વીકારો;
દેવા ગુરૂને દક્ષિણા, સ્પૃહા હોય સોના તણી;
તો હમણા લાવી દઉં, કરી પ્રયાણ ઉત્તરભણી.

---

૧ યુદ્ધ ૨ નાશ ૩ વાસણ

દયાવીરનો અનુભાવ—

"હરિગીત"

ધરનાર તિમિર સમૂહને, કરનાર વિશ્વતણી [1]ક્ષતિ;
વરસાદ લાગ્યો વરસવા જ્યારે અવનિ ઉપર અતિ;
ત્યારે અમિત ક્રોધેથી જેનાં [2]વત્સ વ્યાકુળ બની ગયાં,
એવા [3] સુરભિના વૃન્દપર આવી દયાનિધને દયા.
કરમાં ગિરિ ધારણ કર્યો કરૂણાર્દ્ર હૃદયથી કેશવે,
પણ એ પડયાના ભયથી જોડયો જીવને એમાં જવે;
સમીરે સરી જતું વસ્ત્ર અંગુલિથી સમું કરતા નથી,
વળિ અંગનું અંબર સર્યું તે ધ્યાનમાં ધરતા નથી.

ભયાનકનો અનુભાવ.

"મનહર.

પડતાં પડીગયેલાં, ચોટેલા તૃણોથી યુક્ત,
જેના મુખમાંહિ ફીણ ફેલાઇ ગયેલાં છે.
કાકુરવે વ્યાકુળ ને ઘોર શબ્દ ઘર્ઘરથી,
જેના નેત્ર ત્રાસ પામી ચક્તિ થયેલાં છે.
કંપથી સ્ખલિત પદે [4]વામન શરીર ધરી,
શ્વાસના તરંગ મંદ ઓષ્ઠથી વહેલા છે.
ગોવિંદના [5]ગોવૃન્દ એ [6]વિવૃત ભુજંગ તણી,
વદન ગુફામાં સ્થિર થઈને રહેલાં છે.

બિભત્સનો અનુભાવ.

---

૧ નાશ ૨ વાછરડાં ૩ ધેનડ. ગાય ૪ ઠીંગણાં, ૫ ગાયના ટોળા, ૬ વિસ્તાર યુક્ત,

" ગીતિ. "

પેખી [1]હરિપ્રિયાએ, નૃસિંહજીના [2]સુખકુંહરે [3]તરણિ;
વદન વસ્ત્રથી ઢાંકયું, મૃતક અસુરના [4]પલનો [5]કવલ ગણી.

અદ્‌ભુતનો અનુભાવ.

" ગીતિ. "

જેણે અરિ મંડલને, ખંડિત કીધું અપાર અનુરાગે;
નિહાળી એ પાંડવને, હજી સુરનયને નિમેષના જાગે.



## संचारी भाव.

સંચારી શબ્દમાં "सम्" ઉપસર્ગ અને "चर" ધાતુ છે તેનો અર્થ એવો થાય છે કે "સર્વથા ભાવોને સમ્યકપણે રસને વિષે લઇ જનાર" ભાવોને શી રીતે લઈ જાય? જેમ સૂર્ય અમુક નક્ષત્રને અમુક દિવસ પ્રત્યે લઇ જાય છે તે ખભે બેસારીને નથી લઈ જતો તેમજ સંચારીભાવ માટે પણ જાણવું.

રસતરંગિણીકાર લખે છે કે—જે એકમાંથી બીજા રસમાં, બીજામાંથી ત્રીજા રસમાં અને ત્રીજામાંથી ચોથા રસમાં એમ ઘણા રસમાં સંચાર કરે તથા અનેક રસમાં સ્થિર રહે અને જેની અનેક રસમાં વ્યાપ્તિ થતી હોય તે સંચારી ભાવ કહેવાય છે, આથી રોમાંચાદિમાં અતિ વ્યાપ્તિ થતી નથી. કેમકે તેઓનું સંગ્રાહ્યપણું છે અર્થાત્ ગ્રહણ કરવા લાયકપણું છે. વળી તે ભાવ શારીર અને સંચારી છે અને આ આંતર અને સંચારી છે એટલો બન્નેમાં તફાવત છે. નિર્વેદાદિ ભાવોનું સ્થાયીપણું અને સંચારીપણું શી રીતે? એમ કોઈ શંકા કરે તો ત્યાં એટલોજ ઉત્તર બસ છે કે રસ પર્યંત સ્થાયીપણું છે અને એક રસમાંથી બીજા રસમાં જવાપણું પણ છે માટે ઉપાધિ ભેદને લઈ બન્નેનો સંભવ છે.

---

૧ લક્ષ્મી, ૨ ફાડર ગુફા, ૩ સૂર્ય, ૪ માંસ, ૫ કોળીઓ.

# નિર્વેદ.

દારિદ્રય, શાપ, માન, તિરસ્કાર, ક્રોધ, તાડન, ઇષ્ટ જન વિયોગ અને તત્ત્વજ્ઞાન વિગેરે વિભાવોથી નિર્વેદ ઉત્પન્ન થાય છે તેને રૂદન, નિશાસા, ઉચ્છ્વાસ અને શ્વાસોશ્વાસ બંધ રાખવા વિગેરે અનુભાવોવડે બતાવવો

દારિદ્રય અને ઇષ્ટ વિયોગાદિવડે ઉત્પન્ન થયેલ નિર્વેદને નિઃશ્વાસ અથવા શ્વાસની સ્તબ્ધતાવડે બતાવવો.

દારિદ્રય, ઇષ્ટજન વિયોગ, વ્યાધિ, દુઃખ અથવા બીજાની ચડતી જોવાથી નિર્વેદ થાય છે, અને નિર્વેદવાળા પુરૂષનાં નેત્ર જળથી ભરાઇ જાય છે, વારંવાર શ્વાસો શ્વાસ મુકે છે, મુખ હીન થઇ જાય છે, અને ધ્યાનમાં બેઠેલા યોગીની માફક સ્તબ્ધ થઇ જાય છે.

રસતરંગિણીકાર લખે છે કે—પોતે પોતાનો તિરસ્કાર કરે તે નિર્વેદ અથવા સંસારમાં હેયત્વબુદ્ધિ અર્થાત્ સંસાર ત્યાગ કરવા લાયક છે, એવી બુદ્ધિ તે નિર્વેદ તત્ત્વજ્ઞાન તથા પરિજિહીર્ષા આદિ તેના વિભાવ છે, અને ખેદનો પ્રકાશ કરવો, ચિંતા કરવી તથા અશ્રુપાત ઇત્યાદિ તેના અનુભાવ છે, જેમ કે—

" સવૈયા—એકત્રીશા. "

વિવાદ કરવા વિદ્યા તેમજ પૃથ્વી પર્યટન શ્રમને કાજ;
માન ભંગ માટે મહિપતિનો પરિચય છે, અવનીમાં આજ;
વિરહ કાજ કેવળ કરી દૃષ્ટિ કમલમુખી સન્મુખ આ શી ?
જઇ પ્રયાગમાં કુબુદ્ધિવાને આરાધ્યા શ્રી અવિનાશી.

( અથવા )

" ગીતિ. "

થયો નથી નહિ થાશે, મારી સરખો કોઇ મતિમંદ;
ત્યાગ્યું નહીં વિષય વિષ, આજ લગિ નહિ રટ્યા રઘુનંદ



# ગ્લાનિ.

વમન, વિરેચન, વ્યાધિ, તપ, નિયમ, ઉપવાસ, મનનો તાપ, અતિ મદ્યપાન, અતિ મૈથુન, બહુ મહેનત તથા ઘણી મુસાફરી વિગેરે વિભાવોથી ગ્લાનિ ઉત્પન્ન થાય છે, તેનો અભિનય ક્ષુધા, તૃષા, નિદ્રા ભંગ, શરીરની કૃશતા, ધીમે ચાલવું, ધ્રુજવું, મંદમંદ બોલવું, ગરીબાઈ જેવાં નેત્ર નમ્ર રાખવાં તથા અવયવો શિથિલ કરવા વિગેરે અનુભાવોથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—નિર્બળતા અથવા નિઃસહનતા તે ગ્લાનિ રતિજન્ય શ્રમ, તૃષા ક્ષુધા વિગેરે તેના વિભાવ છે, અને વૈવર્ણ્ય, શિથિળપણું તથા દ્રષ્ટિ ભ્રમણાદિ તેના અનુભાવ છે. જેમ કે—

"મનહર"

રસમય રાત જતાં પ્રગટયું પ્રભાત જયારે,
જવા લાગ્યા શયન તજીને શ્રીહરિ [૧]સહી.
ચિરે ફરી કયારે દેશો દર્શન અમોને એમ,
કેવા વાણી કંઠથી બહાર નિકળી નહીં.
છેવટનું આલિંગન કરવાને કાજ આજ,
ભુજરૂપી લતાએ ઉંચાઈ લેશ ના લહી;
તીક્ષ્ણ રવિતાપ થકી તપિત બનેલી મહા,
મૃગ સમી રાધિકાની દ્રષ્ટિ સ્થિર થૈ રહી.

(અથવા)

"ગીતિ."

શિથિલ ગાત્ર ઉર કંપે, વદિ શકાય નહિ શુદ્ધ એક વેણ;
રતિ વિપરીત કરી છે, કહી દેછે તુજ રંગ ભર્યા નેણ.



# શંકા.

ચોરી પકડાવી, રાજાનો ગુન્હો, પાપ કર્મ કરવું વિગેરે વિભાવોથી શંકા ઉપ્તન્ન થાય છે, સંદેહરૂપ તે શંકા સ્ત્રી અને નીચ પ્રકૃતિમાં રહે છે, તેનો અભિનય વારંવાર જોવું, મુખ સંતાડવું, મુખ સુકાવું, જીભથી હોઠ ચાટવા, મુખનો ચહેરો બદલાવો, કંપારો થવો, હોઠ અને ગળું સુકાવું તથા વાયસ સાધર્મ્ય વિગેરે અનુભાવોથી બતાવાય છે.

ભયાનકમાં બહુધા ચૌર્યાદિથી ઉત્પન્ન થએલ શંકા કરવી, અને શૃંગારમાંઅસત્ય બોલવાવડે શંકા ઉપ્તન્ન કરવી. પોતાનો આકાર છુપાવવો એ પણ તેનોજ અનુભાવ છે. કુશળ પુરૂષો તેની ચેષ્ટા તથા કૃત્રિમ ઉપાધિઓથી જાણી લેછે.

શંકા બે પ્રકારની છે. ૧ આત્મસમુત્થા ૨ પરસમુત્થા. તેમાં પરસમુત્થા કાંઇક અંગ કંપવું, ઉંચું જોવું, પડખે જોવું, બોલતાં અટકવું તથા મુખ ઝાંખું પડી જવું વિગેરે લક્ષણોથી જણાય છે.

રસતરંગિણીકાર લખે છે કે—તીક્ષ્ણ કોટિવાળાં અનિષ્ટનું ચિંતવન અથવા ઇષ્ટ વસ્તુની હાનિનો વિચાર તે શંકા તેમાં દુષ્ટ ન્યાય તથા પરની કુરતા વિગેરે વિભાવ છે, અને કંપ તથા ક્રિયા છુપાવવી ઇત્યાદિ અનુભાવ છે. જેમ કે—

" મનહર. "

ગુરૂજન સર્વ ચિત્ત જોનારાં જણાય તેમ,
ખળજન દોષ નિજ જીહ્વાપર ધારે છે.
કુર મનવાળાં પુરવાસી છે પ્રપંચી બહુ,
સર્પ જેવી સાસુ વળી ઝેરીલી વધારે છે.
કરવું હવે શું ? બધું બીજ છે અનર્થતણું,
વાર વાર એમ વામા ઉરમાં વિચારે છે.

૧ સહીયર સખી.

મનોહર નેત્રવાળી માનુની નિઃશાસો મુકી,
[1]કિંશુકની માળા ઉરપરથી ઉતારે છે.

(અથવા)

"ગીતિ."

વ્રજગલિમાંહિ વિચરતાં, રખે ન લાગે કલંક કાંઇ અરે;
ચન્દ્ર ચોથનો નિરખી, શંકિત બની એ સુમુખી શોચ કરે.



## असूया.

વિવિધ અપરાધ, દ્વેષ. બીજાની સત્તા, સૌભાગ્ય, બુદ્ધિ, ધારણશક્તિ, વિદ્યા અને લીલાદિ વિભાવોથી અસૂયા ઉત્પન્ન થાય છે, તેનો અભિનય સભામાં દોષ પ્રગટ કરવા, ગુણનું ખંડન કરવું, સામું જોઇ રહેવું, નીચું મુખ કરી ભ્રકુટી ચઢાવવી, તિરસ્કાર કરવો તથા ઉપેક્ષા કરવી વિગેરે અનુભાવોથી બતાવવો.

બીજાનું સૌભાગ્ય, સત્તા, બુદ્ધિ અને ઉદયને જોઇ અસૂયા બતાવવી અને તે બતાવનાર પુરૂષે ભ્રકુટી વાંકી કરવી, મુખ ચઢાવવું, ઈર્ષા સહિત ક્રોધવાળાં નેત્ર કરવાં અને ગુણનાશક દ્વેષ વિગેરે અભિનયો કરવા.

રસતરંગિણીકાર લખે છે કે—પરનો ઉત્કર્ષ સહન ન થાય અથવા પરનું અનિષ્ટ કરવાની ઇચ્છા તે અસૂયા, તેમાં ક્રોધ તથા દુર્જનતા વિગેરે વિભાવ છે, અને કોપ ચેષ્ટા તથા દોષનું ઉદ્દ્ભાવન કરવું, ઇત્યાદિ અનુભાવ છે.

જેમકે—

"પુષ્પિતાગ્રા."

નથિ કરી શકતી નિવાસ હું જ્યાં,
[2]હિમકર કેરી કલા વસી રહી ત્યાં;

૧ ખાખરાનું પુષ્પ. ૨ ચન્દ્રમા,

ગતિ અતિશય કોપથી કરે છે;
સતી પ્રતિમન્દિર શહુ આળખે છે.

( અથવા )

"ગીતિ."

જેવાને તેવાનો, સંગ થવાથી જામે છે સ્નેહ;
ત્રિભંગ શ્યામ શરીરે, [1]કુટિલ તેમ છે કુબજાનો દેહ.



## મદ.

મદ્ય પીવાથી મદ ઉત્પન્ન થાય છે, તેના ત્રણ ભેદ છે. તરૂણ, મધ્ય અને અધમ, તેનો ભાવ પાંચ પ્રકારનો છે. ગાવું, રુદન કરવું, હસવું, કઠોર વાણી બોલવી અને સૂવું. તેમાં ઉત્તમ પ્રકૃતિ પુરૂષ સુવે છે, મધ્યમ પ્રકૃતિ હસે છે અને ગાય છે તથા અધમ પ્રકૃતિ કઠોર વાણી બોલે છે તેમજ રૂદન કરે છે.

ઉત્તમ પ્રકૃતિ મનુષ્ય તરૂણ મદવડે મંદ મંદ હસે છે, તેનો રાગ સારો થાય છે, શરીર હર્ષિત થાય છે, વાકય કાંઇક આકુલિત બોલાય છે, પ્રકૃતિ સુકુમાર અને ચાલ જરા ઉતાવળી થાય છે.

મધ્યમ પ્રકૃતિ જનને મધ્યમ મદવડે ઠેસો આવે છે, નેત્રો બહુ ઘેનવાળાં થાય છે, બંને હાથ બહુ શિથિલ થવા છતાં તેને આમ તેમ હલાવ્યા કરે છે, તેની ચાલ વાંકી ચુંકી તથા પગલાં આડાં અવળાં પડે છે.

અધમ પ્રકૃતિ મનુષ્ય અધમ મદવડે નષ્ટ સ્મૃતિ થાય છે, વમન કરે છે, હેડકી ખાય છે, મુખમાંથી કફ કાઢી અસભ્ય દેખાવ બતાવે છે, જીભ બહુ ચોટી જાય છે, અને થુંકયા કરે છે.

રંગભુમીમાં મદ્યપાન કરનારને મદની વૃદ્ધિ નાટ્યના ક્રમ પ્રમાણે યુક્તિથી બતાવવી તેમજ મદ્યપાન કરી રંગભુમિમાં આવેલને મદનો ઉતાર પણ ત્રાસ ભય શોક હર્ષ કે, વક્રોક્તિથી તેવે તેવે કારણ પ્રસંગે કરવો, કારણ કે

[1] વાંકો.

ઉપર કહેલ કારણોવડેજ મદ તત્કાળ ઉતરી જાય છે, તેમજ અભ્યુદય અથવા સુખ કારક વાક્યોવડે શોક પણ દૂર થાય છે.

રસતરંગિણીકાર લખે છે કે—હર્ષનો ઉત્કર્ષ તે મદ ઉત્કર્ષ એટલે દુઃખના સંસર્ગ રહિત એવો સુખનો અનુભવ, મદ્યપાન તેનો વિભાવ છે, અનુભાવ ત્રણ પ્રકારે થાય છે. ઉત્તમને નિદ્રા, મધ્યમને હસવું અને અધમને રોવું આવે છે, ઇન્દ્રિયોને સંમોહન કરનારૂં જેનું રૂપ છે એવી નિદ્રા આંહી સમજવી માટે ઇન્દ્રિયોનો સંમોહ તથા નેત્રનું ઘેરાવું એ બન્ને પ્રકારની નિદ્રામાં સમાનતા છે, તેથી સ્વાભાવિક નિદ્રા સરખીજ આ નિદ્રા છે,અને હર્ષ સંચારી ભાવમાં આ મદની અતિવ્યાપ્તિ થતી નથી, તેમાં ફક્ત હર્ષજ રહે છે, વળી તે મદમાં હર્ષોત્કર્ષનિષ્ટ એવો કોઈ જાતિ વિશેષ નથી, વળી મદમાં મનને મોહ થાય છે,અને હર્ષમાં મન પ્રસન્ન રહે છે, એવી રીતે તે બન્નેનાં સ્વરૂપ જુદાં છે, તેમજ મદના અનુભાવ નિદ્રા રૂદન ઇત્યાદિ છે, અને હર્ષના અનુભાવ રોમાંચ આદિ છે, એમ અનુભાવ પણ બન્નેના જુદા છે.

દુર્ગા મહિષાસુરને કહે છે કે—"હે મૂઢ ! હું મધુપાન કરૂં છું ત્યાંસુધી તું ક્ષણવાર ઉભો રહે" ઇત્યાદિ સ્થળમાં વીર રસમાં પણ મદ જામેલ છે, ત્યાં નિદ્રા રોદનાદિ અનુભાવ કેમ થઇ શકે ? કારણ કે યોધો હોય તે સંગ્રામમાં રોતો નથી, અને નિદ્રા પણ કરતો નથી. બરાબર છે, પરંતુ રસના ભેદે કરીને અનુભાવનો પણ ભેદ થઇ શકે છે, શૃંગાર રસમાં તો રોદનાદિ અનુભાવ છે અને વીર રસમાં નેત્રની રક્તતા તથા ચમત્કાર વિગેરે અનુભાવ છે, અને સામાન્ય રીતે તો મદના અનુભાવ નેત્ર ઘેરાવાં, મદનું સ્ખલિતપણું વિગેરે થાય છે, જેમકે—

"વસન્ત તિલકા."

લે સ્વાદ [1]વારૂણીતણો રસનાજ સારો,<br>
નિશ્ચે જણાય અવતાર વૃથા અમારો;

---

૧ મદિરા

એવું વિચારી પ્રતિબિમ્બ મિશેથી ચાહે.
જાયે ડુબી સકલ ઇન્દ્રિય મદ્યમાંહે.

( અથવા )

"ગીતિ."

યાવનમદ ને ધનમદ, પ્રભુતાનો વળિ મહાન્ મદ પામે;
મદનો મદ એ ઉપર, કોણ શીખ દે રહી એહ સામે.



## શ્રમ.

વારંવાર મહેનત કરવાથી શ્રમ ઉત્પન્ન થાય છે, અને તેનો અભિનય શરીર ચંપાવવું, નિઃશ્વાસ મુકવા, મુખ મચકોડવું, બગાસાં ખાવાં, આળસ ખાવી તથા વારંવાર હળવેથી પગ ઉંચા નીચા કરવા વિગેરે અનુભાવોવડે બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—મહેનત કરવાથી થયેલો પરાભવ તે શ્રમ, તેમાં રતિક્રીડા તથા બહુ પંથ કરવો વિગેરે વિભાવ અને પરસ્વેદ તથા અશક્તિપણું ઇત્યાદિ અનુભાવ છે—

જેમકે—

"હરિગીત."

વનમાં જતી વખતે [1]જનક કુંવરી સિધાવ્યાં સંગમાં,
ત્યાં ગમનના પરિશ્રમ થકી પ્રસ્વેદ વ્યાપ્યો અંગમાં;
સ્તન ઉભય ભીંજાઈ ગયાં સીતાજી સઘળું સાંખતાં;
પણ [2]દાશરથિ દ્રગપાતથી સહુ શ્રમ શિથિલ કરી નાંખતા.

( અથવા )

---

૧ સીતા ૨ રામ

"ગીતિ."

શ્રમજલકણ મુખ છાયાં, પલ પણ શ્વાસ નથી રોકી શકતી;
જણાઈ આવ્યું જાહિર, રમી આવી રામા વિપરીત રતિ.



## આલસ્ય.

ખેદ, શ્રમ, વ્યાધિ, તૃપ્તિ અને ગર્ભાદિ વિભાવોથી આલસ્ય ઉત્પન્ન થાય છે, તે સ્ત્રી અને નીચ પ્રકૃતિ મનુષ્યોમાં સર્વ કામ ઉપર અભાવ, સુવું, બેસવું, તન્દ્રા તથા ગાઢ નિદ્રા કરવી વિગેરે અનુભાવોથી બતાવવું.

સ્વાભિપેક અથવા ખેદથી થએલ તેમજ ક્ષુધાતુર મનુષ્યના આલસ્યને આરંભેલ કાર્યને નહિ કરવા રૂપ અનુભાવોથી બતાવવું.

રહુતરંગિણીકાર લખે છે કે—ઉઠવા વિગેરેમાં અસામર્થ્ય તે આલસ્ય, તેમાં ગર્ભ વિગેરે વિભાવ અને કામકાજ કરવામાં કાયરપણું તે અનુભાવ છે જેમ કે—

"રોળાવૃત્ત"

પોતાના સ્તનતણો, હાર હરી લેતા [1]હરને;
સતી ન રોકી શકયાં, કરી સાવધ નિજ કરને;
હસ્યાં સગર્ભા હોઇ, નયન [2]પ્રાન્તથી ભવાની;
કાયરતા દર્શાવી, પ્રભુ પાસે પોતાની.

અથવા

"ગીતિ"

રામા રજની આખી, જાગી લાગી લાલ ગળે રસથી;
સહજ સુભગ અવયવથી, પ્રાત સમે પણ ઉઠે ન આળસથી.



---

૧ શંકર ૨ છેડા

# દૈન્ય

દુર્ગતિ અથવા મનનો સંતાપ વિગેરે વિભાવોથી દીનતા ઉત્પન્ન થાય છે, તે દૈન્ય આજીવિકાનો અભાવ, માથું અથવા શરીર ભારે થવું તથા વસ્ત્રાદિક મલિન રહેવાં વિગેરે અનુભાવોથી બતાવવું.

દ્રવ્ય નાશ થવાથી ઉત્સાહ ભંગ થવાથી અથવા દુઃખથી મનુષ્યને દીનતા થાય છે તે વસ્ત્ર શરીર વગેરે શુદ્ધ રાખવાના પદાર્થોને સાફ નહિ રાખવા રૂપ અભિનયવડેબતાવવી.

રસતંગિણીકાર લખે છે કે—બુરી અવસ્થા અથવા ઘણું દુઃખ તે દૈન્ય કેટલાએક તેને અનુજ્વલ્ય અર્થાત્ મલિનપણું કહે છે પણ તે નથી, કેમકે મલિનપણું એ તો બાહેરનો વિષય છે માટે એ તેનો અનુભાવક છે. વિરહ અને દરિદ્રતા એ તેના વિભાવ છે અને શરીરને કલેશ ક્ષુધા તૃષા વિગેરે અનુભાવ છે જેમ કે—

"છપ્પય"

લલિત વાળની લટો, અંસ ઉપર વિખરાઇ;  
નયન નીરની નદી, છાતીપર રહી છવાઇ;  
મદથી ઉન્મત્ત મહા. કામરૂપી કરિવર છે;  
દિલ તેના દંતાગ્ર, માંહિ લાગ્યું દુઃખ ઘર છે;  
રસ ભરેલ તન સુતનુનું, વિરહ વન્હિથી બહુ બળે;  
ફિકાશને મિશ ફીણનો, વૃન્દ વહે ગંડ સ્થળે.

(અથવા)

"ગીતિ"

મુખ મલિન તન દુર્બળ, પડી સેજમાં દીન બની દારા;  
ખબર કેમ નથી લેતા, [1]નૂતન સ્નેહી નટવર રહી ન્યારા.

---

૧ નવિન

# ચિન્તા.

ઐશ્વર્ય નાશ, દ્રવ્યાપહરણ અને દારિદ્રયાદિ વિભાવોથી ચિન્તા ઉત્પન્ન થાય છે, તેને નિઃશ્વાસ, સંતાપ, ધ્યાન, નીચે મુખે વિચાર કરવો અને કૃશતા વિગેરે અનુભાવોથી બતાવવી.

સત્તા અથવા દ્રવ્યાદિના નાશથી ઉત્પન્ન થતી ચિન્તા અનેક પ્રકારની છે. તે હૃદયમાં અનેક પ્રકારના વિતર્કો ઉત્પન્ન કરે છે તેને શ્વાસોશ્વાસ, સંતાપ, હૃદય શૂન્યતા, મલિનતા અને ધૈર્યવડે બતાવવી.

રસ તરંગિનીકાર લખે છે કે—ચિન્તા એટલે ધ્યાન ચૈ चिन्तायाम् એ ધાતુથી સિદ્ધ થાય છે, તે ધ્યાન સ્મરણાત્મક છે, સ્મૃતિ નહિ, કારણ કે સ્મૃતિ એ ભાવ છે અને તે આગળ જુદો કહેવાએલ છે, ધ્યાનમાં તો ચિત્તની એકાગ્રતા થાય છે, તેમાં ઇષ્ટ વસ્તુની અપ્રાપ્તિ વિગેરે વિભાવ અને તાપ,વિવર્ણતા, અશ્રુ, શ્વાસ ઇત્યાદિ અનુભાવ છે. જેમ કે—

"છપ્પય."

અમે જાણીએ સર્વ, સતી શીદ મૌન ધરો છો;
શું શિવજીનું આપ, સ્નેહથી સ્મરણ કરો છો?
તેના નેત્રાગ્નિએ, તપે છે તમામ અંગો;
આંખથી અશ્રુ મિશે, ગંગના વહે તરંગો;
સજની સાચું માનજો, ત્વરિત તમારા તન વિષે;
પામે વૃદ્ધિ વિધુકલા, પ્રકાશમાં [1]પાંડિમ મિશે.

(અથવા)

"ગીતિ."

કોમળ કંજ [2]મૃણાલે, કલિત કલાનિધિ કરે જેમ વાસઃ
તેમ ધ્યાન ધારી રહી, મિત્ર મિલનની ઉરે ધરી આશ.



---

૧ પીળાશ ૨ કમળના તંતુ

# मोह.

દૈવોપઘાત, દુઃખ, વાગવું, ભય, આવેગ તથા પુર્વ વૈરનું અનુસ્મરણ વિગેરે વિભાવોથી મોહ ઉત્પન્ન થાય છે, તેને નિશ્ચૈતન્ય, ફરવું, પડવું તથા ચક્કર ફરવું, ઇત્યાદિ અનુભાવોથી બતાવવો.

ચોરોના સ્થાન સીવાય ચોરોને જોઇને અથવા વિવિધ પ્રકારમનુષ્યને દીન-ચક પદાર્થોથી અસમર્થ પુરૂષને મોહ ઉત્પન્ન થાય છે, તેનો અ૯ નહિ રાખવા ન્દ્રિયોના સંમોહવડે બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—મોહ એટલે વૈચિત્ય. "દુઃખ તે દૈન્ય એ ધાતુથી "मोहनं मोहः" એવી વ્યુત્પત્તિ કરવાથી મોહ શ નથી, કેમકે છે. વૈચિત્ય એટલે કાર્યાકાર્યનો અવિવેક, તેમાં ભય આવેગભાવક છે. વિરહ ઇત્યાદિ વિભાવ છે અને સ્તંભ પાત ઘુર્ણન અદર્શન અને તૃષા વિગેરે અ-અનુભાવ છે.

જેમકે—

"ઝુલણા"

ગૂઢ સ્મિતથી કનક [1]કેતકી પત્રના, વૃન્દની કાન્તિનો દ્રોહ<br>
[2]ઉદિત વિધુ સમ વદનવાળી પય પાણીને, ભિન્ન કરી હંસ<br>
શંભુ સ્તંભિત થયા કાર્ય કરવા વિષે, મૂઢ બની ઇન્દ્રીઓ ઇ<br>
[3]અજ પડયા અજ્ઞતા ઉરગના પાશમાં, હદ વિના લક્ષ્મીનું રૂ

અથવા

"ગીતિ"

પન ઘટપરે પરસ્પર, વદન વિધુની જ્યોતિ વિમળ જોઇ;<br>
મોહન તેમજ માનીની, મોહી રહ્યાં શુદ્ધિ શરીરની ખોઇ.



૧ કેવડો ૨ ઉદય પામેલ ૩ બ્રહ્મા ૪ પાણીગેર

# સ્મૃતિ.

આરોગ્ય, પાછલી રાત્રીનું જાગરણ, સમાન પદાર્થનું દર્શન ઉદાહરણ અને વારંવાર ચિન્તવન વિગેરે વિભાવોથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે, તેને શિરઃ ...પેક્ દૃષ્ટિવડે જોવું તથા ભ્રકુટી ઉંચી કરવી વિગેરે અનુભાવોથી

સત્તા ચ

છે. તે હૃદયમાં ...ઉ ઘણી મુદત પહેલાં અનુભવ કરેલું પરંતુ પછીથી વિસ્મૃત થએલ

૫, હૃદય શૂન્ય ...વા દુઃખને જેવું અનુભવેલ છે તેવુંજ સ્મરણ કરવું તેને સ્મૃતિ

રસ તરં ...ારથ્ય, અભ્યાસ, શ્રવણ અને દર્શનથી ઉત્પન્ન થાય છે, તેને માથું

ધાતુથી સિદ્ધ થ... અથવા કંપાવવું તથા ભ્રકુટી ઉંચી કરવી ઈત્યાદિ અનુભાવોથી

એ ભાવ છે અને

ગ્રતા થાય છે, તેમાં ...કાર લખે છે કે—સંસ્કારજન્યજ્ઞાન તે સ્મૃતિ તે સંસ્કારજન્યજ્ઞાન

અશ્રુ, શ્વાસ ઈત્યા... ૨ અને સ્મરણ રૂપ છે, સંસ્કારજન્યપણાથી બન્ને પ્રકાર આવી

...મ ન હોય તો પછી પ્રત્યભિજ્ઞાને માટે જુદું સ્વરૂપ કહેવું

અમે... ટશ એવું અદૃષ્ટ વસ્તુનું ચિન્તવન આદિ સંસ્કારને જાગૃત

શું વિ છે અને ભ્રકુટી ઉંચી કરવી વિગેરે અનુભાવ છે જેમકે—

તે... મજ્ઞા—

"મનહર."

યમુનાના ધરામાંથી [1]યુગ્મ ચક્રવાક તણું,
ઉડીને ઉડાવે આજ ગમ્મત ગગનમાં
ચન્દ્રની કળાનું કરી [2]આક્રમણ ચાહ ધરી,
પામે છે અપાર મોદ બેઉ નિજ મનમાં.
ચન્દ્ર પણ કામતણા ચાપની ચપલતાના,
ચમત્કાર કેરો લે છે આશ્રય ચમનમાં.

---

૧ જોડું. ૨ પરિક્રમણ

માટે મધ્ય ભાગે ફરી કરે છે વિહાર એજ,
રાધાજી કદંબના અનુપ ઉપવનમાં.

સ્મૃતિ—

"રોળાવૃત્ત."

જયારે ભૂષણ રહ્યા, અંસમૂલે હું ધારી;
રાધાના મુખકંજ, પરે પડી દૃષ્ટિ મારી.
ત્યારે સસ્મિત કંઇક, [1]સંકુચિત દૃષ્ટિવાળું;
વિચિત્ર વર્ણનું વદન, રાગથી સ્મરૂં રૂપાળું.

( અથવા )

"ગીતિ."

કરી હતી જે આપે, તે દિન વામા સંગ વાતચીત;
પ્રાણ જાળવી રાખે, યાદ કરી એ પૂર્વ તણી પ્રીત.



## ધૃતિ.

વિજ્ઞાન, શાસ્ત્ર, વિભવ, પવિત્રતા, આચાર, ગુરૂ ભક્તિ, અધિક મનોરથ, અર્થલાભ અને ક્રીડા વિગેરે વિભાવોથી ધૃતિ ઉત્પન્ન થાય છે, તેને પ્રાપ્ત વિષયના ઉપભોગથી તથા અપ્રાપ્ત, ગયેલ, લીધેલ અથવા નાશ પામેલ વસ્તુનો શોક નહિ કરવો વિગેરે અનુભાવોથી બતાવવી.

વિજ્ઞાન, શૌચ, વિભવ, શાસ્ત્ર અને શક્તિથી ધૃતિ ઉત્પન્ન થાય છે, તેમાં ભય શોક કે ખેદ હોતો નથી, પરંતુ પ્રાપ્ત થએલ શબ્દાદિ વિષયોનો ઉપભોગ હોય છે, અને અપ્રાપ્ત વસ્તુનો શોક હોતો નથી.

રસતરંગિણીકાર લખે છે કે—ધૃતિ એટલે સંતોષ અથવા દુઃખમાં પણ સુખ બુદ્ધિ જ્ઞાન શક્તિ વિગેરે તેમાં વિભાવ છે, અને અવ્યગ્ર ભોગાદિ અનુભાવ છે, જેમકે—

---

૧ સંકોચવાળી.

"છપ્પય"

ભૂષણ જેનાં ભવ્ય, ભસ્મનાં રજકણ રાજે,
અરણ્ય છે આવાસ, વૃદ્ધ [1]વૃષ વાહન કાજે;
વસ્ત્ર ચર્મનું છતાં, સોગ [2]ભવપતિનો ભારે,
ભ્રષ્ટ થયો નહીં ભાઈ! ઇશપણું અનુપમ ધારે;
મહાદેવ એ નામથી, હર ન ગવાયે શું હજી?
દેવોના પણ દેવ એ, સંજ્ઞા કહો કોણે તજી?

(અથવા)

"ગીતિ."

વનચર અને ગગનચર, જગજાહિર અજગર જલચર જે છે;
હરદમ હર્ષ ધરીને, રઘુપતિ સહુની ખાસ ખબર લે છે.



## વ્રીડા.

અકાર્ય કરવું, ગુરુનું ઉલ્લંઘન કરવું, પ્રતિજ્ઞા ભંગ અને પશ્ચાત્તાપ વિગેરે વિભાવોથી વ્રીડા ઉત્પન્ન થાય છે, તેને સંતાડવું, નીચું મુખ રાખી ચિન્તવન કરવું, લીંટા કાઢવા, વસ્ત્રનો સ્પર્શ કરવો, વીંટીને વારંવાર ફેરવવી તથા નખથી ખોતરવું ઇત્યાદિ અનુભાવોથી બતાવવી.

કોઇ માણસ કાંઈ ખરાબ કામ કરતો હોય તેને બીજો પવિત્ર માણસ જુએ ત્યાં તે ખરાબ કામ કરનાર માણસને પશ્ચાત્તાપની સાથે લજ્જા ઉત્પન્ન થાય છે અને તે લજ્જાથી પોતાનું મોઢું સંતાડે છે, જમીન ઉપર લીંટા કાઢે છે, નખથી ખોતરે છે તથા વીંટી અને વસ્ત્રનો વારંવાર સ્પર્શ કરે છે.

રસતરંગિણીકાર લખે છે કે—સ્વચ્છન્દપણે ક્રિયા કરવામાં જે સંકોચ થાય તે વ્રીડા. શંકામાં અને ત્રાસમાં તેની અતિ વ્યાપ્તિ થતી નથી, કારણ કે

---

૧ બળદ. ૨. શંકર.

તે તે સ્થાને ક્રિયાનો વિરહ અર્થાત્ ક્રિયાનું છુટી જવાપણું છે, પરંતુ ક્રિયાનો સંકોચ થતો નથી, તેમાં દુરાચાર વિગેરે વિભાવ અને મસ્તકનમાવવું એટલે નીચું જોઈ જવું તથા નેત્ર મુખ આદિનું આચ્છાદન કરવું ઇત્યાદિ અનુભાવ છે જેમકે—

"છપ્પય"

પ્રતિબિમ્બિત પ્રત્યેક, ભીંતમાં રંગ ભરેલો,
[1]સુભગ બિન્દુ સિન્દૂર તણો નિજ ભાલ કરેલો;
જોઈ જોઇને કોઇ, કમલનયની એ કાન્તિ;
કેલિ દીપકતણી, ભરે છે ઉરમાં ભ્રાન્તિ;
જ્યારે પટ ખેંચે પતિ, ત્યારે કરથી ભય ભરી;
ગોરી [2]ગાત્ર ઢાંકી લિયે, ચપલ દૃષ્ટિ ચોમેર કરી.

(અણુવા)

"ગીતિ"

પ્રથમ સમાગમ કેરી, સખીએ પૂછી વાત વ્હાલ ધારી;
સકુચાણી શરમાણી, મુખ ઘૂંઘટમાં ઘેરી રહી પ્યારી.



## ચપળતા.

પ્રીતિ, દ્વેષ, મત્સર, ક્રોધ, ઈર્ષા અને વિરૂદ્ધાદિક વિભાવોથી ચપલતા ઉત્પન્ન થાય છે, તેને કઠોર વાણી, તિરસ્કાર, પ્રહાર, વધ અને બંધન વિગેરે અનુભાવોથી બતાવવી.

જે પુરૂષ વગર વિચાર્યે કોઈને બાંધવાનો કે, મારવાનો આરંભ કરે છે, તે માણુસ અનિશ્ચિત કાર્યવાળો હોવાથી ચપળ કહેવાય છે.

---

૧ સુંદર ઉત્તમ ૨ અંગ.

રસતરંગિણીકાર લખે છે કે—એક પછી એક ઉતાવળથી ક્રિયા કરવી તે ક્રિયાની શીઘ્રતા અથવા ચપળતા, તેમાં માત્સર્ય દ્વેષ તથા રાગ વિગેરે વિભાવ અને વૈરી દર્શન, કઠોરવાણી તથા પ્રહાર અનુભાવ છે. જેમકે—

"મનહર"

સેતુ બાંધનારા, ચાહેં લંકાભણી ચાલનારા,
ચમત્કાર રણમાં બતાવતા નવા નવા;
કરતા પ્રચાર પ્રૌઢ વિનોદના વચનોને,
જ્યારે રામચંદ્ર લાગ્યા ધનુષ ધ્રુજાવવા.

ત્યારે યુદ્ધ આરંભના દંભથી દશાનનના,
ફરકયા તમામ બાહુ પ્રબળ બતાવવા;
બાજુ બંધના ધ્વનિથી થાય અનુમાન એવી,
બાણુ તણી વૃષ્ટિ લાગ્યા વેગેં વરસાવવા.

(અથવા)

"ગીતિ"

ક્ષણુ ક્ષણુ ચકરી પેઠે, સાંકડી ગલીમાં જાયે આવે છે;
ફસી પ્રેમને ફંદે, રજની વ્રજની વામ વિતાવે છે.



## હર્ષ.

મનોરથ પ્રાપ્તિ, ઇષ્ટજન સમાગમ, અત્યંત સંતોષ, દેવ, ગુરૂ અથવા સ્વામીની કૃપા, ભોજન વસ્ત્ર કે ધનનો લાભ વિગેરે વિભાવોથી હર્ષ ઉત્પન્ન થાય છે, તેને સુખ અને નેત્રની પ્રસન્નતા, પ્રિય ભાષણ, રોમાંચ અશ્રુ અને સ્વેદ વિગેરે અનુભાવોથી બતાવવો.

અપ્રાપ્ત વસ્તુ મળવાથી, ધન મળવાથી, પ્રિય જનનો સમાગમ અથવા મનની ઇચ્છિત વસ્તુ મળવાથી પુરૂષને હર્ષ થાય છે.

એક ચક્ષુ ચોંટયું નિજ નાથના વદન ભણી,
અન્ય ચક્ષુ પાછળ સભીત બની જોવા જાય
એક પાય કંટકથી અધિક વિંધાયો અને,
નીકળવા ત્યાંથી તુર્ત ઇચ્છી રહ્યો અન્ય પાય

(અથવા)

"ગીતિ"

સુણી શબ્દ પતિ પગનો, બહુ ભય પામી ભાગી ગઇ બાળા;
કયાંઇ કંકણુ કિંકણી, કયાંઇ નૂપુર કયાંઇ પુષ્પમાળા



## જડતા.

સર્વ કાર્યના કર્તવ્યનું અજ્ઞાન સારૂં માઠું સાંભળવું અથવા દેખવું અને વ્યાધિઆદિ વિભાવોથી જડતા ઉત્પન્ન થાય છે, તેને મૌન રહેવું એક નજરે જોવું અથવા પરવશ થવું વિગેરે અનુભાવોથી બતાવવી.

જે પુરૂષ મોહથી સારૂં કે માઠું, સુખ કે દુઃખ જાણે નહિ અને પરવશ થઇ બોલ્યા વિના મૌન રહે તેને જડ કહે છે.

રસ તરંગિણીકાર લખે છે કે—સર્વ વ્યવહારમાં અસમર્થ એવું જે જ્ઞાન તે જડતા, મૂર્છા અપસ્માર નિદ્રા અને સ્વપ્નમાં તેની અતિ વ્યાપ્તિ થતી નથી, કારણકે તેમાં જ્ઞાન બિલકુલ રહેતું નથી તેમ આલસ્ય ભય અને ત્રાસ માં પણ તેની અતિ વ્યાપ્તિ થતી નથી કારણકે તે તે સ્થાને કાંઇક વ્યવહારની સ્થિતિ છે. જડતામાં ઇષ્ટ તથા અનિષ્ટ વસ્તુનું દર્શન વિગેરે વિભાવ છે અને બોલવું, નિમેષ વગર એક નજરે જોઇ રહેવું તથા ઇષ્ટ અનિષ્ટનો પરિચ્છેદ વિગેરે અનુભાવ છે જેમકે—

---

૧ કાંધ ખભા

"છપ્પય"

પામી પાર દુષ્પાર, જલધિનો બળથી જ્યારે;
સીતાની કરી શોધ [1]પવનસુત આવ્યા ત્યારે;
ઉછળી રહ્યા અતિ જવે, જેહના તરલ તરંગો;
એવું જલ જલધિનું, જોઇ સહુ કપિનાં અંગો;
ભીંત ચિત્ર સમ એ સમે, સ્તબ્ધ બન્યાં ગતિ મતિ ગઇ;
એ વિલોકી હનુમાનના, વિનોદમાં વૃદ્ધિ થઇ.

(અથવા)

"ગીતિ."

ઉભય ન હાલે ચાલે, ઉભય વિસર્યા ગૃહો કાર્ય કલેશ,
અટકી અટપટી પ્રીતે, એક બીજાને નિરખે અનિમેષ.



## ગર્વ.

ઐશ્વર્ય, કુળ, રૂપ, યૌવન, વિદ્યા અને બળ આદિ વિભાવોથી ગર્વ ઉત્પન્ન થાય છે, તેને ઇર્ષા, અવજ્ઞા, ધસારો, ઉત્તર ન આપવો, વારંવાર શરીર જોવું, વિલાસ, મિથ્યા હસવું, કઠોર બોલવું, ગુરૂઆજ્ઞાનું ઉલ્લંઘન કરવું અથવા તિરસ્કાર કરવો વિગેરે અનુભાવોથી બતાવવો.

વિદ્યા, રૂપ, ઐશ્વર્ય અથવા ધન મળવાથી ગર્વ થાય છે, તે નીચ પ્રકૃતિમાં દૃષ્ટિ અને અંગના વારંવાર ફેરવવાથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—પોતાને વિષે સર્વથી અધિકપણાંની બુદ્ધિ અથવા સર્વને વિષે અધમપણાની બુદ્ધિ તે ગર્વ, તેમાં બળ, ઐશ્વર્ય, કુલીનતા તથા લાવણ્ય વિગેરે વિભાવ અને અવજ્ઞા, ભ્રકુટીવાળી દૃષ્ટિ, ચેષ્ટિત, હસિત

---

૧ હનુમાન.

તથા પોતાના પુરૂષાર્થનો પ્રકાશ કરવો ઇત્યાદિ અનુભાવ છે જેમ કે— પર-શુરામનાં વાકય—

"ધનાક્ષરી"

જલધિનું પાન જયારે [1]કુંભજ ઋષિએ કર્યું,
ત્યારે નિજ નાથના વિયોગથી ભૂલીને ભાન.
સુરનદી પોતાનું શરીર [2]ચન્દ્રશેખરના,
લોચન અનલ માંહિ હોમવા ધરે છે ધ્યાન,
ત્યાં તો તેજ સ્થાને વૈરિ રિપુનિ વનિતાઓના,
નેત્રરૂપ નીરજથી નીકળતા વેગવાન.
અશ્રુ જળના સમૂહે સિન્ધુઓ અનેક અન્ય,
પ્રગટ કર્યાં મેં મુનિરાજ આગળે મહાન.

અથવા

"ગીતિ"

જાઇ જુઇ ચમેલી, ગુલાબ ચંપક [3]બકુલ જગે જામી;
વૃથા વખાણુ કરાવે, મુજ તન [4]સુરભિ પ્રભાવને પામી.



## વિષાદ.

કાર્ય હાનિ અથવા દૈવી આપત્તિથી વિષાદ ઉત્પન્ન થાય છે, તેને સહાયતા ખોળવી, બહુ વિચાર કરવો, ઉત્સાહ ભંગ તથા વૈમનસ્ય વિગેરે અનુભાવોથીઉત્તમ અને મધ્ય પુરૂષમાં બતાવવો, અધમ પુરૂષોમાં તો ચોતરફ દોડાદોડ કરવી, અવલોકન કરવું, મુખ સુકાવું, હોઠ ચાટવા, સુવું, શ્વાસોશ્વાસ રાખવા અને ધ્યાનમાં બેસી રહેવું વિગેરેથી બતાવવો.

---

૧ અગસ્ત્ય ૨ શંકર ૩ બોલસરી ૪ સુગધ

કાર્ય હાનિ થવી, ચોરી માથે આવવી અથવા રાજ્ય દંડના ભયથી કે દૈવ ઇચ્છાથી અથવા મળેલ પદાર્થ ગુમ થવાથી વિષાદ થાય છે તે ઉત્તમ અને મધ્યમ પુરૂષોમાં વિવિધ ઉપાય અનુ તેની ચિન્તાવડે તથા અધમમાં નિદ્રા નિશ્વાસ અને ધ્યાનવડે બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—ઇષ્ટ વસ્તુનો સંશય અથવા અનિષ્ટ વસ્તુની જિજ્ઞાસા તે વિષાદ૦ ઇષ્ટપદથી જીવન, ધન, યશ, શરીર, પુત્ર અને કલત્ર વિગેરે કહેલા છે. તેમાં અપરાધ તથા ધન જવું વિભાવ છે અને અનુભાવ તો ઉત્તમને સહાયકો ગોતવા વિચાર કરવો. તથા અધમને વૈમનસ્ય, ધ્યાન, અર્થાત્ વિચારમાં પડી જવું દોડાદોડ કરવી, મુખશોષ નિદ્રા ન આવવી અને નિઃશ્વાસ મૂકવા ઇત્યાદિ જેમકે—

"મનહર"

પાછી વળી જો હું કરૂં ગૃહપ્રતિ ગમન તો,
આપેલું વચન સત્ય રૂપમાં ફળે નહિ.
દોડી જાઉં દૂર કદી બગીચામાં બાવરી હું,
તો એ ફરી માર્ગ મને શોધતાં મળે નહિ.
કદી વન અંતે જઈ આળસથી બેસી રહું,
વ્યર્થ સહુ જોતાં જુક્તિ ઉત્તમ જડે નહિ.
બરાબર મધ્ય પંથે આવતાં ઉગ્યો આ ચન્દ્ર,
કરવું હવે શું તેની [1]કલના પડે નહિ.

( અથવા )

" ગીતિ"

મોહન ભૂલ્યા મુજને, ધીર શકું નહિ જરા હવે ધારી;
વસન્ત ફૂલ્યો વનમાં, [2]કુહુકે કોયલ હામ જઉં હારી.

---

૧ ખબર સમજણ ૨ ટોકે.

# औत्सुक्य.

ઇષ્ટ જન વિયોગના અનુસ્મરણાદિ વિભાવોથી ઐાત્સુક્ય અર્થાત્ ઉત્સુકપણું ઉત્પન્ન થાય છે, તેનો અભિનય દીર્ઘ નિઃશ્વાસ, નીચું મુખ રાખી વિચાર કરવો, ચિન્તા, નિદ્રા, તન્દ્રા અને શરીરનું ગૌરવ વિગેરે અનુભવોથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—વખત જતો હોય તે સહન ન થાય અથવા સકલ ઇન્દ્રિયોનો એક વખતે ક્રિયારંભ તે ઐાત્સુક્ય. તેમાં પ્રિયનું સ્મરણ થવું વિગેરે વિભાવ અને તન્દ્રા, ગાત્રનું ગૌરવ પણું ઇત્યાદિ અનુભાવ છે. જેમકે—

"મનહર"

કોઇ કેલિકૌતુકના મનોરાજ્યથી વિતાવ્યો,
દિવસનો પ્હેલો પ્હોર સત્ય કહું સુન્દરિ !
ચંપક ને મલ્લિકાનાં કુસુમની માલિકાઓ,
ગુંથતાં વિતાવ્યો અન્ય પ્રહર ધૃતિ ધરી.
ત્રીજો પ્હોર ગાળ્યો તેમ કુંડલ કનકહાર,
કિંકિણી ને કંકણાદિ અલંકરણે કરી;
પરંતુ હવે આ છેલો પ્હોર પ્રાણ પ્યારાવિણ,
વિતાવી શકીશ કેવી રીતથી હરિ હરિ !

(અથવા)

"ગીતિ."

સજે વિભુષણ વસનો, પતિ મળવાની હ્રુદય હોંશ ધારી;
સહન કરી નથિ શકતી, પાછળ અધઘડિ રહેલ દિન પ્યારી.



# નિદ્રા.

દુર્બળતા, શ્રમ, ગ્લાનિ, મદ, આલસ્ય, ચિન્તા, અતિ આહાર અથવા સ્વભાવાદિ વિભાવોથી નિદ્રા ઉત્પન્ન થાય છે, તેને મુખગૌરવ, શરીર ફેરવવું, નેત્રો ઘેરાવાં, આળસ, બગાસાં, ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, ગાત્રોની શિથિલતા, નેત્ર બીડાવાં તથા બધાં કામનો પ્રમાદ વિગેરે અનુભાવોથી બતાવવી.

આળસથી, દુર્બળતાથી, ગ્લાનિથી, થાકથી, ચિન્તાથી, રાત્રીના જાગરણથી અથવા સ્વભાવથી પુરૂષને નિદ્રા થાય છે. તેને ચોતરફ શરીર ફેરવવું, નેત્ર બીડવાં, બગાસાં અથવા આળસવડે બતાવવી.

રસતરંગિણીકાર લખે છે કે--બીજી ઇંદ્રિયોનો ત્યાગ કરીને ત્વચા ઈંદ્રિયમાં જ્યારે મન રહે છે, ત્યારે નિદ્રા થાય છે, સુષુપ્તિનું કારણ નિદ્રા છે, માટે સુષુપ્તિ પહેલાંની જે અવસ્થા તે નિદ્રા, સ્વપ્નવહ નાડીમાં જ્યારે મન રહે છે, ત્યારે સ્વપ્નાદિનો સંભવ થાય છે, તેમાં સ્વભાવ, ચિન્તવન, આળસ તથા ગ્લાનિ ઇત્યાદિ વિભાવ અને પડખાભર થવું, નેત્ર તથા ભ્રકુટીનું ચલન, વિભ્રમ વચન અને સ્વપ્નાદિનું દર્શન એ અનુભાવ છે જેમકે--

"હરિગીત"

યમુના કિનારે ગમન કરતો મોર મુકુટ ધરી અને,
કંઇ સંકુચિત નયનો થકી સુણતો અમારાં વચનને;
વળી સ્નેહ ભરિત કટાક્ષ, ઢીલા ચરણવાળો, સ્મિત ભર્યો,
કોઈ [1]જલદનો [2]ખંડ મારા સ્વપ્નમાં નજરે પડયો.

(અથવા)

"ગીતિ."

અભિનવ અંગ પ્રસારી, સૂતી જોઇ શ્યામાને શ્યામે,
ઉઘડ્યાં [3]ઉરજ નિહાળી, દિલનો [4]વિક્રય કર્યો વિના દામે.

---

૧ મેઘ. ૨ ટુકડો ૩ સ્તન. ૪ વેચાણ

# अपस्मार.

દેવ, નાગ, યક્ષ, બ્રહ્મરાક્ષસ, ભૂત અથવા પિશાચાદિનો પ્રવેશ, તેમનું ઉચ્છિષ્ટ ભોજન (બલિભક્ષણુ), શૂન્ય સ્થાનમાં પ્રવેશ, દોષ, વૈષમ્ય કે ઘણો વખત અપવિત્ર રહેવાથી અપસ્માર ઉત્પન્ન થાય છે, તેનો અભિનય નેત્રાદિનું સ્ફુરણુ, કંપારો, નિઃશ્વાસ, દોડવું, પડવું, સ્વેદ, સ્તંભ, મોઢે ફીણુ આવવાં તથા જીભથી ચાટવું વિગેરે અનુભાવોથી બતાવવો.

ભૂત, પ્રેત કે પિશાચના ગ્રહણુથી, સ્મરથી, અપવિત્ર અથવા શૂન્ય ગૃહમાં જવાથી અને અપવિત્ર રહેવાથી અપસ્માર થાય છે, એકદમ જમીન ઉપર પડી જવું, કંપારો થવો, મોઢે ફીણુ આવવાં. સંજ્ઞા રહિત થવું અને પછી ઉઠવું ઈત્યાદિ તેનાં ચિન્હ છે.

રસનરંગિણીકાર લખે છે કે—ભૂતસંચાર વિગેરેથી ઉત્પન્ન થયેલો વેષ તે અપસ્માર, તેમાં અપવિત્રપણું, શુન્ય સ્થાનમાં રહેવું, ધાતુઓનું વિષમપણું ઉત્કટ દુઃખ તથા ભય વિગેરે વિભાવ અને કંપ, મુખમાં ફીણુ આવવાં, શ્વાસોચ્છ્વાસ ભરવાં, પૃથ્વી ઉપર પડી જવું, શરીરનું વળવું તથા જીહ્વાનું લોલન ઈત્યાદિ અનુભાવ છે.

જેમકે—

"હરિગીત."

શર ભાગ્યશાળી ભરતનું કપિવરતણે કર વાગતાં,
ગિરિદ્રોણુ પૃથ્વીપર પડયો જે વૃક્ષ એ ઉપર હતાં;
તે સર્વ તરૂનાં અંગ નિજ આધિન અપસ્મારે કર્યાં,
શાખારૂપી ભુજદંડ તેણે ધરણીપર ઉંધા ધર્યા.
વળિ ઓષ્ઠ નવપલ્લવરૂપી હરદમ સહુના હલી રહ્યા,
સ્ફુર્જિત થતી કળિઓરૂપી ફીણે વિરૂપ તન બની ગયો
ફરતા ભ્રમરના વૃન્દરૂપી વાળ પણુ છુટા થયા.

વાયુરૂપી નિઃશ્વાસ તન કંપાવવા લાગ્યો ત્યહાં.

(અથવા)

"ગીતિ."

બોલ બેહાલ વિલોકી, એક કહે આ થઇ છે ભયભીત;
એક કહે મૃગી લાગી, કોઇ ન પરખે લાગેલી પ્રીત.



## सुप्ति. (स्वप्न)

નિદ્રાથી સુપ્તિ ઉત્પન્ન થાય છે, તેને શ્વાસોચ્છ્વાસ, ગાત્રની શિથિલતા, આંખો વીંચવી, સર્વેન્દ્રિય સંમોહ તથા ઉંઘની પેઠે આચરણ કરવું વિગેરે અનુભાવોથી બતાવાય છે.

અધમ પુરૂષનું નિઃશ્વાસ, ઉચ્છ્વાસ, અક્ષિનિમીલન, સર્વેન્દ્રિય સંમોહ અને સ્વપ્નવડે સુપ્ત બતાવવું.

રસતરંગિણીકાર લખે છે કે—મૂર્છાનો અન્તર્ભાવ અપસ્મારમાં થઇ જાય છે, ત્વચા ઇન્દ્રિયનો પણ ત્યાગ કરીને મન જ્યારે પુરીતતિ નામની નાડીમાં રહે છે ત્યારે સુપ્તિ થાય છે, તેમાં સુઇ જવું એ વિભાવ અને નેત્રનું નિમીલન, મનનો પ્રલય અને શ્વાસોચ્છ્વાસ ઇત્યાદિ અનુભાવ છે.

જેમકે—

"મનહર"

શ્વાસોચ્છ્વાસ થકી જેના અધર ઉપાંત ભાગ,
ફરકી રહ્યા છે કરી અલગ [1]કસાલાને.
યમુના કિનારે કમનીય કેલિ કુંજ માંહિ,
નિદ્રાવશ નિરખી લલિત નન્દલાલાને.
ધીરે પાય ધરતી ને હસતી હૃદયમાંહે,

---

૧ કષ્ટ.

કોઇ ગોપી બોલાવતી અન્ય ગોપબાલાને,
કોઇ ચોરે કરમાંથી કનકનું કંકણને,
કોઇ કર્ણ આભરણ કોઇ કંઠમાલાને.

( અથવા )

"ગીતિ"

જૂઠી કેમ મનાયે, સાચી સર્વે સ્વપ્નતણી વાત;
રાત્રે હૃદય હરાયું, મળે ન પાછું થતાં ફરી પ્રાત.



## વિબોધ.

નિદ્રાથી જાગવું, આહારપરિણામ, સ્વપ્નની અંતે શબ્દ સાંભળવો તથા સ્પર્શ આદિ વિભાવોથી વિબોધ ઉત્પન્ન થાય છે, તેને બગાસાં ખાવાં, આંખો ચોળવી, અંગ ફેરવવું, ભુજાક્ષેપ અને અંગુલીમોટન (ટાચકા ફોડવા) ઇત્યાદિ અનુભાવોથી બતાવવો.

આહાર પચી જવાથી શબ્દ અથવા સ્પર્શથી ઉત્પન્ન થયેલ બોધ બગાસાં અથવા નેત્ર ચોળવાં વિગેરે અનુભાવોથી બતાવાય છે.

રસતરંગિણીકાર લખે છે કે—ઇન્દ્રિયોનો પ્રથમ પ્રકાશ તે વિબોધ તેમાં નિદ્રાનો નાશ એ વિભાવ અને અંગનું આકર્ષ, જૃમ્ભા, અક્ષિનું મર્દન તથા આંગળીઓ મરડવી ઇત્યાદિ અનુભાવ છે જેમ કે—

"સવૈયા એકત્રીશા"

[1]મુકુલિત નયનોવાળી કીર્તિ કુંવરીના કોકિલ કંઠ સમા,
મનહર સાંકેતિક સ્વરથી ઝટ જાગા ઉઠતા પોરસમાં.
આળસથી નિજ અંગ મરડતા મુરારિના સુખની સીમા,

---

૧ બીડાએલ

ચપળ ચક્ષુ[1] સરસિજ શુભ સહુનું કરો અહર્નિશ અવનીમાં.

(અથવા)

## ઘનાક્ષરી.

અર્ધ ખુલી કંચુકી, [2] કુરોજ ઉઘડેલાં અર્ધ,
ક્ષત નખના નવીન જાણે [3] દ્વિજરાજ બાળ.
અર્ધ છુટી [4] નીવી સંગ, અર્ધ ઉઘડેલાં અંગ,
અર્ધ જેવી જળતી અનંગ અગ્નિ કેરી જ્વાળ.
અર્ધ ઉઘડેલી આંખ, અર્ધ ઉઘડેલું દ્વાર,
અર્ધ ઉઘડેલું મુખ, અર્ધ વીંખાએલા વાળ.
જાગેલી પ્રભાતમાં જુએ છે જરા આમ તેમ,
અર્ધ ઉઘડેલી [5] પલકોથી રમણી રસાળ.

(અથવા)

## મનહર.

જાગી કોઇ જુવતી સખીને કહે સાંભળ તું,
આજે પરદેશ પ્રાણવલ્લભ સીધાવશે.
કોણ જાણે ક્યારે ફરી આવશે અરેરે બ્હેન!
દિન જુગ જેવા બની મુજને સતાવશે.
શૂલ સમ સાલવાનાં ફૂલ ચમુનાનાં સખી!
ખાનપાન કેમ ભલા કંથ વિના ભાવશે?
ચંદનનું ચૂર્ણ, પૂર્ણ ચન્દ્રનો પ્રકાશ હવે,
ઉષ્ણ બની આલી! મારા તનડાંને તાવશે.

(અથવા)

## સવૈયા.

વલ્લભ સંગ વિહાર કર્યા, સુખથી સજની! રજની પણ વીતી;
ભોર થતાં હરિ ભાગી ગયા, મુજ આંખમહીં અતિ ઊંઘ ભરી'તી;
જાગી ન જાદવનું મુખ જોયું, વિચાર કરી ઉરમાં ભરી ભીતિ;

---

૧ કમળ. ૨ સ્તન. ૩ ચન્દ્ર. ૪ નાડી. ૫ પાંપણો.

કંથ ગયા કુબજાની કને, સખી! શું કહું એ રસરાશિની રીતિ.

(અથવા)

### ગીતિ.

પ્રભાતમાં અનુરાગી, લાલ હૃદય લાગેલી બાલ ઉઠી;
મધુર નયન મૃગ જેવાં, છવાઈ વેણી છાતીપર છુટી.



## अमर्ष,

વિદ્યા, ઐશ્વર્ય, ધન અથવા અધિક બળવાળા પુરૂષે તિરસ્કાર કરવાથી અમર્ષ ઉત્પન્ન થાય છે. તેને શિરઃકંપન, પ્રસ્વેદ, નીચે મોંઢે વિચાર કરવો, નિશ્ચય ધ્યાન તથા ઉપાય ચિંતનાદિ અનુભાવોથી બતાવવો.

સભામાં વિદ્યા, ઐશ્વર્ય કે અધિક બળવાળા પુરૂષે તિરસ્કાર કરવાથી મનુષ્યને ઉત્સાહયુક્ત અમર્ષ ઉત્પન્ન થાય છે. તેને ઉત્સાહ, નિશ્ચય, અધોમુખે ચિન્વન, શિરઃકંપન અને પ્રસ્વેદવડે બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—પારકા અહંકારનું પ્રશમન કરવાની ઉત્કટ ઇચ્છા તે અમર્ષ. તેમાં અપમાન કરવું, ધમકી દેવી ઇત્યાદિ વિભાવ અને સ્વેદ, શિરઃકમ્પ તથા નેત્રનું લાલપણું આદિ અનુભાવ છે. જેમકે—

### હરિગીત.

આ સમય સ્વામી રામની આજ્ઞા વિના કંઈ ના બને,
નહિતર મંદોદરી મેઘનાદ અનીક સહ અસુરેશને;
બાંધી અમારા પુચ્છમૂલે વૈર સઘળું વાળીએ;
પાડી ઉપાડી ફેરવી ફરી પૃથ્વી ઉપર પછાડીએ.
અથવા અવધપતિ વિણ વધારે ચિત્ત જેનું વિકળ છે,
જેનાં નિરંતર પથ નિરીક્ષણ માંહિ ચક્ષુ ચપળ છે;
એ કલિત જનક કુમારીને લંકાસહિત અહીં લાવીએ,
રઘુનાથના પદ કમળમાં નિજ શીષ આવી નમાવીએ.

અથવા

"ગીતિ"

કંજતણો અંજનવિણુ, ગર્વ સર્વ આ લલના હરી લે છે;
ખંજનનો મદ ભંજન, કરવા અંજન આંખ મહીં દે છે.



## अवहित्थ

લાજ, ભય, ગૌરવ અને કપટાદિ વિભાવોથી અવહિત્થ ઉત્પન્ન થાય છે, તેને અન્યથા કથન, સામું નહિ જોવું, કથા ભંગ કરવો તથા કૃત્રિમ ધૈર્ય આદિ અનુભાવોથી બતાવવો. ધ્રષ્ટતા અને કપટાદિથી થએલ અવહિત્થને અવગણનાવડે બતાવાય છે.

રસતરંગિણીકાર લખે છે કે--આકાર અને વ્યવહારનું સારી રીતે ગોપન કરવું તે અવહિત્થ, તેમાં લજ્જા, ધ્રષ્ટતા, કુટિલતા અને ગૌરવ એ વિભાવ અને બીજી રીતે કરવું, બીજી રીતે જોવું તથા બીજી રીતે કહેવું એ અનુભાવ છે. જેમકે—

"હરિગીત"

ગૃહ તજિ વિભીષણ ત્યાં ગયા બાંધ્યો ઉદધિ પણ બળથકી,
પ્રિય નીતિવાળા રામ કંઇ કોપાયમાન થયા નકી;
માટે સિતા સોંપો સુહૃદયનાં વચન એ શ્રવણે ધરી,
હસી રાવણે જરી શુકગળે ધરી મુકતમાળ પ્રભા ભરી.

(અથવા)

"ગીતિ"

હરિને જોઇ હરખનાં, ઉભય ચક્ષુમાં અશ્રુ ગયાં આવી;
સખી પૂછતાં છુપાવે, ધુમ્રતણું [1]ધન બહાનું બતલાવી.

૧ સ્ત્રી.

# उग्रता.

ચોરીથી પકડાવું, રાજાનો ગુન્હો અને જુઠું બોલવું વિગેરે વિભાવોથી ઉગ્રતા ઉત્પન્ન થાય છે, તેને વધ, બંધન, તાડન અને તિરસ્કાર આદિ અનુભાવોથી બતાવવી:

રસતરંગિણીકાર લખે છે કે—ઉગ્રતા એટલે નિર્દયતા, તેમાં અપરાધ, દોષ કહી સંભળાવવા તથા ચૌર્ય આદિ વિભાવ અને ધિકકારવું, મારવું વિગેરે અનુભાવ છે. જેમકે—

પરશુરામ—(રામપ્રતિ)—"હરિગીત."

કોદંડ કર્યું ભુજ દંડનું રણમાં હજારો નૃપ હણી,
વળિ વૈરિવધુની વેણીકેશ વાળની દોરી વણી;
ભેદી કુઠારેં પ્રહારથી કરિદંતનાં શર મેં રચ્યાં,
જોવા નિશાન હવે નયન મુજ મહદ મદમાંહે મચ્યાં.

(અથવા]

"ગીતિ"

શું કહું સખી સલોણી, કામી જનોના દિલની નિર્દયતા,
દે વિપત્તિ તન બાળે, જાળે છે જગ જોતાં લાજ લતા.



# मति.

વિવિધ શાસ્ત્ર ચિન્તવન અને ઉહાપોહ આદિ વિભાવોથી મતિ ઉત્પન્ન થાય છે, તેને વેદ અને શાસ્ત્રોનું કથન, શિષ્યને ઉપદેશ તથા સંશય કાપવો વગેરે અનુભાવોથી બતાવવી.

રસતરંગિણીકાર લખે છે કે—યથાર્થ જ્ઞાન તે મતિ, તેમાં શાસ્ત્ર ચિન્તન આદિ વિભાવ અને શિષ્યને ઉપદેશ કરવો, ભ્રકુટીનો ઉત્ક્ષેપ કરવો, કર ચાલન તથા ચાતુર્ય આદિ અનુભાવ છે. જેમકે—

### મનહર.

લાટ દેશ કેરી લલનાઓતણા લોચન ને,
કુચ કલશોની યાદી અન્તરમાં આવે છે;
તરૂણીના બાહુ તટ તેમ તરૂ ચંદનના,
વર્ણનમાં મૂઢ કવિ વખત વિતાવે છે.
પણ મન જેનું પરોવાયું પરમેશ્વરમાં,
એવા પુરૂષોને નામ ભૂધરનું ભાવે છે;
વ્રજપતિ વાસુદેવ જનાર્દન જગ્તનાથ,
ઇત્યાદિ ઉચ્ચાર સદા મુખમાં સુહાવે છે.

અથવા

### " ગીતિ. "

જગમાં કુસંગ કેરો, જોતાં અવળો નિયમ જણાયે છે,
પેટ ખાય પરધનને, વૃથા બિચારી પીઠ પિટાયે છે.

ઉપદેશમાં ન્યાય, વિનય, વિવેક અને ઉપાલંભનો અન્તર્ભાવ થઇ જાય છે.

જેમકે—

### "સવૈયા"

સાવધ રે'વું સદા ખળથી. નિત દાન દયા દિલમાં ધરી દેવું;
શંકરના ચરણામ્બુજમાં ચિત, રાખી સદા સુખ ને દુખ સ્હેવું;
સુજ્ઞ જને નિજ કામ નિરંતર, સત્વર લોભ તજી કરી લેવું;
કારણ કે વિધિની કૃતિ તો, વિધિ હાથ, કર્યું વિધિએ દ્રઢ એવું.

ઉપાલંભ બે પ્રકારનો છે, એક પ્રણયાત્મક અને બીજો કોપાત્મક.

પ્રણયાત્મક ઉપાલંભ—

"હરિગીત"

[1]પાષાણુમાં [2]મૃદુતા અને જલધાર હોય કૃશાનુમાં,
અમૃત ઉરગના મુખ મહીં વળિ હોય હિમ કહિ ભાનુમાં;
જો હોય સમીરે સ્થૈર્ય તો ગણું સ્વપ્નની સાચી કથા,
માટે મહિપ સ્મર! ક્રોધથી શિદ મુજ ભણી દોડો વૃથા.

કોપાત્મક ઉપાલંભ—

"છપ્પય"

ભૂષણુ ભવપતિતણા, રજનીકર અમૃત રસથી;
શીતલ સહુને કરી, જગતમાં જામ્યો જશથી;
પણુ મારા તન માંહિ, તાપ તું ઉપજાવે છે;
છતાં બોલતાં મને, શરમ ઉરમાં આવે છે;
શ્રી વ્રજપતિના વદનનો, શ્રેષ્ઠ સખા કહેવાય છે;
તેથી તુજને શું કહું, પણુ આ અઘટિત થાય છે.



## વ્યાધિ.

વાત પિત્ત અને કફથી વ્યાધિ ઉત્પન્ન થાય છે, તેના જ્વર આદિ અનેક ભેદ છે. જ્વરના બે પ્રકાર છે. એક શીત જ્વર અને બીજો દાહજ્વર, તેમાં શીત જ્વર સર્વ અંગનું કંપવું, આસ્ય વિકુણન, મુખ શોષ, રોમાંચ, અશ્રુ અને પ્રલયાદિ ભાવોથી બતાવવો તથા દાહ જ્વર હાથ પગ તરછોડવા અનુલેપન, શીતાભિલાષ, પ્રલાપ આર્તશબ્દ વિગેરેથી બતાવવો. આ સિવાયના બીજા વ્યાધિઓ મુખ બગાડવું, શરીર સઝડ થવું, શબ્દ કરવો. આર્તશબ્દ અને ડંગારો વિગેરે અભિનયથી બતાવવો સંક્ષેપમાં સર્વ વ્યાધિનો અભિનય અંગશૈથિલ્ય, ગાત્ર વિક્ષેપ (અંગ ફેંકવાં) અને મુખ વિકુણનવડે બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—જ્વરાદિ વિકાર તે વ્યાધિ, તેમાં કુપિત

---

૧ પત્થર ૨ કોમળતા ૩ અગ્નિ ૪ ચન્દ્ર.

ધાતુ, ભય. કામ અને કલેશ આદિ વિભાવ તથા દશ પ્રકારના ઉપદ્રવો અનુ-
ભાવ છે જેમકે—

"મનહર"

મૃગસમ આંખવાળી અંગનાનો બાજુ બંધ,
પોતાનું અમુલ્ય કાન્તિમાન સ્થાન દાનમાં;
[1]મુદ્રિકાને દેવા કાજ જતો હોય નહિ જાણે ?
તેમ તરૂણીની ભુજા તજી જાય તાનમાં.
આથી હું અધિક હવે કહું શું તમોને કૃષ્ણ !
વેણી મિશે કાળી નાગ જુવતીની જાનમાં
લોચનના વારિરૂપ કાલિય તળાવતણી,
ભ્રાન્તિથી ભ્રમી રહ્યા છે જાહિર જહાનમાં.

[અથવા]

"ગીતિ."

પડી ક્યારની પરવશ, ખરે શરીરથી બની વામ [2]ક્ષામ,
અજબ થઇ આજારી, નહિ લ્યો ત્યાં ચંન્દ્રોદયનું નામ.



## ઉન્માદ.

ઇષ્ટજન વિયોગ, વિભવનાશ, અભિઘાત અને વાતાદિ દોષના પ્રકોપાદિ
થી ઉત્પન્ન થાયછે, તેને અકારણ હાસ્ય,અકારણ રૂદન, અત્યંત અસંબદ્ધ પ્રલા
પ, સુવું, બેસવું, ઉભા રહેવું, કારણ અને સમય વિના નૃત્ય ગીત અથવા પાઠ
કરવો, ધૂળ અથવા રાખ ચોળવી;તુટેલ માળાઓ ઘડાના કાંઠા તથા કોડીઓ
ના ઘરેણાની રમ્મત અથવા તેનો સ્પર્શ કરવો અને એવી બીજી પણ અવ્ય-
વસ્થિત ક્રિયાઓથી બતાવવો.

---

૧ વીંટી; ૨ દુર્બળ.

રસતરંગિણીકાર લખે છે કે—વિચાર વિનાનો જે આચાર તે ઉન્માદ અગમ્યાગમનમાં તેની અતિ વ્યાપ્તિ નથી, કારણ કે ' વિના વિચાર " એ પદ એને જુદું પાડે છે, અગમ્યાગમનમાં સુખ ઉદ્દેશ્ય છે અને તે અંશમાં વિચાર પણ છે.ક્રિયા સારી નથી એ જુદી વાત છે."અપ્રેક્ષ્યકારિતા તે ઉન્માદ એવું ઉન્માદનું લક્ષણ જે માને છે તે સ્થાને અગમ્યાગમન એ દૂષણ રૂપ છે. તેમાં પ્રિયનો વિયોગ તથા વિભવનો ભ્રંશ ઇત્યાદિ વિભાવ અને વૃથા વિલાપ કરવો, વૃથા હસવું અને વૃથા રોવું ઈત્યાદિ અનુભાવ છે જેમ કે—

"મનહર"

કનકલતા આ નથી કોઇપણ કન્તિવાળી,
કિન્તુ એજ મારી રાધા પ્રકાશી રહેલ છે.
પ્રશ્ન કર્યો છતાં કાંઈ બોલતી નથી આ એથી,
મારા ધારવામાં કાંતો મૂર્છિત થયેલ છે.
કરી એ સખેદ દૃઢ શ્રી હરિએ વારવાર,
ધીર તજી નયનથી વારિને વહેલ છે.
નાંખીને નિઃશાસો અંતે નટવરે નિજ કરે,
બાંહ્ય ગ્રહી "પ્યારી" એમ પ્રેમથી કહેલ છે.

અથવા.

" ગીતિ"

ક્ષણ રોતી ક્ષણ હસતી, ક્ષણમાં વદતી ક્ષણે મૌન ધરતી;
ક્ષીણ થતી ક્ષણક્ષણમાં આ શીં દશા એ ખબર નથી પડતી.



## મરણ.

વ્યાધિ અથવા વાગવાથી મરણ ઉત્પન્ન થાય છે તેમાં દોષ વૈષમ્ય, વ્રણ ફોડા, જ્વર અને અતિસાર આદિથી ઉત્પન્ન થાય તે વ્યાધિજન્ય અને સર્પ

દંશ, વિષપાન, વાઘ હાથી ઘોડા તથા રથ વિગેરે ઉપરથી પડતાં જે થાય. તે અભિઘાત જન્ય.

વ્યાધિ જન્ય મરણ શરીર શિથિળ કરવું, અંગની કોઇ પણ ચેષ્ટા ન કરવી. નેત્ર વીંચવા, હેડકી, શ્વાસ ઉપડવો, ચાકરી કરનાર સામું ન જોવું તથા અવ્યકત અક્ષર બોલવા વિગેરે અભિનયોથી બતાવવું.

અભિઘાતજન્ય મરણ શસ્ત્ર વાગવાથી એકદમ જમીન ઉપર પડવું, ધ્રુજવું તથા ફરકવું વિગેરે વિવિધ અભિનયોથી બતાવવું. તેમજ સર્પદંશથી અને વિષપાન કરવાથી વિવિધ વિષવેગ બતાવવા.

કૃશતા, કંપારો, દાહ, હેડકી, ફીણ, સ્કંધભંગ (ડોક ખડવી), જડતા અને મરણ એ આઠ વિષવેગ છે, તેમાં પ્રથમ વેગમાં કૃશતા, બીજામાં કંપારો, ત્રીજામાં દાહ, ચોથામાં હેડકી, પાંચમામાં ફીણ, છઠ્ઠામાં સ્કન્ધભંગ, સાતમામાં જડતા અને આઠમામાં મરણ બતાવવું.

વાઘ વિગેરે ફાડી ખાનારાં જનાવરોથી તથા હાથી ઘોડા અને રથથી પડી જતાં થયેલ મરણ શસ્ત્રક્ષત મરણની પેઠે ગાત્રમાં ક્ષત સહિત બનાવવું.

એ પ્રમાણે મરણમાં અનેક અવસ્થાન્તર થાય છે તેને પંડિતોએ યોગ્ય ભાવ અને ચેષ્ટા સહિત યોજવું.

રસતરંગિણીકાર લખે છે....પ્રાણનું નિષ્ક્રમણ તે નિધન (મરણ), તેમાં વિભાવ અને અનુભાવ સ્પષ્ટ છે–જેમકે—

"છપ્પય"

વળી ગયા પગ વળી, વીશ બાહુ વિખરાયા;  
રણમાં રગદોળાઇ, ક્રુર રાવણની કાયા;  
તેના મુખનો સ્પર્શ, ભાનુ કરી શકે ન કરથી;  
કેશપાશને અનિલ, અડી નથિ શકતો ડરથી;  
નિજનિજ ઘરમાં દેવપણ, શકથી મળિ શકતા નથી;  
એની વાત અન્યોન્યમાં, કોઇ કરી શકતા નથી,

અથવા

"ગીતિ"

શબ્દ સુણી સીતાનો, જાહિર લડિયો જટાયુ જોર ધરી;
પરલોકનો પ્રવાસી, થયો અંતમાં રામનું નામ સ્મરી

(અથવા)

વીશ ભુજા દશઆનન; કાપ્યાં રાવણુતણા રઘુરાયે;
જટાયુને નજરાણે, જાણે ગીધ ગગનમાં લઈ જાયે.



## त्रास.

વિદ્યુત, ઉલ્કા, વજ્રપાત, ગર્જના, મેઘ, ભયંકર પ્રાણી તથા પશુઓના શબ્દરૂપ વિભાવોથી ત્રાસ ઉત્પન્ન થાય છે, તેને અંગ સંકોચવું, કંપારો, સ્તંભ, રોમાંચ ગદ્‌ગદ્ વાણી તથા અનિમેષ નેત્ર (મટકું ન મારવું) વિગેરે અનુભાવોથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—મનનો વિક્ષોભતે ત્રાસ. તેમજ વિચારથી થયેલો મનનો ક્ષોભ તે ભય, આકસ્મિક મનનો ક્ષોભતે ત્રાસ. એ રીતે મનના ક્ષોભથીજ બન્નેનો એકત્વમાં સંગ્રહ થઈ શકે છે, તેમાં ઘોર શબ્દનું શ્રવણકરવું ઘોર પ્રાણીને જોવું ઈત્યાદિ વિભાવ અને સ્તંભ, સ્વેદ, રોમાંચ તથા ગાત્રોનું શિથિલપણું ઇત્યાદિ અનુભાવ છે જેમ કે—

"હરિગીત"

શ્રી રામના મુખ કમલથી, હરિ નામ શ્રવણ કરી અને,
[1]સુરપતિ તણી શંકા ધરી, મૈનાક અતિ કાયર મને;
પટથી લપેટી તન,સઁકોચી પક્ષ, મૌન મુખે ધરે;
કાદવ ભરેલા ઉદધિ કુહરે, ડૂબવા ઇચ્છા કરે.

---

૧ ઇન્દ્ર.

અથવા

"ગીતિ"

માખણ ચોરી માવા, શાને છુપવા જાઓ અન્ય ઘરમાં;
આવી છુપો અવિનાશી, અન્ધકારમય મારા અન્તરમાં



## वितर्क.

સંદેહ, વિચાર તથા અવિશ્વાસાદિ વિભાવોથી વિતર્ક ઉત્પન્ન થાય છે, તેને શિરઃકંપન તથા ભ્રુક્ષેપ આદિ અનુભાવોથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—વિચાર એટલે વિતર્ક, તેમાં વિપ્રતિપતિ, સંશય, સાધક, બાધક અને પ્રમાણની ઉદ્ભાવના એ વિભાવ તથા શિરઃકંપ, ભ્રૂચાલન ઈત્યાદિ અનુભાવ છે જેમ કે—

"ગીતિ"

ષટ્ પદ આ બેઠેલો, અધ પાકેલા આમ્ર ફળે શું છે?
કે તમ રહ્યું લઘુ તન બની, કે દાઢી ઉપરે છુંદણું છે?

આ વિતર્ક ચાર પ્રકારનો છે. ૧ વિચારાત્મા ૨ સંશયાત્મા ૩ અનધ્યવસાયાત્મા ૪ વિપ્રતિપત્યાત્મા

વિચારાત્મા—

"મનહર"

કાલિન્દીમાં લોટનાર [૧]કમઠનીપીઠ જેવું,
ચાપ ચન્દ્રમોલિનું આ કઠિન અપાર છે.
અવનીના અલંકાર અવધપતિનાં અંગ,
સુંદર મૃલાલ બાલ જેવું સુકુમાર છે.
દોષને ઉઘાડવામાં નિપુણ છે દુષ્ટ જન,

૧ કાચબો

મંડળ મહીપતિનું મ્હોટું મળનાર છે.
તેથી હવે માત્ર ભવ્ય ભૂમીતણો [1]ભાસ્કર આ,
કોઇપણ રીતે મારૂં શ્રેય કરનાર છે.

સંશયાત્મા

"હરીગિત"

રેખા કરી શું આ સ્મરે, સૌન્દર્યની હદ્દ સૂચવવા;
ઉંચી કરી ગ્રીવા શું લાવણ્યે ત્રિલોકી નિરખવા;
શું ખીલી મંજરી નયનના આનંદ તરૂની નિર્મલી,
કે આ સ્વતઃ સુંદર લસે રાધાતણી રોમાવલી

અનધ્યવસયાત્મા

"સવૈયા એકત્રીશા"

ખંજન પક્ષીને ખેલાવતી, કનક વલ્લરી અમિત ઉદાર;
યમુનાના જલમાં આનંદે, કરી રહી આ કોણ વિહાર;
કયો કલાનિધિ શરદ પુનમનો, પામે છે આ ઉદય અહો;
તેના પર વળિ તિમિરતણો આ. વિવર્ત શું છે કહો કહો!

વિપ્રતિ પત્યાત્મા—

"મનહર"

વિધુની કળાઓ જેમાં વિલસી રહી છે ઘણી,
એવી આ ન હોય વૃષભાનુ તણી કુંવરી.
જો એ હોય રાધિકા તો તન સુકુમાર તેનું,
સહન કરી શકે ન તાપ રવિનો જરી.
ખંજરીટ [3]ખગને આ ધારણ કરી રહી છે,
એથી થયું સિદ્ધ નથી કનકની મંજરી.
તો પછી આ સ્મરમદે આળસ ભરેલી કોણ,
વિકસી રહી છે કહો વાત મુજને ખરી.

---

૧ સૂર્ય ૨ સમૂહ ૩ પક્ષી

દશ પ્રકારની અવસ્થામાં અભિલાપ ગુણ, કથન અને પ્રલાપ એને સંચારી ભાવમાં ગણ્યા નથી, તે શું એ ત્રણે સ્વતંત્ર છે? ના, ઔત્સુક્યમાં અભિલાષનો, વર્ણનાત્મક સ્મૃતિમાં ગુણ કથનનો અને ઉન્માદમાં પ્રલાપનો અન્તર્ભાવ થઈ જાય છે, અહીં એમ ભાસે છે કે "છલ" એ અધિક સંચારી ભાવ છે.

ગુપ્ત રીતે ક્રિયાનું સંપાદન કરવું તે છલ, તેમાં અવમાન, પ્રતિપ અને કુચેષ્ટા આદિ વિભાવ તથા વક્રોક્તિ, તાકીને જોઇ રહેવું, અને પ્રકૃતિને છુપાવવી ઈત્યાદિ અનુભાવ છે. જેમકે—

સ્રંગાર છલ—

"મનહર"

પોતાના પતિને જોઇ આવતા [૨]પ્રત્યુદ્દગમેથી,
ભામાએ ભુલાવ્યું બેસવાનું એક આસને.
પાનપટ્ટી આપવાના કપટથી કામિનીએ,
નષ્ટ કરી વેગવાળી આલિંગન આશને.
સ્વામી સાથ બોલવાનો સમય ન લીધો સ્ત્રીએ,
કામકાજ કેરા પરિજનપર શાસને.
કાન્તને આ રીતે ઉપચાર કરવામાં [૩]દક્ષ,
દારાએ કૃતાર્થ કર્યો કોપના [૪]હુતાશને.

(અથવા)

"છપય"

સાંકેતિક વનમાંહિ, પ્રેમથી પ્રવેશ કરતાં,
કૌતુક જોવા કાજ, પરસ્પર પર દ્રગ ઠરતાં;
થતાં ભાન અન્યનું, એક બીજાથી ડરતાં;
શરીરને સંકોચી યુગલ ધીરે પગ ધરતાં;

---

૨ પ્રત્યુદ્ગમ—સામે જવું. ૩ ચતુર, ૪ અગ્નિ.

ઢાંકી રહ્યા નવપલ્લવે, તન ઉપવન તરૂ ઝુંડમાં;
રાધા કૃષ્ણુની [1]ઉદગ્રીવા, કરો સહુનુ શુભ જગતમાં.

-- સંગ્રામ છલ—

"છપય"

બાંધી એક જલધિને, મહા મ્હેનતથી જ્યારે;
લંકા નગરી નિકટ, રામજી આવ્યા ત્યારે;
બીજા સાત સમુદ્ર, રાવણે લંકા ફરતા;
માયા બળથી કર્યા, પ્રગટ દુસ્તર દ્રગ પડતા;
એ નિહાળી દશરથ સુતે, પવન પુત્રના મુખ ભણી;
ખેદ સહિત [2]અઘથી રહિત, પ્રેરી દૃષ્ટિ પોતા તણી.

આલસ્ય ઉગ્રતા અને જુગુપ્સા એ ત્રણ સૃંગાર સંભોગણું વર્જ્ય છે, વિપ્રલંભ સૃંગારમાં આલસ્ય, ગ્લાનિ, નિર્વેદ, શ્રમ, શંકા, નિદ્રા, ઔત્સુક્ય, અપસ્માર, સુપ્તિ, વિબોધ, ઉન્માદ, જાડ્ય અને અસૂયા, હાસ્ય રસમાં અવહિત્થ, આલસ્ય, સુપ્ત, નિદ્રા, અને પ્રબોધ, કરૂણમાં મોહ, નિર્વેદ દૈન્ય, જાડ્ય, વિષાદ, ભ્રમ, અપસ્માર, ઉન્માદ, વ્યથા, આલસ્ય, સ્મૃતિ, સ્તંભ, સ્વરભેદ, અને અશ્રુ, રૌદ્ર રસમાં ઉત્સાહ, સ્મૃતિ, ખેદ, આવેગ, અમર્ષ, રોમાંચ, ચપલતા, ઉગ્રતા, સ્વરભેદ અને કંપ, વીર રસમાં ઉત્સાહ, ધૃતિ, મતિ, ગર્વ, આવેગ, અમર્ષ, ઉગ્રતા અને રોમાંચ, ભયાનક રસમાં સ્તંભ, સ્વેદ, ગદગદતા, રોમાંચ, વૈવર્ણ્ય, શંકા, મોહ, આવેગ, દૈન્ય, ચપલતા, ત્રાસ, અપસ્માર, પ્રલય, અને મૂર્છા, બિભત્સમાં અપસ્માર, મોહ આવેગ અને વૈવર્ણ્ય તથા અદભુત રસમાં સ્તંભ, સ્વેદ, ગદગદતા, અશ્રુ, રોમાંચ, વિભ્રમ અને વિસ્મય એ સંચારી છે, એ સિવાયના બીજા જે ભાવો જે જે રસને અનુકૂળ આવતા હોય તે પોતાની મેળે સમજી લેવા. કેટલેક ઠેકાણે સ્થાયી હોય તે પણ સંચારી થાય છે, જેમકે—શ્રૃંગારમાં હાસ, શાન્ત કરૂણ અને હાસ્ય રસમાં રતિ, કરૂણ અને સૃંગાર રસમાં ભય તથા શોક. વીર રસમાં ક્રોધ, ભયાનકમાં જુગુપ્સા અને સર્વ રસોમાં ઊત્સાહ તથા વિસ્મય સંચારી ભાવ થાય છે.



---

૧ ઉચી ડોક, ૨ પાપ.

# सात्विक भाव.

શું બીજા ભાવો સત્વવડે નથી, બતાવાતા કે સ્તંભાદિજ સાત્વિક કહેવાય છે ? અહીં "સત્વ" એ મનથી ઉત્પન્ન થાય છે, અને તેમાં પણ એ મન જ્યારે સ્થિર હોય ત્યારેજ થાય છે. મન સ્થિર હોવાથી તત્કાળ આનંદ ઉપજે છે, અને એ આનંદ રોમાંચ અથવા અશ્રુ આદિથી અન્યને જણાય છે, તે આનંદ મન અન્ય સ્થાને હોય તો થઇ શકતો નથી, અથવા કરી શકતો નથી.

નાટક એ લોક સ્વભાવનું અનુકરણ છે, માટે તેમાં સત્વ અવશ્ય હોવું જોઈએ, કારણ કે નાટ્ય ધર્મવડે પ્રવૃત્ત થયેલા સુખ દુઃખ કૃત ભાવો એવા અંતઃકરણ શુદ્ધ ( ચોખી રીતે ) કરવા કે જેવા લોકમાં થાય છે, નહિ તો રૂદનરૂપ દુઃખ દુઃખવિનાના માણસે કેવી રીતે બતાવી શકાય ? અને જેમાં હર્ષ થાય છે. એવું સુખ દુઃખી અંતઃકરણવાળાએ શી રીતે બતાવી શકાય ? નજ બતાવી શકાય. માટે આ નાટ્ય શાસ્ત્રમાં સત્વ તેનેજ કહે છે કે, જેથી દુઃખી જનને અશ્રુ અને સુખી માણસને રોમાંચાદિ થાય, એ સત્વથી ઉત્પન્ન થતા ભાવોને સાત્વિકભાવ કહે છે.

રસતરંગિણીકાર લખે છે કે-સ્તંભ, સ્વેદ, રોમાંચ, સ્વરભંગ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુ અને પ્રલય એ આઠ સાત્વિક ભાવ છે. કોઇ કહે કે એ સાત્વિક શા માટે સંચારી કેમ નહીં ? કેમકે એ પણ સઘળા રસોમાં સાધારણ છે, તો તે સ્થાને કેટલાએક એમ કહે છે કે, પરને થતા દુઃખની ભાવનામાં અત્યંત અનુકુળપણું તે સત્વ અને તે સત્વથી ધારણ કરાએલા ભાવ તે સાત્વિકભાવ એવા અર્થથી સંચારીપણાનો અનાદર કરીને સાત્વિકપણાનો વ્યપદેશ પ્રાપ્ત થાય છે. પરને થતા દુઃખની ભાવનામાં ઉપર લખેલા આઠ સ્તંભાદિ ઉત્પન્ન થાય છે, એવો અનુકુળ શબ્દાર્થ છે. એટલા માટેજ સાત્વિકપણું છે, એમ કહેવાતું નથી, કારણ કે નિર્વેદાદિની પણ પરને થતા દુઃખની ભાવનામાં ઉત્પત્તિ થાય છે, અમને તો આ ઠેકાણે એવો અર્થ ભાસે છે કે, "સત્વ" શબ્દ પ્રાણી વાચક છે. માટે સત્વ એટલે જીવતું શરીર અને તેના ધર્મ તે સાત્વિક, એવીજ

રીતે શરીરના ભાવ જે સ્તંભાદિ તે સાત્વિકભાવ એમ કહેવાય છે;સ્થાયી અને સંચારી ભાવ આંતર અર્થાત્ મનના ભાવ છે, શારીર ધર્મ નથી.



## સ્તંભ.

હર્ષ, ભય, શોક, વિસ્મય, ખેદ, રોગ અને પરવશ થવાથી સ્તંભ થાય છે, તેને ચેષ્ટા રહિત થવું, ધ્રુજવું નહિ શૂન્ય જડની પેઠે ઉભા રહેવું તથા સંજ્ઞા રહિત થવું ઈત્યાદિથી બતાવવો.

રસ તરંગિણીકાર લખે છે કે —શરીર ધર્મ છતાં મતિનો જે રોધ થાય તે સ્તંભ કહેવાય છે. નિદ્રા અપસ્માર વિગેરેમાં તેની અતિ વ્યાપ્તિ થતી નથી, કારણ કે તેઓને શરીર ધર્મ એ પદવડે જુદા પાડેલા છે, જ્યાં પ્રલય ભાવ આવે છે ત્યાં વિસ્મય અને ક્રોધ હોય છે.

સ્તંભનું ઉદાહરણ જેમ કે—

"મનહર"

[૧]શ્રોણી અતિ સ્થૂલ તેમ દેહ અતિ દુર્બળ છે,  
[૨]અદ્રિ સમ ઉન્નત [૩]ઉરોજ ભાર ભરે છે.  
ગૃહપ્રતિ ગમન કરી શકું હું કેમ માત!  
એવી ઉદ્ભાવનાથી ધીરે પાય ધરે છે.  
કદંબના કુંજ માંહિ કરે છે પ્રવેશ ત્યાં તો,  
પ્રભુ સામે શ્રેષ્ટ [૪]પક્ષ્મવાળાં દ્રગ ઠરે છે.  
મંદ હાસ્યવાળા વનમાળીને વિલોકી રાધા,  
પોતાને થયેલ સ્તંભ [૫]તિરોહિત કરે છે.

---

૧ નિતંબ ૨ પર્વત ૩ સ્તન ૪ પાંપણ ૫ છુપાવવું.

(અથવા)

"ગીતિ"

થકિત થઇ પતિ પેખી, સખીએ પુછયું આમ કેમ અટકે ?
શી રીતે સખી ચાલું, રંગ ભારથી પગ ઉંપડી ન શકે.



## સ્વેદ.

ક્રોધ, ભય, હર્ષ, લજ્જા, દુઃખ, શ્રમ, રોગ, તાપ, ઘાત, વ્યાયામ (કસરત) ગ્લાનિ, સંપીડન અને ઘામ વળવાથી સ્વેદ થાય છે, તેને વીજણો ગ્રહણ કરવો, પસીનો લૂવો અથવા પવનની ઇચ્છા કરવી વિગેરે અનુભાવોથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—શરીરના રૂવાડાંમાંથી પાણી નિકળે તે સ્વેદ. મનનો તાપ, હર્ષ, લજ્જા, ક્રોધ, ભય, શ્રમ, પીડા, આઘાત અને મૂર્છા વિગેરે તેના અનુભાવ છે.

જેમકે—

"ગીતિ"

સુન્દરિ! તારા સ્તનના, પ્રાન્ત ભાગ પર સ્વેદ બિન્દુ છાજે;
જાણે કુસુમની વૃષ્ટિ, કરી હોય નહિ [1]મનસિજ મહારાજે.

અથવા

સ્વેદબિન્દુ સુમુખીના, મુખથી કુચપર પડે પ્રભા ધારી;
[2]મયંક મુક્તાક્ષત લઈ, જાણે પૂજે ત્વરાથી [3]ત્રિપુરારિ.



૧. કામદેવ, ૨. ચન્દ્ર, ૩. શંકર,

## रोमांच.

સ્પર્શ, ભય, ટાઢ, ક્રોધ, અને રોગથી રોમાંચ થાય છે, તેને કંટકિત શરીર થવું, મુખ પ્રફુલ્લિત થવું અથવા ગાત્ર સ્પર્શ કરવો ઇત્યાદિથી બતાવાયછે.

રસતરંગિણીકાર લખે છે કે—વિકારથી રૂવાડાં ઉભાં થાય તે રોમાંચ. શીત, આલિંગન, હર્ષ, ભય અને ક્રોધ આદિ તેના વિભાવ છે. જેમકે—

"શિખરિણી"

નિહાળીને [1]આલી, મુકુલિત કળી આમ્રકુલની ;
ઉડ્યા ગુંજી જેમાં, મધુકર[2] મહા ક્રોધિત બની;
મનોહારી એવા, ઉપવનમહીં સસ્મિત ફરી;
ફરે છે શા માટે, પુલકિત કપોલસ્થલ હરિ.

અથવા

"ગીતિ"

સલોમ શરીરે ન્હાતી, [3]નીકી લાગે નિહાળતાં નેત્રે;
ઉગ્યા અંકુર જાણે, સ્નેહતણા શુભ સુવર્ણને ક્ષેત્રે.

## स्वरभेद. ( स्वरभंग )

ગદ્ગદ કંઠ આદિથી સ્વર ભંગ થાય છે, તેને ભિન્ન અને ગદ્ગદ કંઠથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—ગદ્ગદ પણાના પ્રયોજક રૂપ થયેલું જે સ્વરના સ્વભાવનું વિલક્ષણ પણું તે સ્વરભંગ. ક્રોધ, ભય, હર્ષ અને મદ તેના વિભાવ છે. જેમકે—

૧. સખી, ૨. ભ્રમર, ૩. સુંદર.

"ગીતિ"

કાંઇ કથન કરીશ તો, કોપજન્ય સ્વરભંગ પ્રગટ થાશે,.
અબોલ બની ઉભાં છે, [1]કીર્તિસુતા એ કારણ પતિ પાસે .

(અથવા)

અરધા અરધા અક્ષર વલ્લભ ! આપ વદો છો આ રીતે;
હું જાણું કરી આવ્યા, અન્ય સંગ મદ પાન પૂર્ણ પ્રીતે.

## વેપથુ (કંપ)

શીત, ભય, હર્ષ, રોષ, સ્પર્શ, વૃદ્ધાવસ્થા અને રોગથી કંપ થાય છે, તેને કંપવું, ફરકવું અથવા ધ્રુજવું ઇત્યાદિથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—ભાવપણું છતાં જે શરીર ફરકે તે વેપથુ (કંપ) "ભાવપણું છતાં" એ વિશેષણનું ગ્રહણ કરવાથી શુભાશુભ ભવિષ્ય સૂચવનારા ભુજા વિગેરેના ફરકવામાં તેની અતિ વ્યાપ્તિ થતી નથી, આલિંગન, હર્ષ અને ભય વિગેરે તેના અનુભાવ છે જેમ કે—

"છપ્પય"

સાચે સાચી વાત, કહી દે પ્રિય સખિ મારી;
મુજ ઉરોજનિ માળ, કારણે આજ મુરારિ;
ચારૂ ચંપકતણાં, પુષ્પ વીણે છે વ્હાલે;
અટકયા ઉપવન માંહિ, જણું હું વિરહની જવાલે;
કુસુમ તોડતાં કૃષ્ણનો, કર અતિ કંપિત થાય છે;
મારી સ્મૃતિ આ સમયમાં, [2]શોક મારી સમજાય છે.

અથવા

---

૧ રાધા ૨ સપત્ની

"ગીતિ"

ફરકે અધર સુરંગિત, કંપે કર વળિ ઉર થર થર થાયે;
[1]પીકલીક પામેલી, પાંપણ પણ પતિ! કંપિત દેખાયે.

## વૈવર્ણ્ય.

શીત, ક્રોધ, ભય, શ્રમ, રોગ ગ્લાનિ અને તાપથી વૈવર્ણ્ય થાય છે. તેને મુખ અને આકૃતિ ફરી જવી.તથા નાડી દાબવી ઇત્યાદિથી બતાવાય છે.અને તે શરીર ઉપરજ રહે છે.

રસતરંગિણીકાર લખે છે કે—વિકારથી થતો સ્વાભાવિક વર્ણનો ફેરફાર તે વૈવર્ણ્ય. મોહ,ભય,ક્રોધ,શીત,તાપ, અને શ્રમ તેના વિભાવ છે જેમકે—

ગીતિ.

જ્યારે [2]કુકુટ બોલે, આલિંગિત દંપતિનાં મુખ ત્યારે
દબાયેલ રવિકિરણે, કાન્તિ કલાનિધિતણી ત્વરિત ધારે.

અથવા

કહીં નથિ શકતી કાંઇ [3]અકથ કથા નિજ લલના લાજવતી;
નિશા નિકટ આવે જયમ, તેમ તેમ જાયે પીળી પડતી.

## અશ્રુ.

આનંદ, ક્રોધ, ધુમાડો, અંજન, બગાસાં, ભય, શોક, એક દૃષ્ટિએ જોવું ટાઢ, અને રોગથી અશ્રુ ઉત્પન્ન થાય છે તેને નેત્ર ચોળવાં તથા અશ્રુ લાવવા વડે બતાવાય છે.

રસતરંગિણીકાર લખે છે કે-વિકારથી થયેલું નેત્રજળ તે અશ્રુ. હર્ષ, ક્રોધ, ધુમાડો, ભય, શોક, બગાસું, શીત અને અનિમેષ જોવું વિગેરે તેના વિભાવ છે જેમકે—

૧. તાંબુલનો ડાઘો, ૨ કુકડો, ૩ ન કહેવાય એવી.

"માલિની"

તજ તજ મન મારા, ધૈર્યથી દુઃખ ધારા;
નિરખ નિકટ આવ્યા, દેવકીના દુલારા,
૧વિપુલ નયનવાળી, રાધિકા એમ કે, છે;
નયનથીં ઉરમાથે, અશ્રુ વ્યાપી રહે છે.

( અથવા )

"ગીતિ"

નિકળીં, અશ્રુ નયનોથી, પડે આવીંને મનહર કુચ માથે,
શંભુ શીશપર જાણે, મત્સ્ય ચડાવે મુક્તા મુદ સાથે.

---

# प्रलय.

સ્વરભેદ, ભય, હર્ષ, ક્રોધ, જરા ( વૃદ્ધાવસ્થા ) રોગ, મદ, શ્રમ, મૂર્છા, નિદ્રા, અભિઘાત, અને મોહ આદિથીં પ્રલય થાય છે, તેને ચેષ્ટા રહિત અને કંપરહિત જડાકૃતિ માણસે જમીન ઉપર પડવાથી બતાવવો.

રસતરંગિણીકાર લખે છે કે—શરીરનું સબંધપણું છતાં જે ચેષ્ટાનો નિરોધ તે પ્રલય "શરીરનું સંબંધપણું છતાં" એ વિશેષણથી નિદ્રા વિગેરે-માં તેની અતિવ્યાપ્તિ થતી નથી. સ્તંભાદિ જે શરીર ધર્મ છે, તેની સાથે આ પણ કહેલ છે. જેથી પ્રલય શારીર ધર્મ છે; ચેષ્ટા પદથી આંહીં શરીરની ચેષ્ટા-જ માનેલ છે, મનનું તો કર્મ સંભવે છે. પરંતુ ચેષ્ટા સંભવતી નથી, એટલા માટેજ "ચેષ્ટાનો આશ્રય તે શરીર" એવું શરીરનું શાસ્ત્રિય લક્ષણ છે.

પ્રીતિ ઉત્કંઠા વિગેરે પ્રલયના વિભાવ છે જેમકે—

---

૧ વિસ્તારયુક્ત.

"છપ્પય"

કૃષ્ણતણું રસ રૂપ, રૂપ નિરખી રાધાએ;
નિજ મુખ નાંહિ નમાવ્યું, કર્યો શિર કંપ ન કાંયે;
શરીર ફેરવ્યું નહીં, સંભાળ્યું નહી શિથિલ પટ;
ન વદિ નિષેધાક્ષરો, કર્યાં નહિ લાલ નયન તટ;
કેવળ ક્રીડા કારણે, દીન બનેલું દિલ મહા;
જોડયું શ્રી જદુનાથના, આનનની સાથે અહા.

અથવા

"ગીતિ"

મારગ જાતાં મારી, ચક્ષુ ચોટ આપે ગિરિવરધારી;
વિકળ બની એ વનમાં, શુધ શરીરની ભૂલી નવ નારી.

---

## જૃમ્ભા.

જૃમ્ભા એ નવમો સાત્વિક ભાવ હોય એમ ભાસે છે જેમ કે--

"હરિગીત"

મુખકંજ કંઈક ઉઘાડતી, કમનીય કુચ ઉપસાવતી;
સંકોચતી પાંપણ જરા, અનુપમ છબીને છાવતી;
કરતી વહન પ્રસ્વેદ ગંડસ્થળ વિષે મનભાવતી;
વળિ વસ્ત્ર સરતાં કંઇક ઉંચી નાભિ સરસ [1] સુહાવતી
[2] વર અંગુલીના અગ્રથી કર બેઉનું મંડલ કરી,
ફરિ ભ્રૂલતા ફરકાવતી, ત્રિકભાગને ત્રાંસો ધરી;
[3]ઉકલે ત્રુટિત કંચુકીથી ભુજાના મૂળ દ્રગ દેખાય છે;
એવી રીતે ખૂબી ભરી બાલા બગાસું ખાય છે.

ઇત્યાદિમાં અને શૃંગાર તિલક વિગેરેમાં તેનું સમાનાધિકરણપણું

---

૧ શોભતી ૨ શ્રેષ્ટ ૩ સુંદર

જોવામાં આવે છે, ત્યારે સાત્વિક ભાવનો અનુભાવ એમ વિપરીતજ શું ન થાય? ના, એમ ન કહેવું કારણકે અનુભાવપણું છતાં પણ ભાવપણામાં વિરોધ આવતો નથી, પુલકાવળિ વિગેરેનું પણ તેવુંજ જોવામાં આવે છે અને અંગનું આકર્ષણ નેત્રનું મર્દન ઇત્યાદિમાં કાંઇપણ ભાવપણું આવતું નથી. કેમકે તેમાં ભાવનું લક્ષણ નથી. " રસને અનુકુળ જે વિકાર તે ભાવ " એવું ભાવનું લક્ષણ છે, કાંદબરી વિગેરેમાં મહાશ્વેતાદિને થએલા સાત્વિક ભાવનું વર્ણન તેજ લખેલું છે. અંગ ખેંચાવાં વિગેરે કાંઇ વિકાર નથી. એ તો શરીર ચેષ્ટાઓ છે, અને તે પ્રત્યક્ષ સિદ્ધ છે. શરીરનું આકર્ષણ કરવું કે, અક્ષિનું મર્દન કરવું વિગેરે પુરૂષોની ઇચ્છાને લીધે કરાય છે, અને તજાય છે, જૃમ્ભા તો વિકારથીજ થાય છે, વિકાર નિવૃત્તિ થાય તો તેની પણ નિવૃત્તિ થાય છે. જેમકે—

" आधाय मानं रहसि स्थितायाः संभाव्य जृम्भामचलात्मजायाः ।
चुटत्कृति स्मेरमुखो महेशः करा ङ्गुलीभिः कलयांचकार " ॥

માનને ધારણ કરીને એકાન્તમાં બેઠેલાં પાર્વતીને બગાસું આવવાની સંભાવના કરીને મંદમંદ હાસ્ય કરતા મહાદેવ પોતાના હાથની અંગુલીઓથી ચુટકી વગાડવા લાગ્યા.

---

## भाव योजना.

ઉપર મુજબ યથા યોગ્ય ત્રણ અવસ્થાવાળા ઓગણ પચાશ ભાવોમાંથી શૃંગારમાં ગ્લાનિ, શંકા, અસૂયા, શ્રમ, ચપળતા, સુપ્ત, નિદ્રા, અને અવહિત્થ, હાસ્યમાં. ગ્લાનિ, શંકા, અસૂયા, શ્રમ, ચપળતા, સુપ્ત, નિદ્રા અને અવહિત્થ કરૂણમાં. નિર્વેદ, ચિંતા, દૈન્ય, ગ્લાનિ, અશ્ર જડતા, મરણ વ્યાધિ. વીરમાં. અસંમોહ, ઉત્સાહ, આવેગ, હર્ષ, મતિ, ઉગ્રતા, અમર્ષ, રોમાંચ પ્રતિબોધ, ક્રોધ, ઈર્ષા, ધૃતિ, ગર્વ અને વિતર્ક, રૌદ્રમાં. ગર્વ, અસૂયા, ઉત્સાહ, આવેગ, મદ, ક્રોધ, ચપળતા, હર્ષ અને ઉગ્રતા ભયાનકમાં, સ્વેદ, કંપારો, રો

માંચ, ગદ્ગદ્ કંઠ, ત્રાસ, મરણ અને વૈવર્ણ્ય, બિભત્સમાં. અપસ્માર, ઉન્માદ. મૃત્યુ, વ્યાધિ અને ભય. તથા અદ્ભુત રસમાં સ્તંભ, સ્વેદ, મોહ, રોમાંચ વિસ્મય, આવેગ, જડતા, હર્ષ અને મૂર્છા યોજવા યોગ્ય છે.

આળસ્ય અને ઉગ્ર જુગુપ્સા સિવાય સર્વ ભાવો પોતાની સંજ્ઞાવડે શૃંગાર રસને પ્રગટ કરે છે.

વિવિધ ભાવોને આશ્રય કરનારા સાત્વિક ભાવો નાટ્ય યોજનારાઓએ ઉપર મુજબ સર્વ રસોમાં સમજી લેવા.

કોઇ પણ કાવ્ય એક રસવાળુ પ્રયોતુંજા નથી. તેજ પ્રમાણે ભાવ, રસ પ્રવૃત્તિ અથવા વૃત્તિને પણ જાણુવા.

કાવ્યોમાં વિવિધ અને ભાવો યુકત સ્થાત્વિયભાવો, સંચારીભાવો અને રસો વિવિધ પ્રકારની પુષ્પવૃષ્ટિ પેઠે જુદીજુદી જાતના કરવા,

ચો તરફથી એકઠા થઇ પુષ્ટ થયેલ ભાવોના રૂપને "સ્થાયી" અને બાકીનાને "સંચારી" કહે છે

રસો અને ભાંવો નાટકમાં ત્રણ અવસ્થાવાળા કહ્યા છે.

## आंगिकाभिनय.

આંગિકના ત્રય ભેદ છે ૧–શારીર ૨–મુખજ તથા શાખા, અંગ અને ઉપાંગ યુકત ૩– ચેષ્ટાકૃત, તેનાં છ અંગ છે; માથું, હાથ, કેડ, છાતી, પડખાં અને પગ,

અંગ અને પ્રત્યંગ યુક્ત નાટ્યસંગ્રહનાં છ અંગ છે માથું, હાથ, છાતી, પડખાં, કેડ, અને પગ.

નેત્ર, ભ્રકુટી, નાક, નીચલો હોઠ, ગાલ અને દાઢી એ છ ઉપાંગ છે.

આ અભિનયનાં ત્રણ વસ્તુ છે. ૧ શાખા ૨ નૃત્ય અને ૩ અંકુર, તેમાં આંગિકાભિનયને શાખા તથા અર્થની સૂચનાને અંકુર કહે છે; અંગહારોથી

ઉત્પન્ન થનારૂં અને કરણોનો આશ્રય કરનારૂં તે નૃત્ય કહેવાય છે,

નાનાપ્રકારના ભાવ અને રસોનો આશ્રય કરનાર મુખજાભિનયમાં પ્રથમ માથાથી થતી ક્રિયાઓ—



## मस्तकना तेर भेद.

| | | |
|---|---|---|
| ૧ આકંપિત | ૫ પરિવાહિત | ૯ નિહુંચિત |
| ૨ કંપિત | ૬ આધૂત | ૧૦ પરાવૃત્ત |
| ૩ ધૂત | ૭ અવધૂત | ૧૧ ઉત્ક્ષિપ્ત |
| ૪ વિધૂત | ૮ અંચિત | ૧૨ અધોગત |
| | | ૧૩ લોલિત |

માથું ઉંચે નીચે જરા ધીમેથી હલાવવું તે "આકંપિત" તેને પ્રયોજન સંજ્ઞા, ઉપદેશ, પ્રશ્ન, સ્વભાવ, ભાષણ, વસ્તુ બતાવવી અને બોલાવવું વિગેરે-માં યોજવું.

માથું ઉતાવળથી બહુવાર ઉંચે નીચે હલાવવું તે "કંપિત" તેને રોષ, વિતર્ક, વિજ્ઞાન, પ્રતિજ્ઞાન, તર્જન, પ્રશ્ન, અધિકતા અને વાક્યમાં યોજવું.

માથાને બે પડખે હલાવવું તે "ધૂત" તેને અનિચ્છા, ખેદ, વિસ્મય, વિશ્વાસ, પડખે જોવું, શૂન્ય અને પ્રતિષેધમાં યોજવું.

માથાને ઉતાવળથી ધુણાવવું તે "વિધૂત" તેને ટાઢની પીડામાં, ભય પામવામાં, બીવામાં, જ્વરમાં અને મદ્ય પીવામાં યોજવું.

અનુક્રમે વારા ફરતી ડાબે અને જમણે પડખે માથું ફેરવવું તે "પરિ-વાહિત" તેને સાધન, આશ્ચર્ય, આનંદ, સ્મરણ, ક્રોધ, વિચાર, સંતાડવું અને વિલાસમાં યોજવું.

માથું એક વખત ત્રાંસું ઉંચું કરવું તે "આધૂત" તેને ગર્વ, પોતાનું શરીર બતાવવું, પડખે ઉભેલ માણસને ઉંચે જોવું અને પોતાની લાયકાત બ-તાવવી હોય ત્યાં યોજવું.

માથું એક વખત નીચે હલાવવું તે " અવધૂત " તેને સંદેશો, બોલાવવું, સંભાષણ અને નામમાં યોજવું.

જેમાં એક પડખે ડોક વાંકી રાખવામાં આવે તે " અંચિત " તેને વ્યાધિવાન, મૂર્છિત, ચિન્તા અને હડપચી થોભવામાં યોજવું.

જેમાં ખભા ઉંચા રખાય અને ડોક ટુંકી કરવામાં આવે તે " નિહુંચિત " તેને સ્ત્રીઓમાં ગર્વ, વિલાસ, લલિત, વિબ્બોક, કિલકિંચિત, મોટ્ટાયિત, કુટ્ટમિત, સઅડ રહેવું, અને માનમાં યોજવું.

પાછા વળતા હોઇએ તેમ શિરથી અનુકરણ કરાય તે " પરાવૃત્ત " તેને મોઢું પાછું ખેંચવામાં તથા પુછનાર માણસને જોવા વિગેરેમાં યોજવું.

જેમાં મોઢું ઉંચું રખાય તે " ઉત્ક્ષિપ્ત " તેને ઉચી વસ્તુ અથવા દિવ્ય વસ્તુ ગ્રહણ કરવા વિગેરેમાં યોજવું.

મુખ નીચું રખાય તે " અધોગત " તેને લાજ, પ્રણામ અને દુઃખમાં યોજવું.

માથું ચોતરફ ફેરવાય તે " લોલિત " તેને મૂર્છા, વ્યાધિ, મદ, આવેશ, ગ્રહણ અને નિદ્રા આદિમાં યોજવું.

આ સિવાય પણ લોકોમાં વપરાતા અભિનયોને અનુસરતા ઘણા ભેદો છે, તે બધા લોક સ્વભાવ પ્રમાણે યોજી લેવા.

---

## દૃષ્ટિભેદ.

દૃષ્ટિ છત્રીશ પ્રકારની છે.

| | | |
|---|---|---|
| ૧—કાન્તા. | ૬—રૈદ્રી. | ૧૧—દીના. |
| ૨—ભયાનકા. | ૭—વીરા. | ૧૨—ક્રુદ્ધા. |
| ૩—હાસ્યા. | ૮—બિભત્સા. | ૧૩—દંભા. |
| ૪—કરૂણા. | ૯—સ્નિગ્ધા. | ૧૪—ભયાન્વિતા. |
| ૫—અદ્ભુતા. | ૧૦—હૃષ્ટા. | ૧૫—જુગુપ્સિતા. |

| | | |
|---|---|---|
| ૧૬—વિસ્મિતા. | ૨૩—વિષાદિની. | ૩૦—અર્ધમુકુલા. |
| ૧૭—શુન્યા. | ૨૪—મુકુલા. | ૩૧—વિભ્રાન્તા. |
| ૧૮—મલિના. | ૨૫—કુંચિતા. | ૩૨—વિપ્લુતા. |
| ૧૯—જિહ્મા, | ૨૬—અભિતપ્તા. | ૩૩—આકેકરા. |
| ૨૦—લલિતા. | ૨૭—લજ્જાન્વિતા. | ૩૪—વિકોશા. |
| ૨૧—મ્લાના. | ૨૮—શ્રાન્તા. | ૩૫—ત્રસ્તા. |
| ૨૨—શંકિતા. | ૨૯—વિતર્કિતા. | ૩૬—મદિરા. |

આમાં પ્રથમની આઠ દૃષ્ટિઓ રસની ત્યાર પછીની આઠ દૃષ્ટિઓ સ્થાયીભાવની અને બાકીની દૃષ્ટિઓ સંચારી ભાવની જાણવી.



## દૃષ્ટિનાં લક્ષણ તથા યોજના.

કાન્તા—હર્ષ અને પ્રસન્નતાથી ઉત્પન્ન થએલ કોપવાળી તથા સકામ તેમજ ભ્રકુટીના કટાક્ષયુક્ત. આ દૃષ્ટિને શ્રૃંગારમાં યોજવી.

ભયાનકા—જેમાં પોપચાં નિકળતાં અને સ્તબ્ધ હોય તથા કીકી ફરકતી અને બહાર નિકળતી હોય તે. આ દૃષ્ટિ ભયાનકમાં યોજવી.

હાસ્યા—અનુક્રમે બેઉ નેત્રનાં પોપચાં ખેંચવાં અને કીકી થોડી ભ્રાન્તિવાળી કરવી તે. આ દૃષ્ટિ હાસ્યમાં યોજવી.

કરૂણા—ઉપરનાં પોપચાં નમતાં રાખવાં, નેત્રમાં પાણી લાવવાં, ક્રોધની પેઠે કીકી સ્થિર રાખવી, તથા દૃષ્ટિ નાકના અગ્ર ભાગ તરફ રાખવી તે. આ દૃષ્ટિ કરૂણમાં યોજવી.

અદ્ભુતા—જેમાં પાપણો સંકુચિત કરેલી હોય, આશ્ચર્ય જોનારી કીકીઓ બહાર નિકળતી હોય અને વળી સુંદર પ્રાન્તભાગ ઉઘડેલા હોય તે. આ દૃષ્ટિ અદ્ભુતરસમાં યોજવી.

વીરા—દૃષ્ટિ ક્રૂર હોય, આંખના પોપચાં અને કીકીઓ બહાર નિકળતી અને સ્થિર હોય તથા દૃષ્ટિનો મધ્યભાગ પ્રફુલ્લિત હોય તે આ દૃષ્ટિ વીરમાં યોજવી.

બિભત્સા—નેત્રના પોપચાં અને ખૂણા ખેંચેલ હોય, કીકી અશ્રુથી ડૂબેલી હોય

તથા બન્ને પાંપણો સામસામી અડકેલી અને સ્થિર હોય તે. આ દૃષ્ટિ બિભત્સમાં યોજવી.

શાન્તા—દૃષ્ટિ નાકના અગ્રભાગ સામી અને સ્થિર હોય, નીચી હોય તથા પોપચાં આકેકર (નેત્રકટાક્ષ) હોય તે. આ રસની દૃષ્ટિઓમાં "રૌદ્રિ" દૃષ્ટિનું લક્ષણ કયાંઇ મળતું નથી પરંતુ "શાન્તા" દૃષ્ટિનું લક્ષણ છે તે દાખલ કર્યું છે.

સ્નિગ્ધા—જેનો મધ્યભાગ ખીલેલો હોય, સ્વરૂપે સુંદર હોય, કીકીમાં હાસ્ય હોય અને સતૃષ્ણ હોય તેમજ ભ્રકુટી ઉપર આનંદ જણાતો હોય તથા સ્નેહવાળી હોય તે. આ દૃષ્ટિ રતિમાં યોજવી.

હૃષ્ટા—જેની કીકી અંદર પડતી હોય, દૃષ્ટિમાં હાસ્ય હોય તથા ખેંચાએલી હોય તે. આ દૃષ્ટિ હાસમાં યોજવી.

દીના—જેનું ઉપરનું પોપચું અર્ધ બીડાએલું હોય અશ્રુથી કીકી ભરાએલી હોય અને ધીમેથી ક્રિયા કરતી હોય તેમજ શોકયુકત હોય તે આ દૃષ્ટિ શોકમાં યોજવી,

ક્રુદ્ધા—જેમાં સ્થિર અને ઉંચા ચડેલ પોપચાં હોય, કીકીઓ સ્થિર અને બાહેર નિકળતી હોય તથા ભ્રમર વાંકી હોય તે. આ દૃષ્ટિ ક્રોધમાં યોજવી.

દંભા—કીકી સ્થિર હોય દૃષ્ટિ ખીલેલી હોય અને જાણે બળ ફેંકતી હોય તેમજ ઉત્સાહવાળી હોય તે. આ દૃષ્ટિ ઉત્સાહમાં યોજવી.

ભયાન્વિતા—બેઉ પોપચાં ઉઘડેલાં હોય, ભયથી કીકી ચંચળ હોય અને મધ્યભાગ નીકળતો હોય તે. આ દૃષ્ટિ ભયમાં યોજવી.

જુગુપ્સિતા—જેમાં પોપચાં સંકુચિત હોય, કીકી પણ સાંકડી થએલી હોય અને દૃષ્ટિ જોવાની વસ્તુ ઉદ્વેગ પામતી હોય તે. આ દૃષ્ટિ જુગુપ્સામાં યોજવી.

વિસ્મિતા—જેમાં કીકી બહુ બહાર નિકળતી હોય, બેઉ પોપચાં સંકુચિત હોય તથા દ્રષ્ટિ સરખી અને ઉઘડેલી હોય તે. આ દ્રષ્ટિ વિસ્મયમાં યોજવી.

ઉપર બતાવેલી દ્રષ્ટિઓ સ્થાયીભાવની જાણવી.



## संचारी द्रष्टिनां लक्षण.

શૂન્યા—જેમાં કીકી તથા પોપચાં સરખાં હોય, અને દ્રષ્ટિ સ્થિર, શૂન્ય દર્શનવાળી, બહારની વસ્તુને ગ્રહણ કરનારી તથા સ્વરૂપે મલિન હોય તે.

મલિના—જેમાં કીકીઓ ખસેલી હોય, પોપચાં કાંઇક બીડાએલાં હોય, બન્ને અપાંગ ( છેડા ) ઝાંખા પડેલા હોય, અને પાંપણોના અગ્રભાગ કંપતા હોય તે આનો ઉપયોગ સ્ત્રીઓએ “ વિહૃત ” માં કરવાનો છે, સમય પ્રાપ્ત થયા છતાં પણ સ્ત્રીને પોતાના સ્વામી સાથે ભાષણ થાય નહિ તેને “ વિહૃત ” કહે છે.

જિહ્મા—જેમાં આંખના પોપચાં પ્રથમ લાંબાં રાખી પછી સંકુચિત કરાય, હળવેથી ત્રાંસી દ્રષ્ટિએ જોવાય, દ્રષ્ટિ નિગૂઢ હોય, અને કીકી પણ ગૂઢ હોય તે.

લલિતા—જે દ્રષ્ટિ સુંદર અને પ્રાન્ત ભાગમાં સંકુચિત હોય તેમજ કટાક્ષવાળી, હાસ્ય યુક્ત અને સકામ હોય તે.

મ્લાના—જેમાં ભ્રકુટી પોપચાં અને પાંપણો શ્રમિત જણાતાં હોય, દ્રષ્ટિ શિથિલ અમંદ હોય તથા થાકવડે કીકી અંદર પેસેલી હોય તે.

શંકિતા—જે દ્રષ્ટિ કાંઇક ચંચળ. ઉંચી ત્રાંસી, લાંબી થએલી, ગૂઢ અને ચંચળ કીકીવાળી હોય તે.

વિષાદિની—જે દ્રષ્ટિના પોપચાં ખેદથી વિસ્તૃત ( વિસ્તારવાળી ) હોય, કીકી કાંઇક સ્થિર હોય અને નિમેષોન્મેષ થતાં હોય તે.

મુકુલા—જે દ્રષ્ટિની બેઉ પાંપણો શોભાયુકત અને મળેલી હોય; બેઉ પોપચાં ઉંચાં થઇ એક બીજાને મળેલાં હોય, અને સુખથી કીકી પણ બીડાએલ હોય તે.

કુંચિતા—જેમાં પક્ષ્માગ્ર કાંઇક વાંકાં હોય, પોપચાં પણ કાંઇક વાંકાં હોય અને કીકી પણ વાંકી થએલ હોય તે.

અભિતપ્તા—જેમાં કીકીઓ મંદ હોય અને પોપચાં ચંચળ હોય તેમજ દ્રષ્ટિ સંતાપથી દુઃખયુક્ત જણાતી હોય તે.

લજ્જાન્વિતા—જેમાં પાંપણોનો અગ્રભાગ શોભતો રહે, ઉપરના પોપચાં લાજથી નમતાં હોય અને કીકી પણ નીચેના ભાગમાં આવેલી હોય તે.

શ્રાન્તા—જે દ્રષ્ટિ પાસે જોનારી, મ્લાન પોપચાંવાળી, તથા જેમાં મંદ ગતિવાળી કીકીઓ નીચે પડતી હોય અને પ્રાન્તભાગ ખેંચાએલો હોય તે.

વિતર્કિતા—વિચારમાં જેનાં પોપચાં ઉંચાં ગએલાં હોય અને ફરીથી નીચે આવે તેમજ કીકીઓ પ્રપુલ્લિત હોય તે.

અર્ધમુકુલા—આનંદથી અર્ધ બીડાએલ પોપચાંવડે પાંપણો અર્ધ ઉઘડેલ હોય અને કીકીઓ સુંદર હોય તે.

વિભ્રાન્તા—જેની કીકીઓ ચંચળ, દ્રષ્ટિ વિભ્રાન્ત અને આકુળ વ્યાકુળ જોવાવાળી હોય તથા મધ્યભાગ વિસ્તૃત અને પ્રફુલ્લિત હોય તે.

વિપ્લુતા—પ્રથમ બેઉ પોપચાં ફરકતાં હોય, પછી સ્તબ્ધ અને નીચે પડતાં હોય, કીકી પ્રથમ ડૂબેલી અને પછીથી બહાર નિકળતી હોય તે.

આકેકરા—જેના પ્રાન્તભાગ અને પોપચાં વાંકાં હોય, દ્રષ્ટિ અર્ધ બીડાએલ અને નિમેષયુક્ત તેમજ કીકી ગોળ ફરતી હોય તે.

વિકોશા—બેઉ પોપચાં ઉઘડેલાં, દ્રષ્ટિ પ્રપુલ્લિત અને નિમેષ વિનાની તેમજ કીકી અસ્થિર હોય તે.

ત્રસ્તા—અત્યંત કંપયુક્ત અને જેમાં કીકીઓ ફુલેલી હોય તે.

મદિરા—પોપચાં ઉઘડેલાં હોય, કીકી ચંચળ હોય અને દ્રષ્ટિની ગતિ અનિયમિત હોય તે. આ દ્રષ્ટિ મધ્યમ મદમાં યોજવી.

દ્રષ્ટિ નિમેષવાળી અને ઘડિમાં સ્થિર હોય કીકી કાંઈક જણાતી હોય તેમજ નજર નીચે રહેલી હોય તે પણ "મદિરા" દ્રષ્ટિ કહેવાય છે, તેને અધમ મદમાં યોજવી.

એ પ્રમાણે રસજન્ય અને ભાવજન્ય દ્રષ્ટિના ૩૬ ભેદ છે.



# દૃષ્ટિ યોજના.

ચિન્તામાં શૂન્યા અને અભિતપ્તા, વૈરાગ્ય અને વૈવર્ણ્યમાં મલિના, થાકમાં અને ખેદમાં શ્રાન્તા, લાજમાં લજ્જાન્વિતા, અપસ્માર અને ગ્લાનિમાં મ્લાના, શંકામાં શંકિતા, ખેદમાં વિષાદિની, નિદ્રા, સ્વપ્ન અને સુખમાં મુકુલા; ઈર્ષા, નઠારૂં, નહિ જોવા લાયક અને નેત્રની વ્યથામાં કુંચિતા; વૈરાગ્ય, વાગવું અને તડકામાં અભિતપ્તા; ઈર્ષા, જડતા અને આળસમાં જિહ્મા; ધૈર્ય અને હર્ષમાં લલિતા, સ્મૃતિ અને તર્કમાં વિતર્કિતા, આનંદ, ગંધ, સ્પર્શ અને સુખાદિકમાં અર્ધમુકુલા; ઉતાવળ, ભ્રાન્તિ અને ગુંચવાડામાં વિભ્રાન્તા; ચપલતા, ઉન્માદ, દુઃખ પીડા અને મરણાદિમાં વિપ્લુતા; દુઃખથી જોઈ શકાય તેવી તથા કેટલીએક ટેક જોઈ શકાય તેવી વસ્તુમાં આકેકરા, જ્ઞાન, ગર્વ, ક્રોધ, ઉગ્રતા અને બુદ્ધિમાં વિકોશા; ત્રાસમાં ત્રસ્તા અને મદમાં મદિરા નામની દ્રષ્ટિ પ્રોજવી.

રસતરંગિણીકાર ભાનુ કવિએ ઉપરની છત્રીશ દ્રષ્ટિઓમાંથી લલિતા અને મ્લાના એ બે દ્રષ્ટિઓનાં ઉદાહરણ આપેલા છે, તે ઉપરથી બીજી દ્રષ્ટિઓના ઉદાહરણો કલ્પી લેવાં.



## ललितानुं उदाहरण.

"ગીતિ."

[1]મંડન, મદન મહીપતિ, અમે, [2]ભુવન, મદ, યૌવન વા સુમુખિ!;
વારિજ વિજયી તારાં, વિલોચને સહુ થતાં કૃતાર્થ સુખી.

### મ્લાનાનું ઉદાહરણ.

"છપ્પય"

જેના કેશની કાન્તિ, સાવ વિખરંઇ ગઇ છે,
શોભા ગંડસ્થળની તેમ સસ્વેદ થઇ છે;
એવાં સતિને શ્રમિત, જોઇ [3]ગંગાધર જ્યારે;
શીતળ શશિથી વાયુ, ઢોળવા લાગ્યા ત્યારે;
ભ્રમર યુગ્મ નિદ્રિત અચળ, અંબુજ દળની છાંયમાં;
તેની સ્પર્ધામાં વિજયી, સતીના નયનોને ખમા.

## कीकी कर्म.

ભ્રમણ, વલન, પાતન, ચલન, સંપ્રવેશ, વિવર્તન, સમુદ્ધત, નિષ્ક્રામ અને પ્રાકૃત—એ નવ કીકીનાં કર્મ છે તેનાં લક્ષણ નિચે પ્રમાણે.

ભ્રમણ—પોપચાંની અંદર કીકીઓનું ફરવું.

વલન—કીકીનું હાલવું.

પાતન—દૃષ્ટિ ત્રણ ખુણાવાળી કરવી અથવા ખસેડવી.

ચલન—કીકી વિગેરેનું કંપવું.

સંપ્રવેશ—કીકીનું અંદર પેસવું.

વિવર્તન—કટાક્ષ

સમુદ્ધત—કીકીનું ઉંચું થવું.

---

૧ અલંકાર. ૨ ગૃહ. ૩ શંકર.

નિષ્કામ—નિકળવું.
પ્રાકૃત—કીકીની સ્વાભાવિક સ્થિતિ.

### યોજના.

ભ્રમણ—ચાલવામાં તથા બહાર નીકળવામાં

વલન
નિષ્કામ } —વીર અને રૌદ્રમાં

પાતન—કરૂણમાં

ચલન
નિષ્કામ } —ભયાનકમાં

સંપ્રવેશ—હાસ્ય અને બિભત્સમાં.
વિવર્તન—શૃંગારમાં.
સમુદ્ધત—ભયાનકમાં.
નિષ્કામ—અદ્ભુતમાં.
પ્રાકૃત—ઉપર બતાવેલ સિવાય બાકીના ભાવોમાં,



## દર્શન ભેદ.

સમ, ત્ર્યસ્ર, અનુવૃત્ત, આલોકિત, વિલોકિત, પ્રલોકિત, ઉલ્લોકિત અને અવલોકિત.

### લક્ષણ.

સમ—કીકીઓ સરખી રાખી સુંદર જોવું તે.
ત્ર્યસ્ર—પાપણોની અંદર કીકીને દાબી વાંકી નજરથી જોવું તે.
અનુવૃત્ત—રૂપને ધ્યાન પૂર્વક જોવું તે.
આલોકિત—ચો તરફ જોવું તે.

વિલોકિત—પાછળ જોવું તે.
પ્રલોકિત—પડખે જોવું તે.
ઉલ્લોકિત—ઉંચુ જોવું તે.
અવલોકિત—નીચે જોવું તે.



## पुट कर्म.

ઉન્મેષ, નિમેષ, પ્રસૃત, કુંચિત, સમ, વિવર્તિત, સ્ફુરિત, વિહિત અને વિલોલિત.

### લક્ષણ.

ઉન્મેષ—બેઉ પોપચાં જુદાં જુદાં રાખવાં તે.
નિમેષ—બેઉ પોપચાંને એકઠાં કરવાં તે.
પ્રસૃત—પોપચાં લાંબાં કરવાં તે
કુંચિત—પોપચાં ખેંચવા તે.
સમ—પોપચાં સ્વભાવ પ્રમાણે હોય તેમજ રાખવાં તે.
વિવર્તિત—પોપચાં ઉંચા ચડાવી દેવાં તે.
સ્ફુરિત—પોપચાનું ફરવું.
વિહિત—પોપચા ઢાંકી રાખવાં.
વિલોલિત—પોપચાંને હુલાવવાં.

### યોજના.

ક્રોધમાં "નિમેષ" અને "ઉન્મેષ"ની સાથે "વિવર્તિત." વિસ્મય હર્ષ યોજવું અને વીરરસમાં "પ્રસૃત".

કુત્સિત પદાર્થ જોવામાં, ગંધમાં, રસમાં અને સ્પર્શમાં "કુંચિત."

શૃંગારમાં "સમ," ઇર્ષામાં "સ્ફુરિત," સૂવું, મૂર્છા, વાયુ, તડકો, ધુજારો અને વરસાદ વિગેરેમાં તથા નેત્ર રોગમાં "વિહિત" અને વાગવામાં "વિલોલિત" યોજવું.



# ભ્રકુટી કર્મ.

ઉત્ક્ષેપ, પાતન, ભ્રકુટી, ચતુર, નિકુંચિત, રેચિત અને સહજ.

## લક્ષણ.

ઉત્ક્ષેપ—ભ્રકુટી એક પછી એક અથવા બેઉ સાથે ઉંચી કરવી તે.

પાતન—ભ્રકુટી એક પછી એક અથવા બેઉ સાથે નીચી કરવી તે.

ભ્રકુટી—બેઉ ભ્રકુટીનાં મૂળ એક સાથે ઉંચે ચઢાવવાં તે.

ચતુર—બેઉ ભ્રકુટી એક સાથે કાંઇક લાંબી અને સહજ ચલાયમાન કરી શોભતી રાખવી તે.

નિકુંચિત—એક અથવા બેઉ ભ્રકુટી સહજ સહજ વાંકી કરવી તે.

રેચિત—એક ભ્રકુટીનો સુંદર ઉત્ક્ષેપ કરવો તે.

સહજ—ભ્રકુટીનું જે સ્વાભાવિક કર્મ તે.

## યોજના.

ક્રોધ, વિતર્ક, તિરસ્કાર તથા સહજ ક્રીડા વિગેરેમાં અને દર્શન, સાંભળવું વિગેરેમાં એકજ ભ્રકુટી ઉચી કરવી.

વિસ્મય, હર્ષ અને ક્રોધમાં "ઉત્ક્ષેપ"; ઇર્ષા, હાસ્ય, નિન્દા અને સુંઘવામાં "પાતન"; શૃંગાર, સુંદર વસ્તુ, વિષય, ક્રિયા અને સ્પર્શમાં "ચતુર"; મોટ્ટાયિત, કુટ્ટમિત, વિલાસ અને કિલકિંચિતમાં "નિકુંચિત"; નૃત્યમાં "રેચિત" અને ઉપર સિવાયના ભાવોમાં "સહજ" યોજવું.



# નાસા કર્મ.

નતા, મંદા, વિકૃષ્ટા, સોચ્છ્વાસા, વિકુણિતા અને સ્વાભાવિકી.

## લક્ષણ.

નતા—નસકોરાં વારંવાર ચપટાં થતાં હોય તે.

મંદા—જેના નસકોરાં સ્થિર હોય તે.

વિકૃષ્ટા—જેના નસકોરાં ફુલેલાં હોય તે
સોચ્છ્વાસા—જેણે શ્વાસ ખેંચેલો હોય એવી નાસિકા.
વિકુણિતા—જેના નસકોરાં સંકુચિત હોય તે.
સ્વાભાવિકી—સ્વાભાવિક સ્થિતિમાં રહે તે.

## યોજના.

નિર્વેદ, ઔત્સુકય અને ચિન્તામાં "નતા", શોકમાં "મન્દા", તીવ્ર ગન્ધ, શ્વાસ, ક્રોધ, ભય અને પીડામાં "વિકૃષ્ટા", સુંદર ગન્ધ અને લાંબા ઉચ્છ્વાસમાં "સોચ્છ્વાસા", પીડા, હાસ્ય, નિન્દા અને ઈર્ષામાં "વિકુણિતા", તથા ઉપર સિવાયના ભાવોમાં "સ્વાભાવિકી" યોજવી.



# ગંડસ્થલ ભેદ.

ગાલના છ ભેદ છે. ક્ષામ, ફુલ્લ, પૂર્ણ, કંપિત, કુંચિત અને સમ.

## લક્ષણ.

બેઠેલ ગાલને "ક્ષામ", ભરેલા ગાલને "ફુલ્લ" ઉંચા થએલ ગાલને "પુર્ણ", ફરકતા ગાલને "કંપિત", સંકોચેલ ગાલને "કુંચિત" અને બાકીનાને "સમ" કહે છે.

## યોજના.

દુઃખમાં 'ક્ષામ", પ્રહર્ષમાં "ફુલ્લ", ઉત્સાહ અને ગર્વમાં "પૂર્ણ", રોમ અને હર્ષમાં '"કંપિત", કંપ, ટાઢ, ભય અને જવરમાં રોમાંચ સહિત ' કુંચિત" અને બાકીના ભાવોમાં "સમ" યોજવો.



# अधरोष्ट भेद.

હોઠનાં છ કર્મ છે. વિકર્તન, કંપન, વિસર્ગ, વિનિગૂહન, સંદષ્ટક અને સમુદ્ગક,

## લક્ષણ તથા યોજના.

હોઠનું ફરકવું તે "વિકર્તન" તેને ઈર્ષા, વેદના, અવગણુના અને આળસ વિગેરેમાં યોજવો; હોઠનું ફરકવું તે "કંપન" તેને ક્રોધ, ટાઢની પીડા, ભય, રોગ અને જીત વિગેરેમાં યોજવો; હોઠને બહાર કાઢવો તે "વિસર્ગ" તેને સ્ત્રીઓના વિલાસ, વિલોક અને સંભોગમાં યોજવો; હોઠને મોઢાની અંદર લઇ જવો તે "વિનિગૂહન" તેને અતિ અભ્યાસ (મહેનત)માં યોજવો; હોઠને દાંતવડે દાબવો તે "સંદષ્ટક" તેને ક્રોધ ભરેલાં કર્મોની અંદર યોજવો; હોઠને બહાર ઊંચો કરવો તે "સમુદ્ગક" તેને અતિ કંપારો, અંગનું ધ્રુજવું, અને આનંદમાં યોજવો.



## दंत कर्म.

કુટ્ટન, ખંડન, દંતચિકિત, લેહન, સમ અને દષ્ટ. એ રીતે દંતકર્મના છ ભેદ છે; દાંતના કર્મોથીજ દાઢીનાં કર્મ જાણી લેવાં.

## લક્ષણ તથા યોજના.

ટાઢ ચડી હોય તેમાં દાંત ધ્રુજાવવા તે "કુટ્ટન" તેને ભય, ટાઢ, તાવ અને વ્યાધિ પીડિતમાં યોજવું; વારંવાર દાંતવડે કાંઇ કાપતા હોઇએ તેમ કરવું તે "ખંડન" તેને સંતાપ, ખાવું તથા કાપવું વિગેરેમાં યોજવું; દાંત બહુજ દાબવા અથવા બગાસું ખાતા હોઇએ તેમ બહુજ પહોળા રાખવા તે "દંતચિકિત" તેને વ્યાધિ, ભય, ટાઢ, મહેનત, મરણ અને કંઠમાંથી શબ્દ કરવામાં અથવા બગાસામાં યોજવું; જીભવડે દાંત ચાટવા તે "લેહન" તેને જોવામાં યોજવું; બાકીના રહ્યા તે 'સમ" તેને સ્વાભાવિક ભાવોમાં યોજવું, અને દાંતથી નીચેના હોઠને દાબવો તે "દષ્ટ" તેને ક્રોધમાં યોજવું.



# मुख भेद.

મુખ રાગના ચાર પ્રકાર છે. સ્વાભાવિક, પ્રસન્ન, રક્ત અને શ્યામ.

## યોજના.

મધ્યસ્થાદિ ભાવોમાં સ્વાભાવિક અભિનયોના આશ્રયવાળું "સ્વાભાવિક", હાસ્ય, સૃંગાર અને અદ્દભુતમાં "પ્રસન્ન", વીર, રૌદ્ર, કરૂણ તથા મદ વિગેરેમાં "રક્ત" અને ભયાનક તથા બિભત્સમાં "શ્યામ" યોજવું.

આ પ્રમાણે ભાવ અને રસોમાં ચહેરો બતાવવો, કારણકે શાખા, અંગ અને ઉપાંગોને અભિનય ગમે તેવો સારો બતાવ્યો હોય તો પણ મુખની આકૃતિ બરાબર યોગ્ય રીતે બતાવ્યા સિવાય શોભતું નથી.

શરીરના અભિનયો થોડા બતાવ્યા છતાં પણ તેમાં જો મુખની આકૃતિ બરાબર કરી બતાવી હોય તો ચન્દ્રવડે રાત્રીની પેઠે બમણી શોભા વધે છે.

જો કે ભ્રકુટીના અભિનયથી પણ વિવિધ પ્રકારના ભાવ અને રસો સ્ફુટ (ચોખ્ખા) જણાય છે, તો પણ મુખના અભિનય સાથે હોય તોજ શોભે છે અને તે અભિનયો નાટકના આધારભુત છે, માટે મુખ, ભ્રકુટી અને દૃષ્ટિ સહિત નેત્ર જેવી રીને ચાલે છે, તેવીજ રીતે ભ.વ અને રસયુક્ત આકૃતિ કરવી.



# ग्रीवा कर्म.

ડોકના નવ ભેદ છે. સમા, નતા, ઉન્નતા, ત્ર્યસ્રા, રેચિતા, કુંચિતા, અંચિતા, વલિતા અને નિવૃત્તા.

## લક્ષણ તથા યોજના.

ડોક સ્વાભાવિક રહે તે "સમા" તેને ધ્યાન, સ્વભાવ અને જપ કર્મમાં યોજવી; જેમાં મોઢું નમતું રખાય તે " નતા " તેને ઘરેણું બાંધવામાં તથા કંઠ શોભવામાં યોજવી; જેમાં મોઢું ઉંચું રખાય તે " ઉન્નતા " તેને કંઠે

ઘરેણું બાંધવામાં તથા ઉંચી વસ્તુ જોવામાં યોજવી; ડોકને એક પડખે નમાવવી તે "ત્યસ્રા" તેને ખભે ભાર ઉપાડવામાં તથા દુઃખમાં યોજવી; ભ્રાન્તિની પેઠે ડોક હલાવવી તે "રેચિતા" તેને હાવમાં, છાશ વિગેરે વલોવવામાં તથા નૃત્યમાં યોજવી; ડોકને ટુંકી કરવી તે "કુંચિતા" તેને માથા ઉપર ભાર ઉપાડવામાં તથા ગળાના રક્ષણમાં યોજવી; ડોકને ખેંચવી તે "અંચિતા" તેને ચોટલો ખેંચવામાં તથા જોવામાં યોજવી, ડોક વાંકી કરી એક પડખે જોવું તે 'વલિતા' તેને ડોક વાંકી કરવામાં તથા જોવામાં યોજવી; ડોક બરાબર સરખી રાખી સામું જોવું તે 'નિવૃત્તા' તેને કોઈ સામે જોવામાં યોજવી



# हस्त कर्म.

૧ પતાક, ૨ ત્રિપતાક, ૩ કર્તરીમુખ, ૪ અર્ધચંદ્ર, ૫ અરાલ, ૬ શુકતુંડ, ૭ મુષ્ટિ, ૮ શિખર, ૯ કપિત્થ ૧૦ ખટકામુખ, ૧૧ સુચ્યાસ્ય, ૧૨ પદ્મકોષ, ૧૩ ખર્પર, ૧૪ મૃગશીર્ષક ૧૫ કાંગુલક, ૧૬ પદ્મ, ૧૭ ચતુર, ૧૮ ભ્રમર, ૧૯ હંસાસ્ય, ૨૦ હંસપક્ષ, ૨૧ સંદંશ, ૨૨ મુકુલ, ૨૩ ઉર્ણનાભ, ૨૪ તામ્રચુડ ૨૫ અંજળી, ૨૬ કપોત, ૨૭ કર્કટ, ૨૮ સ્વસ્તિક, ૨૯ ખટકા વર્ધમાન, ૩૦ ઉત્સંગ, ૩૧ નિષેધ, ૩૨ દોલ, ૩૩ પુષ્પપુટ, ૩૪ મકર, ૩૫ ગજદંત ૩૬ અવહિત્થ ૩૭ વર્ધમાન, ૩૮ચતુરસ્ત્ર, ૩૯ ઉદ્વૃત્ત, ૪૦ તલમુખ ૪૧ સ્વસ્તિક, ૪૨ વિપ્રકીર્ણ, ૪૩ અરાલખટકા મુખ, ૪૪ સુચીમુખ, ૪૫ રેચિત, ૪૬ અર્ધ રચિત, ૪૭ ઉત્તાન વંચિત, ૪૯ નિતંબ, ૫૦ કેશબંધ, ૫૧ ૫૨ કરિહસ્ત, ૫૩ પક્ષવંચિત. ૫૪ પક્ષપ્રદ્યોતક, ૫૫ ગરૂડપક્ષ, ૫૬ દંડપક્ષ, ૫૭ ઉર્ધ્વમંડલિન્, ૫૮ પાર્શ્વમંડલિન્ ૫૯ ઉરોમંડલિન્, ૬૦પાર્શ્વવર્ત ૬૧ મુષ્ટિક સ્વસ્તિક, ૬૨ નલિનો પદ્મકોષ, ૬૩ ઉલ્બણ, ૬૪ લલિત, ૬૫ વલિત.

એ રીતે પાંસઠ પ્રકારનાં હસ્ત કર્મ છે, તેમાં પ્રથમનાં ચોવીશ અસંયુક્ત, ત્યાર પછીનાં તેર સંયુક્ત અને બાકીના નૃત્તહસ્ત સમજવા.



# मुख भेद.

મુખ રાગના ચાર પ્રકાર છે. સ્વાભાવિક, પ્રસન્ન, રક્ત અને શ્યામ.

## યોજના.

મધ્યસ્થાદિ ભાવોમાં સ્વાભાવિક અભિનયોના આશ્રયવાળું "સ્વાભાવિક", હાસ્ય, સૃંગાર અને અદ્દભુતમાં "પ્રસન્ન", વીર, રૌદ્ર, કરૂણુ તથા મદ વિગેરેમાં "રક્ત" અને ભયાનક તથા બિભત્સમાં "શ્યામ" યોજવું.

આ પ્રમાણે ભાવ અને રસોમાં ચહેરો બતાવવો, કારણકે શાખા, અંગ અને ઉપાંગોનો અભિનય ગમે તેવો સારો બતાવ્યો હોય તો પણુ મુખની આકૃતિ બરાબર યોગ્ય રીતે બતાવ્યા સિવાય શોભતું નથી.

શરીરના અભિનયો થોડા બતાવ્યા છતાં પણુ તેમાં જો મુખની આકૃતિ બરાબર કરી બતાવી હોય તો ચન્દ્રવડે રાત્રીની પેઠે બમણી શોભા વધે છે.

જો કે ભ્રકુટીના અભિનયથી પણુ વિવિધ પ્રકારના ભાવ અને રસો સ્ફુટ (ચોખ્ખા) જણાય છે, તો પણુ મુખના અભિનય સાથે હોય તોજ શોભે છે અને તે અભિનયો નાટકના આધારભુત છે, માટે મુખ, ભ્રકુટી અને દૃષ્ટિ સહિત નેત્ર જેવી રીને ચાલે છે, તેવીજ રીતે ભ.વ અને રસયુક્ત આકૃતિ કરવી.



# ग्रीवा कर्म.

ડોકના નવ ભેદ છે. સમા, નતા, ઉન્નતા, ત્ર્યસ્રા, રેચિતા, કુંચિતા, અંચિતા, વલિતા અને નિવૃત્તા.

## લક્ષણુ તથા યોજના.

ડોક સ્વાભાવિક રહે તે "સમા" તેને ધ્યાન, સ્વભાવ અને જપ કર્મમાં યોજવી; જેમાં મોઢું નમતું રખાય તે " નતા " તેને ઘરેણું બાંધવામાં તથા કંઠ થોભવામાં યોજવી; જેમાં મોઢું ઉંચું રખાય તે " ઉન્નતા " તેને કંઠે

ઘરેણું બાંધવામાં તથા ઉંચી વસ્તુ જોવામાં યોજવી; ડોકને એક પડખે નમાવવી તે "ત્ર્યસ્ત્રા" તેને ખભે ભાર ઉપાડવામાં તથા દુઃખમાં યોજવી; ભ્રાન્તિની પેઠે ડોક હલાવવી તે "રેચિતા" તેને હાવમાં, છાશ વિગેરે વલોવવામાં તથા નૃત્યમાં યોજવી; ડોકને ટુંકી કરવી તે "કુંચિતા" તેને માથા ઉપર ભાર ઉપાડવામાં તથા ગળાના રક્ષણમાં યોજવી; ડોકને ખેંચવી તે "અંચિતા" તેને ચોટલો ખેંચવામાં તથા જોવામાં યોજવી, ડોક વાંકી કરી એક પડખે જોવું તે 'વલિતા' તેને ડોક વાંકી કરવામાં તથા જોવામાં યોજવી; ડોક બરાબર સરખી રાખી સામું જોવું તે 'નિવૃત્તા' તેને કોઈ સામે જોવામાં યોજવી



## हस्त कर्म.

૧ પતાક, ૨ ત્રિપતાક, ૩ કર્તરીમુખ, ૪ અર્ધચંદ્ર, ૫ અરાલ, ૬ શુકતુંડ, ૭ મુષ્ટિ, ૮ શિખર, ૯ કપિત્થ ૧૦ ખટકામુખ, ૧૧ સુચ્યાસ્ય, ૧૨ પદ્મકોષ, ૧૩ ખર્પર, ૧૪ મૃગશીર્ષક ૧૫ કાંગુલક, ૧૬ પદ્મ, ૧૭ ચતુર, ૧૮ ભ્રમર, ૧૯ હંસાસ્ય, ૨૦ હંસપક્ષ, ૨૧ સંદંશ, ૨૨ મુકુલ, ૨૩ ઉર્ણનાભ, ૨૪ તામ્રચુડ ૨૫ અંજળી, ૨૬ કપોત, ૨૭ કર્કટ, ૨૮ સ્વસ્તિક, ૨૯ ખટકાવર્ધમાન, ૩૦ ઉત્સંગ, ૩૧ નિષેધ, ૩૨ દોલ, ૩૩ પુષ્પપુટ, ૩૪ મકર, ૩૫ ગજદંત ૩૬ અવહિત્થ ૩૭ વર્ધમાન, ૩૮ચતુરસ્ત્ર, ૩૯ ઉદ્વૃત્ત, ૪૦ તલમુખ ૪૧ સ્વસ્તિક, ૪૨ વિપ્રકીર્ણ, ૪૩ અરાલખટકા મુખ, ૪૪ સુચીમુખ, ૪૫ રેચિત, ૪૬ અર્ધ રચિત, ૪૭ ઉત્તાન વંચિત, ૪૯ નિતંબ, ૫૦ કેશબંધ, ૫૧ ૫૨ કરિહસ્ત, ૫૩ પક્ષવંચિત. ૫૪ પક્ષપ્રદ્યોતક, ૫૫ ગરૂડપક્ષ, ૫૬ દંડપક્ષ, ૫૭ ઉર્ધ્વમંડલિન્, ૫૮ પાર્શ્વમંડલિન્ ૫૯ ઉરોમંડલિન્, ૬૦પાર્શ્વવર્ત ૬૧ મુષ્ટિક સ્વસ્તિક, ૬૨ નલિનો પદ્મકોષ, ૬૩ ઉલ્બણ, ૬૪ લલિત, ૬૫ વલિત.

એ રીતે પાંસઠ પ્રકારનાં હસ્ત કર્મ છે, તેમાં પ્રથમનાં ચોવીશ અસંયુક્ત, ત્યાર પછીનાં તેર સંયુક્ત અને બાકીના નૃત્તહસ્ત સમજવા.



## पताक.

જે હાથની આંગળીઓ સરખી લાંબી કરીને અંગુઠો હથેળીમાં વાંકો રખાય તેને પતાક નામનો અભિનય કહે છે, એ પતાક પ્રહારમાં, તપાવવામાં પ્રેરવામાં, હર્ષમાં અને ગર્વમાં લલાટથી ઉત્પન્ન થએલ બતાવવો.

અગ્નિ, વરસાદની ધારા અને પુષ્પની વૃષ્ટિ બતાવવી હોય ત્યાં બેઉ હાથથી સાથે પતાક કરી તેની આંગળીઓ છુટી છુટી હલાવવી.

પતાકમાંજ અધોમુખ સ્વસ્તિક કરી તેને છુટો પાડી તેનાથી ઢાંકેલું, ઉઘાડું, રક્ષણ કરેલું, સંતાડેલું, ગાઢ અને ગુપ્ત વસ્તુ બતાવવું; એજ પતાકની હથેળી નીચી રાખી તેની આંગળીઓ ઉંચી નીચી હલાવવાથી વાયુ, તરંગ, વેગ તથા કાંઠાનું પાણી સાથે અથડાવું વિગેરે બતાવવું.

પાંખો ઉડાડવાનો અભિનય રેચક કરણથી બતાવવો, તેમજ ઉત્સાહ, ઘણું, મોટો માણસ, લંબાઈ તથા સુંઢનું અથડાવું વિગેરે પણ તેનાથીજ બતાવવું.

બેઉ પતાકાની હથેળીઓ ઘસવાવડે ધોએલું, કચરેલું, વાટેલું તેમજ પર્વતનું ઊપાડવું તથા ઉખેડવું વિગેરે બતાવવું.

આ પતાક કર સ્ત્રી અને પુરૂષ બેઉના અભિનય માટે છે.



## त्रिपताक.

જ્યારે પતાકમાં અનામિકા વાંકી હોય ત્યારે ત્રિપતાક જાણવો, એનાથી બોલાવવું, ઉતારવું, રજા આપવી, ધારણ કરવું, પ્રવેશ કરવો, ઉંચું કરવું, બતાવવું, વિવિધ વચન, દહિ વિગેરે મંગલ દ્રવ્યનો સ્પર્શ, માથે પાઘડી મુકવી અથવા મુકુટ મુકવો, નાક, મુખ અને કાન વિગેરે ઢાંકવું તથા ખોતરવું વિગેરે અર્થો બતાવાય છે.

એ ત્રિપતાકની બે આંગળીઓ નીચી રાખી ઉંચી નીચી હલાવવાથી ન્હાના મુખમાં પડવું, સર્પ અને ભ્રમર વિગેરે બતાવવાં, તેમજ અસ્થિનું

ધોવું, ચાંદલો કરવો, ગોરૂં ચંદન લગાડવું તથા કપાળનો સ્પર્શ પણ ત્રિપતાકની અનામિકાથીજ બતાવાય છે.

ત્રિપતાક હાથને સ્વસ્તિક ( સાથીયો ) રૂપ આપી તેનાથી ગુરૂનું પાદવંદન બતાવવું, તેજ હાથ રાજાના દર્શનમાં ધ્રુજતાં જુદા કરવા, ઘર બતાવવામાં ત્રાંસા ( પડખા ઉપર ) સ્વસ્તિક કરી બતાવવા.

તપસ્વી દર્શનમાં બેઉ હાથ ત્રિપતાક કરી સામા માણસ તરફ હથેળી રહે તેમ ઉંચા કરવા, બારણું બતાવવું હોય ત્યાં ત્રિપતાક હાથ કરી બેઉ હથેળીઓ સામસામી રાખવી, વાડવાનલ તથા મગર બતાવવો હોય ત્યાં છાતી આગળ ત્રિપતાક હાથ ઉંધા રાખવા અને એજ અભિનયથી વાનરનું ઠેકવું, તરંગો અને સ્ત્રીઓનું પડવું બતાવવું.

આ ત્રિપતાકની અનામિકા સામે અંગુઠો ઉંચો રાખી તેનાથી બીજનો ચન્દ્ર બતાવવો.

## कर्तरीमुख.

અંગુઠો સીધો રાખી આંગળીઓ જરા ત્રાંસી રાખી મૂઠી વાળતા હોઈએ તેમ વાંકી કરવી અને પરસ્પર અડકાવવી નહિ તેને કર્તરીમુખ કહે છે.

માર્ગમાં પડેલ પગલાંની રચના, રંગવું તથા નાચવું વિગેરે બતાવવું હોય ત્યાં કર્તરીમુખ ઉંધો રાખવો, તથા દર્શન, શૃંગ અને લેખ વિગેરે બતાવવામાં સવળો કરવો; તેમજ પડવું, મરવું ઉલ્લંઘન કરવું, ફરવું, તર્ક કરવો તથા આરોપણ કરવું વિગેરે બતાવવામાં કર્તરીમુખની આંગળીઓ છુટી છુટી અને વળેલી રાખવી.

## अर्धचन्द्र.

જે હાથની આંગળીઓ ધનુષ્યની માફક નમતી હોય તેમજ અંગુઠો પણ તેની સામે નમતો હોય અર્થાત્ વસ્તુ પકડવાના આરંભમાં હોઈએ તેવી રીતે હાથ રાખવો તેને અર્ધચન્દ્ર કહે છે, તેનાથી ન્હાનાં વૃક્ષો, ચન્દ્રની રેખા, શંખ, કળશ, કંકણ અથડાવું, કોઇ વસ્તુનું પરિણામ, કેડની ઉપમા અને જાડું વિગેરેનો અભિનય બતાવવો તેમજ જીભ, કેડ, પેડુ, મોહું તથા કપાળની પત્ર રચના વિગેરે બતાવવાં આ અભિનય સ્ત્રીઓને કરવા યોગ્ય છે—

## अराल.०

પહેલી આંગળી ધનુષની પેઠે વાંકી કરવી અને તેની સામો અંગુઠો પણ તેવીજ રીતે વાંકો કરી બાકીની આંગળીઓ બરાબર એક બીજીને અડકાવી સીધી રાખવી તેને અરાલ કહે છે એનાથી સત્વ, કુશળતા, ધીરજ, કાન્તિ, દિવ્ય. ગંભિરતા, આશીર્વાદ અને હિતકારી ભાવો બતાવવા, વળી એનાથી સ્ત્રીઓના કેશ સમા કરવા ઉત્કર્ષ અને પોતાના સર્વ અંગનું વર્ણન બતાવવું વળી આશ્ચર્ય વિવાહ તથા અયોગ્ય સમાગમ એ ડાબી આંગળી ઉપર જમણી આંગળીના સ્વસ્તિકથી તેમજ જમણી આંગળી ઉપર ડાબી આંગળીના સ્વસ્તિકથી બતાવવો એજ પ્રમાણે અનુકૂળતા, મંડળ, મહાજન અને બીજાં દ્રવ્યો પણ અરાલ હસ્તવડે બતાવવાં તથા બોલાવવું, બહાર કાઢવું, રમવું, અનેક વચન કહેવાં, આશ્વાસન આપવું તથા સુગન્ધ વિગેરે પણ એનાથી બતાવાય છે. ત્રિપતાક હસ્તથી જે જે અર્થો બતાવાય છે તે તે અર્થો અરાલથી પણ બતાવવા આ અભિનય સ્ત્રીઓએજ કરવો.

## शुकतुंड.

અરાલ હસ્તની અનામિકા જ્યારે વાંકી હોય ત્યારે તેને શુકતુંડ કહે છે, એથી "હું નહિ, તું નહિ, કરવા યોગ્ય નથી." વિગેરે અર્થોમાં અભિનય કરવો તેમજ બોલાવવું, ત્યાગ કરવો અને "ધિક્કાર છે" એમ કહેવામાં પણ શુકતુંડ બતાવવો.

## मुष्टि.

હથેળીના મધ્ય ભાગમાં આંગળીઓનો અગ્રભાગ ( ટેરવાં ) દાબી તે ઉપર અંગુઠો દાબવો તેને મુષ્ટિ કહે છે. તેનાથી મારવું, મહેનત કરવી, નિકળવું, દાબવું, ચાંપવું, તલવાર લાકડી તથા ભાલું વિગેરે પકડવું ઇત્યાદિ અર્થ બતાવવા.

## शिखर.

મુષ્ટિ હસ્તનો અંગુઠો જ્યારે સીધો ઉંચો રાખવામાં આવે ત્યારે શિખર કહેવાય છે, તેને રાશ, દર્ભ, અંકુશ, ધનુષ, તોમર તથા સાંગ વિગેરે ફેંકવામાં અધરોષ્ઠ તથા પગના રંગવામાં અને વાળ ઉંચા કરવામાં યોજવો.

## कपित्थ.

હાથની પહેલી આંગળી વાંકી રાખી તેને અંગુઠાથી દબાવવી અને બાકીની ત્રણ આંગળીઓ હાથમાં દાબી રાખવી તેને કપિત્થ કહે છે; એથી તલવાર, ધનુષ, ચક્ર, તોમર, ભાલું, ગદા બરછી અને વજ્ર વિગેરે હથિઆરો બતાવવાં તેમજ પથ્ય તથા સત્ય પણ બતાવાય છે.

## खटकामुख.

હાથની છેલ્લી બે આંગળીઓ ( અનામિકા અને કનિષ્ઠકા ) ઉંચી અને થોડી વાંકી રાખવી તેને ખટકામુખ કહે છે, એનાથી હોમ, હુતદ્રવ્ય, છત્ર, રાશોનું ખેંચવું, વીજણો, પંખો, કાચ શોભવો, કાપવું, વાટવું, લાંબો દંડ પકડવો, મોતીની સેરો એકઠી શોભવી, પુષ્પમાળા શોભવી, વસ્ત્રના છેડા શોભવા વલોવવું, બાણ ખેંચવું; પુષ્પ ચુંટવાં, ચાબુક શોભવી, અંકુશ તથા દોરીનું ખેંચવું અને સ્ત્રીનું દર્શન વિગેરે બતાવવું.

## सूच्यास्य.

આંગળીઓ અને અંગુઠાથી મુઠી વાળી પહેલી તર્જની આંગળી ઉંચી રાખવી તેને સૂચ્યાસ્ય કહે છે. એથી ઉચું, ચંચળ, ધ્રુજવું, બગાસું ખાવું, પરણેલું, ગર્વ, ચક્ર, વીજળી, પતાકા, માંજર, કાનનું ઘરેણું, વાંકી ચાલ વિગેરે બનાવવું તેમજ ન્હાનો સર્પ, અવધૂમ, દીવો, વલ્લરી ( લતા ), મોરની

કલગી, પડવું, વાંકું ફરવું વિગેરે તર્જની ઉંચી ધ્રુજાવીને બતાવવાં, વળી ઉંચે તારા, નાક, એક સંખ્યા, દંડ અને લાકડી પણ એથીજ બતાવાય છે.

મુખ પાસે તર્જની નમતી રાખીને વરાહ વિગેરે દાઢોવાળાં પ્રાણી બતાવવાં તેમજ ગોળચક્કર ફરવું તથા સર્વ જગત્‌ની વસ્તુઓ પણ બતાવાય છે. વાક્ય નિરૂપણમાં તર્જની મોઢા પાસે વાંકી રાખવી, બગાસું ખાવામાં કાન પાસે વાંકી રાખવી, " તે આમ કહે છે " એમ બતાવવામાં તર્જની લાંબી રાખી ધ્રુજાવવી તેમજ ક્રોધ બતાવવામાં તથા પરસેવો લુછવામાં પણ ધ્રુજાવવી, કેશ, કુંડલ તથા બાજુ વિગેરે પણ એથીજ બતાવાય છે, ગર્વ, શત્રુ બતાવવો, ક્રોધ, " આ કોણ છે " એમ પુછવું અને કાન ખંજોળવો વિગેરેમાં કપાળ પાસે તર્જની રાખવી.

સંયોગ બતાવવો હોય ત્યાં બેઉ તર્જની એકઠી કરવી, અને વિયોગ બતાવવો હોય ત્યાં બેઉને છુટી પાડવી, કજીઓ બતાવવો હોય, ત્યાં બેઉ તર્જની સ્વસ્તિક કરવી, બંધનમાં બેઉ આંગળીઓ પરસ્પર દાબવી, દિવસનો અંત ( સાંજ ) બતાવવો હોય ત્યારે બેઉ તર્જનીને પોતાની સન્મુખ રાખી જમણા પડખાથી ડાબા પડખા સુધી લઇ જવી, રાત્રીનો અંત ( સવાર ] બતાવવો હોય ત્યાં બેઉ તર્જનીને પરાઙ્મુખ રાખી જમણા પડખાથી ડાબા પડખા સુધી લઇ જવી. બેઉ તર્જનીવડે સંપુર્ણ ચંદ્રમંડળ પણ બતાવવું.

## पद्मकोष.

હાથની આંગળીઓથી અંગુઠો છુટો રાખી તેને કાંઇક ઉંચી અને વાંકી રાખવી તેને પદ્મકોષ કહે છે.

બીલું તથા કોઠું વિગેરે પકડવામાં સ્ત્રીઓના સ્તન બતાવવામાં, વસ્તુ શોભવામાં અને માંસ લેવામાં તે આંગળીઓના અગ્રભાગ કાંઇ શોભતાં હોઇએ તેમ ખેંચવા; દેવપુજન માટે બલિ લેવું હોય, પિંડદાનમાં તથા પુષ્પનો ગુચ્છો બતાવવો હોય ત્યાં પદ્મકોષ હસ્ત યોજવો.

## खर्पर ( सर्पशिर ).

હાથની બધી આંગળીઓ તથા અંગુષ્ઠ સરખાં પાસે પાસે રાખી હથેળીમાં પાણી રાખ્યું હોય તેમ જરા નીચી રાખવી તેને ખર્પર કહે છે. આ અભિનય કોઈને પાણીની અંજલી આપવામાં, સર્પની ચાલ બતાવવામાં, પાણી સીંચવામાં, ખભા થાબડવામાં તથા હાથીના કુંભસ્થળ થાબડવામાં બતાવાય છે.

## मृगशीर्ष.

અંગુષ્ઠ તથા કનિષ્ઠિકા ઉંચી રાખી બાકીની ત્રણ આંગળીઓનાં મોઢાં નીચાં રાખવાં તેને મૃગશીર્ષ કહે છે. આ અભિનય અધિક લાડ લડાવવામાં, પાસા નાંખવામાં તથા પરસેવો લુછવામાં બતાવાય છે, કુટ્ટમિતમાં મૃગશીર્ષને ધ્રુજાવવો.

## कांगुलक.

મધ્યમા, તર્જની અને અંગુષ્ઠ એ ત્રણ ત્રેતાગ્નિની પેઠે એકઠાં રાખી અનામિકા કાંઈક વાંકી રાખવી તથા કનિષ્ઠિકા ઉંચી રાખવી તેને કાંગુલક કહે છે, એનાથી ન્હાનાં ફળોનું નિરૂપણ, વિવિધ પ્રકારનાં ન્હાનાં કાર્યો તથા ક્રોધથી કહેવાતાં સ્ત્રીનાં વચનો વિગેરે બતાવવું, પરંતુ સ્ત્રીનાં ક્રોધ વચનોમાં આંગળીઓ ઝોંટાવવી જોઈએ, તેમજ મરકત મણિ, વૈડૂર્ય મણિ વિગેરે બતાવવું હોય ત્યાં તથા " આ વસ્તુઓ એક રૂપિઆભાર લેવી " વિગેરે અર્થ બતાવવો હોય ત્યાં પણ કાંગુલકથીજ અભિનય કરવો.

## पद्म ( दलपल्लव )

જે હાથની આંગળીઓ હથેળીમાં વળેલી હોય અને પાછળના ભાગમાં તથા પડખેના ભાગમાં ખુલ્લી હોય એટલે એક બીજાને અડકેલી ન હોય તેને પદ્મ અથવા દલપલ્લવ કહે છે, તે નિષેધ કરવામાં તથા શૂન્ય વચનોમાં વપરાય છે તેમજ સ્ત્રીઓએ પોતાનો આત્મા બતાવવો હોય ત્યાં પણ યોજાય છે,

## चतुरक.

ત્રણ આંગળીઓ લાંબી રાખી તેના મુળમાં અંગુષ્ઠ રાખવો અને કનિષ્ઠિકા ઉંચી રાખવી તેને ચતુરક કહે છે—

આ અભિનય નીતિ, વિનય, નિયમ, નિપુણતા, બાલક, રોગી, સત્વ અને કપટ વિગેરે અર્થોમાં તેમજ પુત્ર, પદ્મ અને શાન્તિમાં પણ યોજવો, તેમજ ઢાંકેલું, ઉઘાડું, રચેલું, વિચારેલું, લાજ પામવી, નેત્ર સાદૃશ્ય, કમલની પાંખડી તથા કાન બતાવવો વિગેરે અર્થો પણ એજ અભિનયથી એક અથવા બે હાથવડે ભતાવવા, તેમાં હાથની આંગળીઓ કાંઇક ગોળ રાખવી; ક્રીડા, પ્યાર, સ્મરણ, બુદ્ધિ, તકરાર, ક્ષમા, પુષ્ટિ, નામ, સ્નેહ, વિચાર, નિત્ય, શૌચ, ચતુરાઈ, મધુરતા, ડહાપણ, મૃદુતા, સુખ, સ્વભાવ, પ્રશ્ન, વાતની યુક્તિ, વેષ, કુણુંબડ, થોડું, વૈભવ, ગરીબાઇ, સંભોગ, ગુણ, અવગુણ, યૌવન, સ્ત્રી તથા નાના પ્રકારના વર્ણો વિગેરે આ અભિનયથીજ બતાવાય છે.

ધોળો વર્ણ બતાવવો હોય તો હાથ ઉંચો રાખવો, રાતો તથા પીળો વર્ણ હાથથી કુંડાળું કરી બતાવવો અને કાળો વર્ણ બે હાથનું મર્દન કરી બતાવવો.

## भ्रमर

મધ્યમાને અંગુષ્ઠ અડાડી તર્જની જરા વાંકી રાખવી અને બાકીની બે આંગળીઓ ઉંચી રાખવી તેને ભ્રમર કહે છે. એ અભિનયથી કમળ, પોયણાં આદિ લાંબા ડીંટવાળાં પુષ્પો ચુંટવાં તથા કાનમાં પુષ્પ વિગેરે પહેરવાં, તિરસ્કાર કરવો, બાળકોનું બોલવું, ઉતાવળ કરવી. તાલ આપવો અને વિશ્વાસ આપવો વિગેરે અર્થો બતાવવા.

## हंसवक्र.

તર્જની, મધ્યમા અને અંગુષ્ઠ એ ત્રણેના અગ્રભાગ માર્ગ ન રહે તેમ એકઠા કરી બાકીની બે આંગળીઓ સરખી લાંબી રાખવી તેને હંસવક્ર કહે

છે, એ અભિનયથી સૂક્ષ્મ, લીસું, ઢીલું, સુંદર, નાજુક, અલ્પ, હલકું, નિઃસાર તથા કોમળ વિગેરે અર્થો બતાવાય છે.

## हंसपक्ष.

ત્રણ આંગળીઓ સરખી લાંબી રાખી કનિષ્ઠિકા ઉંચી રાખવી તથા અંગુષ્ઠ આંગળીઓની પાસે રાખી કાંઈક ખેંચી જરા વાંકો રાખવો તેને હંસપક્ષ કહે છે, આ અભિનય શ્રદ્ધાંજલિ આપવી, હાથી ઉપર બેસવું, દાન લેવું, મ્હોટો થાંભલો બતાવવો, માન આપવું, બ્રાહ્મણને ભોજન આપવું, આલિંગન, રૂવાડાં ઉભાં થવાં, કંપવું, સ્પર્શ કરવો, લેપ કરવો તથા દાબવું વિગેરે અર્થોમાં યોજવો.

આ હંસપક્ષ સ્ત્રીઓના કેટલાએક રસમય વિલાસોમાં છાતી પાસે રાખવામાં આવે છે તેમજ દુઃખમાં હડપચી પાસે રાખવામાં આવે છે.

## संदंश.

અરાલ હસ્તની તર્જની અને અંગુઠો બન્ને જ્યારે પરસ્પર અડે અને બીજી આંગળીઓ સીધી રહે તથા હથેળીનો મધ્યભાગ કાંઈક ઉંડો રહે તેને સંદંશ કહે છે, તેના ત્રણ પ્રકાર છે—૧ અગ્રજ ( છાતી સામે થાય તે ), ૨ મુખજ ( મુખ સામે થાય તે ) અને ૩ પાર્શ્વગત ( પડખે થાય તે )

પુષ્પ ગુંથવામાં, તૃણ, પાંદડાં, વાળ તથા સૂત્ર શોભવામાં, કારીગરીવાળા પદાર્થ શોભવામાં તથા વાખેંચમાં "અગ્રજ" અને ડીંટથી પુષ્પ ચુંટવું, ચિન્તા બતાવવી, નળી વિગેરેમાં ભરવું, ધિક્કાર વચન કહેવું તથા ક્રોધ વિગેરેમાં "મુખજ" યોજવો.

યજ્ઞ, પર્વત ઉપાડવો, વીંધવું, બાણ સાંધવું તથા યોગ, ધ્યાન અને અલ્પ વિગેરે અર્થોમાં એ સંદંશ બતાવવા.

કોમળ, નિન્દા, ઈર્ષ્યા તથા દોષ વચન વિગેરે અર્થો ડાબા હાથનો "પાર્શ્વગત" સંદંશ કરી તેનો અગ્રભાગ કાંઈક પહોળો રાખી બતાવવા.

ચિત્ર ઢાંકવું, નેત્ર આંજવું, તર્ક કરવો, વૃત્ત રચવું, નવાં અંકુર ગુંથવાં તથા વાળ દ્વાબવા વિગેરેમાં સ્ત્રીઓએ સંદંશ અભિનય કરવો.

## मुकुल.

હંસવક્ત્રની આંગળીઓના અગ્રભાગ જ્યારે પરસ્પર એક સાથે મળે અને ઉંચા રહે તેને મુકુલ કહે છે. મુકુલ એટલે બીડાએલ કળી માટે બીડાએલ કમળના ડોડાની માફક હાથ રાખવો તેને મુકુલ કહે છે. આ અભિનય દેવપુજનમાં બળિદાન કરવું, કમલ, પોયણા વિગેરેના ડોડવા બતાવવા, ચુંબન કરવું, વેરાએલ વસ્તુને એકઠી કરવી, જમવું પૈસા ગણવા, મુખ સંકોચવું તથા દાન આપવું વિગેરેમાં બતાવવો.

## उर्णनाभ.

પદ્મકોષ હાથની છેલ્લી બે આંગળીઓ વળેલી હોય અને પહેલી બે આંગળીઓ તથા અંગુષ્ઠના અગ્રભાગ મળેલા હોય તેને ઉર્ણનાભ કહે છે, તે કેશ સમા કરવા, ચોરી કરવી, શોભવું, માથું ખંજોળવું, કોષ્ઠવ્યાધિનિરૂપણ. સિંહ અને વાઘ બતાવવા તથા પત્થર શોભવો વિગેરે અર્થોમાં બતાવાય છે.

## ताम्रचूड.

મધ્યમા અને અંગુષ્ટના અગ્રભાગ પરસ્પર અડાડવા તથા પહેલી આંગળી વાંકી રાખી બાકીની છેલ્લી બે હથેળીમાં વાળવી તેને તામ્રચૂડ કહે છે, તેની તિરસ્કાર, ઉતાવળ વિગેરે અર્થોમાં તથા તાલના અંતમાં અને સંજ્ઞા કરવામાં ચપટી વગાડવામાં આવે છે.

પહેલી ત્રણ આંગળીઓ હથેળીમાં વાળી અથવા તેને અંગુષ્ટથી દબાવી અને છેલ્લી આંગળી લાંબી રાખવી તેને પણ તામ્રચૂડ કહે છે. આ અભિનય સો હજાર અર્થાત્ લાખની સંખ્યા અને સોનું વિગેરે બતાવવું હોય ત્યાં વપરાય છે; પાણીના છાંટા તથા અગ્નિના તણખા બતાવવા હોય ત્યાં તામ્રચૂડની દાબેલી આંગળીઓ એકદમ છોડી ઉંચી કરી બતાવવી.

## अंजली.

બે પતાક હાથ એકઠા કરવા તેને અંજળી કહે છે જેને હાથ જોડવા કહે છે, તે) તે દેવતા, ગુરૂ તથા મિત્રોને નમસ્કાર કરવામાં વપરાય છે, એ અંજળિ દેવતાઓને નમસ્કાર કરતાં માથે, ગુરૂને નમસ્કાર કરતાં મુખ આગળ મિત્રોને નમસ્કાર કરતાં છાતી આગળ અને સ્ત્રીઓને નમસ્કાર કરતાં ઇચ્છાનુસાર રાખવી.

## कपोतक.

ડાબા હાથથી જમણું પડખું તથા જમણા હાથથી ડાબું પડખું પકડવું તે કપોતક (જેને અદબ વાળવી કહે છે તે ) આ હાથ, શોભા નમ્રતા, પ્રણામ કરવા. તથા ગુરૂ સાથે બોલવું વિગેરે અર્થોમાં બતાવાય છે, તેમજ સ્ત્રીઓએ ટાઢ અથવા ભયમાં વક્ષઃસ્થળ ઉપર ધ્રુજતાં કપોતક કરી બતાવવો.

## कर्कट.

બે હાથની આંગળીઓ પરસ્પર અંદર ખોશીને શોભાય તે કર્કટ (જેને કાકડા શોભવા કહે છે. )તે કામથી આળસ આવવી, સુઇ ઉઠયા પછી બગાસાં આવવાં, લાંબુ શરીર કરવું, તથા શંખ શોભવો વિગેરે અર્થોમાં યોજાય છે.

## स्वस्तिक

બેઉ હાથ અરાલ કરી ડાબા હાથના પોંચા ઉપર જમણો અને જમણાના પોંચા ઉપર ડાબો હાથ ત્રાંસો મુકી ડાબા પડકા ઉપર રાખવા તથા બેઉની હથેળીઓ તેના સામી રાખવી તેને સ્વસ્તિક કહે છે, તે સ્વસ્તિક હસ્તને છુટા કરી દિશા, મેઘ, આકાશ, વન, સમુદ્રો, રૂતુઓ, પૃથ્વી તથા વિસ્તાર આદિ બતાવાય છે.

## खटका वर्धमान.

ખટકામુખ હાથ ખેટક (ઢાલ) ઉપર મુકવાથી ખટકાવર્ધમાન કહેવાય શૃંગારિક અર્થોમાં તથા નમસ્કાર કરવામાં યોજાય છે તેમજ કમળ, પોયણાં વિગેરેનાં ડીંટ બતાવવા તથા છત્ર ધારણ કરવામાં પણ યોજાય છે.

## उत्संग

અરાલ હસ્ત ઉલટા અથવા વર્ધમાન હસ્ત સવળા રાખવા તેને ઉત્સંગ કહે છે અને તે સિંહાવલોકિતમાં પ્રયોજાય છે.

## निषेध.

મુકુલ હાથને કપિત્થ હાથથી જ્યારે પકડાય ત્યારે નિષેધ કહેવાય છે, આ હસ્તથી સંગ્રહ કરવો, કબુલાત, સબંધ, સગાઇ, ધારણ કરવું, વખત, સત્યવચન અને સંક્ષેપ વિગેરે અર્થો બતાવવા.

## दोल.

બેઉ ખભા ઢીલા રાખી પતાક હસ્ત લટકતા રાખવા તેને દોલ કહે છે, તે શ્રાન્તિ, ખેદ, મૂર્છા, કેફ, ઉતાવળ, વ્યાધિગ્રસ્ત અને અભિઘાત વિગેરે અર્થોમાં વપરાય છે.

## पुष्पपुट.

જે ખર્પર ( સર્પશીર્ષ ) હસ્ત કહ્યા છે તેની આંગળીઓ બરાબર પાસે પાસે રાખીને બીજો હાથ પડખામાં કોણી પાસે રાખવો તેને પુષ્પપુટ કહે છે, એ અભિનયથી નાના પ્રકારનાં ધાન્ય, ફળ અને પુષ્પ જેવા પદાર્થોનું લેવું, આપવું તેમજ પાણી લેવું અથવા આપવું વિગેરે બતાવાય છે.

## मकर.

બેઉ હાથ પતાક કરી તે બેઉના અંગુષ્ઠ ઉચા રાખી ઉંધા રાખવા પછી એક હાથની ઉપર બીજો હાથ મુકવો તેને મકર કહે છે; એ અભિનયથી સિંહ, વાઘ, ચિત્તા, નોળીઆં, મગર તથા મ્હોટાં મત્સ્ય વિગેરે માંસાહારી પ્રાણીઓ બતાવાય છે.

## गजदन्त.

બેઉ હાથ સર્પશીર્ષ કરી કોણીથી કાંડાં સુધી અડાડવા તેને ગજદન્ત

કહે છે, આ હસ્ત સ્ત્રીપુરૂષના વિવાહમાં, થાંભલો પકડવો, અને પર્વતઅથવા પત્થર ઉપાડવો, વિગેરેમાં પ્રયોજાય છે.

## अवहित्थ.

બેઉ હાથ શુકતુંડ કરી છાતીની સામા રાખવા, પછી ધીમે ધીમે તેના મોઢાં નીચાં કરતાં જવાં, તેને અવહિત્થ કહે છે, તેનાથી ગરીબનો નિઃશાસો, શરીરનું બતાવવું તથા બારીક અથવા પાતળું વિગેરે અર્થો બતાવાય છે.

## वर्धमान.

બેઉ હાથ હંસપક્ષ કરી પોતાથી પરાઙ્મુખ રાખવા તેને વર્ધમાન કહે છે, આ અભિનય જાળીયું અથવા ગોખ વિગેરે ઉઘાડવામાં બતાવાય છે.

એ પ્રમાણે સંયુક્ત અને અસંયુક્ત બે પ્રકારના હસ્ત સંક્ષેપથી કહ્યા, બીજા કેટલાએક અભિનયના હસ્ત આ નાટ્યશાસ્ત્રમાં આવે તે તેના અર્થ ઉપરથી સિદ્ધ કરવા અને તે જાણી તથા પોતે પણ વાસ્તવિક વિચાર કરી વિદ્વાનોએ પ્રયોજવા.

અભિનયમાં આવતા બધી જાતના હસ્ત બતાવી શકવા અશકય છે, છતાં જે બહુધા જોવામાં આવે છે તે કહ્યા. બીજા પણ લૈકિક વ્યવહારમાં વપરાતા હસ્તના અભિનયો અર્થયુક્ત જણાય તે રસ અને ભાવ (સાત્વિકાદિ) ની અનુકૂળતા પ્રમાણે પોતાની ઇચ્છાથી આ નાટ્યમાં યોજવા. વળી દેશ, કાલ, પ્રયોગ અને અર્થની યોજના વિચારીને કહેલા હસ્તના પ્રયોગ બતાવવા, તેમાં સ્ત્રીઓએ તો અવશ્ય બતાવવા.

અભિનયમાં આવતા સર્વ હસ્તનાં રસ અને ભાવોથી થતાં કર્મો નીચે મુજબ છે—

ઉત્કર્ષણ, વિકર્ષણ, વ્યાકર્ષણ, થોભવું, બોલાવવું, મારવું, તિરસ્કાર કરવો, ભેળું કરવું, યુદ્ધ કરવું, રક્ષણ કરવું, છોડાવવું, પ્રેરવું, કંપાવવું, ત્યાગ કરવો, કાપવું, ચીરવું તથા છિદ્ર પાડવું. ૯૦

પ્રયોગોમાં સર્વ હાથના અભિનયો જેમાં અર્થ જણાય છે એવા નેત્ર,

ભ્રકુટી અને મુખરાગની સાથે લોકોપચાર પ્રમાણે કરવા, કારણ કે નાટક કરવાનું સ્થાન, તેનો પ્રચાર અને તેની ક્રિયા જોઇને હસ્તના અભિનય કરવા.

ઉત્તમ પાત્રોએ અભિનયમાં પોતાના હાથ લલાટ સામે મધ્યમ પાત્રોએ છાતી સામે અને કનિષ્ટ પાત્રોએ નીચે રાખવા.

ઉપર બતાવેલ અભિનયોમાં જેનો પ્રચાર થોડો હોય તે અભિનયો મધ્યમ પાત્રોએ શરીરના મધ્ય ભાગમાં હાથ રાખીને બતાવવા તેમજ નીચ પાત્રોએ પણ અર્થની અનુકૂળતા પ્રમાણે મધ્ય ભાગમાંજ હસ્તથી અભિનય બતાવવા.

ઉપર બતાવેલ અભિનયો જે જે પ્રયોગમાં અને જેજે કાળમાં બતાવવાના કહ્યા છે, તેથી બીજી દશામાં તેજ અભિનયો અવસ્થાની અનુકુળતા પ્રમાણે જુદી જુદી ક્રિયાથી કરવા.

ખેદ પામેલો, મુર્છિત, નીચ, નિંદા પામેલો, શોક કરનાર, ગ્લાનિ પામેલો, સૂતેલ, હાથ પગ વગરનો, જડ, ઝોકાં ખાનાર, દરદી, અતિવૃદ્ધ, ભયયુક્ત, ટાઢથી ઠરી ગયેલ, કેફ ચડેલ, ગાંડો, વિચારમાં લીન થએલ તથા તપ કરનાર વિગેરે પુરૂષોએ હસ્તના અભિનય કરવા નહિ, પરંતુ તેવા તેવા સ્વભાવનું આચરણ કરવું તથા વિવિધ ભાવ અને રસયુક્ત "કાકુ" શબ્દ કરવો.

જે નાટ્યમાં હસ્તના અભિનયો આવતા હોય તેમાં નેત્રથી અવલોકન અને અર્થદર્શક વિસામાની સાથે વાચિક અભિનય કરવા.

નાટ્ય અને નૃત્તમાં અંગોનો (હસ્તનો) પ્રચાર ત્રણ પ્રકારનો હોય છે. ૧ ઉત્તાન (સવળો) ૨ પાર્શ્વગ (પડખે રહેનાર) ૩ અધોમુખ (અવળો) અન્ય મતમાં નાટ્ય અને નૃત્તમાં હસ્તના પાંચ પ્રકાર છે. ૧ ઉત્તાન ૨ વર્તુલ ૩ ત્ર્યસ્ર ૪ સ્થિત ૫ અધોમુખ. આ પાંચેના આકાર નામ ઉપરથી જાણી લેવા.

## चतुरस्त्र.

બેઉ હાથ ખટકા મુખ કરી છાતીની આગળ આઠ આંગળ છેટે સવળા રાખવા અને બેઉના ખભા તથા કોણીઓ સરખી રાખવી તે.

## उद्वृत्त (तालवृत्त.)

બેઉ હાથ હંસ પક્ષ કરીને પંખાની પેઠે ફેરવવા તે.

## तलमुख.

બેઉ હાથ ચતુર કરી અથવા હંસપક્ષ કરી તેને ત્રાંસા રાખી પોતાના મુખ સામી હથેળીઓ રાખવી તે.

## स्वस्तिक.

તલમુખ હસ્તને સ્વસ્તિક હસ્તનું રૂપ અપાય તે.

## विप्रकीर्ण.

સ્વસ્તિક હસ્તને છુટા પાડવા તે.

## अरालखटका मुख.

અરાલ હસ્તને સ્વસ્તિકનું રૂપ આપી તેને છુટા કરવા તે.

## सूचीमुख.

બેઉ હાથ સર્પશીર્ષ કરી તેની મધ્યમાં અંગુષ્ઠના મોઢાં ત્રાંસા રાખવાં તે; અન્ય મતમાં બેઉ હાથ સર્પશીર્ષ કરી તેને સ્વસ્તિક કરવા તથા અંગુષ્ઠ હથેળીમાં રાખવો તે સૂચીમુખ.

## रेचित.

હાથ લાંબા કરી તેની હથેળીઓ સવળી રાખવી અથવા કાંઇક હંસપક્ષના જેવી રાખવી તે.

## अर्धरेचित.

ડાબો હાથ ચતુરસ્ર રાખી જમણો હાથ રેચિત કરવો તે.

## उत्तानवंचित.

બેઉ ખભા અને કોણી સરખાં રાખીને બેઉ હાથ ત્રિપતાક કરવા અને હથેળીઓ કાંઇક ત્રાંસી નમતી રાખવી તે.

## पल्लव.

બેઉ હાથના ખભા અને કોણી સરખાં રાખી પતાક કરી તેને કાંડેથી વાંકા રાખવા તે.

## नितंब

ઉપર કહેલ પલ્લવ હસ્ત બાહુથી લાંબા રાખવા તે.

## केशबन्ध.

બેઉ પતાક હસ્ત માથાના કેશને અડાડીને બેઉ પડખે સીધારાખવા તે.

## लताख्य.

બેઉ હાથને બેઉ પડખે લાંબા રાખી તેની હથેળીઓ ત્રાંસી અને નમતી રાખવી તે.

## करिहस्त.

એક હસ્તને લતાખ્યનું રૂપ આપી તેને ઉંચો કરી એક પડખેથી બીજે પડખે ફેરવવો અને બીજા હસ્તને ત્રિપતાકનું રૂપ આપી પોતાની તરફના કાન પાસે રાખવા તે.

## पक्षवंचित.

બેઉ હાથ ત્રિપતાક કરી કરિહસ્તની માફક કાન પાસે સવળા રાખવા તે.

## पक्षप्रद्योतक.

પક્ષવંચિત હસ્તને કાન પાસે ઉંધા રાખવામાં આવે તે.

## गरुडपक्ष.

બેઉ હસ્ત ત્રિપતાક કરી તેને ઉંધા રાખવામાં આવે તે.

## दंडपक्ष.

બેઉ હાથ હંસપક્ષ કરીને અવળા સવળા ફેરવવા અને તેમાં કોણીથી ખભા સૂધીનો ભાગ લાંબો રાખવો તે.

## ऊर्ध्वमंडलिन्.

ઉપર બતાવ્યા મુજબ હસ્ત રાખી તેને ઉર્ધ્વસ્થાનમાં ફેરવવા તે.

## पार्श्वमण्डलिन.

ઉપર કહેલ હાથને એક પડખા તરફ રાખી ફેરવવા તે.

## उरोमंडालिन.

હંસપક્ષ કરેલા બેઉ હાથ છાતી આગળ રાખી એક હાથથી બીજા હાથને વીંટતા હોઇએ અને બીજા હાથથી પહેલા હાથને ઉબેળતા હોઇએ એમ ફેરવવા તે.

## पार्श्वावर्त.

બેઉ હાથ અરાલ તથા પલ્લવ કરીને છાતી આગળ રાખી એક હાથથી બીજા હાથને પરસ્પર અર્ધમંડલ ફેરવવું તે આ અભિનયને ઉરઃપાર્શ્વાર્ધ મંડળ પણ કહે છે.

## मुष्टिकस्वस्तिक.

બેઉ હસ્ત ખટકામુખ કરી તેનું મણિબંધ ઉપર સ્વસ્તિક કરવું તથા તેને કાંઇક ખેંચીને વાંકા રાખવા તે.

## नलिनी पद्मकोष.

બેઉ હસ્ત પદ્મકોષ કરીને છાતી આગળ રાખી બંનેને અનુક્રમે વ્યાવર્ત અને પરિવર્ત કરવા અર્થાત્ અવળા સવળા ફેરવવા તે.

## उल्बण.

બેઉ હસ્ત દલપલ્લવ કરી તેને માથા ઉપર ઉંચા રાખવા અને બેઉની તર્જની પરસ્પર શોભવી તે.

## ललित.

બંને હસ્ત પલ્લવ કરી માથે રાખવા તે.

## वलित.

બંને હસ્ત લતાખ્ય કરી ખપૅર તથા સ્વસ્તિક કરવા અથવા મુષ્ટિક સ્વસ્તિક કરી માથા ઉપર પહોળા રાખવા, અથવા બંને હસ્ત ખટકામુખ કરી સામસામા અગ્રભાગ અડાડી તેનો પાછળનો ભાગ ઉંચો અને બંને કોણીઓ નમતી રાખવી તે.

## अन्य चतुष्प्रकार हस्त.

१ आवेष्टित, २ उद्वेष्टित, ३ व्यावर्तित, ४ परिवर्तित.

आवेष्टित—એક હસ્તની તર્જન્યાદિક આંગળીઓ અનુક્રમે બીજા હસ્તની તર્જન્યાદિક આંગળીઓવડે ઘણે અન્તરે ઢાંકવામાં આવે તે.

उद्वेष्टित—એક હાથની તર્જન્યાદિક આંગળીઓ બીજા હાથની તર્જન્યાદિ આંગળીઓથી ક્રમપૂર્વક બહારથી ઢાંકવામાં આવે તે.

व्यावर्तित—એક હાથની તર્જન્યાદિ આંગળીઓ અનુક્રમે બીજા હાથની તર્જન્યાદિ આંગળીઓવડે અંદરના ભાગમાંથી વીંટવામાં આવે તે.

परिवर्तित—એક હાથની તુર્જન્યાદિ આંગળીઓ બીજા હાથની તર્જન્યાદિ આંગળીઓવડે બહારથી વીંટવામાં આવે તે.

ઉપર પ્રમાણે હસ્તના અભિનયો જાણવા.

નૃત્યમાં અને અભિનયમાં મોહું, ભ્રકુટી અને નેત્રની સાથે હાથવડે કરણો કરવાં.

ઉપર બતાવ્યા સિવાયના પણ કેટલાએક હસ્તના પ્રકાર છે.

१ तिर्यक, २ उर्ध्वसंस्थ, ३ अधोमुख, ४ अंचित, ५ अपविद्ध, ६ मंडलगति, ७ स्वस्तिक, ८ पृष्ठानुसारी, ९ उद्वेष्टित, १० प्रसारित, ११ आविद्ध, १२ कुंचित, १३ नम्र, १४ सरल, १५ आन्दोलित, १६ उत्सारित.

तिर्यक—પડખે રહેલો હાથ.

**उर्ध्वसंस्थ**—માથા ઉપર આકાશ તરફ ઉંચો કરેલો હાથ.

**अधोमुख**—પૃથ્વી તરફ રાખેલો હાથ.

**अंचित**—હાથને છાતી આગળથી માથાસૂધી લઇ જઇતેને પાછો છાતી પાસે લાવવો તે.

**अपविद्ध**—હાથને છાતી આગળથી મંડલની પેઠે ફેરવતાં આગળ લઇ જવો અને તે મંડલ અપવિદ્ધને અનુસારે બહારના ભાગમાં વળતું કરવું તે.

**मण्डलगति**—હાથને શરીરની ચારે બાજુ ફેરવવો અને તેનો ઉપયોગ તલવાર તથા બરછી વિગેરે ફેંકવામાં કરવો.

**स्वास्तिक**—ડાબા હાથવડે જમણા હાથના અને જમણા હાથવડે ડાબા હાથના કોણી અને ખભાના મધ્ય ભાગનો સ્પર્શ કરવો તે. આ અભિનય સૂર્યનું ઉપસ્થાન, આલિંગન અને નમસ્કાર વિગેરેમાં યોજાય છે. ઉપસ્થાનમાં માથા ઉપર સાથીયાની પેઠે હાથ રાખી હથેળી સૂર્ય સામી રાખવી, મળવામાં પ્રસિદ્ધિ પ્રમાણે છાતી આગળ સ્વસ્તિક કરી પોતાની સામે હથેળીઓ રહે તેમ રાખવા અને નમસ્કારમાં હથેળીઓ જમીન તરફ રાખવી. એ પ્રમાણે જ્યાં વિશેષ ખુલાસો ન કર્યો હોય ત્યાં લોક વ્યવહારથી જાણી લેવું.

**पृष्ठानुसारी**—બરડા તરફ પાછળ રાખેલો હાથ.

**उद्वेष्टित**—પોતાના સ્થાનથી નિકળીને મણિબંધ નામની વર્ત્તનાનો આશ્રય કરનાર હોય તે.

**प्रसारित**—અગ્રભાગમાં લાંબો કરેલો હાથ.

**आविद्ध**—પોતાની તરફ એકદમ ખેંચેલો હાથ.

**कुंचित**—જે હાથ કોણીથી વળેલો હોય તે. આ અભિનય મારવામાં, જમવામાં અને પીવામાં યોજાય છે.

**नम्र**—હાથ કાંઇક વાંકો રાખવામાં આવે તે. આ અભિનય સ્તુતિ તથા પુષ્પ ધારણ કરવામાં યોજાય છે.

**सरल**—જે હાથ બન્ને પડખે પહોળા તથા ઉંચા અને નીચા સીધા રાખવામાં આવે તે.

**आन्दोलित**—હાથ હલાવવો તે. તે તેજ કાર્યમાં યોજાય છે.

**उत्सारित**—જે હાથ પોતાને પડખેથી બીજે પડખે લઇ જવામાં આવે તે. આ ભેદ મનુષ્યોને નિવારણ કરવામાં યોજાય છે.

આ હસ્તના ભેદ કરણોમાં આવે છે, માટે નર્તકોએ જાણી લેવા.

## अंस ( खभा )ना भेद.

१ एकोच्चि, २ कर्णलग्न ३ ऊच्छ्रित, ४ स्नस्त, ५ लोलित, लक्षणो नामथी जाणी लेवां.

મુઠી તથા ભાલુ મારવામાં "એકોચ્ચ", મળવામાં તથા ટાઢમાં "કર્ણલગ્ન", હર્ષ તથા ગર્વમાં "ઉચ્છ્રિત", સુખ તથા દુઃખમાં "સ્રસ્ત" અને મુર્છામાં, વિટના નાચવામાં તથા હાસ્યમાં 'લોલિત' યોજાય છે.

## वक्षःस्थल ( छाती )ना भेद.

१ आमुग्न, २ निर्भुग्न, ३ प्रकंपितः ४ उद्वाहित, ५ सम.

**आमुग्न**—છાતી નીચી તથા બરડો ઉંચો અને બેઉ ખભા વધારે વાંકા રાખવા તે. આ અભિનય સંભ્રમ, ખેદ, મુર્છા, શોક, ભય, વ્યાધિ, હૃદય શિલ્પ, ટાઢ, વરસાદ અને લજામાં બતાવાય છે.

**निर्भुग्न**—છાતી ઉંચી તથા બરડો નીચો અને બેઉ ખભા પાછળ પડતા રાખવા તે. આ અભિનય સજડ થવું, માન કરવું, આશ્ચર્ય જોવું, સત્ય બોલવું, "હું" એમ ગર્વ વચન કહેવું તથા અધિક ગર્વ કરવો વિગેરે અર્થોમાં તેમજ લાંબો નિઃશાસો નાંખવો, બગાસું ખાવું તથા સ્ત્રીઓને વિબ્બોક કરવું વિગેરેમાં બતાવાય છે.

**प्रकंपित**—વારંવાર છાતી ધ્રુજાવવી તે. આ અભિનય હસવામાં, રોવામાં, શ્રમમાં, ભયમાં, શ્વાસમાં, ઉધરસમાં તથા હેડકીના વ્યાધિમાં નાટ્યજ્ઞ પુરૂષોએ અર્થાનુસાર યોજવું.

उद्वाहित—છાતીને ઉંચી રાખવી તે, આ અભિનય ઉચ્છ્વાસ, દર્શન અને બગાસું ખાવામાં યોજાય છે.

सम—સર્વ અવયવો સરખા રાખીને છાતીને ઉંચી નીચી નહિ, રાખતાં સૌષ્ઠવયયુક્ત રાખવી તે.

## पार्श्व (पडखां) ना भेद.

१—नत—२—समुन्नत—३—प्रसारित—४—विवर्तित—५—अपसृत.

नत—કેડને તથા પડખાને કાંઈક વાંકાં રાખવાં તથા ખભો કાંઈક નમતો રાખવો તે.

समुन्नत—જે પડખું નમતું રાખેલ હોય તેની બાજુના ભાગમાં ખભો પડખુ અને કેડ ઉંચાં રાખવાં તે

प्रसारित—એક પડખાં લાંબાં કરવાં તે

विवर्तित—ત્રિક ભાગ ફરે એવી રીતે પડખું ફેરવવું તે

अपक्रान्त—વિવર્તિત કરી તેને પાછું ફેરવું તે.

પાસે જવામાં "નત," પાછુ ખસવામાં "સમુન્નત" અતિ હર્ષાદિકમાં "પ્રસારિત," ફરવામા "વિવર્તિત" અને નિવૃત્ત થવામાં 'અપક્રાન્ત'યોજાય છે.

## जठर (पेट) ना भेद.

१—क्षाम—२—खल्ल—३ पूर्ण.

દુબળું હોય તે "ક્ષામ" ખાડો પડેલો હોય તે "ખલ્લ" અને ફુલેલ હોય તે 'પૂર્ણ' કહેવાય છે.

હાસ્ય, રૂદન, નિઃશ્વાસ અને બગાસામાં 'ક્ષામ' વ્યાધિ, તપ, ભ્રાન્તિ અને ભુખમાં "ખલ્લ' તથા ઉચ્છ્વાસ, જાડું અને વ્યાધિમાં 'પૂર્ણ' યોજાય છે.

## कटि ( केड )ना भेद.

१ छिन्ना २ निवृता ३ रेचिता ४ कंपिता ५उद्वाहिता.

छिन्ना—કેડને વચમાથી હલાવવી તે,

**निवृत्ता**—મોઢું અવળું રાખીને કેડ સીધી રાખવી તે.

**रेचिता**—કેડને ચોતરફ નમાવવી તે.

**कंपिता**—તુરત કેડને વાંકી કરવી તે.

**उद्वाहिता**—પડખાં અને નિતંબ ભાગથી કેડ ઢંકાએલી હોય તે.

વ્યાયામ, ભ્રાન્તિ અને ફેંકવામાં " છિન્ના "; વલોવવામાં " નિવૃત્તા"; ફરવામાં " રેચિતા "; કુબડો, ઠુંકો અને નીચની ચાલમાં " કંપિતા " અને જાડા માણુસની ચાલમાં તથા સ્ત્રીઓની લજ્જાયુક્ત ચાલમાં " ઉદ્વાહિતા " યોજવી.

## ऊरु ( સાથળ )ના भेद.

१ कंपन, २ वलन, ३ स्तंभन, ४ उद्वर्तन, विवर्तन.

**कंपन**—વારંવાર પાની ઉંચી નીચે કરવાથી સાથળનું કંપાવવું તે.

**वलन**—કોઇ વખત ગોઠણ અંદરના ભાગમાં રહે તે.

**स्तंभन**—સાથળને સજ્જડ અને સ્થિર રાખવામાં આવે તે.

**उद्वर्तन**—પાનીનો ભાગ અંદર અને ફણાનો ભાગ બહાર વારંવાર તરછોડાયતે.

**विवर्तन**—જેમાં પાની અંદરના ભાગમાં રહે તે.

અધમ પાત્રોની ચાલમાં " કંપન ", સ્ત્રીઓનીસ્વેચ્છા ગતિમાં "વલન" ભય અને ખેદમાં " સ્તંભન ", વ્યાયામ ( કસરત ) તાંડવમાં " ઉદ્વર્તન " તથા ભ્રાન્તિયુક્ત ફરવામાં " વિવર્તન " યોજાય છે

બીજા ભેદો લોકોમાં જેવી રીતે જોવામાં આવતા હોય તેવી રીતે ગ્રહણ કરવા.

## जंघा ( जांघ )ना भेद.

१ आवर्तित, २ नत, ३ क्षिप्त, ४ उद्वाहित, ५ परिवृत.

**आवर्तित**--જેમાં જમણો પગ ડાબી તરફ અને ડાબો પગ જમણી તરફ લઇ જવામાં આવે તે. કેટલાએક જાંઘના સ્વસ્તિક યોગને પણ ક્રમે કરીને આવર્તિત કહે છે.

**नत**—જંઘાને નમાવવી તે.

**क्षिप्त**—જંઘાને બહારના ભાગમાં ફેરવવી તે.

**उद्वाहित**—જંઘાને ઉંચી લેવી તે.

**परिवृत्त**—( વિવર્તિત )—ઉદ્વાહિતથી વિપરીત ક્રિયા કરવી તે.

વિદૂષકના ફરવામાં "આવર્તિત", સ્થાન અને આસન વિગેરેમાં "નત" વ્યાયામ વિગેરેમાં " ક્ષિપ્ત ", વક્રગતિમાં " ઉદ્વાહિત " અને તાંડવ આદિમાં " પરિવૃત્ત યોજાય છે.

## पादकर्म.

પગના ૭ પ્રકાર છે. १ उद्घटित, २ समग्र, ३ अग्रतलसंचर, ४ अंचित, ५ कुंचित, ६ समपाद.

**उद्घटित**—જમીન ઉપર પગનો ફણો મુકી પછી પાની વડે જમીન ઠોકવી તે આ અભિનય કરણમાં અનુકરણને માટે પ્રયોગાય છે, તેમાં મધ્યમ પ્રચાર ત્યાગીને એક અથવા બહુ વખત પ્રયોજવો.

**समग्र**—જમીન ઉપર સ્વાભાવિક સરખા પગ મુકી રહેવું તે. આને "સમપાદ" પણ કહે છે, તે સ્વાભાવિક અભિનયમાં તથા અનેક કરણોમાં યોજાય છે. પાદરેચિતમાં તેને ફરીથી ચંચળ કરવો.

**अग्रतलसंचर**—જેની પાની ઉંચી અને અંગુષ્ઠ લાંબો તથા આંગળીઓ સરખી શોભતી રહે તે. આ અભિનય પીડવું, ઠોકવું, વધ કરવો, જમીન ઠબકારવી, ફરવું, ધાસ્તી તથા ભ્રાન્તિ વિગેરે અર્થોમાં યોજવો.

**अंचित**—જેની પાની જમીન ઉપર રહે અને ફણો ઉંચો રહે તથા આંગળીઓ સરખી શોભતી રહે તે. આ અભિનય "પાદાગ્રતલસંચારમાં" 'વર્તિતોદ્વર્તિતમાં" તથા ' અતિક્રાન્તક્રમ"માં પ્રયોજાય છે

**कुंचित**—પગની પાની ઊંચી તથા આંગળીઓ ઉંચી રાખી પગનો મધ્યભાગ વાંકો રાખવો તે. આ અભિનય અતિક્રાન્તક્રમમાં તથા ઉંચી વસ્તુ પકડવામાં યોજાય છે.

सूचीपाद—જમણા પગની પાની ઊંચી રાખી અંગુષ્ઠ જમીનને અડાડવો અને ડાબો પગ સ્વાભાવિક રીતે જમીન ઉપર મુકવો તે. આ અભિનય નૃત્તમાં તથા અન્તઃપુર કરણમાં અને નુપુર પહેરવામાં યોજાય છે.

ઉપર બતાવેલ પગનું કર્મ ગોઠણ તથા સાથળનાં કર્મની સાથેજ કરવું, કારણકે પગનું કર્મ કરવાથીજ ગોઠણ તથા સાથળ ફરે છે, માટે બન્નેનું સાથે ફરવું તેનેજ પાદસંચારી કહે છે.

## चारीविधान.

અંગોએ સહિત જે હસ્તપાદાદિનું ચાલવું તેને વ્યાયામ કહે છે, અને એ પ્રમાણે પરસ્પર અવયવોવડે અમુક રિતીથી જે વ્યાયામ કરવામાં આવે તેને ચારી કહે છે.

એક ચરણના પ્રચારને "સંચારી" બે ચરણના પ્રચારને "કરણ" ત્રણ અથવા વધારે કરણોના સમુહને 'ખંડ" અને ત્રણ અથવા ચાર ખંડના સંયોગને "મંડલ" કહે છે.

ચારીઓવડે નૃત્ય, ચેષ્ટિત અને શસ્ત્રમોક્ષ કરાય છે, તેમજ યુદ્ધમાં પણ ચારી યોજવામાં આવે છે, આ નાટ્યશાસ્ત્રનો આરંભ ચારીમાંજ રહ્યો છે અને તેનું કાંઇ પણ અંગ ચારી વિના બની શકતું નથી, માટે પ્રથમ ચારીવિધાન જાણવાની જરૂર છે.

१ समपादा, २ स्थितावार्ता, ३ शकटास्या, ४ अधिका, ५ चाषगति, ६ विच्युता, ७ अलकाक्रीडिता, ८ बद्धा, ९ उरूद्वृत्ता, १० अंगिता, ११ उत्स्यंदिता, १२ जनिता, १३ स्यन्दिता, १४ अपस्यान्दिता, १५ समोसरितवल्ली, १६ मतल्ली.

આ સોળ ચારીઓને "ભૌમી" કહે છે.

१ अतिक्रान्ता, २ अपक्रान्ता, ३ पार्श्वक्रान्ता, ४ उर्ध्वजानु, ५ सूची, ६ नूपुरपादिका, ७ दोलपादा, ८ क्षिप्ता, ९ आविद्धा, १० वृत्ता, ११ वि-

द्युत्क्रान्ता, १२ अलाता, १३ भुजंगत्रासिता, १४ मृगप्लुता, १५ दंडपादा, १६ भ्रमरी.

આ સોળ ચારીઓને "આકાશિકી" કહે છે.

## लक्षण.

समपादा—બન્ને પગ જોડાજોડ સરખા રાખી તેના બધા નખો પણ બરાબર સરખા રાખવા તે.

स्थितावार्त्ता—એક પગ જમીન ઉપર ખેંચી જઈ તેવડે ગોળ મંડળ કરી તે લઈ લીધા પછી બીજો પગ તેજ જગો તરફ લાંબો કરવો તે.

शकटास्या—નીચે બેસીને એક પગ તલસંચર કરી લાંબો કરવો તથા છાતી ઉંચી રાખવી તે.

अधिका—જમણા પગને ડાબા પગવડે ધોતા હોઇએ તેમ ઉભા રહી, પછી તેને ખસેડી લઇ જઈએ તે.

चापगति—પ્રથમ જમણો પગ લાંબો કરી તેને લઇ લેવો અને પછીથી ડાબો પગ જમણા પગ તરફ લઇ જવો તે.

विच्युता—સમપાદાના બન્ને પગ છુટા કરીને પાદાગ્રવડે જમીન ઠોકવી તે.

अलकाक्रीडिता—બન્ને પગ તલસંચર કરી તે વડે કુદકો મારી એક વખત આગળ અને એક વખત પાછળ પડવું તે

बद्धा—બન્ને ગોઠણના નીચેના નળાને સામસામા સાથીયાની માફક ત્રાંસા રાખી બન્ને સાથળ હલાવવા તે.

उरूद्वृत्ता—એક પગ તલસંચર કરી તેની પાની ઉંચી કરવી તથા પગનો નળો અંચિત તથા ઉદ્વૃત્ત કરવો તે.

अंगिता—પ્રથમ એક પગ અગ્રતલસંચર કરી તેને આગલા ભાગ ઉપર મુકી પછી તેવીજ રીતે પાછો મુકવો અને બીજો પગ જમીન સાથે ઘસવો તે.

उत्स्यन्दिता—એક ચરણ રેચક પ્રમાણે બહારના ભાગમાંથી અથવા અંદર ના ભાગમાંથી હળવે હળવે ખસેડવો તે

जनिता—એક હાથની મુઠી વાળી છાતી પાસે રાખવી અને બીજો હાથ સીધો લટકતો રાખવો તથા એક પગ તલસંચર કરવો તે.

स्यन्दिता—ડાબો પગ સરખો રાખી જમણો પગ પાંચ તાલ પહોળો કરી પડખામાં નીચે મુકવો તે.

अपस्यन्दिता—જમણો પગ ઉભો રાખી ડાબો પગ પાંચ તાલ પહોળો કરવો તે.

समोसरितवल्ली—બન્ને પગ તલસંચર કરી તેવડે આગળ ચાલી પાછા ખસવું તે. આ ચારી વ્યાયામમાં યોજવી.

मतल्ली—બન્ને પગનું જંઘાસ્વસ્તિક કરી તેના બન્ને તળીયાં તમામ જમીનને અડાડવાં, પછી બન્ને પાદ અર્ધત્ર્યસ્ર કરી આગળ ચાલવું અને પછી પાછળ ખસવું એમ ફેરવવા. આ ચારી તરૂણમદમાં યોજવી.

ઉપરની "ભૌમી" ચારીઓ કરણોમાં યોજાય છે.

अतिक्रान्ता—એક પગ કુંચિત કરી ઉંચો લઈ આગળ લાંબો કરવો, પછીથી તેને ઉંચો કરી નીચે પાડવો તે.

अपक्रान्ता—એક પગને સાથળના ભાગમાંથી વળેલો રાખી અપક્રાન્તક્રમ કરવો તથા બંને હસ્ત પ્રયોગની અનુકૂળતા પ્રમાણે રાખવા તે.

पार्श्वक्रान्ता—પ્રથમ એક પગ કુંચિત કરી તેનો ગોઠણ સ્તનપર્યંત ઉંચો કરી દ્વિતીયપાદ ઉદ્‌ઘાટિત કરવો તે.

ऊर्ध्वजानु—પ્રથમ એક ચરણ કુંચિત કરી તેનો ગોઠવણ સ્તન પર્યન્ત ઉંચે લઇ બીજો પગ સ્થિર કરવો તે

सूची—એક પગ કુંચિત કરી તેનો ગોઠણ ઉંચો લઇ તેને ફણાથી જમીન ઉપર પછાડવો તે.

**नूपुरपादिका**—પ્રથમ એક ચરણ વાંસા તરફ અંચિત કરી પછીથી અગ્રતલવડે જમીન ઉપર પછાડવો તે.

**दोलपादा**—એક પગ કુંચિત કરી તેને ઉંચો કરી એક પડખેથી બીજે પડખે ફેરવવો, પછી તેને અંચિત કરી નીચે પાડવો તે.

**क्षिप्ता**—એક પગ કુંચિત કરી તેને ઉંચો કરવો, ફરીથી પોતા તરફ ખેંચી અંચિત કરવો તથા બન્ને ગોઠણ સ્વસ્તિક રાખવા તે.

**आविद्धा**—પ્રથમ ચરણ વડે સ્વસ્તિક કરી આગલો પગ કુંચિત કરી લાંબો કરી પછીથી નીચે પાડી અંચિત કરી આવિદ્ધ કરવો તે.

**वृत्ता**—એક પગ વાંકો રાખી તેને વીંટી, ઠેક મારી નીચે પડવું તથા બીજા પગનો ગોઠણ નીચે રાખવો તે.

**विद्युत्क्रान्ता**—વાંસા તરફ એક પગ વાંકો રાખી પછી ડોક લાંબી કરવી અને ત્યારપછી તેને વાંકો કરી ગોળ કુંડાળાની પેઠે ફેરવવો તે.

**अलाता**—એક પગ વાંસા તરફ તમામ વાળી અંદર પડતો રાખી પછી તેની પાની હેઠે પછાડવી તે.

**भुजंगत्रासिता**—એક પગ કુંચિત કરી, ઉંચો કરી, પછી જંઘાને જરા વાંકી કરી તેને વિવર્ત કરવી તેમજ કેડ અને ગોઠણો વિવર્ત કરવા તે.

**मृगप्लुता**—પ્રથમ અતિક્રાન્તક્રમ કરી ઉંચે કુદી નીચે પડવું તથા જાંઘને અંચિત કરી ઉપર ક્ષિપ્ત કરવો તે.

**दंडपादा**—પ્રથમ એક પગ નૂપુર કરી આગળ લાંબો કરવો તથા ક્ષિપ્ત અને આવિદ્ધ કરવો તે.

**भ्रमरी**—પ્રથમ અતિક્રાન્તક્રમ કરી ત્રિક (કેડનો સાંધો) ને ફેરવવું તથા બીજો પગ ફેરવવો તેમજ જરા હલાવવો તે.

આ "આકાશિકી" ચારીઓ ધનુષ, વજ્ર તથા તલવાર વિગેરે શસ્ત્રો ફેંકવામાં યોજાય છે.

નાટક ભજવનાર પુરૂષે અનુકુળતા પ્રમાણે બન્ને હાથ બન્ને પગની આગળ પડખે અથવા પાછળ રાખવા.

જે સ્થાનમાં પગ હોય તેજ તરફ હાથ રાખવો અને જે તરફ હાથ હોય તે તરફ ત્રિક રાખવું, એ પ્રમાણે પગની સ્થિતિ જોઇને બીજાં ઉપાંગો યોજવાં.

ચારી અથવા કરણ કરી રહ્યા પછી પગ જેમ જમીન ઉપર મુકવામાં આવે છે તેમ હાથ પણ પોતાનું કર્મ સમાપ્ત થઇ રહ્યા પછી કેડ ઉપર મુકવામાં આવે છે.

ચારીની પહેલાં અને પછીથી અવશ્ય કોઇ પણ સ્થાનથી ઉભા રહેવું પડે છે, માટે સ્થાનભેદ જાણવા જોઇએ.

---

## સ્થાનભેદ.

१ वेष्णव, २ समपाद, ३ वेशाख, ४ मंडल, ५ आलीढ ६ प्रत्यालीढ.

**वैष्णव**—બન્ને પગ અઢી તાલ (ત્રીશ આંગળ) ને અંતરે રાખી તેમાંથી એક પગ ઉભો રાખી બીજો પગ ત્રિકોણાકાર કરી પક્ષસ્થિત રાખી પાની ઉંચી રાખી આંગળીઓ જમીન ઉપર અડકાવવી અને બીજાં અંગો સૌષ્ઠવ રાખવાં તે. આ સ્થાનના દેવતા વિષ્ણુ છે, આ સ્થાન વડે સ્વાભાવિક સંલ્લાપ કરવો.

આ સ્થાન વિવિધ કાર્યોમાં આવનારા ઉત્તમ તથા મધ્યમ પુરૂષોએ ચક્ર ફેરવવામાં, ધનુષ ધારણ કરવામાં, ધીરજમાં તેમજ શુદ્ધ અંગની લીલાઓમાં યોજાય છે. એજ સ્થાનને ઉલટી રીતે કરી તેવડે પ્રણય કોપ બતાવવો તેમજ ઠપકો દેવામાં, હર્ષમાં તથા ઉદ્વેગમાં પણ યોજાય છે. વળી ઉગ્રતા, ચિન્તા, મતિ, સ્મરણ, દીનતા, ચંચળતા, અતિમંત્ર તથા શક્તિમાં તેમજ શૃંગાર, અદ્ભુત, બિભત્સ અને વીરમાં પણ પ્રયોજાય છે.

समपाद—બન્ને પગ એક તાલ (બાર આંગળ) છેટે સરખા સીધા અને અંગ સૌષ્ઠવપૂર્વક રાખવા તે. આ સ્થાનના દેવતા બ્રહ્મા છે. આ સ્થાનવડે વિપ્રોને મંગળ વસ્તુ ધારણ કરાવાય છે, પક્ષીનું નિરૂપણ તથા કૌતુક પણ બતાવાય છે તેમજ સ્વસ્થ, રથમાં બેઠેલ, વિમાનમાં બેસનાર, બ્રહ્મચારી વિગેરે તથા ઉભા રહેવામાં પણ આજ સ્થાન યોજવું.

वैशाख—બન્ને પગ ત્ર્યસ્ર (ત્રમ ખૂણાપડે તેમ એક આંગળ અને બીજા તેને અરધે પગલે) મુકી એક વેંત છેટે રાખી પક્ષસ્થિત રાખવા તે. આ સ્થાનના સ્વામી કાર્તિકેય છે. આ સ્થાન ઘોડા ઉપર બેસવું, વ્યાયામ કરવો, નિકળવું, ધનુષ ધારણ કરવું તથા રેચક પ્રયોગોમાં યોજાય છે.

मंडल—બન્ને પગ ચાર તાલને છેટે રાખવા તથા ત્રિકોણાકાર રાખી પક્ષસ્થિત રાખવા તથા કેડ ગોઠણની બરાબર સરખી રાખવી તે. આ સ્થાનના દેવ ઇન્દ્ર છે. આ સ્થાનવડે ધનુષ, વજ્ર, અને શસ્ત્રો યોજવાં તેમજ હાથી ઉપર બેસવું તથા મહાન પક્ષીઓનું અવલોકન આથીજ કરવું.

आलीढ—મંડળ સ્થાનનો જમણો પગ લાંબો કરવો તે. આ સ્થાનના દેવતા રૂદ્ર છે. આ સ્થાનવડે વીર અને રૌદ્ર રસનું કાર્ય કરવું તેમજ સામસામો વાદ, ક્રોધ, અસહનતા, મલ્લોની લડાઈ, શત્રુઓનું અવલોકન, અભિદ્રવણ તથા શસ્ત્રો ફેંકવાં વિગેરે કરાય છે.

प्रत्यालीढ—આલીઢથી વિપરીત અર્થાત્ જમણા પગનો સંકોચ કરી ડાબો પગ લાંબો રાખવો તે.

જે શસ્ત્ર આલીઢવડે સાધેલું હોય તેને પ્રત્યાલીઢવડે ફેંકવું, તેમજ વિવિધ પ્રકારના શસ્ત્રો ફેંકવામાં પણ પ્રત્યાલીઢ સ્થાન યોજવું.

શસ્ત્રો મુકવામાં ચાર પ્રકારના ન્યાય છે.

१ भरत, २ सात्वत, ३ वर्षगण्य, ४ कैशिक.

ભરતમાં કેડ કાપવા માટે, સાત્વતમાં પગ કાપવા માટે, વર્ષગણ્યમાં છાતી છેદવા માટે અને કૈશિકમાં મસ્તક કાપવા માટે શસ્ત્ર ફેંકવામાં આવે છે.

જુદી જુદી જાતની ચારીઓથી ઉત્પન્ન થતા ઉપર કહેલા ન્યાયોવડે વિવિધ શસ્ત્રો ફેંકવામાં અનેક રીતિઓ યોજવી.

તેમને (ભરતાદિકને) ન્યાય કહેવાનું કારણ એ છે કે ન્યાયથીજ ઉત્પન્ન થએલા અને ન્યાયનોજ આશ્રય કરીને રહેલા અંગહારોથી યુદ્ધોની પ્રવૃત્તિ થાય છે.



## युद्धविधान.

ડાબા હાથમાં ઢાલ લઇ તથા જમણા હાથમાં શસ્ત્ર (તલવાર) ઝાલી પછી યુદ્ધની રીતિ પ્રમાણે ફરવું, પ્રથમ બન્ને હાથ લાંબા કરી પછીથી યોગ્ય રીતે ટુંકા કરી ઢાલને પછવાડે અથવા એક પડખેથી બીજે પડખે ફેરવવી, વળી શસ્ત્ર ફેંકનાર પુરૂષે પોતાના માથાનો તપાસ રાખવો, અને તે શસ્ત્રવડે સામાના શિરનું અનુસંધાન રાખવું અથવા તો તેની ડોક ઉપર શસ્ત્ર અથડાવવું (વાગે નહિ તેમ) તેમજ ફરીથી ખડ્ગવાળો હાથ સુંદર લાગે તેમ ઉંચો કરી બીજા હાથમાં રહેલ ઢાલવડે માથાનું અનુસંધાન કરવું, એ રીતે ભરત ન્યાયમાં શસ્ત્ર મુકવાની રીતિ કરવી.

સાત્વત ન્યાયમાં ઢાલ અને તલવાર ફેરવવાની રીતિ તો પૂર્વ પ્રમાણેજ છે, પરંતુ શસ્ત્ર વાંસા તરફ કરવું એટલુંજ વિશેષ છે.

વર્ષગણ્ય ન્યાયમાં ગતિ તો સાત્વતની પેઠેજ છે, ખડ્ગ તથા ઢાલ પણ તેમજ ફેરવવાં, માત્ર મસ્તકની તપાસ રાખી તેમાં શસ્ત્ર મારવું નહિ, પરંતુ તેનો ઘા છાતીમાં કે ખભામાં કરવો.

કૈશિક ન્યાયની રીતિ પણ ભરતના જેવીજ છે, પરંતુ એમાં ઘા મસ્તક ઉપર કરવો.

ધનુષ, વજ્ર, ખડ્ગ અને બીજાં શસ્ત્રો મુકવાની રીતિ ઉપર પ્રમાણે જાણવી.

રંગભુમિમાં પ્રહાર કરવો, પરંતુ કોઈને પ્રત્યક્ષ (ખરેખર) કાપવું નહિ, ચીરવું નહિ કે રૂધિરસ્રાવ પણ ન થવા દેવો.

બુદ્ધિમાન પુરૂષે રાજાની આજ્ઞાવડે શસ્ત્ર મારવાની ક્રિયા કરવી અથવા ઉત્તમ અભિનયવડે વિધિથી છેદનારી ક્રિયાઓ બતાવવી.

## વ્યાયામ.

કસરત સુંદર અંગો તથા શોભતા અંગહારોવડે ગાયનના લય અને તાલની સાથે બતાવવી.

કસરત જાણનાર પુરૂષોએ અંગનું સૌષ્ઠવ (સુંદરતા) બતાવવામાં અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ, કારણકે, સર્વ શોભા અંગોના સૌષ્ઠવમાંજ રહી છે, માટે કોઇ પણ જન સૌષ્ઠવ રહિત હોય તો તે જરા પણ નાટ્ય કે નૃત્યમાં શોભતો નથી.

## સૌષ્ઠવ લક્ષણ.

જે અંગ ચંચળતા વિનાનું, વાંકુ નહિ, અચળ, ઉગ્રતા વિનાનું અને અશિથિલ હોય તે.

જેમાં સીધા ઉભા રહી કેડ અને કાન એક સીધી લીટીમાં રહે તેમજ કોણી, ખભા અને ડોક પણ બરાબર સરખી રહે તેને સૌષ્ઠવ કહે છે. આ સૌષ્ઠવમાં મધ્યમ અને ઉત્તમ પાત્રોએ અવશ્ય યત્ન કરવો, કારણકે નાટ્ય અને નૃત્ય એ બન્ને સૌષ્ઠવમાંજ રહેલ છે.

અંગચતુરસ્ર—બન્ને હાથ કેડ તથા નાભિની પાસે રાખવા, છાતી કાંઈક ઉંચી રાખવી અને વૈષ્ણવ સ્થાન કરવું તે.

# धनुष कार्य.

ધનુષનાં ચાર કાર્ય છે.

१ परिमार्जन—સાફ કરવું.

२ आदान—થોભવું.

३ संधान—નિશાન સાધવું.

४ मोक्षण—ફેંકવું.

## योग्या.

રંગભુમિ ઊપર યુદ્ધ પ્રસંગો બતાવવામાં આવે છે, માટે પ્રથમથીજ પાત્રોને કસરત શીખવવી જોઇએ.

પ્રથમ તો શરીર બળવાન કરવા માટે શરીરે તેલ ચોળી બુદ્ધિમાન પુરૂષે કોઈ ભીંત સાથે અથવા ખાલી જમીન ઉપર કસરત કરતાં શીખવું; અદ્ધર કસરત કરવામાં ભય છે, માટે ઘણું કરી ભીંત વિગેરે કોઇનો આશ્રય લઈ કસરત કરવી, તેમાં બળ વધારવાને માટે નસ્ય અર્થાત્ નાકમાં તેલનાં ટીપાં પાડવાં, અને બસ્તી (ગુદામાં પિચકારી મારવી)નું સેવન કરવું, ખોરાક સ્નિગ્ધ એટલે ઘી દૂધવાળો લેવો, તથા શરબત વિગેરે પીવાના પદાર્થો લેવા; કારણકે આકારને આધીન બળ છે, અને બળ હોય તોજ કસરત થઈ શકે છે, જેથી કસરત કરવા માટે ખોરાક લેવામાં બહુ કાળજી રાખવી.

ઝાડા વિગેરેની જેને શુદ્ધિ ન હોય, થાકેલો હોય, ઉતાવળો હોય અતિ ભુખ્યો હોય, ઘણું જમેલ હોય, બહુ જળ પીધેલ હોય તથા તરશ્યે હોય તેવાએ કસરત કરવી નહીં.

જેઓએ શારીરિક ક્રિયાઓ શીખવી હોય તેઓએ સ્થિર અને સુંદર શરીરવડે તથા ચતુરસ્ત્ર છાતીવડે કસરત કરવી. અને જ્યાં પરસ્પર કસરત કરવી હોય ત્યાં ચારીવિધાન પ્રમાણે ક્રિયા કરવી.



# मंडल विधान.

१ अतिक्रान्त, २ विचित्र, ३ ललितसंचर, ४ सूचीविद्ध, ५ दंड-पाद, ६ विद्वत्त, ७ अलातक, ८ वापविद्ध, ९ ललित, १० क्रान्त, ११ भ्रमर, १२ आस्कंदित, १३ आवर्त, १४ समोसरित, १५ एलकाक्रीडित, १६ अंगित, १७ शकटास्य, १८ अध्यर्ध, १९ पिष्टकुट्ट, २० चापगत.

अतिक्रान्त—પ્રથમ જમણો પગ જનિત કરી તેને ઉદ્વાહિત કરવો તથા ડાબો અલાત કરવો અને જમણો પાર્શ્વક્રાન્ત કરવો તે.

विचित्र— પ્રથમ જમણો પગ જનિત કરી તેજ પગવડે નિકુટ્ટન કરવું, પછી ડાબે પગે આસ્યન્દિત કરી જમણા પગ વડે પાર્શ્વક્રાન્ત કરવું, ત્યાર પછી ભુજંગત્રાસિત કરી જમણો અતિક્રાન્ત કરવો, વળી જમણો ઉદ્વૃત્ત કરી ડાબો અલાત કરવો,ફરીથી ડાબો પાર્શ્વક્રાન્ત કરી સૂચી કરવો, વળી જમણો પગ વિક્ષિપ્ત કરી ડાબો પગ અપક્રાન્ત કરવો તે.

ललितसंचर—પ્રથમ જમણો પગ ઉર્ધ્વજાનુ કરી સૂચી કરવો, અને પછીથી ડાબો પગ અપક્રાન્ત કરી જમણો પાર્શ્વક્રાન્ત કરવો, તેમજ અનુક્રમે ડાબો સૂચી કરી ભ્રમરક કરવો, પછી જમણો પાર્શ્વક્રાન્ત અને ડાબો અતિક્રાન્ત કરવો, વળી જમણો સૂચી કરી ડાબો અપક્રાન્ત કરવો તથા જમણો પાર્શ્વક્રાન્ત કરવો, તેમજ ડાબો અતિક્રાન્ત કરી પછીથી બન્ને પગવડે છિન્ન કરણ કરવું, અને ડાબા પગવડે રેચિત કરી છેવટ બાહ્ય ભ્રમરક કરવું તે.

सूचीविद्ध—પ્રથમ ડાબો પગ ઉભો કરી જમણો સૂચી કરવો, ફરીથી ડાબો અપક્રાન્ત કરી જમણો પાર્શ્વગત કરવો, પછીથી ડાબો સૂચી કરી ત્રિકને ફેરવવું, વળી જમણો પાર્શ્વક્રાન્ત કરી ડાબો અતિક્રાન્ત કરવો, ફરીથી જમણો સૂચી કરી ડાબો અપક્રાન્ત તથા જમણો પાર્શ્વક્રાન્ત કરવો તે.

સર્પિત કરવો, વળી ડાબો ભ્રમરક કરી તથા જમણો આસ્કંદિત કરી તેનેજ આસ્ફોટન ( થાબડવું ) કરવું તે.

एलकाक्रीडित—પ્રથમ જમીન ઉપર મૂકેલા પગવડે સૂચીવિદ્ધ કરી પછી ઉતાવળથી એલકાક્રીડિત કરી ત્રિકને ફેરવવું, ત્યારપછી સૂચીવિદ્ધ અને અપવિદ્ધ કરી ક્રમથી એક મંડલ ફરવું તે.

शकटास्य—પ્રથમ જમણો પગ જનિત કરી તે વડે નિકુટ્ટન (જમીનને ઠોકવી) કરવું, વળી તેનેજ શકટાસ્ય કરી ડાબો આસ્કંદિત કરવો, પછીથી બન્ને પાદ શકટાસ્ય કરી મંડલ ફરવું તે.

अध्यर्ध—પ્રથમ જમણો પગ જનિત કરી તેનેજ આસ્કંદિત કરવો, પછી ડાબો પૃષ્ઠાવસર્પી કરી જમણો શકટાસ્ય કરવો, એ પ્રમાણે ચારીઓ ફર્યા પછી મંડલ ફરવું તે.

पिष्टकुट्ट—જમણો પગ સૂચી કરી ડાબો અપક્રાન્ત કરવો, વળી જમણો ભુજંગત્રાસિત કરી ડાબો પણ તેમજ કરવો, ફરીથી બન્ને ભુજંગત્રાસિત કરી તેવડે મંડલ ફરવું.

चाषगत—બન્ને ચાષગત પાદવડે મંડલ ફરવું તે.

વિવિધ ચારીઓથી થતાં મંડલો સંક્ષેપથી કહ્યાં. જે સમચારી નામનું મંડલ યોજવામાં આવે છે તે આચાર્ય કહે તે પ્રમાણે યોજવું. આ મંડલો યુદ્ધમાં, બાહુયુદ્ધમાં, તથા ફરવામાં વિભાગોએ સહિત લીલાપૂર્વક અંગોનાં સૌષ્ઠવયુક્ત વાદ્યના તાલની સાથેજ યોજવાં.



## गतिप्रचार.

વાદ્યપૂર્વક ઉપોહન કર્યા પછી માર્ગ પ્રમાણે રસની યોજના વિચારી પાત્રનો પ્રવેશ કરાવવો.

ધ્રુવા પ્રવૃત્ત થઇ અને જવનિકા ઉપડે કે તુરત પાત્રોનો પ્રવેશ કરાવવો, ઉત્તમ તથા મધ્યમ પાત્રોનો પ્રવેશ વૈષ્ણવ સ્થાનથી કરાવવો તથા તેની

છાતી નિકળતી, સરખી અને ચતુરસ્ર રાખવી, બાહુ તથા મસ્તક પ્રસન્ન અને વ્યુત્ક્ષિપ્ત રાખવાં, ડોકને સંકુચિત કરી મસ્તક મોરની પેઠે શોભતું રાખવું, છાતીથી દાઢી ચાર આંગળને છેટે રાખવી, તેમજ હાથ પણ કેડ અને નાભીની પાસે રાખવાં, તેમાં જમણો હાથ નાભી પાસે અને ડાબો કેડ પાસે રાખવો, બેઉ પગનું અંતર અઢી તાલ (ત્રીશ આંગળ)ને આશરે રાખવું, પછી પોતાના શરીરના પ્રમાણમાં અથવા પાત્રના સ્વરૂપના પ્રમાણમાં પગલાં ભરવાં, તેમાં પગનું અંતર ચાર તાલનું, બે તાલનું અથવા એક તાલનું રાખવું; દેવોએ તથા રાજાઓએ ચાર તાલનું, મધ્યમ પાત્રોએ બે તાલનું અને સ્ત્રી તથા નીચ પાત્રોએ એક તાલનું પગલું ભરવું; ઉત્તમ પાત્રોને એક પગલું ભરી બીજું મૂકવાનો કાળ ચાર કળાનો છે, મધ્યમ પાત્રો બે કળામાં અને અધમ પાત્રો એક કળામાં એક પગલું મૂકી શકે.

સ્થિત, મધ્ય અને દ્રુત એમ ત્રણ પ્રકારની લયનો વિચાર કરીને નાટ્યજ્ઞ-પુરુષે પ્રકૃતિ પ્રમાણે ગતિનો પ્રયોગ કરાવવો.

ઉત્તમ પાત્રોની ગતિ ધૈર્યવાળી, મધ્યમ પાત્રોની ગતિ મધ્યમ પ્રકારની અને અધમ પાત્રોની ગતિ ઉતાવળી હોવી જોઇએ.

ગતિમાં જેમ સ્થિર, મધ્ય અને દ્રુત એમ ત્રણ ભેદ છે તેમજ કળા, તાલ અને લયમાં પણ ત્રણ ત્રણ ભેદ છે તે આગળ કહેવાશે.

ઉત્તમ પાત્રની ગતિમાં સ્વાભાવિક રીતે ગોઠણ કેડ સુધી ઊંચો કરવો, પરંતુ યુદ્ધમાં તો તે સ્તન પર્યન્તજ ઊંચો કરવો.

પાત્રે પ્રવેશ કરતાં વાદ્યની સાથે પગ મૂકવા, પરંતુ તે પાર્શ્વક્રાન્ત અને લલિત હોવા જોઇએ, પ્રવેશ કરતાં પ્રથમ રંગભૂમી તરફ પાંચ પગલાં ચાલવાં, પછી ડાબા પગથી વેધ કરી જમણાથી વિક્ષેપ કરવો, પછી પરિવર્તન (ફરવું) કરી રંગભૂમીના બીજા ખૂણા તરફ જવું અને ત્યાં પણ ડાબા પગથી વેધ કરી જમણાથી વિક્ષેપ કરવો. એ પ્રમાણે જ્યાં વિકૃષ્ટ રંગમંડપ હોય ત્યાં ગતિપ્રચાર યોજવો તેમજ ત્ર્યસ્રમાં ત્રિકોણ અને ચતુરસ્ર હોય ત્યાં ચતુરસ્ર

ગતિ કરવી.

ઉત્તમ પાત્ર પોતાના સમાન પાત્રો સાથે ગતિ કરે તેમાં લયનો આશ્રય કરવો, તે લય ચાર, બે અથવા એક કળાની પણ હોય છે; મધ્યમ પાત્ર કે નીચ પાત્રની સાથે ચાલે ત્યાં પણ ચાર, બે અથવા એક કળામાત્ર લયનો આશ્રય કરવો.

દૈત્યો, રાક્ષસો, દાનવો, યક્ષો, રાજા અને સર્પોની ગતિમાં પગનું અંતર ચાર તાલનું કરવું, સર્વ દેવોની ચાલ મધ્યમ પ્રમાણની કરવી, વળી જે રાજા હોય તેની ગતિ દેવતુલ્ય કરવી. રાજાઓ મનુષ્ય હોવાથી તેની ગતિ દેવતુલ્ય કેમ થઇ શકે? એમ કોઇ શંકા કરે તો કહેવું કે રાજાઓ દેવનાજ વંશના છે અને તેમાં અધ્યાત્મરૂપે દેવોજ રહ્યા છે માટે દેવતુલ્ય ગતિ થઇ શકે.

ઉપર બતાવેલ ગતિપ્રચાર સ્વચ્છન્દગમનમાં જાણવો, પરંતુ ઉતાવળ, ભય, ઉત્પાત અથવા ક્રોધમાં તેનો નિયમ નથી.

કોઇ કારણથી અથવા અવસ્થાને લઈ ગતિનું પ્રમાણ ચાર, બે અથવા એક કળાનું પણ કરવું.

જ્વરાર્ત્ત, ક્ષુધાર્ત્ત, તપથી થાકેલ, ભય પામેલ, આશ્ચર્ય, કપટવેશ તથા ઉત્સાહયુક્ત પુરુષમાં તેમજ શૃંગાર, શોક કે સ્વચ્છન્દ ગમનમાં નિરર્થક પગલાં મૂકવાં અને ચાલ સ્થિત લયવાળી રાખવી.

અસ્વસ્થ, કામી અને ભયયુકત પાત્રની તેમજ વેગ તથા હર્ષમાં ગતિ વેગવાળી કરવી.

ખરાબ સાંભળવું, ફેંકવું, આશ્ચર્યદર્શન, નિન્દા, જરૂરી કામ, શત્રુની ખોળ તથા દેવની પાછળ દોડવું વગેરે અર્થોમાં ગતિ વિહ્વળ કરવી.

કામી પુરુષની ગતિ શૃંગારી કરવી, દૂતીએ માર્ગ બતાવેલ કામી પુરુષ રંગભૂમિમાં પ્રવેશ કરતાં પોતાનાં નેત્રથી શુકન સૂચવતો પોતાના ઇચ્છિત અર્થની પ્રાપ્તિનો નિશ્ચય કરે;તે સુંદર વસ્ત્રો,અતર અને પુષ્પમાળાઓથી અલંકૃત જોઇએ; તેની ચાલ સુંદર અને કોમળ જોઇએ, પગલાં ધીરાં અથવા ઉતા-

વાળાં પણ હોય, પરંતુ તે શોભાજનક તથા લય અને તાલને અનુકૂળ હોવાં જોઇએ તેમજ બેઉ હાથ પગની પાછળ રાખવા.

માર્ગમાંથી માણસો ખશી ગયાં હોય, દૂતી સાથે હોય, માર્ગમાં દીવા ઓલવેલા હોય, ઘરેણાં થોડાં પહેર્યાં હોય, વખત પ્રમાણે વસ્ત્ર પણ થોડાં ઘણાં પહેર્યાં હોય, દૂતી સાથે હળવે હળવે પગલાં ન સંભળાય તેમ ચાલે, સામે કોઈ આવે છે? અથવા કોઈનો સાદ સંભળાય છે? એમ વારંવાર જોતો, શરીરે ધ્રૂજતો, કોઈ દેખશે એવી શંકા કરતો અને ઠેસો ખાતો વગેરે ગુણયુક્ત ગુપ્ત કામી બનાવવો.



## रौद्र रस.

આ રૌદ્ર દૈત્યો અને રાક્ષસોમાંજ હોય છે, તેના ત્રણ ભેદ છે. ૧. નેપથ્યરૌદ્ર, ૨. અંગરૌદ્ર, અને ૩. સ્વભાવરૌદ્ર.

રૂધિરથી ખરડાએલો અને મુખ લોહીવાળું હોય તે **નેપથ્યરૌદ્ર.**

ઘણા હાથવાળો, ઘણાં મુખવાળો અને વિવિધ હથિયાર મારવામાં આકળો, મ્હોટાં શરીરવાળો અને ઊંચો હોય તે **અંગરૌદ્ર.**

રાતી આંખો હોય, પીળા કેશ હોય, શરીરે કાળો તથા સાદ અદ્ભુત, તથા રૂક્ષ અને બીહામણો હોય તે **સ્વભાવરૌદ્ર.**

રૌદ્રરસમાં તે રાક્ષસો અને દૈત્યોની ગતિના પગલાંનું અંતર ચાર તાલનું રાખવું તથા તેના જેવા બીજા પણ માયિક પુરુષોની ગતિ તેવીજ કરવી.



## बीभत्स रस.

જે સ્થાનમાં સ્મશાન અથવા અપ્રિય વસ્તુ વગેરે જોવામાં આવે તે સ્થાનમાં બીભત્સ યોજવો. બીભત્સમાં પાત્રની ચાલ કોઈ વખત પગલાં પાસે પાસે મૂકે અને કયારેક પગલાં પાછા પડતાં હોય તેમ એક પગલાંની ઉપરજ

બીજું પગલું ઘણું કરીને મૂકે, ચાલતાં પાછો પડતો હોય તેમ ચાલે તથા હાથ પણ પગની પાછળ રાખે.

ઘણી ઉતાવળ હોય ત્યારે પગલાં ઘણી ઝડપથી ભરવાં, તેમજ પાર્શ્વક્રાન્ત તથા સૂચીવિદ્ધ પ્રમાણે ગતિ કરવી, આ ચાલ ઘણું કરી ઉત્તમની હોય છે, આ ગતિ હાસ્યરસમાં યોજાય છે, તેમ બીજી ગતિ પણ થઇ શકે છે.



## मरण (करुण).

॥

બીજું પગલું ઘણું કરીને મૂકે, ચાલતાં પાછો પડતો હોય તેમ ચાલે તથા હાથ પણ પગની પાછળ રાખે.

ઘણી ઉતાવળ હોય ત્યારે પગલાં ઘણી ઝડપથી ભરવાં, તેમજ પાર્શ્વક્રાન્ત તથા સૂચીવિદ્ધ પ્રમાણે ગતિ કરવી, આ ચાલ ઘણું કરી ઉત્તમનીહોય છે, આ ગતિ હાસ્યરસમાં યોજાય છે, તેમ બીજી ગતિ પણ થઇ શકે છે.



## मरण (करुण).

મરણમાં ગતિ ધીમા પગલાંથી કરવી, આંખમાં આંસુ લાવવાં, બધા અવયવો શિથિલ રાખવા, વારંવાર હાથ ઊંચો કરી ઝાટકવો તથા સાદ કાઢી રોવું વગેરે.

આ ગતિ સ્ત્રી અથવા અધમ પાત્રને લાયક છે, પરંતુ ઉત્તમ પાત્ર તો ધૈર્યથી ચાલે, આંખમાં સહજ આંસુ લાવે, લાંબા નિશાસા મૂકે તથા ઉંચી દૃષ્ટિ કરી શોક બતાવે.

આ બાબતમાં બને તેમ ઉત્તમતા અને ચતુરાઇ બતાવવાની જેટલી જરૂર છે તેટલી ગતિ વગેરેમાં બતાવેલ પ્રમાણની જરૂર નથી.

છાતી ઠોકવી, ઉત્સાહ ભંગ થવું, શોકથી મૂઢ બનવું તથા પગલાં બહુ ઉછાળીને મૂકવાં નહિ,પણ મધ્યમ રીતે મૂકવાં વગેરે લક્ષણો જ્યારે કોઈ સ્નેહી અથવા સ્વજનનું મરણ થયું હોય ત્યારે મધ્યમ પુરુષે બતાવવાં.



## शीत तथा वृष्टि.

ઢ અને વૃષ્ટિથી પીડાએલ મનુષ્યે સર્વ અવયવો સંકોચવા તથા તે ન્ને હાથ છાતી સાથે દાબવા તથા પંડે વાંકા વળી જવું, દાંત કક અને દાઢી ધ્રૂજાવવી અને કાંઇ કામ કરવું હોય તે પણ હળવે ગતિ સ્ત્રી અથવા અધમ પાત્રે બતાવવા યોગ્ય છે.



## भयानक.

સ્ત્રી, હીચકારો માણસ તથા પરાક્રમહીન પુરુષ ભયમાં નેત્ર ફાડે, માથું ધુણાવે, બેઉ હાથથી અદબ કરી ખભા થોભે, શરીર ધ્રૂજાવે, હોઠ સુકાઇ જાય અને ઠેંસો ખાતો ચાલે. આ લક્ષણો કોઇને અનુસરવામાં, તિરસ્કારમાં તથા ભયમાં બતાવવાં ; વળી વિકરાળ પ્રાણી જોતાં અથવા ભયંકર શબ્દ સાંભળતાં સ્ત્રીઓએ આ ગતિ પ્રયોજવી.

સામાન્ય રીતે ભયમાં પગલાં પાસે પાસે મૂકવાં, ખેંચીને મૂકતા હોઈએ તેમ એક પગલાની અંદર બીજું પગલું પણ ત્યાંજ મૂકવું તથા હાથ પગની પાછળ રાખવા, પ્રધાન અને વાણીઆઓની ગતિ તેમના સ્વભાવ પ્રમાણે કરવી, પરંતુ પગલાં બે તાલના અંતરવાળાં તથા કર્મ વિનાનાં કરવાં.



## यति आदि पात्र गति.

યતિ, તપસ્વી અને નૈષ્ઠિક બ્રહ્મચારી વગેરે ચાલતાં નેત્ર ચંચળ ન કરે, આગલા ભાગમાં માત્ર ચાર આંગળ નજર રાખે, શરીર બધું ઢાંકે, મન ચંચળ ન કરે, પોતાના આશ્રમ પ્રમાણે ચિન્હ રાખે, વેષ નમ્ર રાખે, કાષાય વસ્ત્ર પહેરે, પ્રથમ સાત પગલાં ચાલી પછી ઉભો રહે ત્યારે એક હાથ ચતુરક કરી બીજો હાથ લાંબો રાખે અને પ્રયોગને અનુસરતું પોતાનું મુખ પ્રસન્ન રાખે. ચાલતાં અવયવો ટટાર રાખવા વગેરે લક્ષણો જે કોઇ મ્હોટા વ્રતવાળા બ્રહ્મચારી વગેરે ઉત્તમ હોય તેમના જાણવાં, એનાથી વિપરીત લક્ષણો અધમ પાત્રને વિષે યોજવાં.

બીજા યતિઓની ગતિ પણ એ રીતે પ્રતાનુગ, ભ્રાન્તિવાળી કે સ્થિર કરવી, પાશુપતની ગતિ શકટાસ્ય તથા અતિક્રાન્ત પાદવડે ઉદ્ધત કરવી.

અંધારામાં ચાલવું હોય ત્યારે જમીન ઉપર પગ ધીમે ધીમે લાંબા કરી મૂકવા અને હાથ વડે માર્ગ ખોળતા હોઇએ તેમ હાથ પણ લાંબા કરવા, રથમાં બેસનારની ગતિ ઉતાવળી કરવી તેમજ બેઉ પગ સરખા રાખી રથની

ગતિ બતાવવી, રથીએ (રથ હાંકનારે) એક હાથથી ધનુષ પકડવું અને બીજા કર વડે રથની ધરી પકડવી તેમજ સારથીએ રથના ઘોડાની લગામ પકડી રાખવી. વિમાનમાં બેસનાર પણ રથમાં બેસનારની પેઠે ગતિ કરે, વિમાનમાં તેની સામી બાજુથી બેઠા પછી યુક્તિથી વિમાન સહિત શરીરને ઊંચું ચઢાવવું.

નાટક યોજનાર પુરુષે આકાશગમનમાં ગોળ ચક્કર ફરવું અને નજર નીચી રાખવી, આકાશમાંથી પડનાર (ઉતરનાર) પુરુષના હાથ શિથિલ અને પહોળા હોય, વસ્ત્રો નીચેના પવનથી ઉડેલાં હોય, અને દૃષ્ટિ જમીન ઉપર હોય.

મહેલ, વૃક્ષ, પર્વત, નદી, ખાડો અથવા ટેકરો વગેરે વસ્તુઓ ઉપર ચડવાનું અથવા ઉતરવાનું કાર્યવશથી કરવું, તેમાં મહેલ ઉપર ચડવું હોય તો અતિક્રાન્ત પાદથી ચડવું અને એક પગ ઊંચો કરી તેને પગથીઆ ઉપર મૂકવો, એમ ઊંચું ચડવું અને તેવીજ રીતે ઉતરવાનું પણ કરવું, પરંતુ નદી વગેરેનું પાણી ઉતરવું હોય તેમાં જેટલું પાણી હોય તેના પ્રમાણમાં ચાલ જુદી જુદી રીતની કરવી પડે છે, જેમકે નદીમાં થોડું પાણી હોય તો ઉતરતાં લુગડું જરા ઊંચું લેવું, તેથી વધારે હોય તો લુગડાને છેડેથી થોભી જરા વધારે ઊંચું કરવું, જ્યાં પાણી વધારે ઊંડું હોવાથી તરવું પડે તેમ હોય ત્યાં શરીરનો ઉપરનો ભાગ જરા નમતો રાખી બેઉ હાથથી પાણીને જેમ વલોવતા હોઈએ તેમ બેઉ હાથ કરવા અને પાણીના વેગથી ખેંચાતા હોઇએ તેમ ત્રાંસી ચાલ કરવી, સમગ્ર અવયવો આકુળવ્યાકુળ કરવા અને મુખ મૂઝાવવું.

નીચાણમાં તથા પાણીમાં ઉતરનારની ગતિમાં પગલાં જલદી જલદી મૂકવાં, મહેલ ઉપર ચડવામાં જે રીતિ કહેવાઇ ગઇ તે રીતે બીજે પણ પર્વતાદિક ઉપર ચડવું, પરંતુ તેમાં વિશેષ એટલું કે પર્વતાદિ ઉપર ચડતાં થાકી ગયા હોઇએ તેમ ખોડાંગતાં ચાલવું, ઉપર બતાવેલ ચાલો માત્ર સંજ્ઞાથી બતાવવી.

ઝાડ ઉપર અતિક્રાન્ત, સ્થિત, સૂચીવિદ્ધ, અપક્રાન્ત અથવા પાર્શ્વક્રાન્ત પાદથી ચડવું.

અંકુશથી હાથીને, ચાબકાંથી ઘોડાને અને રાશોથી ગાડીમાં જોડેલ બળદ વગેરેને ઉભા રાખવા.

ઘોડાની ચાલ વૈશાખ સ્થાનથી ઉભા રહી પછી પગને વારંવાર ઊંચા કરી જલ્દી એકને એક સ્થાનકે પાડીને બતાવવા.

સર્પની ચાલ પગને સ્વસ્તિક કરી પછી બતાવવી, કોઈ પણ ચાર (ગુપ્ત નોકર)ની ગતિ સુંદર વિલાસવાળી કરવી, પગલાં બાર આંગળથી ઓછે અંતરે મૂકવાં, પગ જરા સંકોચવા, પંડે સુંદર અને ચતુરાઈવાળો હોવો જોઈએ, બેઉ હાથ પગની પાછળ રાખવા અને તે ખટકાવર્ધમાન કરવા, અન્તઃપુરરક્ષક ચાકરની પેઠે તેની ચાલ, તેની સ્થિતિ અને વય જોઇને કરવી, જુવાન માણસનાં પગલાં આશરે છ છ આંગળ છેટાં શોભે તેવાં અને સરલ રાખવાં, તે બળવાન હોય તેમજ બધા અવયવો સારી રીતે ઉપાડીને ચાલે.

વૃદ્ધ માણસનું શરીર ચાલતાં ધ્રૂજે, શ્વાસોચ્છ્વાસ ખાય અને પગલાં પણ ધીમે ધીમે મૂકે.

દુબળો માણસ પણ હળવે હળવે પગલાં મૂકે, તેવીજ રીતે વ્યાધિવાળો તથા થાકેલો માણસ પણ ચાલે, દુબળો માણસ પોતાનો શ્વાસ ઊંચો ચડાવી પેટ પાતળું કરે, વળી દુર્બળ જે ચાકર હોય તે ઉતાવળથી ચાલતાં અથવા કામ કરતાં શ્વાસોચ્છ્વાસ લીએ અને થાકથી પરસેવો આવી જાય.

કેફવાળો માણસ મધ્યમ મદથી ઝોકાં અને લડથડીઆં ખાતો ખરાબ સ્થાનમાં ચાલે, તેનાં પગલાં અનવસ્થિત પડે અને હાથ પણ તેમજ અનિયમિત ફેરવે.

ગાંડા માણસની ચાલ લોકમાં જેમ ગાંડો માણસ ચાલે તેવી રીતે જુદી જુદી ચાલથી બતાવવી, તેના વાળ લુખા અને સુકાએલા હોય, શરીર ધૂળવાળું અને મેલું હોય, કારણ વિના બહુ બડબડાટ કરે અને અનેક વિકૃતિ બતાવે, કોઇ વખત ગાય, અકસ્માત હસવા મંડી જાય, વખતે નાચે, એકદમ રાજી થઇ જાય, કોઇ વખત વગાડવા માંડે, વખતે વાંચવા લાગે, કોઇ વખત સ્તબ્ધ થઇ ઉભો રહે, વખતે બેસી રહે, વખતે સૂઇ રહે, ઘણાં ફાટેલ લુગડાં પાસે રાખે અથવા પહેરે તથા રસ્તામાં ગમે ત્યાં સૂઇ જાય.

ગાંડો માણસ એક પગથી ઉભો રહી બીજો પગ લાંબો કરી સજ્જડ રાખે, એ બન્ને ચારીથી સ્વસ્તિક કરી, ચારીવિધાનથી ગોળ ચક્કર ફરી બાહ્યભ્રમરક રંગમંડપના ખૂણામાં કરી બતાવે અથવા ત્રિકને વળેલું રાખી બન્ને કર લતાહસ્ત કરી તેને ઊંધા રાખી ચાલતાં બન્ને પગની સાથેજ હલાવે.

લંગડો, પાંગળો અને વામન (ટુંકો) ની ચાલ જુદી જુદી જાતની કરવી.

લંગડાનો એક પગ સજ્જડ કરવો અને બીજો પગ ફણાથી ચલાય તેમ રાખવો, તેમાં સજ્જડ પગ ઉપાડી આગળ મૂકી પછી બીજો પગ ઉપાડવો, એવા અનુક્રમથી તે ચાલે.

પગમાં કાંટો વગેરે વાગ્યું હોય તેણે પણ લંગડાની પેઠેજ ચાલવું, તેમાં ફણાથી માંડેલ પગ વડે ચાલવું એટલો ફેર છે.

પાંગળા માણસનું શરીર બહુ બેઠેલ હોય અને બેઉ ગોઠણ નમતા હોય છે.

ટુંકા માણસની ચાલમાં બધા અવયવો ટુંકા તેમજ તેના પગલાં પણ ટુંકાં અને જલદી ઉપડતાં કરવાં.



## विदूषक गति.

વિદૂષકની ચાલમાં હાસ્ય યોજવો, તેના ત્રણ ભેદ છે.

१, अंगहास्य, २, कायहास्य, ३, नेपथ्यहास्य.

**अंगहास्य**—મ્હોટા દાંત, માથામાં ટાલ, કુબડો, લુલો અથવા વાંકું મુખ હોય તે.

**कायहास्य**—અસંબદ્ધ ભાષણ કરે, અર્થ વિનાની વિકૃતિઓ બતાવે અથવા ગાંડું બોલે તે.

**नेपथ्यहास्य**—બગલાની પેઠે ચાલે અને ચોતરફ હાસ્યજનક ગાંડી દૃષ્ટિએ જુએ તે.

એ રીતે પાત્રની પ્રકૃતિ, ધર્મ અને તેનું કાર્ય જોઈને જુદી જુદી અવસ્થામાં જુદી જુદી ગતિ કરવી.

## स्वाभाविका.

સ્વાભાવિક ગતિમાં ડાબો હાથ કુટિલ કરી જમણો ચતુરક કરવો અને એક પડખું, મસ્તક, હાથ તથા પગ અનુક્રમ પ્રમાણે લય અને તાલની બરાબર નમતાં જાય તે. આ ગતિ જેને લાભ કે ગેરલાભ થયો ન હોય તેવા પુરુષમાં યોજવી, આથી વિપરીત ગતિને વૈકારિકા કહે છે.

ખેટ પુરુષોની ગતિમાં એક પડખું, હાથ, પગ અને માથું નમતું તથા દૃષ્ટિ વિચારવાળી હોય છે.

કામી પુરુષો હમેશાં પોતાનાં પહેરેલ વસ્ત્ર અને ઘરેણાંને અડકયા કરે છે, અને ઠીક પહેર્યાં છે કે નહિ એમ જોયા કરે છે તથા રોફથી જલદી ચાલે છે.

મ્લેચ્છોની જે જાતિઓ છે તેઓની ચાલ તેમના દેશ પ્રમાણે કરવી.

પક્ષી અને વાઘ વગેરે પશુઓની ચાલ તેમની જાતિના સ્વભાવ પ્રમાણે કરવી.

સિંહ અને વાનર વગેરેની ગતિ નૃસિંહાવતાર વિષ્ણુએ કરી હતી તેમ આલીઢસ્થાન કરી શરીર તથા મુખ પણ સિંહના જેવું બનાવી એક ગોઠણ ઉપર એક હાથ મૂકવો અને બીજો હાથ ઊંચો આકાશમાં રાખવો, તેમજ ચોતરફ ક્રૂર દૃષ્ટિથી જોતા જવું તથા દાઢી એક ખભા ઉપર રાખવી, પછી પાંચ પાંચ તાલને છેટે પગલાં મૂકી ચાલવું.

આ સિવાય બીજા પશુઓની ગતિ તેમની જાતિને અનુસરતી તથા સ્થાન કરીને બતાવવી.

આ પ્રમાણે મનુષ્યોની તથા પશુઓની ગતિ જાણવી, આ સિવાય બાકીની જે જે ગતિ અહીં કહી નથી તે લોકસ્વભાવથી જાણી લેવી.

# સ્ત્રીગતિ.

સ્ત્રીઓની સ્થાન અને ભાષણમાં થતી ગતિ.

૧. આયત, ૨. અવહિત્થ, ૩. અશ્વક્રાન્ત, ૪. ગતાગત, ૫. વલિત, ૬. મોટિત, ૭. વિનિવર્તિત.

આયત—પ્રથમ ડાબો પગ ત્ર્યસ્ર કરી તેનાથી એક તાલને છેટે જમણો પગ સરખો મૂકવો અને મુખ પ્રસન્ન રાખી છાતી ઊંચી નિકળતી રાખવી, પરંતુ શરીર ઊંચું ન કરવું, તેમજ જમણો હાથ કેડ પાસે નિતંબ ઉપર મૂકવો અને ડાબો લતાહસ્ત કરવો તે. આનું દૈવત લક્ષ્મી છે.

આ સ્થાનથી રંગાવતરણ, આરંભ, પુષ્પાંજલિ, વિસર્જન, કામોત્પત્તિ, તિરસ્કાર, ક્રોધ, અંગુલીમોટન (ટાચકા ફોડવા) વગેરે કરવું તથા પ્રવેશ, ગર્વ, ગાંભીર્ય, મૌન, માનગ્રહણ અને દિશા તથા આકાશનું વર્ણન પણ કરવું.

અવહિત્થ—આયત સ્થાનમાં કહેલ પગથી ઉલટા અર્થાત્ જમણો ત્ર્યસ્ર કરી ડાબો એક તાલને છેટે સરખો મૂકવો અને છાતી વગેરે પ્રથમની પેઠે રાખવું તે.

આ સ્થાન વિલાસ, ક્રીડા, વિબ્વોક, શૃંગાર અને પોતાના શરીરના વર્ણનમાં તેમજ સ્વામી આવવાનો માર્ગ જોવામાં યોજવું.

અશ્વક્રાન્ત—એક પગ ઉપાડી તેને અગ્રભાગથી જમીન ઉપર મૂકવો અને બીજો સૂચિવિદ્ધ અથવા અપવિદ્ધ રાખવો તે.

આ સ્થાનથી ઠેશ ખાવી, ચક્કર આવવું, સુંદર વસ્ત્ર શોભવું, ફુલના ગોટા શોભવા, બચાવવું અને વૃક્ષની ડાળ શોભવી વગેરે બતાવવું.

ગતાગત—જ્યાં નર્તકી નાચવાને તૈયાર થઇ એક પગ ઉપાડીને પછી ઉભી રહે તે.

વલિત—નર્તકીનું શરીર જયારે એક બાજુ વળેલું હોય, અને વળેલી બાજુના પગની કનિષ્ઠિકા તરફથી તે પગ જમીનને અડકેલો હોય, અને

બીજી બાજુનો પગ અંગુઠાથી જમીનને અડેલો હોય તે. આ સ્થાન અભિલાષપૂર્વક અવલોકન કરવામાં વપરાય છે.

મોટિત—એક પગ જમીન ઉપર સરખો રહે અને બીજો જરા વાંકો રાખી તેનો આગળનો ફણો જમીન ઉપર રહે (પાની ઊંચી રહે) તથા બન્ને હાથના પોતાની આગળ કાકડા વાળે તે.

આ સ્થાનનો ઉપયોગ બધી જાતની કામાવસ્થામાં કરાય છે.

વિનિવર્તિત—ઉપરનું મોટિત સ્થાન બતાવીને પાછળ બરડા તરફ ફરી જવામાં આવે તે.



## युवतीगति.

પ્રથમ અવહિત્થ સ્થાન કરી ડાબો હાથ ઊંધો નાભી પાસે મૂકી જમણો ખટકામુખ કરવો, પછી લલિત કરેલ જમણા પગને તાલ માત્ર ઊંચો કરી ડાબા પગના બહારના ભાગમાં મૂકવો, તેજ વખતે ડાબો હાથ લતાખ્ય કરી જમણો હાથ પડખે લઇ જવો અને પછી નાભી ઉપર મૂકવો, ત્યાર બાદ જમણા નિતંબ ઉપર મૂકી તેને ડાબો હાથ લપેટવો, પછી ડાબું એક પગલું મૂકી તેની સાથે જમણો હાથ લતાખ્ય કરી મસ્તક પણ ક્રીડાથી ઊંચું કરવું, પગલું મૂકવાનો સમય છ કળાનો આઠ કળાનો ન કરવો, કારણ કે તે સ્ત્રીઓને ખેદ ઉપજાવનાર છે.

## स्थानीया गति.

પોતાના સ્થાન (ઘર વગેરે)માં રહેનાર સ્ત્રી અવહિત્થ સ્થાન કરી ડાબો હાથ કેડ ઉપર મૂકી જમણો અરાલાસ્ય કરી સવળો રાખી નાભી અને સ્તનની વચ્ચે રાખે અને પોતાનું શરીર બેઠેલું,સ્તબ્ધ અથવા પરિવાહિત (વાંકુંચુંકું) નહિ રાખતાં સરલ રાખે.

## वृद्धा गति.

વૃદ્ધ સ્ત્રીની ચાલ ભ્રાન્તિવાળી કરવી અને શરીર કાંઇક નમેલું બતાવવું તથા હાથનું જોર કમી થએલ બતાવવું.

## बाला गति.

બાલા સ્ત્રી પોતાની મરજી મુજબ ગતિ કરે તેમાં કાંઇ શોભા કરવાની જરૂર નથી તેમ અમુક પ્રમાણની પણ જરૂર નથી.

નાટ્યમાં કોઈ પણ સ્ત્રી, પુરુષ અથવા નપુંસકે પોતાનો સ્વભાવ ત્યાગી બીજાનો સ્વભાવ ગ્રહણ કરવો.

કોઇ પણ મિશથી, ક્રીડાથી અથવા કપટથી સ્ત્રી પુરુષોની અને પુરુષો સ્ત્રીની પ્રકૃતિ ધારણ કરે.

સ્ત્રીએ ધૈર્યથી, ઉદારતાથી, પરાક્રમથી, બુદ્ધિથી અને પુરુષના જેવાં કાર્યથી પુરુષનો વેષ ભાષા અને ચેષ્ટા વડે ભજવવો તેમજ પુરુષ પણ સ્ત્રીનો વેષ ધારણ કરી તેના જેવી ભાષા, દૃષ્ટિ તથા ધીમી અને સુંદર ચાલ વડે સ્ત્રીનો વેષ ભજવે.



" સંગીતરત્નાકર " માંથી

## त्रेवीश देशी स्थान.

૧. સ્વસ્તિક, ૨. વર્ધમાન, ૩. નદ્યાવર્ત, ૪. સંહત, ૫. સમપાદ, ૬. એકપાદ, ૭. પૃષ્ટોત્તાનતલ, ૮. ચતુરસ્ર, ૯. પાર્ષ્ણિવિદ્ધ, ૧૦. પાર્ષ્ણિપાર્શ્વગત, ૧૧. એક પાર્શ્વગત, ૧૨. એક જાનુનત, ૧૩. પરાવૃત્ત, ૧૪. સમસૂચિ, ૧૫. વિષમસૂચિ, ૧૬. ખંડસૂચિ, ૧૭. બ્રાહ્મ, ૧૮ વૈષ્ણવ ૧૯. શૈવ, ૨૦. ગારૂડ, ૨૧. કુર્માસન, ૨૨. નાગબન્ધ, ૨૩. વૃષભાસન.

સ્વસ્તિક—જમણો પગ ડાબી તરફ અને ડાબો પગ જમણી તરફ લઇ જઇ બન્ને પગને જરા વાંકા અને સાથે સાથે અડકેલા રાખવા તે.

વર્ધમાન—બન્ને પગની પાની એક બીજાને અડકેલી અને જમણા પગનો ફણો જમણી બાજુ તથા ડાબા પગનો ફણો ડાબે પડખે રહે તેમ રાખવો તે.

નદ્યાવર્ત—ઉપરના વર્ધમાન સ્થાનમાંજ રહીને બન્ને પગને છ આંગળ અથવા બાર આંગળ છુટા રાખવા તે.

સંહત—શરીરને સ્વાભાવિક સીધું રાખીને તથા બન્ને પગ જોડાજોડ રાખીને અર્થાત બન્ને અંગુઠા અને બંને ઘુંટી સામાસામી અડકાડીને રાખવામાં આવે તે.

સમપાદ—શરીરને સ્વાભાવિક સીધું રાખીને બન્ને પગ એક વેંતને છેટે સરખા રાખવા તે.

એકપાદ—એક પગ જમીન ઉપર સરખો રાખીને બીજો પગ તે પડખા તરફ ઊંચો રાખવો મતલબ એક પગે ઉભા રહેવું તે.

પૃષ્ટોતાનતલ—આગળનો એક પગ જમીન ઉપર સરખો મૂકીને પાછળનો બીજો પગ ફણાથી જમીન ઉપર મૂકી પાની ઊંચી રાખવી તે.

ચતુરસ્ર—ઉપર કહેલા નદ્યાવર્ત સ્થાનથી ઉભો રહી બન્ને પગ અઢાર આંગળ દૂર રાખવામાં આવે તે.

પાર્ષ્ણિવિદ્ધ—એક પગની પાનીને બીજા પગના અંગુઠા વડે સ્પર્શ કરી ઉભા રહેવામાં આવે તે.

પાર્ષ્ણિપાર્શ્વગત—ડાબો પગ સરખો મૂકી જમણો પગ ડાબા પગ તરફ પાની રહે તેમ આડો રાખી ઉભા રહેવું તે.

**એકપાર્શ્વગત**—ડાબો પગ સરખો જમીન ઉપર રાખી તેની જરા આગળ જમણો પગ જમણા પડખા તરફ પાની રહે અને ડાબા પગ તરફ ફણો રહે તેમ રાખી ઉભા રહેવું તે.

**એકજાનુગત**—એક પગ સરખો મૂકી બીજો પગ તેની પડખે ચાર આંગળ દૂર મૂકી તેનો ગોઠણુ જરા ત્રાંસો નમાવવો તે.

પરાવૃત્ત—ડાબા પગની પાનીની પાસે જમણા પગનો અંગુઠો રહે અને જમણા પગની પાની પાસે ડાબા પગની કનિષ્ઠિકા રહે તેમ ઉભા રહેવું તે. અથવા જમણા પગની પાની પાસે ડાબા પગનો અંગુઠો રહે તથા ડાબા પગની પાની પાસે જમણા પગની કનિષ્ઠિકા રહે તેમ ઉભા રહેવું તે.

સમસૂચિ—જ્યારે બન્ને પગની પાની તથા જાંઘ (સાથળ) જમીનને અડકાડીને ત્રાંસાં લાંબાં રાખવામાં આવે તે.

વિષમસૂચિ—ઉપર બતાવેલ સૂચિપાદમાંજ જ્યારે એક પગ આગળ અને બીજો પગ પાછળ લાંબો રાખી બેસવામાં આવે તે.

ખંડસૂચિ—જ્યાં એક પગનો સાથળ અને પાની જમીનને અડાડી ત્રાંસો લાંબો રાખી બીજો પગ સંકુચિત રાખવામાં આવે તે.

બ્રાહ્મ—એક પગ સરખો સીધો રાખી બીજો પગ પાછળ બરડા તરફ સંકુચિત રાખી બન્નેના ગોઠણુ સરખા ઊંચા રાખવા તે.

વૈષ્ણવ—એક પગ સીધો રાખી બીજો પગ જરા સંકુચિત કરી આગળ લાંબો રાખવો તે.

શૈવ—ડાબો પગ સરખો જમીન ઉપર મૂકી જમણો ડાબા પગના ગોઠણુ સુધી ઊંચો કરી જરા સંકુચિત રાખવો તે.

ગારૂડ—ડાબો પગ આગળ સંકુચિત રાખી જમણો પગ પાછળ રાખી તેનો ગોઠણુ જમીનને અડાડવો તે.

કુર્માસન—જમણા પગનો ગોઠણુ અને બહારની ઘુંટી જમીનને સ્પર્શ કરે તેમ બેશી ડાબો પગ ઉભો રાખવો તે.

નાગબન્ધ—જમીન ઉપર બેશી ડાબા સાથળ ઉપર જમણી પીંડી (જાંઘ) મૂકવામાં આવે તે.

વૃષભાસન—બન્ને ગોઠણ જોડાજોડ અથવા છુટા છુટા જમીનને અડાડીને બેસવામાં આવે તે.



## નવ ઉપવિષ્ટ (બેઠક) સ્થાન.

૧. સ્વસ્થ, ૨. મદાલસ, ૩. ક્રાન્ત, ૪. વિષ્કંભિત, ૫. ઉત્કટ, ૬. સ્રસ્તાલસ, ૭. જાનુગત, ૮. મુક્તજાનુ, ૯. વિમુક્ત.

સ્વસ્થ—બન્ને પગ પહોળા કરીને બેસવું, છાતી કાંઇક ઊંચી બહાર નિકળતી રાખવી, એક હાથ કમ્મર ઉપર રાખવો અને બીજો હાથ છાતી ઉપર રાખવો તે.

મદાલસ—એક પગ કાંઇક લાંબો રાખી બીજો પગ આસન ઉપર રાખીને માથું એક પડખા તરફ નમતું રાખવું તે.

ક્રાન્ત—બન્ને હાથ ચિબુક (દાઢી) ઉપર મૂકીને માથું એક ખભા તરફ નમતું રાખવું અને નેત્ર અશ્રુવાળાં કરવાં તે. આ સ્થાન પરાજય કે કેદ પકડાયો હોય ત્યાં અને શોકમાં યોજાય છે.

વિષ્કંભિત—બન્ને સાથળ પહોળા રાખી બેસવું અને બન્ને પગ તથા હાથ પણ પહોળા અને સુશોભિત રાખવા તથા નેત્ર બીડેલાં રાખવાં તે. આ સ્થાન યોગમાં અને ધ્યાનમાં યોજાય છે.

ઉત્કટ—(ઉભડક બેસવું) સમ આસનની પેઠે આમાં પણ જમીનને અડકીને બંને પગ સરખા રાખી બેસવામાં આવે છે. આ સ્થાન યોગમાં, ધ્યાનમાં, સંધ્યામાં અને જપ વગેરેમાં વપરાય છે.

સ્રસ્તાલસ—બન્ને હાથ છુટા રાખી શિથિલ રાખવા, શરીરને આળસ યુકત રાખવું અને નેત્ર મંદ શિથિલ રાખવાં તે. આ સ્થાન હાનિ, ગ્લાનિ, કેફ, વ્યાધિ, મૂર્છા અને ભયમાં યોજાય છે.

જાનુગત—બન્ને ગોઠણ જમીન ઉપર મૂકીને રહેવું તે. આ સ્થાન હોમ, દેવાર્ચન, દીનતાથી માગવું, મૃગદર્શન, હલકાં પ્રાણીઓથી ત્રાસ પામવો અને ક્રોધ પામેલાને પ્રસન્ન કરવું વગેરે કાર્યોમાં યોજાય છે.

મુકતજાનુ—ઉત્કટ આસનનો એક ગોઠણુ જમીનને અડાડીને બેસવું, મતલબ એક ગોઠણુ ઉભડક અને બીજો પગ વાળી તેનો ગોઠણુ જમીનનો સ્પર્શ કરે તેમ બેસવું તે. આ સ્થાન હુવનમાં અને સજ્જન સજ્જનનું સાન્ત્વન કરે ત્યાં યોજાય છે.

વિમુકત—જમીન ઉપર પડી જવું તે. આ સ્થાન રાવ અને આક્રંદ (દીન રુદન) માં યોજાય છે.



## षट् सुप्त ( सुवानां ) स्थान.

૧. સમ, ૨. આકુંચિત, ૩. પ્રસારિત, ૪. વિવર્તિત, ૫. ઉદ્વાહિત, ૬. નત.

સમ—આકાશ તરફ મુખ રાખી, લાંબા અને શિથિલ હાથ રાખી સીધું સુવું તે.

આકુંચિત—બધાં અંગોને તથા ગોઠણુને પણ સંકોચીને સુવું તે.

પ્રસારિત—એક હાથ માથા નીચે ઓશીકાની પેઠે રાખી લાંબા પગ કરી સુવું તે.

વિવર્તિત—જમીન તરફ નીચું મુખ રાખી સુવું તે. આ સ્થાન કોઈ શસ્ત્ર વાગ્યું હોય ત્યાં યોજાય છે.

ઉદ્વાહિત—જમીન ઉપર કોણી મુકી, હથેળી ખભા પાસે રાખી, તે ઉપર માથું મૂકી સુવું તે. આ સ્થાન ઉત્તમ પાત્રની શૃંગારિક લીલાની અવસ્થામાં યોજાય છે.

નત—જાંઘો કાંઇક સીધી રાખીને અને બન્ને હાથ શિથિલ રાખીને સુવું તે. આ સ્થાન ખેદ, થાક અને આળસમાં યોજાય છે.



# આસન વિધિ.

શોકમાં વિષ્કંભ ( વિસ્તાર )વડે બેઉ પગ અંચિત કરી છાતીનું ત્રિક ( હાંસડી )કાંઈક ઊંચું રાખી બેઉ હાથ કેડ અને સાથળના સાંધા ઉપર મૂકવા તથા માથું ખભા ઉપર નાંખી મન અને ઇન્દ્રિઓની ગ્લાનિ બતાવવી.

મૂર્છા, મદ, થાક, ગ્લાનિ અને ખેદમાં બેઉ હાથ શિથિલ રાખી લાંબા કરવા અને ધનુષને ટેકો દઈ બેસવું.

પડી ગયેલો માણુસ પોતાના ગોઠણુ છાતી સાથે દબાવી પોતાનું સર્વ અંગ સંકુચિત કરે.

વ્યાધિ, પીડા, અવહિત્થ ( કપટવેષ ) અને ધ્યાનમાં નિતંબ ભાગને પાની અડે તેમ ઉભડક બેસવું.

પિતૃઓને ઉદકાંજલિ આપવામાં, સંધ્યા કરવામાં અને આચમનમાં એક ગોઠણુ થાંભલાની પેઠે ઊંચો રાખી બીજો ગોઠણુ જમીનને અડાડવો, આ આસન સ્વામીને પ્રસન્ન કરવામાં તથા હોમ આદિ કરવામાં પણુ યોજાય છે.

દેવને નમસ્કાર કરવામાં, ક્રોધ પામેલાને શાન્ત કરવામાં, શોકમાં, રડારોળમાં, મડદું જોવામાં, બ્હીકણુ માણુસ ત્રાસ પામે ત્યાં, ગરીબ માણુસ માગે ત્યાં અને ચાકરોએ હોમ તથા યજ્ઞ આદિ ક્રિયાઓમાં બેઉ ગોઠણુ જમીનને અડાડી મુખ નીચું કરી રાખવું. મુનિઓએ પણુ નિયમોમાં એ આસન યોજવું.

હવે નાટકમાં બેસવા માટે સ્ત્રીપુરુષોને અંદર અથવા બહાર આસન આપવાનો વિધિ નીચે પ્રમાણે છે.

દેવ અને રાજાઓને સિંહાસન, ગુરુ અને પ્રધાનને વૈતસ (નેતરનું બનાવેલ ખુરશી વગેરે ), સેનાપતિ અને યુવરાજને મુંડાસન ( સ્ટુલના જેવું આધાર વિનાનું ), બ્રાહ્મણોને લાકડાનો પાટલો અને રાજકુમારોને શેતરંજીનું આસન આપવું.

રાણીઓને સિંહાસન તથા દેવીઓને મંડલાસન ( ગોળ આસન ) આપવું, પુરોહિત તથા પ્રધાનની સ્ત્રીને નેતરનું ભરેલ આસન આપવું, નાગ-

ણીઓને માટે શેતરંજી અથવા ચામડાનું બનાવેલ અને બાકીની સ્ત્રીઓને જમીનનુંજ આસન આપવું. આ નિયમ અન્ય સ્થાનમાંજાણવો, પરંતુ પોતાના ઘરમાં તો મરજી પડે તેમ બેસે તેમાં કાંઇ આવશ્યક નિયમ નથી.

મુનિઓનો આસન પ્રકાર તો પોતાને ત્યાં અથવા બહાર પણ પોતાના નિયમ પ્રમાણેજ હોવો જોઇએ.

બ્રહ્મચારી વગેરે વ્રતવાળા પુરુષોને માટે તેમના વ્રતને યોગ્ય આસન કરવું.

પોતાના નગરમાં રહેનાર કુળવાન અને વિદ્વાન પુરુષોને રાજાએ આસન આપી સત્કાર કરવો.

દરેક મનુષ્યે પોતાની બરાબરીનાં માણસને પોતાની બરાબર આસન આપવું, મધ્યમને મધ્યમ, મોટા માણસને પોતાથી સારૂં આસન આપવું અને હલકા માણસને જમીન ઉપર બેસાડવો.

ગુરુ, રાજા અને પિતાની આગળ ડાહ્યા માણસે જમીન ઉપર અથવા લાકડાના આસન ઉપર બેસવું.

વહાણુ, હાથી, રથ અને બીજાં વાહનોમાં ગુરુ, આચાર્ય કે રાજા સાથે બેસવામાં દોષ નથી, પણ અન્ય સ્થળમાં એક આસન ઉપર બેસવું નહિ.

સુવામાં આકુંચિત ( ખેંચવું ), સરખું રહેવું, લાંબું થવું, વારંવાર ફરવું તથા ઉદ્વાહિત ( ઉભડક ) વગેરે ક્રિયાઓ કરવી.

આ સિવાયના ગતિ પ્રકાર પોતપોતાની બુદ્ધિથી યોજનારે જાણી લેવા.



## કક્ષા.

પ્રથમ ત્રણ પ્રકારના નાટયમંડપ કહ્યા છે, તેના વિભાગો વિચારીને તેની અંદર કક્ષાઓ કરવી.

પ્રથમ જે નેપથ્યનાં બે ગૃહદ્વાર કહ્યાં છે, તે બેની વચ્ચે વાદ્ય વસ્તુઓનું સ્થાન રાખવું, રંગપીઠની ચોતરફ કક્ષાનો વિભાગ નિર્માણ કરવો કે જેથી રંગ ભૂમિની ચારે બાજુ ફરતી એક બીજી કક્ષા થાય.

ઉપર કહેલ કક્ષાના વિભાગોમાં ગૃહો, નગરો, બગીચાઓ, વાડીઓ, નદીઓ, આશ્રમો, માર્ગો, વનો, પૃથ્વી, સમુદ્રો તથા સ્થાવર જંગમસહિત ત્રિલોકી તેમજ સાત દ્વીપો અને અનેક પર્વતો, પ્રકાશ, લોક, રસાતલ તથા દૈત્યોનાં સ્થાનો વગેરેની કલ્પના કરી બતાવવી.

નગર, વન, ખંડ કે પર્વતમાં દૂર અથવા સમીપ કોઈ દેશની કલ્પના કરી બતાવવી.

રંગભૂમિમાં પ્રથમ જે પાત્રો પ્રવેશ કરે તે અંદર પેઠાં છે એમ જાણવું, અને પાછળથી પ્રવેશ કરે તે કક્ષાના મધ્યભાગમાં રહેલાં છે એમ જાણવું. તેમને જોવા ઇચ્છનાર પુરુષે રંગભૂમિમાં પ્રવેશ કરવો.

જે તરફ વાદ્ય ભાંડ તથા નેપથ્યદ્વાર હોય તેને પૂર્વ દિશા જાણવી.

કોઈ કાર્ય માટે સૂત્રધાર જે દ્વારથી પ્રવેશ કરે તેજ દ્વારથી કાર્ય નિવેદન કરી પાછો પ્રવેશ કરે. તે ભૂમિની પરિક્રમા બહુ લાંબી કરવી, મધ્યમ પ્રમાણની અથવા થોડી લાંબી કરવી.

દિવ્ય પુરૂષોની ગતિ નગરમાં, વનમાં, પર્વતમાં, સમુદ્રમાં, ખંડમાં અવા કોઈ દ્વીપમાં કરવી, તે ગતિ આકાશમાર્ગથી વિમાન વડે અથવા કોઈપણ બીજી યુક્તિ વડે બતાવવી.

દિવ્ય પુરુષનું પૃથ્વી ઉપર આવવું થાય તો તે પોતાના સ્વરૂપને ગુપ્ત કરી મનુષ્યોને કોઇ કારણવડે દર્શન આપે છે. અને તેઓનું સર્વ ખંડોમાં સ્વેચ્છાગમન કહ્યું છે, મનુષ્યોનું આવવું ઘણું કરી ભરતખંડમાં કરાય છે.

હિમાલય, કૈલાસ અને શમ પર્વતમાં યક્ષો, ગુહ્યકો અને કુબેરના અનુચરો રહે છે; રાક્ષસ, ભૂત અને પિશાચો હિમાલયમાં વસનારા છે; અપ્સરાઓએ સહિત ગન્ધર્વો હેમકૂટ પર્વતમાં વસે છે; શેષ, વાસુકી અને તક્ષક વગેરે સર્વ નાગો નિષિધ પર્વતમાં રહે છે; મહા મેરૂ પર્વતમાં ત્રીશ દેવોના ગણો વસે છે, નીલ અને વૈદૂર્ય પર્વતમાં સિદ્ધો અને બ્રહ્મર્ષિઓ રહે છે, પાતાલમાં દૈત્યો અને દાનવોનો વાસ છે, પિતૃદેવો શૃંગવાન પર્વતમાં રહે છે, એઓનો સ્થાન વિભાગ જંબુદ્વીપમાં છે; એ દિવ્ય પુરુષોને માથે

મુકુટો પોતપોતાનાં કર્મ તથા પરાક્રમ પ્રમાણે કરવા અને પોશાક તો મનુષ્ય લોકમાં ચાલતો હોય તેવો બનાવવો.

દેવના સર્વ ભાવો મનુષ્યને વિષે કરવા, પરંતુ એક અનિમેષ ( મટકું ન મારવું ) રૂપ ભાવ છે તે ન કરવો, કારણકે આ નાટ્યમાં સર્વ ભાવો અને રસો દૃષ્ટિની અંદરજ રહ્યા છે, પ્રથમ દૃષ્ટિ વડે સૂચિત કરેલ ભાવ પછીથી અંગો વડે પ્રકટ કરાય છે.



## પ્રવૃત્તિ તથા વૃત્તિ.

પ્રવૃત્તિ ચાર પ્રકારની છે.

૧. આવંતી, ૨. દાક્ષિણાત્યા, ૩. પાંચાલી, ૪. ઔડ્રમાગધી.

આને પ્રવૃત્તિ શામાટે કહે છે ? પૃથ્વીમાં નાટ્ય, દેશ, વેષ, ભાષા અને આચારને બતાવે છે માટે તેને પ્રવૃત્તિ કહે છે. સંક્ષેપમાં દેશ દેશની ભાષા જણાવે છે માટેજ તેને એ નામ આપવામાં આવ્યું છે.

કદાચિત્ કોઇ કહે કે પૃથ્વીમાં ઘણા દેશો છે, છતાં ભાષા વગેરે જણાવનારી તે પ્રવૃત્તિના ચાર ભેદ શામાટે કહ્યા ? અને તે ચારના પ્રયોગો પણ સમાન લક્ષણવાળા કહ્યા એ પ્રમાણે આ તેમનો સમાન લક્ષણવાળો પ્રયોગ છે ? પરંતુ લોકમાં વિવિધ પ્રકારનાં દેશ, વેષ, ભાષા અને આચરણ છે, એમ માનીને લોકોના મત પ્રમાણે આ લોકની ચાર વૃત્તિઓ કલ્પી છે.

૧–ભારતી–૨–આરભટી–૩–સાત્વતી અને–૪–કૈશિકી.

વૃત્તિમાં આશ્રય કરેલા પ્રયોગો વડે દેશો કહ્યા છે, કે જેનાથી ચાર પ્રવૃત્તિઓ અને પ્રયોગો ઉત્પન્ન થયા.

દાક્ષિણાત્ય લોકો નૃત્ય, ગીત અને વાદ્યમાં બહુ કુશળ, બહુધા કૈશિકી વૃત્તિવાળા, ચતુર તેમજ મદુ અને મનોહર અંગાભિનયવાળા હોય છે, તેમાં મહેન્દ્ર પર્વત, મલય, સહ્યાદ્રિ. મેલક અને પલપિંજર એ પર્વતોની અંદર આવેલ દેશોને દક્ષિણાપથ કહે છે; કોશળ, તોશળ, કલિંગ, મોશળ, દ્રવિડ,

આન્ધ્ર, મહારાષ્ટ્ર, વૈણ્ય, વૈવાનવાસ વગેરે તથા દક્ષિણસમુદ્ર અને વિન્ધ્યાચલની વચમાં રહેલ દેશોમાં હમેશાં દાક્ષિણાત્યા પ્રવૃત્તિ યોજવી.

અવંતિક, વૈદિશિક, સૌરાષ્ટ્ર (સોરઠ), માળવા, સિન્ધ, સૌવીર, આનર્ત અર્બુદ, દશાર્ણ, ત્રિપુર અને વિમાતૃ દેશોમાં રહેનારા પુરુષો હમેશાં આવંતી પ્રવૃત્તિ યોજે છે અને તેમનો પ્રયોગ સાત્વતી તથા કૈશિકી વૃત્તિને આશ્રય કરનારો હોય છે.

અંગ, બંગ, કલિંગ, વત્સ, ઉડ્રમાગધ, પૌંડ્ર, નેપાલ, અન્તર્ગિરિ તથા બહિર્ગિરિ, તેમાં મલય અને મલ્લવર્ષક બંગના સરખા જાણવા, તેમજ બ્રહ્મોત્તર વગેરે, ભાર્ગવ, માર્ગવ, પ્રાગ્જયોતિષ, પુલિન્દ, વિદેહ, તામ્રલિપ્ત, પ્રાગ અને પ્રાવૃતય દેશના વાસીઓ ઔડ્રમાગધી પ્રવૃત્તિ યોજે છે. એ સિવાયના બીજા દેશો જે પુરાણોમાં કહ્યા છે તેમાં પણ ઓડ્રમાગધી પ્રવૃત્તિ યોજવી.

પાંચાલમધ્યમા પ્રવૃત્તિમાં સાત્વતી અને આરભટી વૃતિ યોજવી અને પ્રયોગ—અલ્પગીતાર્થ યુક્ત, આવિદ્ધ ગતિવાળો અને વિલાસથી ભરપૂર હોવો જોઈએ.

પાંચાલ, શૂરસેન, કાશ્મીર, હસ્તિનાપુર, બાહ્લીક, શાકળ, મદ્રક, ઉશીનર તેમજ હિમાલયમાં આવેલા અને ગંગાની ઉત્તર દિશામાં રહેલા જે દેશો છે તેમાં પાંચાલમધ્યમા પ્રવૃત્તિ યોજવી.

ઉપર કહેલ પ્રવૃત્તિઓમાં રંગપીઠ ઉપર પરિક્રમણ કરવાની બે રીતિ છે. ૧. પ્રદક્ષિણ પ્રવેશ, ૨. અપ્રદક્ષિણ પ્રવેશ. પ્રદક્ષિણ પ્રવેશમાં આવંતી તથા દાક્ષિણાત્યા અને અપ્રદક્ષિણ પ્રવેશમાં પાંચાલી તથા ઔડ્ર માગધી યોજવી. આવંતી તથા દાક્ષિણાત્યામાં ઉત્તર દિશા તરફનું પાર્શ્વદ્વાર જાણવું અને પાંચાલી તથા ઔડ્રમાગધીમાં દક્ષિણ તરફનું પાર્શ્વદ્વાર જાણવું.

પ્રયોગકર્તાએ દેશ, અને અર્થયુકિત જોઈ જે દેશમાં જે પ્રવૃત્તિ કહી છે, તે અનુકૂળ રૂપે યોજવી.

**નાટ્યપ્રયોગ બે પ્રકારના છે.**

૧. સુકુમાર, ૨. વિદ્ધ. આ બન્ને નાટકની વસ્તુસંકળનાનો આધાર રાખે છે, તેમાં યુદ્ધમાં મારવાકાપવારૂપ, ઈન્દ્રજાળરૂપ તથા રાક્ષસાદિના મુખનાં મોરાં વગેરે પહેરાવવાનું જેમાં હોય, તેમજ પુરુષ પાત્રો ઘણાં અને સ્ત્રીપાત્ર અલ્પ હોય, તેમજ સાત્વતી અને આરભટી વૃત્તિમયહોય તેને આવિદ્ધ જાણવું, તેમાં ડિમ, સમવકાર, વ્યાયોગ અને ઈહામૃગ એટલાં આવિદ્ધ સંજ્ઞક જાણવાં.

ઉપર કહેલાં રૂપકોનો પ્રયોગ દેવ, દાનવ, રાક્ષસો અથવા જે પુરુષો ઉદ્ધત, શૌર્ય, વીર્ય અને બળયુક્ત હોય તેમની પાસે કરાવવો.

નાટક, પ્રકરણ, ભાણ અને વીથ્યંક એ પ્રયોગો સુકુમાર છે અને મનુષ્યોનો આશ્રય કરનારા છે, અર્થાત્ તે પ્રયોગો મનુષ્યો વડે યોજવા.

## ધર્મી બે પ્રકારના છે.

### ૧—લોકધર્મી—૨—નાટ્યધર્મી.

સ્વભાવ રૂપ ભાવયુકત, શુદ્ધ, વિકાર રહિત, લોકની વાર્તા અને ક્રિયાયુકત, અંગની લતાઓ રહિત, તેના તેના સ્વભાવના અભિનય સહિત અને વિવિધ સ્ત્રી તથા પુરુષો રૂપ પાત્રોનો આશ્રય કરનાર નાટ્ય હોય તે લોકધર્મી કહેવાય છે.

વાકય અને ક્રિયાના બાહુલ્યવાળું, સત્ત્વ અને ભાવની અધિકતાવાળું, લીલાયુકત, અંગહાર, અને અભિનયવાળું, નાટકના લક્ષણ સહિત સાત સ્વરો અને અલંકાર સંયુકત તથા અશ્વ ઉપર બેસનાર પુરુષનો આશ્રય કરનારૂં નાટય હોય તે નાટયધર્મી કહેવાય છે.

લોકમાં જે કલ્યાણકારક (લક્ષ્મી વગેરે) મળવા યોગ્ય છે તે આ નાટયમાં મૂર્તિમાન અને ઇચ્છાયુકત મળે તેને પણ નાટયધર્મી કહે છે.

નાટકમાં પાત્રે કહેલું વાકય બીજું પાત્ર અથવા પરસ્પર ન સાંભળે અથવા નહિ કહ્યા છતાં પણ સાંભળે તે, પર્વત, વાહન, માન, ઢાલ, બખતર, આયુધ અને ધ્વજ વગેરે મૂર્તિમાન પ્રયોગાય તે, સુંદર અંગ વિન્યાસ વડે તથા ઉત્ક્ષિપ્ત પદક્રમ વડે ગતિ કરાય તથા નૃત્ય કરાય તે; આ લોકના સુખ

અથવા દુઃખરૂપ સ્વભાવ શોભા તથા અભિનય યુકત હોય તે, તેમજ રંગપીઠ-માં વિવિધ પ્રકારને કક્ષા વિભાગ કરવામાં આવે છે તે નાટયધર્મી કહેવાય છે.

હમેશાં નાટક નાટયધર્મથી યુકતજ યોજવું, કારણ કે આંગિકાભિનયથી છેલ્લે પ્રીતિ ઉત્પન્ન થતી નથી.

સર્વનો સહજ ભાવ, અભિનયથી ઉત્પન્ન થતો ભાવ અને અંગના અલંકાર તથા ચેષ્ટા તેને પણ નાટયધર્મી કહે છે.

આ પ્રમાણે કક્ષા વિભાગ અને ધર્મીયુકત નાટયતત્ત્વના જ્ઞાતાઓએ જાણીને પ્રયોગ કરવો.



"સાહિત્ય દર્પણ પ્રમાણે."

## छत्रीश लक्षण.

१. भूषण, २. अक्षरसंघात, ३. शोभा, ४. उदाहरण, ५. हेतु, ६. संशय, ७. द्रष्टान्त, ८. तुल्यतर्क, ९. पदोच्चय, १०. निदर्शन, ११. अभिप्राय, १२. ज्ञाप्ति ( प्राप्ति, ) १३. विचार, १४. दिष्ट, १५. उपदिष्ट, १६. गुणातिपात, १७. गुणातिशय, १८. विशेषण, १९. निरुक्ति, २०. सिद्धि, २१. भ्रंश, २२. विपर्यय, २३. दाक्षिण्य, २४. अनुनय, २५. माला, २६. अर्थापत्ति, २७. गर्हण, २८. पृच्छा, २९. प्रसिद्धि, ३०. सारूप्य, ३१. संक्षेप, ३२. गुणकीर्तन, ३३. लेश, ३४. मनोरथ, ३५. अनुक्तसिद्धि, ३६. प्रियवचन.

**भूषण**—અલંકાર અને ગુણનો જ્યાં પરસ્પર યોગ થાય તે. જેમકે—

### ગીતિ.

મુગ્ધા તારા મુખની, આભા આ [1]અરવિન્દ હરી લે છે;
[2]કોષ [3]દંડ જે આગળ, એને દુષ્કર કાર્ય કોણ કે' છે.

---

૧. કમળ. ૨. ખજાનો–ડોડવો, ૩. કમળનાળ–દંડ

૨ **અક્ષરસંઘાત**—અલ્પ વિચિત્ર અર્થવાળા અક્ષરથી વર્ણન કરવામાં આવે તે. જેમ શાકુન્તલમાં—

રાજા—તમારી સખીને શરીર સંતાપ બાધ તો નથી કરતો ?

પ્રિયંવદા—હમણા ઔષધ મળવાથી શાન્ત થશે.

૩ **શોભા**—જ્યાં સિદ્ધ અર્થની સાથે અસિદ્ધ અર્થ પ્રગટ થાય તથા જેમાં શ્લેષ અને વિચિત્ર અર્થ હોય તે. જેમકે—

### ગીતિ.

[૧]કોટિદ અને [૨]ગુણાન્વિત, સંભવ જેનો હોય શુદ્ધ [૩]વંશે;
તોપણ ધનુષની પેઠે, ક્રૂર સ્વામીને તજવો જન હસે.

૪ **ઉદાહરણ**—જ્યાં તુલ્ય અર્થયુક્ત વાક્યના ઉદાહરણથી પોતાનો અભિમત ( પ્રિય–ઈચ્છિત ) અર્થ સાધવામાં આવે તે. જેમકે-

### ગીતિ

પ્રિયને મળી તું પ્રેમે, એ અતિ ઉત્તમ થયું સખી શાણી;
[૪]દિનકર વિણ દિન શોભા, શશી વિણ રજની વૃથા જગે જાણી.

૫ **હેતુ**—ઈષ્ટ કરનાર હેતુદર્શનથી સંક્ષેપમાં કહેલું વાક્ય તે. જેમ—વેણીસંહારમાં—

દાસી—(ભીમસેન પ્રતિ) મેં એ રીતે કહ્યું જે ભાનુમતિ ! તમારા કેશ છૂટા થયા વિના અમારી દેવી દ્રૌપદી કેશ શી રીતે બાંધશે ?

૬ **સંશય**—તત્ત્વ જાણનારા વાક્યમાં જે અનિશ્ચય તે જેમ–યયાતિ વિજયમાં.

### અનુષ્ટુપ્

કન્યા આ યક્ષની છે કે, લક્ષ્મી સાક્ષાત્ [૫]સુરેશનો;
[૬]દારા આ દેવતાની કે, માનિની છે મહેશની.

---

૧. નિશાન પાડનાર–કરોડો આપનાર. ૨. દોરીયુક્ત–ગુણવાન. ૩. વાંસ–કુળ. ૪. સૂર્ય. ૫. ઇન્દ્ર. ૬. સ્ત્રી.

૭ द्रष्टान्त—પોતાના પક્ષનો અર્થ સાધવામાં જે ઉદાહરણ આપવું તે. જેમ વેણીસંહારમાં—

ભીમ—આર્ય ! તે તેનું કહેવું યોગ્યજ છે, કારણ કે એ દુર્યોધનની સ્ત્રી છે. ઇત્યાદિ.

૮ तुल्यतर्क—પ્રકૃત (ચાલતા) અર્થથી તેવાજ ભવિષ્ય અર્થનો તર્ક કરવો તે. જેમ—વેણીસંહારમાં—

ગીતિ.

સ્વપ્નો કેક શુભાશુભ, દૈવયોગથી સત્ય અસત્ય બને;
આ શત સંખ્યા જાણે, અડતી ન હોયે [1]અનુજ સહિત મુજને.

૯ पदोच्चय—અર્થને અનુરૂપ ( ઘટે તેવાં ) પદો ભેળાં કરવાં તે; શૃંગારમાં કોમળ શબ્દની રચના અને વીર તેમજ રૌદ્રમાં ઉદ્ધત શબ્દોની રચના આવે તે. જેમ—શાકુન્તલમાં—

ગીતિ.

રાજા—

[2]રકત અધર નવ પલ્લવ, કર અતિ કોમલ [3]વિટપ સમા શોભે;
પુષ્પ તુલ્ય પ્રકટેલું, યૌવન અંગે વિલોકી મન લોભે.

૧૦ निदर्शन—પરપક્ષને નિરાશ કરવા માટે પ્રસિદ્ધ અર્થનું પરિકીર્તન કરવું તે જેમકે—

ગીતિ.

યોગ્યાયોગ્ય વિચારો, ક્ષાત્ર ધર્મના વ્યર્થ વૈરી [4]ક્ષતિએ;
વાળી પરાઙ્મુખ થાતાં, ન્હોતું હણ્યું શું બાણ અવધપતિએ ?

૧૧ अभिप्राय—સાદૃશ્યથી અદ્ભુત અર્થની કલ્પના કરવી તે. જેમ—શાકુન્તલમાં—

---

૧. ન્હાનાભાઇ. ૨. રાગયુકત—લાલ. ૩. વૃક્ષ ૪ નાશ.

### ગીતિ.

આ સ્વાભાવિક સુંદર, તન તપ અર્થે સમર્થ કરવાને;
ઇચ્છે છે નિજ ઉરમાં, જે ઋષિ આશ્રમ ધર્મો ધરવાને;
અણુસમજુ મુનિવર એ, નિશ્ચે નીલકમલદલની ધારે;
સમિધતરૂનું છેદન, કરવા હૃદયે હામ વૃથા ધારે.

૧૨ ज्ञप्ति–(प्राप्ति) કાંઈ પણ અંશના આધારથી બીજું કાંઇ અલ્પ અનુમાન કરવું તે. જેમ—પ્રભાવતીમાં—

"નિશ્ચે આ ચારે કોર ભમતા ભ્રમરોથી મારી પ્રિયતમા પ્રભાવતી અવશ્ય ઓળખાશે."

૧૩–विचार—યુક્તિવાળાં વાકયથી અપ્રત્યક્ષ અર્થ સાધવામાં આવે તે. જેમ ચન્દ્રકલામાં—

રાજા—

### ગીતિ.

વિધ વિધ વારે વારે, વિચાર મારા ઉરમાં આવે છે;
અતિશય કામવિકારો, નિશ્ચે આ નિજ હૃદય છુપાવે છે.

(કારણ કે)

અસંતુષ્ટ રીતે આ, હસી હસીને અધિક શરમ આણે;
જુએ બંધુ જાહિર પણ, ન જોતી હોયે કોઈ ભણી જાણે!

૧૪–दिष्ट—દેશકાળના સ્વરૂપ પ્રમાણે વર્ણન કરવું તે. જેમ-વેણીસંહારના પ્રથમ અંકમાં—

સહદેવ—

### ગીતિ.

ધ્રુતિ [1]દામિની કેરી, આજ ધરી છે કુપિત ભીમસેને;
વધારશે વર્ષા સમ, આ દ્રૌપદી અતિ ત્વરા થકી તેને.

---

૧. વિજળી.

૧૫–ઉપદિષ્ટ—શાસ્ત્રને અનુસરતું મનોહર વાકય તે. જેમ–શાકુન્તલમાં—

## શાર્દૂલવિક્રીડિત.

સેવા શ્રી ગુરુની કરી પ્રિય સખી, પેઠે સપત્ની ગણી;
પ્રીતિ રાખી સદા [1]પરિજન પરે, ભોજે સુભાગ્યો ભણી;
આપે [2]તર્જન કાન્ત તોય કરુણા, તું ચાહજે તે તણી;
એ રીતે પટરાણી કેરી પદવી [3]વામા ગ્રહે છે ઘણી.

૧૬–ગુણાતિપાત—ગુણથી વિપરીત કાર્ય કરવું તે. જેમ ચન્દ્રકળામાં ચન્દ્ર પ્રતિ—

"તું અંધકારનો સંહાર કરે છે, તારાં પાદ (કિરણો) સર્વ ગ્રહણ કરે છે, તું મહાદેવના મસ્તક ઉપર રહે છે તોપણ સ્ત્રીઓનું જીવન હરી લે છે."

૧૭ ગુણાતિશય—સામાન્ય ગુણનો ઉદ્રેક [વૃદ્ધિ] કરવામાં આવે તે. જેમ—ચન્દ્રકલામાં—

[ચન્દ્રકલાનું મુખ બતાવીને.]

## શાર્દૂલવિક્રીડિત.

રાજે રાત્રિ વિના, નવાં કમળ બે, વચ્ચે વિરાજે વળી;
નીચે [4]કંબુ કરે [5]નિનાદ, ઉપરે [6]ભૃંગો રહ્યા છે મળી;
પામે નિત્ય પ્રકાશ પૂર્ણ ધરીને, સોળે કળા શ્યામિની!
કયાંથી તું [7]અકલંક પામી કહીં દે, આ ચન્દ્રને કામિની?

૧૮ વિશેષણ—પ્રસિદ્ધ એવા ઘણા અર્થની ઉક્તિથી વિશેષતા બતાવવી તે. જેમકે—

---

૧. સેવકજન. ૨. તિરસ્કાર. ૩. સ્ત્રીઓ. ૪. શંખ ૫. શબ્દ. ૬. ભ્રમરાઓ. ૭. કલંક રહિત.

## ગીતિ.

[1]તૃષ્ણા હરનારો તું, [2]દ્વિજના આશ્રયરૂપ વિમલ પ્રિય છે;
પદ્માકર હ્રદ પેઠે, પણ તું [3]કોવિદ અને [4]જડાશય એ.

૧૯ નિરુક્તિ—પૂર્વે સિદ્ધ કરેલા અર્થનું કથન તે. જેમ—વેણીસંહારમાં—

ભીમ—

## હરિગીત.

કુરુકુળ નિખિલના નાશ કેરી કલિત કરનારો કૃતિ,
મદમસ્ત દુઃશાસનતણું પીનાર રુધિર ધરી ધૃતિ;
કરનાર ચૂર્ણ ગદાવડે દ્રય જાંઘ દુર્યોધન તણી,
નિઃસીમ બળવાળો નમન કરૂઁ ભીમ હું ધરણીધણી !

૨૦ સિદ્ધિ—ઇચ્છિત અર્થ મેળવવા માટે ઘણા ગુણોનું કીર્તન કરવું તે. જેમકે—

## ગીતિ.

[5]કૂર્મરાજનું બળ જે, જે જાહિર સામર્થ્ય શેષ અહિનું;
તે તમામ નૃપ ! તુજમાં, આવી મળ્યું રક્ષણ કરવા [6]મહીનું.

૨૧ ભ્રંશ—કુપિત થયેલો પુરુષ જે બોલવાનું હોય તેથી અન્ય રીતે બોલી જાય તે. જેમ—વેણીસંહારમાં—

દુર્યોધન (કંચુકી પ્રતિ)

## ગીતિ.

સેવકજન સુત બાંધવ, [7]આપ્ત મિત્ર ને અનુજ સહિત રણમાં;
પાંડુ પુત્ર નિજ બળથી, હણશે હાલ સુયોધનને ક્ષણમાં.

---

૧. તરસ મટાડનાર–તૃષ્ણાનો ત્યાગ કરનાર. ૨. પક્ષી–વિપ્ર. ૩. વિદ્વાન. ૪. જડ વિચારવાળો અથવા જળાશય. ૫. કાચબો. ૬. પૃથ્વી. ૭. હિતેચ્છુ.

પોતે પાંડવોને હણશે એમ કહેવા ધાર્યું હતું તેને બદલે પોતાને હણશે એમ બોલી જવાયું.

૨૨ વિપર્યય—સંદેહથી વિચાર બદલાઇ જવો તે જેમકે—

ગીતિ.

જગત કૃપણ જાણીને, જે જન સાચવીં બેઠાં સંતોષ;
આપ છતાં અવનીપતિ, દેખાયે દૃગ મહાન એ દોષ.

૨૩ દાક્ષિણ્ય—આચરણથી અથવા વાણીથી પરચિત્તને અનુસરવું તે.જેમ કે

ગીતિ

વશ કરીં લિઓ વિભીષણ! લંકાપુરીંને બનીં રાક્ષસરાય;
રે'મ જયહાં રઘુવરની, આવે નહિ ત્યાં કંઇ અન્તરાય.

આંહી વાણીથી હનુમાને પરચિત્ત અર્થાત્ રામના ચિત્તનું અનુસરણ કર્યું મતલબ રામનો જે ભાવાર્થ હતો તે પોતે કહી બતાવ્યો. એજ રીતે આચરણનું પણ જાણી લેવું.

૨૪—અનુનય—સ્નેહયુક્ત વાક્યોથી અર્થને સાધવો તે.જેમ વેણીસંહારમાં--

કૃપાચાર્ય—(અશ્વત્થામા પ્રતિ) દિવ્ય અસ્ત્રવિદ્યામાં પ્રવીણ અને દ્રોણાચાર્ય સમાન પરાક્રમવાળા તારામાં શું ન સંભવી શકે?

૨૫ માલા—ઇચ્છિતની પ્રાપ્તિ માટે અનેક રીતે કાલાવાલા કરવા તે. જેમ શાકુન્તલમાં

રાજા—

મંદાક્રાન્તા.

પ્યારી! પંખો કમલદલનો, હાથ ધારી અધીર
આજ્ઞા દેતો તુજ શ્રમ હરૂં, ઢોળીં થંડો [1]સમીર,
કે'તો તારા કમળ સરખા, રમ્ય ને રક્ત રંગે
ચાંપું ચાહે ચરણ લઇને, [2]અંકમાં હું ઉમંગે.

---

૧. વાયુ. ૨. ગોદમાં.

૨૬ अर्थापत्ति—અર્થાન્તરની ઉક્તિથી જ્યાં અન્ય અર્થ પ્રકાશે તે. જેમ
વેણીસંહારમાં

"દ્રોણ અશ્વત્થામાને રાજ્યાભિષેક કરવા ઇચ્છે છે," એમ કહેતા કર્ણ પ્રત્યે.

દુર્યોધન—સત્ય ભાઇ, સત્ય, એમાં શક શાનો?

## ગીતિ.

[1]સિન્ધુરાજ સપડાતાં, અર્જુન હાથે, ન હોય જો એમ;
પ્રથમ અભય આપીને, દ્રોણ ઉપેક્ષા કરે કહો કેમ?

૨૭ गर्हण—દૂષણ પ્રસિદ્ધ કરતી વખતે ટોણાં મારવાં તે. જેમ
વેણીસંહારમાં—

અશ્વત્થામા—(કર્ણ પ્રતિ)

"તુજ પેઠે મુજ આયુધ, ગુરૂ શાપે નહિ થએલ નિર્વીર્ય." ઇત્યાદિ.

૨૮ पृच्छा—પ્રાર્થનાયુકત વાકયોથી ઇષ્ટનો શોધ કરવો તે. જેમ
વેણીસંહારમાં.—

સુંદરક—અરે આર્યો! તમોએ મહારાજા દુર્યોધનને સારથી સહિત ક્યાંઇ જોયા?

૨૯ प्रसिद्धि—લોક પ્રસિદ્ધ ઉત્તમ ખ્યાતિ વડે અર્થ સાધવો તે. જેમ
વિક્રમોર્વશીમાં

## ગીતિ.

દિનકર ને રજનીકર મુજ માતામહ અને પિતામહ છે;
ઉર્વશી ને અવની નિજ ઇચ્છાએ [2]ઉદ્વાહિત મુજ સહ છે.

---

૧. જયદ્રથ. ૨. વિવાહિત.

૩૦ सारूप्य—પરાભવ કરનારની સાથે સારૂપ્ય અર્થાત્ સરખાપણાથી ક્ષોભ સહિત વર્તન કરવું તે. જેમ—વેણીસંહારમાં—

युधिष्ठिर—( ભીમસેનને દુર્યોધન જાણી બાથમાં લઈને ) અરે દુષ્ટ દુર્યો-ધન ! ભીમ તેમજ અર્જુનને મારનાર તુંજ કે નહિ ?

૩૧ संक्षेप—સંક્ષેપથી અન્યને અર્થે પોતાને યોજાવું તે. જેમ ચન્દ્રકલામાં-

રાજા—

ગીતિ

કોમળ શિરીષ કુસુમ સમ, અંગોને શિદ ખિન્ન કરે ખાલી;
ઈષ્ટ [1]સુમન તુજ અર્થે, મેળવવા હું હાજર છું વ્હાલી !

૩૨ गुणकीर्तन—ગુણોનું કીર્તન (પ્રશંસા) કરવું તે. જેમ ચન્દ્રકલામાં—

વસન્તતિલકા

ખૂબી ભર્યાં નયન ખંજન તુલ્ય રાજે,
લાલિત્ય જોઇ કરનું [2]જલજાત લાજે;
દેખી ઉરોજ દ્વય ઉન્નત કાન્તિવાળા,
પામે તમામ કરિ કુંભની ભ્રાન્તિ બાળા.
ચંપાકલી સમ વિશેષ વિરાજનારી,
દેહે દ્યુતિ કલિત કંચન તુલ્ય ધારી ;
સ્પર્ધા સુધાની કરનાર વિનોદી વાણી,
હું ના શકું કુવ કટાક્ષ છટા વખાણી.

૩૩–लेश—સાદૃશ્ય પુરઃસર (સરખામણી યુકત )વાકય કહેવામાં આવે તે. જેમ વેણીસંહારના બીજા અંકમાં—

દુર્યોધન (વિનયંધર પ્રતિ)

---

૧–પુષ્પ. ૨–કમળ.

### ગીતિ

શિખંડીને કરીં આગળ, વૃદ્ધ ભીષ્મનો વિનાશ કરતાં જે;
શ્લાઘા પાંડુસુતોની, થઈ તેજ આપણીં થાશે આજે.

૩૪–मनोरथ—અન્ય પ્રકારથી પોતાનો અભિપ્રાય કહી બતાવવો તે. જેમકે

### પુષ્પિતાગ્રા

કલરવ કરીં કામકેલિ ટાણે, પરવશ પંચશરે કરેલ જાણે;
નિરખ હૃદય વલ્લભાનું પ્યારીં! ચુમન કરે કલહંસ હર્ષ ધારી.

૩૫ अनुक्तसिद्धि—અતિ વિસ્તાર પૂર્વક વિશેષ અર્થ પ્રકટ કરવો તે. જેમ કે "ગૃહવૃક્ષવાટિકામાં"—

### ગીતિ

સુજ્ઞ સુન્દરિ જો આ, ચારુ ચન્દ્રની નિકટ શ્રેયકારી;
નિર્મળ દ્વય નક્ષત્રો, પુષ્ય પુનર્વસુ ભવ્ય દિસે ભારી.

૩૬ प्रिय वचन—પૂજ્યને પ્રમાણ (સિદ્ધ) કરવા માટે આનંદયુકત ભાષણ તે. જેમ શાકુન્તલમાં—

### સ્રગ્ધરા

પ્હેલાં ઉગી પ્રકાશે, સુમન પછીં ફળો, પાદપોમાં જણાયે;
પામે છે ગાઢ પૂર્વે, ઉદય ઘન અને, તે પછી વૃષ્ટિ થાયે;
શૈલી એવી સદાયે, અચળ અવનિમાં, કાર્ય ને કારણે છે;
આ તો સંપત્તિ પ્હેલાં, પછીં તુજ કરુણા, ઉર આશ્ચર્ય એ છે.



"સાહિત્યદર્પણ પ્રમાણે."

# तेत्रीश नाट्यालंकार.

१. आशिष्, २. आक्रन्द, ३. कपट, ४. अक्षमा, ५. गर्व, ६. उद्यम, ७. आश्रय, ८. उत्प्रासन, ९. स्पृहा, १०. क्षोभ, ११. पश्चात्ताप, १२. उपपत्ति, १३. आशंसा, १४. अध्यवसाय, १५. विसर्प, १६. उल्लेख, १७. उत्तेजन, १८. परीवाद, १९. नीति, २०. अर्थविशेषण, २१. प्रोत्साहन, २२. साहाय्य, २३. अभिमान, २४. अनुवर्तन, २५. उत्कीर्तन, २६. याञ्चा, २७. परिहार, २८. निवेदन, २९. प्रवर्तन, ३०. आख्यान, ३१. युक्ति, ३२. प्रहर्ष, ३३. उपदेशन.

१ आशिष्—સ્નેહીનું સારૂં ઇચ્છવું તે. જેમ શાકુન્તલમાં—

કાશ્યપ—

ગીતિ

થા પતિને અતિ પ્રિય તું, શર્મિષ્ઠા જ્યમ યયાતિને ધામ;
તું પણ તેની પેઠે, ચક્રવર્તી સુત પુરુ તુલ્ય પામ.

૨ आक्रन्द—શોકથી પ્રલાપ(અતિ રુદન)કરવામાં આવે તે. જેમ વેણીસંહારમાં—

કંચુકી–(અતિરુદન કરતો) "હા દેવિ! કુન્તિ! રાજભુવનની પતાકા," ઈત્યાદિ.

३ कपट—માયાથી અન્ય રૂપ ધારણ કરવું તે. જેમ કુલપતિ અંકમાં—

ગીતિ

તજી મૃગરૂપ ત્વરાએ, કપટ દેહ કરી ધારણ મનભાવ્યો;
સંશય રણસંગ્રામે, લક્ષ્મણને ઉરં અસુરે ઉપજાવ્યો.

४ अक्षमा—લેશ પણ પરાભવ સહન ન થઇ શકે તે. જેમ શાકુન્તલમાં—

રાજા—અરે સત્યવાદિન્! તું કહે છે તે વાત કદાપિ સત્ય હોય, તથાપિ આ સ્ત્રીને છળવાથી મને શું ફળ મળવાનું છે?

શાર્ઙ્ગરવ—વિનિપાત—ઇત્યાદિ.

આહીં "સત્યવાદી" એ મશ્કરીવાળા સંબોધનથી પરાભવ પામેલ શાર્ઙ્ગરવના "વિનિપાત" એ વચનથી અક્ષમા સ્ફુટ જણાઇ આવે છે.

૫ **ગર્વ**—અહંકાર યુક્ત વાક્ય તે. જેમ શાકુન્તલમાં—

રાજા—શું મારાં ગૃહો પણ પિશાચ આદિ પ્રાણીઓથી પીડાય છે ?

આહીં "મારાં ગૃહો પણ" એ વાકયથી રાજાનો અહંકાર જણાય છે.

૬ **उद्यम**—કાર્યનો આરંભ કરવો તે. જેમ કુંભમાં—

રાવણ—શોકને વશ થયેલો હું મૃત્યુનેજ દેખું છું, ઇત્યાદિ.

૭ **आश्रय**—કાર્ય હેતુ માટે ઉત્કૃષ્ટનો આશ્રય ગૃહણ કરવો તે. જેમ વિભીષણ નિર્ભર્ત્સન અંકમાં—

વિભીષણ—હું રામનોજ આશ્રય લેવા ઇચ્છું છું.

૮ **उत्पासन**—અસાધુ છતાં પોતાને સાધુ માનનારની મશ્કરી કરવી તે. જેમ શાકુન્તલમાં—

શાર્ઙ્ગરવ—તું અન્ય સ્ત્રીઓના સંસર્ગથી શકુન્તલાના પરિણયરૂપ પૂર્વવૃત્તાન્તને ભૂલી ગયો છે,તો તને અધર્મથી ડરનાર શી રીતે સમજવો ?

૯ **स्पृहा**—વસ્તુના સૌન્દર્યથી તેમાં લલચાઇ જવું તે.જેમ શાકુન્તલમાં—

ગીતિ

રાજા—

[1]અક્ષત અધર પ્રિયાનો, કોમલ સુંદર સ્ફુરણ થકી જાણે;
પીવા [2]પિપાસુ મુજને, આજ્ઞા દેતો ન હોય આ ટાણે ?

૧૦ **क्षोभ**—તિરસ્કાર યુક્ત વચન બોલાવનાર મનોવિકાર તે. જેમ વાળી (રામ પ્રત્યે)

---

૧. ક્ષત વગરનો ૨. તરસ્યા.

ગીતિ

અધમ તપોધનગણુમાં, હિંસક હિંસા છુપાઇ કરનાર;
વાલી વિનાશક ! તારો, પરલોકે નહિ થાયે નિસ્તાર.

૧૧ પશ્ચાત્તાપ—મોહથી ( અજ્ઞાનતાથી ) અવધીરિત (અવજ્ઞાત) અર્થનો પાછળથી પરિતાપ થવો તે. જેમ અનુતાપ અંકમાં—

રામ—દેવીએ જ્યારે મને શાપ આપ્યો ત્યારે શું બહુવાર ચુંબન નથી કર્યું ?
આહીં ચુંબન રૂપ અર્થના અવધીરણથી પશ્ચાત્તાપ છે.

૧૨ ઉપપત્તિ—અર્થની સિદ્ધિ માટે હેતુનો ઉપન્યાસ કરવો તે.જેમ વધ્યશિલામાં-

પુષ્પિતાગ્રા

તુજ જીવન વિલોકી જીવ મારે,
તુજ મરણે મરવાનું એ વિચારે;
અધિક કુશળ એનું ઇચ્છ જો તું,
મુજ [1]અસુએ તુજે પ્રાણ [2]રક્ષ તો તું.

આહીં નાયિકાના જીવરક્ષણરૂપ અર્થસિદ્ધિનો હેતુ બતાવેલ છે.

૧૩ આશંસા—અભીષ્ટ લાભમાં ઇચ્છા રાખવી તે.જેમકે માધવ-(સ્મશાનમાં) અનંગના મંગળગૃહરૂપ તે માલતીનું મુખ ફરી પણ હું જોઇશ.

૧૪ અધ્યવસાય—કર્તવ્યનો દૃઢ નિર્દેશ કરવો તે. જેમ પ્રભાવતીમાં—

વજ્રનાભ—

ગીતિ

આ ગદાથી ઉર આનું, એક નિમિષમાં અવશ્ય છેદીશ;
આજે આપ તણા હું,ઉભય ભુવનને જરૂર ભેદીશ.

---

૧. પ્રાણ ૨. રક્ષા કર.

૧૫ **विसर्प**—અનિષ્ટ ફળ આપનાર કર્મનો સમારંભ થાય તે. જેમ વેણીસંહારમાં કૃપાચાર્ય—

### ગીતિ

દારુણ દ્રૌપદી કેરાં, કેશ ગ્રહણથી ઉપજ્યો આ ત્રાસ;
[1]કેશાકર્ષણ દ્રોણનું, નિશ્ચે કરશે નિખિલ તણો નાશ.

૧૬ **उल्लेख**—કાર્યનું ગ્રહણ તે. જેમ શાકુન્તલમાં—

વૈખાનસ—(દુષ્યન્ત પ્રતિ) અમો સમિધ્ (કાષ્ઠ) લેવા માટે બાહેર નીકળ્યા છીએ, માલિની નદીના કિનારા નજીક કુળપતિ કણ્વમુનિનું આશ્રમ દેખાય છે, જો અન્યકાર્યની ઉતાવળ ન હોય તો ત્યાં અતિથિને યોગ્ય સત્કાર સ્વીકારો.

૧૭ **उत्तेजन**—પોતાના કાર્યની સિદ્ધિને અર્થે અન્યને પ્રેરવા માટે કટુ વચનોથી ઉત્તેજન આપવું તે. જેમ રામાયણમાં—

લક્ષ્મણ (મેઘનાદ પ્રતિ)

### વસન્તતિલકા

છે ઇન્દ્રજીત બળવાન તું નામનોજ, છે વ્યર્થ તાહરૂં પ્રચંડ તમામ [2]ઓજ;
અદૃશ્ય રૂપ ધરી યુદ્ધ કરે ડરીને, ધિક્કાર આપું તુજને હું ફરી ફરીને.

૧૮ **परीवाद**—તિરસ્કાર કરવો તે. જેમ સુન્દરાંકમાં—

દુર્યોધન—ધિક્ ધિક્ સૂત! શું કરી આવ્યો? સ્વભાવથી ક્રૂર ચેષ્ટાવાળા મારા પુત્ર દુઃશાસનનું શું પાપાત્મા ભીમ વક્ષસ્વિદારણરૂપ અનિષ્ટ કરશે? ઇત્યાદિ.

૧૯ **नीति**—શાસ્ત્રાનુસાર વર્તન કરવું તે. જેમ શાકુન્તલમાં—

દુષ્યન્ત—તપોવનમાં વિનીત (નમ્ર) વેષે પ્રવેશ કરવો જોઇએ.

---

૧. કેશનું ખેંચવું. ૨. પરાક્રમ.

૨૦ અર્થ વિશેષણ—કહેવાઈ ગએલ અર્થને ઉપાલંભના રૂપમાં અનેક પ્રકારે કહેવામાં આવે તે. જેમ શાકુન્તલમાં—

શાર્ઙ્ગરવ—

### સવૈયા

ભ્રાત અને નિજ તાત ગૃહે, દિનરાત વિનોદ થકી વસનારી;
હોય સતી પણ ભર્તૃમતી તણી, નિત્ય કરે ચરચા નરનારી;
હોય ભલે પ્રમદા પ્રિય અપ્રિય, બાંધવના ગણુમાં બહુ ભારી;
તોપણ સ્વામી સમીપ સદા, વસવા તણી ઉત્તમ વાત વિચારી.

૨૧ પ્રોત્સાહન—ઉત્સાહયુક્ત વાણીથી કોઇને કાર્યમાં યોજવો તે. જેમ બાલરામાયણમાં—

વિશ્વામિત્ર—(રામ પ્રતિ)

### વસંતતિલકા

આ કાલરાત્રિ સમ વિઘ્ન વિદારનાર,
"સ્ત્રી" એમ ધારી શિદ વ્યર્થ કરે વિચાર;
ત્રૈલોક્યરક્ષણ તણી ધર વાર્ત ધ્યાને;
હે તાત! તું હણું ત્વરા થકી તાડકાને.

૨૨—સાહાય્ય—વિપત્તિને વિષે અન્યની સાથે અનુકૂળતા થવી તે. જેમ વેણીસંહારમાં—

અશ્વત્થામા—(કૃપાચાર્યપ્રતિ) ત્યારે તમે પણ રાજાની સમીપે જઇ રહો.

કૃપાચાર્ય—આજે હું સહાયતા કરવા ઈચ્છું છું, ઇત્યાદિ.

૨૩—અભિમાન—અભિમાન કરવું તે. જેમ વેણીસંહારમાં—

દુર્યોધન—માત! તમે આવાં દીન અને અઘટિત વચન શા માટે ઉચારો છો? ઇત્યાદિ.

૨૪—અનુવર્તન—વિનયપૂર્વક અનુસરવું તે. જેમ શાકુન્તલમાં—

દુષ્યન્ત—(શકુન્તલા પ્રતિ) કેમ, તમારાં તપ તો વૃદ્ધિ પામે છે ના?

અનસૂયા—હાલ આપ જેવા અતિથિના આગમનથી તપ વિશેષ વૃદ્ધિ પામે છે, ઇત્યાદિ.

૨૫–उत्कीर्त्तन—જે કાર્ય થઇ ગયું હોય તેને ફરી કહી બતાવવું તે. જેમ બાલરામાયણમાં—

રામ—( સીતા પ્રતિ )

### ઝૂલણા

[1]ઉરગને બંધને બંધુ મુજ બાંધીઓ, શકિતથી આ સ્થળે ઇન્દ્રજીતે;
વીરના ગાઢ વક્ષઃસ્થળે ત્યાં વળી, બાણુ હણ્યું રાવણે ક્રૂર રીતે;
દોડીઆ દેખીં તમ દિયરની એ દશા, ભકત હનુમાન બળને બતાવી;
વીરને સદ્ય કરવા સજીવન અહીં, લાવિયા દ્રોણ [2]અદ્રિ ઉઠાવી.

૨૬—याञ्चा—પોતે અથવા દૂત દ્વારા માગણી કરવી તે. જેમ રામાયણમાં—

અંગદ—(રાવણને)

### માલિની

હજી પણ સતી સીતા, રામને સદ્ય સોંપ;
રઘુવર તુજ માથે, રીઝશે ત્યાગી કોપ;
શરથીં શિર કપાવી, પામીને પૂર્ણ પીડા;
કપિ શિરથીં કરાવે, શિદ [3]કન્દુકે ક્રીડા.

૨૭ परिहार—પ્રમ એલ અનુચિ ત કર્મની માફી માગવી તે. જેમકે—

### ગીતિ

જીવ જવા ટાણે હું, વ્યથિત વદયો છું અઘટિત જે વાણી;
માફીં દિઓ વિભુ મુજને, સુગ્રીવ તમને સમર્પું મુદ આણી.

---

૧. સર્પ. ૨. પર્વત. ૩. ગેંદ.

૨૮ **निवेदन**—નિન્દિત કર્તવ્યનું કથન કરવું તે. જેમ રાઘવાભ્યુદયમાં—

લક્ષ્મણ—આર્ય! આપ સાગરની અભ્યર્થના (પ્રાર્થના) કરી જવા તત્પર-
થયા છો એ શું?

૨૯ **प्रवर्तन**—કાર્યની સારીરીતે યોજના (વ્યવસ્થા) કરવી તે. જેમ વેણી-
સંહારમાં—

રાજા—કંચુકી! શ્રીકૃષ્ણભગવાનના અતિ આગ્રહથી વત્સ ભીમસેનના
વિજય મંગલ માટે યોગ્ય સમારંભ ત્યાં તૈયાર કરો.

૩૦ **आख्यान**—પૂર્વે બની ગએલ વૃત્તાન્તનું કહેવું. જેમ વેણીસંહારમાં—

"તે આ દેશે જ્યહાં [1]હ્રદો અરિ તણા, [2]રક્તે ભરાયા હતા,"
ઇત્યાદિ.

૩૧ **युक्ति**—કર્તવ્યનો નિશ્ચય કરવો તે. જેમ વેણીસંહારમાં—

### વસન્તતિલકા

જો છોડતાં રણ રહે નહિ મૃત્યુભીતિ,
તો અન્યથા ગમનની ગણું યોગ્ય રીતિ;
લે પ્રાણી જન્મ મરવા દિલમાં ડરો છો,
શા કારણે મલિન કીર્તિ વૃથા કરો છો.

૩૨ **प्रहर्ष**—આનંદની અધિકતા તે. જેમ શાકુન્તલમાં—

રાજા—મારા સર્વ મનોરથ સંપૂર્ણ થયા તો હવે હું શા માટે ખુશી
ન થાઉં?

૩૩ **उपदेशन**—શિક્ષા (શિખામણ) આપવી તે. જેમ શાકુન્તલમાં—

અનસૂયા—(શકુન્તલા પ્રતિ) સખિ! અતિથિનો સત્કાર કર્યા સિવાય તેને
છોડી સ્વચ્છન્દપણે જતું રહેવું એ આશ્રમમાં રહેનાર પ્રાણી-
ને ઘટે નહિ.



---

૧. દડા. ૨. ન્હાની તલાવડીઓ-ધુના. ૩. રુધિરે.

# अलंकार.

ભરત મત પ્રમાણે છત્રીશ પ્રકારના અલંકાર નીચે મુજબ છે:

१. विभूषण, २. अक्षरसंहति, ३. शोभा, ४. आभिमान, ५. गुणकीर्तन, ६. विशेषण, ७. उदाहरण, ८. निरुक्त. ९. गुणानुवाद, १०. अतिशय, ११. हेतु, १२. सारूप्य, १३. मिथ्याध्यवसाय, १४. सिद्धि, १५. पदोच्चय, १६. आक्रन्द, १७. मनोरथ, १८. आख्यान, १९. याञ्चा, २०. प्रतिषेध, २१. पृच्छा, २२. दृष्टान्त, २३. निर्भासन, २४. संशय, २५. आशिष्, २६. प्रिय, २७. कपट, २८. क्षमा, २९. प्राप्ति, ३०. पश्चात्ताप, ३१. अनुवृत्ति, ३२. उपपत्ति, ३३. युक्ति, ३४. कार्य, ३५. नीति, ३६. परिदेवन.

**विभूषण**—શરીર ઉપર ધારણ કરેલ ઘરેણાની પેઠે ઉપમા આદિ અનેક અલંકારો તથા પ્રસાદ આદિ ગુણો વડે સુશોભિત વાકય હોય તે.

**अक्षरसंहति**—જ્યાં કિલષ્ટ અક્ષરો તથા કિલષ્ટ અર્થો વડે વર્ણન કર્યું હોય તે.

**शोभा**—એક સિદ્ધ અર્થની સાથે બીજો અપ્રસિદ્ધ અર્થ જેમાં રહેલો હોય તથા જેની અંદર સુંદર અને વિચિત્ર અર્થ રહ્યા હોય તે.

**अभिमान**—યુક્તિવાળાં ઘણાં વાકયો વડે વાર્યા છતાં જે નિવૃત્ત થાય નહિ તે.

**गुणकीर्तन**—વિવિધ હેતુ વડે ઉત્પન્ન થયેલ તથા વખાણવા યોગ્ય ગુણોથી પ્રસિદ્ધ અનેક ઉપમાનોની સાથે એકનું જ્યાં વર્ણન કરવામાં આવે તે.

**विशेषण**—પ્રસિદ્ધ અને પ્રધાન એવા ઘણા અર્થોને યુક્તિ વડે જ્યાં યોજવામાં આવે તથા વિશેષોકિત પણ કહેવામાં આવે તે.

**उदाहरण**—જ્યાં એક શબ્દના દર્શનથી ઘણા અનુકત પદાર્થોની સિદ્ધિ થાય તે.

**निरुक्त**—નિરુકત ઘણા પ્રકારનું છે, પરંતુ તેમાં મુખ્ય બે ભેદ છે. ૧–તથ્ય, ૨–અતથ્ય, તેમાં સિદ્ધિ વડે સાધેલા અર્થને તથ્ય, તથા કેવળ સાધિત અર્થને અતથ્ય કહે છે.

गुणानुवाद--ગુણનો અનુવાદ કરવો તે.

अतिशय—હીન વસ્તુમાં ઉત્તમ વસ્તુના ગુણોનું કથન ઉપમા વડે કરવું તથા ઉત્તમ વસ્તુના અર્થથી પણ વિશેષ ચમત્કાર વર્ણવવો તે.

हेतु—કહેવા યોગ્ય બહુ અર્થની સિદ્ધિ માટે અનેક અર્થના નિર્ણયવાળું જે એક વાકય તે.

सारूप्य--જ્યાં પરોક્ષ અર્થની સમાન લક્ષણ કરી અનુકરણથી અર્થ બતાવાય તે.

मिथ्याध्यवसाय--પૂર્વે નહિ બનેલ અર્થમાં સમાન વસ્તુનો નિર્ણય કરવો તે.

सिद्धि--ઘણાં પ્રખ્યાત નામોમાંથી અર્થની સિદ્ધિ કરનાર એકનું નામ આપવું તે.

पदोच्चय—ઘણા ગુણોવડે તથા એક અર્થવાળાં ઘણાં પદોવડે જે પ્રશંસા કરાય તે.

आक्रंद—શોકથી પ્રલાપ કરવો તે.

मनोरथ—પોતાના હૃદયમાં રહેલ અભિપ્રાય બીજા આગળ સ્પષ્ટ કહી બતાવવો તે.

आख्यान—પૂછવાથી, અગર વગર પૂછયે જે નિર્ણય કરાય તે.

याञ्चा—પ્રથમ ક્રોધ ઉત્પન્ન કરનારૂં અને અંતે હર્ષ વધારનારૂં જે વાકય તે.

प्रतिषेध—કોઈ પણ માણસ વિપરીત કાર્યમાં પ્રવૃત્ત થયો હોય તેને મુખ આદિના આકાર વડે અથવા વાકયો વડે નિષેધ કરવામાં આવે તે.

पृच्छा—જ્યાં અભિનયની સાથે વાકયો વડે સામા માણસને અથવા પોતાના આત્માને અર્થ પૂછવામાં આવે તે.

दृष्टान्त—જે અર્થ પ્રથમ પ્રાપ્ત થએલ વસ્તુનું બરાબર સાદૃશ્ય બતાવી આપે તે.

निर्भासन—અનેક યુક્તિવાળું, ઘણા અર્થોને સિદ્ધ કરનારૂં અને ઘણાં અવાન્તર વાકયોવાળું મહાવાકય તે.

संशय--અનેક પ્રકારના વિચારો આવવાથી તત્ત્વાર્થ નિર્ણય કર્યા સિવાય જે વાકય સમાપ્ત કરવામાં આવે તે.

**आशिष्**—શાસ્ત્રમાં કહેલ રીતિ પ્રમાણે પોતાના મનમાં આવેલ આ લોકની અથવા પરલોકની શુભ માગણી સારા માણસને કહેવી તે.

**प्रिय**—પ્રથમ સાંભળવામાં ક્રોધ ઉપજાવનારૂં અને અંતે આનંદ આપનારૂં આશીર્વાદવાળું વાક્ય તે.

**कपट**—યુક્તિથી બીજાના લાભ ( મતલબ ) નો નાશ કરવો તે.

**क्षमा**—દુર્જન પુરુષે સભામાં કહેલાં, ક્રોધ ઉત્પન્ન કરે એવાં વચનોથી પણ ક્રોધ ન થાય તે.

**प्राप्ति**—જોયેલા કોઇ પણ અંશ વડે બીજા પદાર્થનું અનુમાન કરાય તે.

**पश्चात्ताप**—કોઇ પણ ભુરૂં અથવા સારૂં કામ કર્યા પછી મનને સંતાપ થાય તે.

**अनुवत्ति**—સ્નેહથી અથવા ડહાપણથી વિનય વડે અર્થયુકત બીજાનું અનુકરણ કરવું તે.

**उपपत्ति**—જ્યાં પ્રાપ્ત થએલ દોષોનું શમન કરાય તે.

**युक्ति**—જ્યાં મહાન પુરુષો એકઠા થઇ એક બીજાની સહાયતાથી કોઇ અર્થ સાધે તે.

**कार्य**—જ્યાં દોષનો નિષેધ બતાવી વસ્તુનો ગુણ પ્રગટ કરવો અથવા દોષથી ગુણની અધિકતા બતાવવી તે.

**अनुनीति**—પ્રથમ પોતાનો અપરાધ નિવૃત્ત કરીને સેવા માટે મીઠાં વાક્યો બોલવાં તે.

**परिदेवन**—અન્ય નામથી કહેલા, પ્રસિદ્ધ અર્થવાળા દોષોથી અન્ય અર્થની સાથે સંબંધ યોજાય તે.



## काव्ययोजना.

બીભત્સ અને કરુણ રસમાં બહુધા ગુરુ અક્ષરવાળું કાવ્ય રચવું, તેમજ જ્યાં બહાદુરી વર્ણવવી હોય ત્યાં વીર અથવા રૌદ્ર રસ આવવો જોઇએ.

દૃશ્ય કાવ્યમાં ઘણું કરી શૃંગારરસ અને રૂપક તથા દીપક અલંકાર આવવા જોઇએ, તેમજ નાટકનો મુખ્ય આશ્રય સ્ત્રીઓ વડે હોવો જોઇએ અને તેમાં જગતી, અતિજગતી અને શક્વરી છન્દ વડે પદ્યરચના કરવી જોઇએ.

યુદ્ધ, શસ્ત્રપ્રહાર, કપટભેદ વગેરે, વીર અને રૌદ્ર રસના વર્ણનમાં પંક્તિ છન્દ વડે પદ્યરચના કરવી.

કરુણ રસમાં શક્વરી અને અતિધૃતિ છન્દ યોજવા, જે છન્દ વીરરસમાં કહેલ છે તેજ છન્દ રૌદ્રમાં પણ યોજાય છે.

## स्वरभेद.

રસ અને ભાવને પ્રકટ કરનારા અક્ષરો ત્રણ પ્રકારના છે ૧. હ્રસ્વ, ૨. દીર્ઘ અને ૩. પ્લુત.

એક માત્રા જેટલો જેનો ઉચ્ચારણકાળ છે તે હ્રસ્વ, બે માત્રા જેટલો જેનો ઉચ્ચારણકાળ છે તે દીર્ઘ, અને ત્રણ માત્રા જેટલો જેનો ઉચ્ચારણ કાળ છે તેને પ્લુત કહે છે.

સ્મરણમાં સૂચના ન હોય ત્યાં, શોકમાં તથા બ્રાહ્મણોના પાઠમાં પ્લુત અક્ષર યોજાય છે, જેમકે સ્મરણ કરવામાં "આ" પ્રયોગાય છે, શોક અને નિષેધમાં "હું" યોજાય છે, તથા ભણવામાં પ્રથમ ૐકારનો ઉચ્ચાર કરવામાં આવે છે.

એ પ્રમાણે હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત અક્ષરો રસની અનુકૂળતા પ્રમાણે યોજવા.

છન્દઃ શાસ્ત્રમાં વિષમ, અર્ધસમ અને સમ, એવાં વૃતો કહ્યાં છે તે પણ ઉદાર અને મધુર શબ્દો વડે યોગ્ય રસોમાં યોજવાં.

નાટકમાં સ્ત્રીઓના મુખમાંથી ગંભીર અર્થવાળા અને મીઠાશવાળા શબ્દો બોલાવવા બનતો પ્રયત્ન કરવો, કારણકે તેથી રાજહંસોથી કમળના વનની પેઠે નાટકો ઘણી શોભા પામે છે.

"ચેક્રીયતે" વગેરે ધાતુઓનાં વિકૃત રૂપો નાટકોમાં નહિ આણવાં જોઈએ, કારણકે તેથી બખતર અને બાણ ધારણ કરનારા પુરુષની સાથે યજ્ઞ ક્રિયાની પેઠે તથા દંડકમંડલ ધારણ કરનાર બ્રાહ્મણની સાથે વેશ્યાની પેઠે નાટ્યપ્રયોગો શોભતા નથી, કેમકે શ્રોતાજનોના મનને કંટાળો ઉપજાવી વિરસ બનાવે છે.



# वाचिकाभिनय.

નાટ્યપ્રયોગમાં ભાષા ચાર પ્રકારની યોજાય છે, જેના પેટા ભેદમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષા પણ આવી જાય છે.

૧. અભિભાષા, ૨. આર્યભાષા, ૩. જાતિભાષા, ૪. જાત્યંતરીભાષા.

પ્રયોગમાં દેવોની અભિભાષા અને રાજાઓની આર્યભાષા કહી છે, તે બન્ને વ્યાકરણના સંસ્કારવાળી અને સારા ગામમાં પ્રતિષ્ઠા પામેલી હોવી જોઈએ

નાટ્યપ્રયોગમાં જુદા જુદા પ્રકારની જાતિભાષા કહી છે, તે મ્લેચ્છના શબ્દોવાળી અને ભરતખંડના માણસોનો આશ્રય કરનારી હોવી જોઈએ.

નાટકમાં જાત્યંતરીભાષા કહી છે તે ગામ તથા વગડામાં રહેનાર પશુઓ તથા પક્ષીઓ સંબંધી જાણવી, અને તેને નાટ્યધર્મી કહે છે.

ઉપર કહેલ જાતિભાષાનો આશ્રય કરનાર ભાષણના બે ભેદ છે. ૧, સંસ્કૃત, અને ૨. પ્રાકૃત. આ બેઉ ચારે વર્ણનાં માણસો બોલી શકે, તેમાં ધીરોદ્ધત, ધીરલલિત, ધીરોદાત્ત અને ધીરપ્રશાન્તમાં સંસ્કૃત ભાષણ યોજવું.

નાટકના બધા પ્રયોગોમાં જ્યાં પ્રાકૃત ભાષણ આવતું હોય ત્યાં હાથના ઇશારા સિવાય તે ભાષણ બોલવું.

ઉત્તમ પુરુષ પણ પોતે સત્તાથી પ્રમત્ત થયો હોય, અધિક પુષ્ટ થયો હોય, અથવા દારિદ્ર્યથી પ્રમત્ત થયો હોય, કે કે દારિદ્ર્યમુક્ત થયો હોય તો તેની ભાષા પ્રાકૃત કરવી.

કોઈ કારણથી બ્રહ્મચારી વગેરેનો વેષ ધારણ કર્યો હોય તેવા પ્રતિષ્ઠિત માણસની, મહેનતુ માણસની, તપ કરનારની, અને ભિક્ષુકની પ્રાકૃત ભાષા યોજવી.

વ્યાધિવાન બાળકની, સ્વસ્થ સ્ત્રીની, નીચની, મદોન્મત્તની તથા બ્રહ્મચારી વગેરેનો વેષ ધારણ કરનારની પ્રાકૃત ભાષા કરવી.

સંન્યાસી, મુનિ, શાન્ત અને શ્રોત્રિયની, તથા બ્રહ્મચર્ય વગેરે આશ્રમ પાળનાર બ્રાહ્મણની સંસ્કૃત ભાષા કરવી.

સંધિ અને વિગ્રહનો સંબંધ, ગ્રહ અને નક્ષત્રોની સારી અથવા નઠારી ગતિ, તથા પશુ પક્ષીઓના શબ્દો, એ બધું સારૂં અથવા નઠારૂં રાજાઓએ જાણવું જોઇએ.

સર્વ લોકોના આનન્દ માટે અને નાટકની શોભા માટે રાજાની રાણીએ સંસ્કૃત બોલવું.

વેશ્યામાં રહેલ કળાઓ તથા ખુશી કરવાના ઉપાયોનું, લોકોને જ્ઞાન થવા માટે તથા રાજાની સાથે ક્રીડા કરવા માટે વેશ્યાઓની ભાષા સંસ્કૃત રાખવી.

નાટકમાં ઉત્તમ કારીગરોની ભાષા પણ સંસ્કૃત રાખવી.

અપ્સરાઓનો જન્મ દેવતાઓના સંસર્ગથી ઉત્તમ છે એમ શાસ્ત્રસિદ્ધ છે, તોપણ પૃથ્વીમાં અપ્સરાઓની ભાપા પ્રાકૃત રાખવી.

સાધારણ મનુષ્યની સ્ત્રીની ભાષા કારણને લઇને સંસ્કૃત અથવા પ્રાકૃત કરવી, પણ બર્બર, કિરાત, આન્ધ્ર અને દ્રવિડ વગેરે જાતિમાં તેમ કરવું નહિ.

નાટકમાં સ્ત્રીઓના મુખમાંથી ગંભીર અર્થવાળા અને મીઠાશવાળા શબ્દો બોલાવવા બનતો પ્રયત્ન કરવો, કારણકે તેથી રાજહંસોથી કમળના વનની પેઠે નાટકો ઘણી શોભા પામે છે.

"ચેક્રીયતે" વગેરે ધાતુઓનાં વિકૃત રૂપો નાટકોમાં નહિ આણવાં જોઈએ, કારણકે તેથી બખતર અને બાણુ ધારણુ કરનારા પુરુષની સાથે યજ્ઞ ક્રિયાની પેઠે તથા દંડકમંડલ ધારણ કરનાર બ્રાહ્મણુની સાથે વેશ્યાની પેઠે નાટ્યપ્રયોગો શોભતા નથી, કેમકે શ્રોતાજનોના મનને કંટાળો ઉપજાવી વિરસ બનાવે છે.



# वाचिकाभिनय.

નાટ્યપ્રયોગમાં ભાષા ચાર પ્રકારની યોજાય છે, જેના પેટા ભેદમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષા પણુ આવી જાય છે.

૧. અભિભાષા, ૨. આર્યભાષા, ૩. જાતિભાષા, ૪. જાત્યંતરીભાષા.

પ્રયોગમાં દેવોની અભિભાષા અને રાજાઓની આર્યભાષા કહી છે, તે બન્ને વ્યાકરણના સંસ્કારવાળી અને સારા ગામમાં પ્રતિષ્ઠા પામેલી હોવી જોઈએ

નાટ્યપ્રયોગમાં જુદા જુદા પ્રકારની જાતિભાષા કહી છે, તે મ્લેચ્છના શબ્દોવાળી અને ભરતખંડના માણસોનો આશ્રય કરનારી હોવી જોઈએ.

નાટકમાં જાત્યંતરીભાષા કહી છે તે ગામ તથા વગડામાં રહેનાર પશુઓ તથા પક્ષીઓ સંબંધી જાણુવી, અને તેને નાટ્યધર્મી કહે છે.

ઉપર કહેલ જાતિભાષાનો આશ્રય કરનાર ભાષણુના બે ભેદ છે. ૧, સંસ્કૃત, અને ૨. પ્રાકૃત. આ બેઉ ચારે વર્ણુનાં માણુસો બોલી શકે, તેમાં ધીરોદ્ધત, ધીરલલિત, ધીરોદાત્ત અને ધીરપ્રશાન્તમાં સંસ્કૃત ભાષણુ યોજવું.

નાટકના બધા પ્રયોગોમાં જ્યાં પ્રાકૃત ભાષણ આવતું હોય ત્યાં હાથના ઇશારા સિવાય તે ભાષણ બોલવું.

ઉત્તમ પુરુષ પણ પોતે સત્તાથી પ્રમત્ત થયો હોય, અધિક પુષ્ટ થયો હોય, અથવા દારિદ્ર્યથી પ્રમત્ત થયો હોય, કે કે દારિદ્ર્યમુક્ત થયો હોય તો તેની ભાષા પ્રાકૃત કરવી.

કોઈ કારણથી બ્રહ્મચારી વગેરેનો વેષ ધારણ કર્યો હોય તેવા પ્રતિષ્ઠિત માણસની, મહેનતુ માણસની, તપ કરનારની, અને ભિક્ષુકની પ્રાકૃત ભાષા યોજવી.

વ્યાધિવાન બાળકની, સ્વસ્થ સ્ત્રીની, નીચની, મદોન્મત્તની તથા બ્રહ્મચારી વગેરેનો વેષ ધારણ કરનારની પ્રાકૃત ભાષા કરવી.

સંન્યાસી, મુનિ, શાન્ત અને શ્રોત્રિયની, તથા બ્રહ્મચર્ય વગેરે આશ્રમ પાળનાર બ્રાહ્મણની સંસ્કૃત ભાષા કરવી.

સંધિ અને વિગ્રહનો સંબંધ, ગ્રહ અને નક્ષત્રોની સારી અથવા નઠારી ગતિ, તથા પશુ પક્ષીઓના શબ્દો, એ બધું સારૂં અથવા નઠારૂં રાજાઓએ જાણવું જોઇએ.

સર્વ લોકોના આનન્દ માટે અને નાટકની શોભા માટે રાજાની રાણીએ સંસ્કૃત બોલવું.

વેશ્યામાં રહેલ કળાઓ તથા ખુશી કરવાના ઉપાયોનું, લોકોને જ્ઞાન થવા માટે તથા રાજાની સાથે ક્રીડા કરવા માટે વેશ્યાઓની ભાષા સંસ્કૃત રાખવી.

નાટકમાં ઉત્તમ કારીગરોની ભાષા પણ સંસ્કૃત રાખવી.

અપ્સરાઓનો જન્મ દેવતાઓના સંસર્ગથી ઉત્તમ છે એમ શાસ્ત્રસિદ્ધ છે, તોપણ પૃથ્વીમાં અપ્સરાઓની ભાષા પ્રાકૃત રાખવી.

સાધારણ મનુષ્યની સ્ત્રીની ભાષા કારણને લઇને સંસ્કૃત અથવા પ્રાકૃત કરવી, પણ બર્બર, કિરાત, આન્ધ્ર અને દ્રવિડ વગેરે જાતિમાં તેમ કરવું નહિ.

નાટકમાં જે કાવ્ય ( ગદ્ય અથવા પદ્ય ) રચવું તે કોઈ પણ મુખ્યભાષાનો આશ્રય કરીને રચવું.

નાટકમાં ઉપર કહેલ બર્બર આદિ જાતિઓની ભાષા શૌરસેની કરવી, અથવા નાટક યોજનાર પુરુષે પોતાની ઇચ્છા પ્રમાણે કોઈ પણ દેશની ભાષા યોજવી.



# भाषाप्रकार तथा योजना.

૧. માગધી, ૨. અવંતિજા, ૩. પ્રાચ્યા, ૪. શૌરસેની, ૫. અર્ધમાગધી, ૬. બાહ્લીકા, ૭. દાક્ષિણાત્યા.

એ પ્રમાણે સાત ભાષાઓ કહી છે.

૧. શબર, ૨. આભીર, ૩. ચંડાલ, ૪. સચર, ૫. દ્રવિડ, ૬. ઉદ્રજ.

એ પ્રમાણે વનમાં રહેનાર જંગલી માણસોની છ વિભાષાઓ છે.

જનાનામાં રહેનાર રાજાઓની ભાષા માગધી; ચાકર, રાજપુત્ર અને ઉત્તમ વ્યાપારીની અર્ધ માગધી; પૂર્વ દિશામાં રહેનાર, ધૂતારા અને વિદૂષક વગેરેની અવન્તિજા; નાયિકા અને તેની સખીઓની શૌરસેની; યોદ્ધા અને નાગર વગેરેની, તથા અક્ષત (પાસા)થી રમનારની દાક્ષિણાત્યા; ઉત્તરદિશામાં રહેનારની ભાષા બાહ્લીકા તથા ખસ લોકોની ભાષા તેમના દેશ પ્રમાણે કરવી.

શબર (ભીલ) અને શક વગેરે લોકોની તથા તેના સમાન બીજી પણ જાતિઓની "શ"કારવાળી ભાષા કરવી, અને પુકવસજાતિની ભાષા ચાંડાલી કરવી.

કોયલા કરનાર, પારાધી, લાકડાં વેચનાર અને યંત્ર વડે આજીવિકા ચલાવનારની શબર ભાષા કરવી અથવા કાંઇક વનૌકસી કરવી.

ગાય, ઘોડા, બકરાં, ઘેટાં અને ઊંટોના સ્થાનમાં રહેનાર તથા નેહુમ

રહેનારની આભીર ભાષા અથવા શબર ભાષા કરવી, અને દ્રાવિડાદિ દેશોમાં રહેનારની ભાષા દ્રાવિડી કરવી.

સુરંગ ખોદનારની, પાસાથી રમનારની, રક્ષક સિપાહીઓની અને દુઃખમાં તથા આત્મરક્ષામાં નાયિકાઓની ભાષા માગધી કરવી.

ગંગા અને સમુદ્રની મધ્યના પ્રદેશોમાં રહેનારની ભાષા બહુ "એ"કારવાળી કરવી, વિન્ધ્યાચલ અને સમુદ્રની વચમાં રહેનારની ભાષામાં "ન"કાર વધારે લાવવો, સૌરાષ્ટ્ર અને માળવામાં રહેનારની તથા વેત્રવતીને ઉત્તર કિનારે રહેનાર માણસોની ભાષામાં "ચ"કાર વધારે આણવો; હિમાલય, સિન્ધુ, અને સૌવીર, તથા તે સિવાયના દેશોમાં રહેનાર મનુષ્યોની ભાષામાં "ઉ"કાર વધારે આણવો, તથા ચર્મવતી નદીને કિનારે રહેનાર અને આબુ પર્વતમાં રહેનારનીમાં "ત"કાર વધારે લાવવો.

એ રીતે નાટકમાં ભાષાઓ, દેશ, તથા પાત્રોને આધારે યોજવી.

## संबोधनप्रकार.

નાટકમાં પોતાથી ઉત્તમ, સમાન અને હીન પાત્રોને ઉત્તમ, મધ્યમ અને હીન શબ્દો વડે બોલાવવાં.

દેવોમાં પણ શ્રેષ્ઠ દેવો, મહાત્માઓ તથા મહર્ષિઓને "ભગવન્" તથા તેમની સ્ત્રીઓને "ભગવતિ" કહી બોલાવાય છે.

દેવો, બ્રહ્મચારી વગેરે, તથા વિદ્વાનોને પુરુષ તેમજ સ્ત્રીઓએ "ભગવન્" એમ કહેવું.

બ્રાહ્મણને "આર્ય," રાજાને "મહારાજ," અને આચાર્યને "ઉપાધ્યાય" કહેવાય છે.

બ્રાહ્મણોએ રાજાઓને ઈચ્છા પ્રમાણે નામથી બોલાવાય છે, તે રાજાઓએ સહન કરવું, કારણ કે બ્રાહ્મણો સર્વ પૂજ્ય છે.

બ્રાહ્મણે પ્રધાનને "અમાત્ય" અથવા 'સચિવ" એમ કહેવું,અને તેનાથી હીન માણસોએ "આર્ય" એમ કહેવું, તથા સમાનને નામથી બોલાવવો.

હીન પાત્રે ઉત્તમ પાત્રને પરિહાર સહિત નામથી બોલાવવો. નોકર (સ્ત્રી અથવા પુરુષ) તેમજ કારીગર અને ધાંચા વગેરેને પણ નામથીજ બોલાવવા.

સૂત્રધારને "ભાવ" અને તેનાથી કાંઇ હીન હોય તેને "મર્ષક" એમ કહેવું, સમાન પુરુષને "વયસ્ય," અધમ પાત્રોએ હં, હો, હંત, એમ કહેવું, તથા સારથીએ રથીને "આયુષ્મન્" એમ કહેવું.

તપસ્વીની પેઠે પ્રશાન્તને "સાધુ," યુવરાજને "કુમાર" અથવા "ભર્તૃદારક" એમ કહેવું,અને અધમ પાત્રોને 'સૌમ્ય" અથવા "ભદ્રમુખ" એમ કહી બોલાવવા.

નાટકમાં સૂત્રધારે જે પાત્રનું જેવું કર્મ, શિલ્પ, વિદ્યા, અથવા જાતિ હોય તે પ્રમાણે તે પાત્રને કર્માદિક વડે પડેલ નામથી બોલાવવું.

પિતા અથવા ગુરુએ વત્સ અથવા શિષ્યને "વત્સ" "પુત્રક" "તાત," એ પ્રમાણે અથવા ગોત્ર વડે બોલાવવા.

બૌદ્ધ મુનિને "ભદન્ત," ચાકર તથા પ્રજાએ રાજાને "દેવ," અને બાળકે ચક્રવર્તી રાજાને "ભેદ" એમ કહેવું.

રાજાને ઋષિઓએ "રાજન્" કહેવું, અથવા અપત્યાર્થમાં પ્રત્યય આણીને "અમુકનો પુત્ર" એમ કહેવું, જેમ કે 'રાઘવ," "દાશરથે," ઇત્યાદિ.

વિદૂષકે રાજાને "વયસ્ય" અથવા "રાજન્" અને રાણીને "દેવિ," અથવા "ભવતિ" એમ કહેવું; રાજાએ પણ વિદૂષકને "વયસ્ય" કહી બોલાવવો, નાનો ભાઇ મોટાભાઇને "આર્ય" કહે, અને મોટોભાઇ નાનાભાઇને પુત્રની પેઠે બોલાવે.

સ્ત્રીઓએ તપસ્વી અને દેવતાઓને "ભગવન્" કહી બોલાવવા, ગુરુને "આર્ય" તથા ઘરમાં રહેનાર પૂજ્ય સ્ત્રીને "ભવતિ" કહેવું.ગમ્યા સ્ત્રીને "ભદ્રે,"

અને વૃદ્ધ સ્ત્રીને "અમ્બ" કહેવાય છે. ચાકરોએ રાણીઓને "ભટ્ટિનિ," "સ્વામિનિ" "દેવિ" એ રીતે કહી બોલાવવી. રાજાએ અને ચાકરે રાણીને "દેવિ" કહી બોલાવવી, બાકીની ઉત્તમ સ્ત્રીઓને "ભોગિનિ" અથવા "સ્વામિનિ" એમ કહેવું.

મોટી બ્હેનને "સ્વસઃ" નાની બ્હેનને "વત્સે," બ્રહ્માણીને "આર્યે," પોતાની સ્ત્રીને 'આર્યે" અથવા તેના બાપના નામથી અથવા તેમના પુત્રના નામથી બોલાવવી, જેમ ગાંધારી, વૈદર્ભી, વગેરે.

સમાન સખીઓએ પરસ્પર "હલા" કહેવું, ઉત્તમ સ્ત્રીએ દાસીને "હુંજ" કહેવું, ચાકરે વેશ્યાને "અજ્જુકા" કહી બોલાવવી, વૃદ્ધ સ્ત્રીને પરિજનોએ "અમ્બ." કહેવી, રાજા સિવાય બીજાઓએ શૃંગારમાં પોતાની સ્ત્રીને "પ્રિયે" એમ કહેવું, અને પુરોહિત તથા મોટા વેપારીની સ્ત્રીને "આર્યે" કહી બોલાવવી.



## नामप्रकार.

નાટકમાં જે પાત્રનું જન્મનું નામ પ્રસિદ્ધ ન હોય તેનું; તેનાં લક્ષણ અથવા ચિહ્ન ઉપરથી નામ પાડવું.

બ્રાહ્મણ અને ક્ષત્રિયનાં નામ તેનાં ગોત્ર અથવા કર્મો પ્રમાણે "શર્માન્ત" અને "વર્માન્ત" પાડવાં, વાણીઆઓના નામને છેડે "દત્ત" આણવું, પરાક્રમી પુરુષનું નામ શૌર્ય અથવા ઉદારતાવાળું પાડવું, રાજાની રાણીઓનું નામ વિજય અર્થવાળું કરવું, દત્તા, મિત્રા, સેના, એવાં નામ વેશ્યા સખીનાં કરવાં.

નાટકમાં ચાકરોનાં નામ વિવિધ પ્રકારનાં પુષ્પના નામથી પાડવાં, અથવા મંગળ અર્થવાળાં કરવાં.

ઉપર બતાવેલ સ્ત્રીઓનાં નામ ગંભીર અર્થવાળાં કરવાં, કારણકે નામને વિરુદ્ધ કર્મ યોજાતું નથી, માટે બાકીના પાત્રોનાં નામ પણ તેમની જાતિ અને ક્રિયાને અનુકૂળ પાડવાં.

એ પ્રમાણે ભાષા, કર્મ તથા નામોને જાણી ષટ્ગુણયુક્ત ભાષણ યોજવાં.

ચિન્તાગ્રસ્ત, ઉન્માદ, ઇર્ષ્યા, ઠપકો, વિસ્મય, અસહનતા, હર્ષ અને શોકમાં વિલંબિત, દીપ્ત અને મન્દ્ર કાકુ કરવો. સુંદર અને ધીમા અર્થવાળાં, તેમજ સુખમાં કહેવાતાં વાક્યોમાં મન્દ્ર અને વિલંબિત કાકુ કરવો, તથા અતિ કઠોર અર્થવાળાં વાક્યોમાં દીપ્ત અને ઉચ્ચ કાકુ કરવો.

## रसपरत्व काकुविधान.

હાસ્ય, શૃંગાર અને કરુણમાં વિલમ્બિત; રૌદ્ર, વીર અને અદ્ભુતમાં ઉચ્ચ અથવા દીપ્ત; ભયાનક અને બીભત્સમાં દ્રુત અથવા નીચ કાકુ યોજવામાં આવે છે.



## अंगलक्षण.

અંગ ૭ છે. ૧, વિચ્છેદ. ૨, અર્પણ. ૩, વિસર્ગ. ૪, અનુબન્ધ. ૫, દીપન. ૬, પ્રશમન.

**વિચ્છેદ**—વાક્યમાં જે વિરામ કરાય તે.

**અર્પણ**—સુંદર અને કોમળ અક્ષરો, તેનાં સ્થાન તથા લયયુક્ત વાક્યો વડે રંગભૂમિમાં જે બોલાય તે.

**વિસર્ગ**—વાક્યનો આરોપ, અથવા પદના મધ્યમાં વિચ્છેદ થાય તે.

**અનુબન્ધ**
**દીપન** } (બન્નેનાં લક્ષણ મળ્યાં નથી.)

**પ્રશમન**—તાર સ્વરોનું નવા વૈભવથી અવરોહણ કરવું તે.

## રસપરત્વ અંગયોજના.

હાસ્ય અને શૃંગારમાં અર્પણ, વિચ્છેદ, દીપન તથા પ્રશમનયુક્ત બોલવું; કરુણ, રૌદ્ર, વીર, અને અદ્ભુતમાં આકાંક્ષિત વિચ્છેદ, પ્રશમન, અર્પણ, દીપન અને અનુબન્ધયુક્ત ભાષણ કરવું; તથા બીભત્સ અને ભયાનકમાં વિસર્ગ તથા વિચ્છેદની આકાંક્ષાવાળું ભાષણ કરવું.

આ સર્વ અંગોનો ત્રણ સ્થાનમાંથી નિકળતા મન્દ્ર, મધ્ય, અને તાર સ્વર વડે પ્રયોગ કરવો.

દૂર રહેલ પુરુષને કહેવામાં તાર સ્વર માથા વડે યોજવો, બહુ દૂર નહિ રહેલ પુરુષને કહેવામાં મધ્ય સ્વર કંઠ વડે યોજવો, પડખે ઉભેલા માણસને કહેવામાં મન્દ્ર સ્વર છાતી વડે યોજવો.

મન્દ્ર, મધ્ય, તાર અને વિલંબિતને વિષે જે વર્ણો રસોમાં લેવાય છે, તેમાં હાસ્ય અને શૃંગારમાં મધ્ય, કરુણમાં વિલમ્બિત, તથા વીર, રૌદ્ર, અદ્ભુત, બીભત્સ અને ભયાનકમાં તાર સ્વર યોજવો.

વિરામ—અર્થની સમાપ્તિમાં 'કારણને લઇ એક બે ત્રણ અથવા ચાર અક્ષરે વિરામ કરવામાં આવે છે.

એ પ્રમાણે વિરામમાં પ્રયત્ન કરવો, કારણકે વિરામથીજ અર્થ બરાબર સ્ફુટ દેખાય છે, માટે પાત્રોએ બોલવામાં અવશ્ય વિરામની કાળજી રાખવી જોઇએ; કેમકે અભિનય અર્થની અપેક્ષા રાખે છે અને વિરામ પણ અર્થની અપેક્ષા રાખે છે.

જ્યાં બેઉ હાથ અભિનય વડે સ્ફુટ હોય ત્યાં દૃષ્ટિની સાથે વાચિકાભિન-કરવો, અને તેમાં અર્થદર્શક વિરામો પણ કરવા. બહુધા વીર અને રૌદ્રમાં માં હથિઆર રાખવાં, બીભત્સમાં નિન્દ્ય વસ્તુ હોય છે, માટે હાથ સંકુ-(ટુંકા) રાખવા, હાસ્યમાં હાથથી ઈસારો કરવો, કરુણમાં હાથ લાંબા લટકતા રાખવા, અદ્ભુત, ભયાનક, અને વિસ્મયમાં હાથ સજ્જડ કરી દેવા. એ પ્રમાણે બીજાં કાર્યોમાં પણ હસ્તકર્મ જાણી લેવાં.

હસ્તપ્રચાર, અલંકાર અને વિરામ વડે અર્થનો નિશ્ચય થાય છે, જે વિ-રામો વૃત્તોમાં કહ્યા છે, તેમાં પ્રથમ છ અલંકારો પણ જોઇએ.

વિરામો—અર્થની સમાપ્તિમાં, પદોના સમાસમાં, બહુ ક્લિષ્ટ પદોમાં, તથા કોઈ વખત પ્રાણવશથી પણ યોજવા. બીજાં અવશિષ્ટ સ્થાનોમાં અર્થ પ્રમાણે વિરામ કરવા.



## कृष्याक्षर.

ભાવગત અને રસગત એ, ઐ, ઓ અને ઔ, જેમાં રહેલા હોય એવા દીર્ઘ અક્ષરને કૃષ્ય કહે છે, તે ખેદ, વિતર્ક, પ્રશ્ન અને ક્રોધમાં યોજાય છે.

પાત્રોએ બોલવામાં અક્ષરોનો ઉચ્ચાર, તેના ઉચ્ચારણકાળ પ્રમાણેજ કરવો, તથા અર્થની અનુકૂળતા પ્રમાણે તેમાં વિરામ પણ કરવો.

વિરામનો વધારેમાં વધારે કાળ એક, બે, ત્રણ, ચાર, પાંચ અથવા છ કળા પર્યન્તનો છે; પરંતુ ગુરુ અક્ષર હોય ત્યાં વિરામ છ કળા પર્યન્તનો જાણવો; છ કળાથી વધારે વિરામ હોતો નથી. અથવા તો પ્રયોગ, તેનું કારણ અને કાર્યનો વિચાર કરી, રસ તથા ભાવોને અનુસરીને અનુષ્ટુપ્ આદિ વૃત્તોમાં વિરામ કરવો.

કાવ્યના વૃત્તોના પાદોમાં જે વિરામો કહ્યા છે, તે કોઈ વખત પોતાનો ક્રમ ત્યાગ કરી, અર્થને લઈને પણ કરવા.

એ પ્રમાણે નાટકમાં સ્વરો વડે યોજેલું ભાષણ કળા, કાળ અને લયવાળું કરવું, તેમજ ઉપર કહેલ કાકુસ્વર પણ અનુક્રમે યોગ્ય રીતે કરવો.

---

## रूपक.

રૂપક દશ પ્રકારનાં છે.

૧. નાટક, ૨. પ્રકરણ, ૩. અંક, ૪. વ્યાયોગ, ૫. ભાણ, ૬. સમવકાર, ૭. વીથી, ૮. પ્રહસન, ૯. ડિમ, ૧૦. ઈહામૃગ.

બધાં કાવ્યોની માતા વૃત્તિઓ છે, કારણકે એ વૃત્તિઓથી આ દશ રૂપક નિકળેલ છે.

જાતિ અને શ્રુતિઓ વડે જેમ સ્વરો ગ્રામપણાને પામે છે, તેમજ વૃત્તિના ભેદોથી કાવ્યના ભેદો થાય છે.

ષડ્જ અને મધ્યમ એ બે ગ્રામ જેમ પૂર્ણ સ્વરવાળા છે, તેમ નાટક અને પ્રકરણ એ બે ભેદો વૃત્તિથી નિષ્પન્ન છે.

વિવિધ બંધનો આશ્રય કરનાર નાટક અને પ્રકરણ એ બે ભેદો સર્વ વૃત્તિ વડે ઉત્પન્ન થાય છે, તેમજ ભાણ, સમવકાર, ઈહામૃગ, અંક, વ્યાયોગ, વીથી, પ્રહસન અને ડિમ એ રૂપકો કૈશિકી વૃત્તિ વિનાનાં કરવાં.

**નાટક**—નાટકનું વસ્તુ પ્રસિદ્ધ હોવું જોઈએ, તેનો નાયક પ્રસિદ્ધ અને ઉદાત્ત હોવો જોઈએ. નાટકમાં રાજર્ષિના વંશનું ચરિત આણવું, અને તે દિવ્ય આશ્રયવાળું હોવું જોઈએ.

વિવિધ વિભૂતિયુક્ત, તેમજ સમૃદ્ધિ અને વિલાસાદિ ગુણોવાળું નાટક કરવું, તેની અંદર અંક અને પ્રવેશ પાડવા. નાટકની અંદર રાજાઓનું જે ચરિત વર્ણવામાં આવે, તે વિવિધ રસ અને ભાવયુક્ત, તથા સુખ કે દુઃખ બતાવનારૂં હોવું જોઈએ; વળી નાટકમાં બિન્દુ જોઈ, તેના વિસ્તાર પ્રમાણે તેમાં અંક પાડવા.

અંક એ રૂઢિ શબ્દ છે, અને તે રસ તથા ભાવ વડે અર્થને પ્રકટ કરે છે, માટે તેને અંક નામ આપ્યું છે.

જયાં આગળ અર્થ અને બીજની સમાપ્તિ થતી હોય, તથા બિન્દુનો કાંઈક ભાગ બાકી રહેતો હોય તેને અંક જાણવો; નાટકના અંકમાં જે નાયક કહ્યા હોય, તેમનું ચરિત્ર વિવિધ અવસ્થાયુક્ત કરી પ્રત્યક્ષ બતાવવું, તેમજ તે અંક રસ વડે ચિત્તાકર્ષક કરવો;તથા તેમાં નાયક, દેવી, પરિજન(દાસ-દાસી), પુરોહિત, અમાત્ય અને વણિકનું ચરિત્ર ભિન્ન ભિન્ન રસયુક્ત કરવું; તેમજ તેમાં ક્રોધ, પ્રમાદ, શોક, શાપ, ઉત્સર્ગ (ત્યાગ), અધ્વ (માર્ગ), વિદ્રવ (વધ-બંધ વગેરે ઉપદ્રવ), વિવાહ, અદ્ભુત સંશ્રય અને અદ્ભુત દર્શન એ પ્રત્યક્ષ બતાવવાં.

યુદ્ધ, રાજ્યભ્રંશ, મરણ, નગરને ઘેરો ઘાલવો, એ અંકમાં પ્રત્યક્ષ ન બતાવવાં, પરંતુ પ્રવેશક વડે જણાવવાં.

પ્રકરણ કે નાટકના અંકમાં પ્રવેશક વડે પણ મુખ્ય નાયકનો વધ બતાવવો નહિ.

જુદાં જુદાં ઘણાં કાર્યો વડે અવતરણ, સન્ધિ તથા ગ્રહણ હમેશાં કરવું, તથા પ્રવેશક વડે સૂચવવું.

પ્રવેશકમાં આવશ્યક કાર્યનો વિરોધ આવે નહિ એમ બીજનો આશ્રય કરી, એક દિવસમાં બનેલ વૃત્તાન્ત એક અંકમાં બતાવવું; કોઇ વખત એક અંક વડે બુદ્ધિમાન્ પુરુષે ઘણાં કાર્યો યોજવાં, પરંતુ આવશ્યક કાર્યનો રોધ થતો હોય તો, તે કાર્યો બતાવવાં નહિ.

અંકમાં જે પાત્રોએ રંગભૂમિમાં પ્રવેશ કર્યો હોય તે પાત્રો તે અંક પૂરો થતાં રંગભૂમિથી બહાર નિકળી જવાં જોઇએ. અંકમાં જે કાર્ય કરવું તે, બીજની અર્થયુક્તિયુક્ત અને યથાર્થ રસવાળું કરવું.

અંકોમાં દિવસના ક્ષણ, યામ અને મુહૂર્ત, એવા વિભાગ પાડી તેમાં સમગ્ર કાર્ય જુદું જુદું કરવું. દિવસના છેલ્લા ભાગનું કાર્ય જો અંકમાં આવી શકે નહિ, તો એક અંક સમાપ્ત કરી, પછી પ્રવેશક વડે તેનું સૂચન કરાવવું.

પ્રકરણ અથવા નાટકના અંકમાં નાયક અવશ્ય સમીપમાં રહેવો જોઇએ.

પરિજનની કથાનો સંબંધ મેળવનાર જે પાત્ર પ્રવેશ કરે તેને પ્રવેશક કહે છે.

પ્રકરણ તથા નાટકમાં પાંચથી આરંભીને દશ સૂધી અંક કરવા, અને તેમાં વિવિધ પ્રકારના રસ તથા ભાવો આણવા. એ અંકની વચમાં પ્રવેશક લાવવો, તે ભૂત અને ભવિષ્ય અર્થનો સંબંધ સંક્ષેપમાં કહી જાય.

પ્રકરણ તથા નાટકનાં મિશ્ર લક્ષણ વડે નાટિકા થાય છે, અને તેમાં પ્રસિદ્ધ અથવા અપ્રસિદ્ધ વસ્તુ હોય છે.

અંક સમાપ્ત કરીને એક માસ અથવા એક વર્ષમાં બનેલ વૃત્તાન્ત પ્રવેશક વડે સૂચવવું, પરંતુ વર્ષ ઉપરનું વૃત્તાન્ત સૂચવવું નહિ; જે કોઇ

પુરુષ કાર્યને લઇ દૂર દેશાવર જાય, તો ત્યાં પણ પ્રથમની પેઠે અંક સમાપ્ત કરવો.

પ્રકરણ અને નાટકમાં બિન્દુનો સંક્ષેપાર્થ અધિકાર કરી અંકને અનુસારે પ્રવેશ કરવો.

પ્રવેશક પ્રાકૃત ભાષામાં અધમ પુરુષે અપ્રગલ્ભ વચન વડે કરવો.

દરેક પાત્ર ભાષા વડે અર્થ જણાવી શકે છે, અને ભાષા એ અક્ષરસમુદાય વડે બનેલી છે, માટે પ્રથમ અક્ષરજ્ઞાન માટે તેના ભેદ, સ્થાન અને સંજ્ઞા જાણવાની જરૂર છે.

વર્ણના બે ભેદ છે, તેમાં કકારાદિ ૩૩ વ્યંજન, અને અકારાદિ ૧૪ સ્વર કહેવાય છે, તેઓનાં સ્થાન નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| અ–ક–ખ–ગ–ઘ–ઙ–વિસર્જનીયનું .... ... | સ્થાન | કંઠ. |
| ઇ–ચ–છ–જ–ઝ–ઞ–શ નું .... .... .... | ,, | તાલુ. |
| ઋ–ટ–ઠ–ડ–ઢ–ણ–ર–ષ નું .... .... .... | ,, | મૂર્ધા. |
| લૃ–ત–થ–દ–ધ–ન–લ–સ નું.... .... .... | ,, | દન્ત. |
| ઉ–પ–ફ–બ–ભ–મ–ઉપધ્માનીય ( ક પ )નું | ,, | ઓષ્ઠ. |
| એ–ઐનું .... .... .... .... .... | ,, | કંઠ–તાલુ. |
| ઓ–ઔ નું .... .... .... .... .... | ,, | કંઠ–ઓષ્ઠ. |
| વ–નું .... .... .... .... .... | ,, | દન્ત–ઓષ્ઠ. |
| જિહ્વામુલીય નું .... .... .... .... | ,, | જિહ્વામૂલ. |
| અનુસ્વારનું ... .... .... ... | ,, | નાસિકા. |
| ઞ–મ–ઙ–ણ–ન નું .... .... .... | ,, | નાસિકા. |

જે બે વર્ણનાં સ્થાન એક હોય તે પરસ્પર સવર્ણ કહેવાય છે. "ક"થી આરંભીને "મ" પર્યન્ત વર્ણોની સ્પર્શ સંજ્ઞા છે. ય, ર, લ, વ, એ વર્ણો અન્તસ્થ કહેવાય છે, અને શ, ષ, સ, હ, એ ઉષ્માક્ષર કહેવાય છે.

સ્વરોમાં દશ સમાન સંજ્ઞાવાળા છે, તેમાં પાંચ હ્રસ્વ અને પાંચ દીર્ઘ

છે. આ પ્રમાણે સ્વર અને વ્યંજનના સમુદાયની ક્રિયાપદ અથવા નામ એવી સંજ્ઞા પાડી છે.

ક્રિયાપદ, નામ, નિપાત અને ઉપસર્ગ વડે કાવ્યબંધ રચાય છે.

શબ્દો સાત વિભક્તિયુક્ત હોવાથી સાત પ્રકારના છે; તેમાં છ કારક (ક્રિયાસંબંધવાન)છે. નામને લિઙ્ગ અને વિભક્તિ તથા ક્રિયાપદ વચન અને પુરુષથી વિભક્ત હોય છે. નામના અર્થવાળા જે શબ્દો સ્વાર્થમાં ધાત્વર્થને મળે છે તેને ઉપસર્ગ કહે છે. પ્રાતિપદિકાર્થના યોગથી નિરુક્તની યુક્તિ વડે અનેક અર્થમાં પડે તેને નિપાત કહે છે. લોકમાં પ્રકૃતિ (મૂળ શબ્દ) અને પ્રત્યયના વિભાગ તથા સંયોગ વડે જે જે અર્થ પૂરાય તેને તદ્ધિત કહે છે. એક અથવા બહુ એવા ધાતુ, લિઙ્ગ અને પદોના અર્થને જુદા પાડે તેને વિભક્તિ કહે છે. જેમાં પરસ્પર સ્વર તથા વ્યંજન બન્ને એકઠા થાય તેને સન્ધિ કહે છે, અને જેને છેડે વિભક્તિ હોય તેને પદ કહે છે.

એ પ્રમાણે થયેલા શબ્દો વડે પદબંધ તથા ચૂર્ણપદ એમ બે પ્રકારના નિબંધ રચવા.

જેમાં પદ અથવા છન્દનો નિયમ, તેમજ અક્ષરનો નિયમ હોય નહિ, અને અર્થને અનુકૂળ અક્ષરો હોય તે ચૂર્ણપદ; તથા જેમાં અક્ષરોનું પ્રમાણ હોય, તેમજ યતિ વગેરેના પ્રમાણનો નિયમ હોય તે પદબંધ કહેવાય છે.

એ પ્રમાણે અક્ષરો વડે શોભતાં અને વિવિધ અર્થવાળાં ચાર પદો વડે છન્દ કહેવાય છે. જેની અંદર વૃત્તો રહેલ છે એવા છન્દ ૨૬ છે, તેની અંદર આવતા વૃત્તોના ત્રણ પ્રકાર છે.

**૧—સમ—૨—અર્ધસમ—૩—વિષમ.**

કોઈ પણ છન્દ શબ્દ વિના હોઈ શકે નહિ, તેમજ કોઈપણ શબ્દ છન્દ વિનાનો નથી; અર્થાત્ કોઈ પણ છન્દમાં તેનો સમાવેશ થાય છે, માટે છન્દ અને શબ્દનો પરસ્પર નિત્ય સંબંધ છે.



# છન્દ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | અક્ષરનો | ઉક્તા | છન્દ | થાય છે. |
| ૨ | ” | અત્યુક્તા | ” | ” |
| ૩ | ” | મધ્યા | ” | ” |
| ૪ | ” | પ્રતિષ્ઠા | ” | ” |
| ૫ | ” | સુપ્રતિષ્ઠા | ” | ” |
| ૬ | ” | ગાયત્રી | ” | ” |
| ૭ | ” | ઉષ્ણિક્ | ” | ” |
| ૮ | ” | અનુષ્ટુપ્ | ” | ” |
| ૯ | ” | બૃહતી | ” | ” |
| ૧૦ | ” | પંક્તિ | ” | ” |
| ૧૧ | ” | ત્રિષ્ટુપ્ | ” | ” |
| ૧૨ | ” | જગતી | ” | ” |
| ૧૩ | ” | અતિજગતી | ” | ” |
| ૧૪ | ” | શક્વરી | ” | ” |
| ૧૫ | ” | અતિશક્વરી | ” | ” |
| ૧૬ | ” | અષ્ટિ | ” | ” |
| ૧૭ | ” | અત્યષ્ટિ | ” | ” |
| ૧૮ | ” | ધૃતિ | ” | ” |
| ૧૯ | ” | અતિધૃતિ | ” | ” |
| ૨૦ | ” | કૃતિ | ” | ” |
| ૨૧ | ” | પ્રકૃતિ | ” | ” |
| ૨૨ | ” | આકૃતિ | ” | ” |
| ૨૩ | ” | વિકૃતિ | ” | ” |
| ૨૪ | ” | સંસ્કૃતિ | ” | ” |
| ૨૫ | ” | અતિકૃતિ | ” | ” |
| ૨૬ | ” | ઉત્કૃતિ | ” | ” |

૨૬ અક્ષરોથી વધારે અક્ષરો જેમાં હોય, તેને માલાવૃત્ત કહે છે; બીજા છન્દોની અંદર આવતાં વૃત્તોની સંખ્યા પ્રસ્તારવડે અસંખ્ય થાય છે.

બધા છન્દોનાં વૃત્તો આઠ ગણો વડે બનેલાં છે, તે ગણ ત્રણ અક્ષરનો થાય છે.

છન્દમાં વર્ણ, અક્ષર, વિધિ અને વૃત્ત એ ચાર વસ્તુ આવે છે, જેની અંદર ઓછા કે વધારે વર્ણો ન થઇ શકે તે છન્દોગત વિધિ છે. જ્યાં અર્થની સમાપ્તિ હોય તેને વિરામ કહે છે.

પાદ શબ્દમાં "પદ્" ધાતુ છે, અને તે વૃત્તના ચોથા ભાગનું નામ છે, તેનું બીજું નામ ચરણ કહેવાય છે. અગ્નિ વગેરે તેના દેવો છે.

શરીરાશ્રય અને દિગાશ્રય એમ બે પ્રકારનું સ્થાન છે. હ્રસ્વ, દીર્ઘ પ્લુત એ ત્રણ પ્રકારના અક્ષર છે. છન્દોના શ્વેત વગેરે વર્ણો છે.

બધાં વૃત્તાના ગણ ત્રણ પ્રકારના છે. ૧. દિવ્ય, ૨. દિવ્યેતર, ૩. દિવ્યમાનુષ.

**દિવ્ય**—ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ્, જગતી.

**દિવ્યેતર**—અતિજગતી, શકવરી, અતિશકવરી, અષ્ટિ, અત્યષ્ટિ, ધૃતિ, અતિધૃતિ.

**દિવ્યમાનુષ**—કૃતિ, પ્રકૃતિ, આકૃતિ, વિકૃતિ, સંસ્કૃતિ, અતિકૃતિ, ઉત્કૃતિ.

સંધિમાં પ્રવેશક વડે બહુ આશ્રયવાળું કાર્ય પણ સંક્ષેપથી કરવું, કારણ કે બહુ ભાષણ અથવા મોટાં વૃત્તો સાંભળનારને પ્રયોગમાં કંટાળો ઉત્પન્ન થાય છે.

જે સ્થાનમાં પ્રયોગ મોટો હોવાથી અંકમાં અર્થ સમાપ્ત ન થતો હોય, તો તે અર્થ પ્રવેશક વડે થોડી કથામાં કરી બતાવવો.

નાટક અથવા પ્રકરણમાં પાત્રોનો સમુદાય વિસ્તારવાળો ન કરવો, પણ કાર્ય પરત્વ ચાર અથવા પાંચ પુરુષો યોજવા, તથા વ્યાયોગ, ઈહામૃગ, સમવકાર અને ડિમ એમાં તો દશ, બાર અથવા સોળ પુરુષો સુધી યોજવા.

પ્રયોગને અનુસરીને બંધનું સ્વરૂપ ગોપુચ્છાગ્ર કરવું, એટલે તેમાં પાંછળથી ઉત્તમ ભાવો બતાવવા.

વિવિધ રસ અને ભાવોની યુક્તિવાળાં સર્વ કાવ્યોના નિર્વાહમાં નાટ્યજ્ઞ પુરુષોએ અદ્ભુત રસ કરવો.

પ્રકરણ—જેમાં વસ્તુશરીર કવિએ પોતાની બુદ્ધિવડે નવું કલ્પેલું હોય તે. નાટકમાં જે પ્રમાણે વસ્તુશરીર તથા વૃત્તિભેદ કહ્યા છે તે પ્રકરણમાં યોજવાં, કેવળ વસ્તુ કલ્પિત હોવી જોઈએ. એ પ્રકરણમાં બ્રાહ્મણ, વણિક, પ્રધાન, પુરોહિત, વેપારી અને સોદાગરનું વૃત્તાન્ત વર્ણવેલું હોવું જોઇએ; દાસ, વિટ અને શેઠની સાથે વેશ્યાસ્ત્રીનું અને કુળસ્ત્રીનું વર્ણન પણ કરવું; પ્રધાન, શેઠ, બ્રાહ્મણ, પુરોહિત અને સોદાગરની ગૃહવાર્તા જ્યાં થતી હોય ત્યાં વેશ્યાસ્ત્રી યોજવી નહિ; જો તેમાં વેશ્યાસ્ત્રીની યોજના કરવી હોય તો કુળસ્ત્રીનો સંગ કરાવવો નહિ, અને જે વસ્તુ કુળસ્ત્રીપ્રયુક્ત હોય ત્યાં વેશ્યાસ્ત્રી હોવી ન જોઈએ. જો પ્રકરણ યુક્તિ વડે વેશ્યા અથવા કુળસ્ત્રી પ્રયુક્ત હોય તો ત્યાં શુદ્ધ ભાષા અને શુદ્ધ આચારવાળું ભાષણ યોજવું.

પ્રકરણ તથા નાટકમાં પાંચથી આરંભીને દશ સુધી અંક કરવા, અને તેમાં વિવિધ રસ તથા ભાવો આણવા.

તત્ત્વજ્ઞ પુરુષોએ પ્રવેશકની પેઠે સંસ્કૃત ભાષામાં સંક્ષેપ અર્થ બોલનાર મધ્યમ પાત્ર વડે હમેશાં વિષ્કંભક યોજવો, તે વિષ્કંભક બે પ્રકારનો છે. ૧. શુદ્ધ, ૨. સંકીર્ણ. તેમાં મધ્યમ પાત્રોએ યોજેલો શુદ્ધ, અને નીચ તથા મધ્યમ પાત્રે યોજેલો સંકીર્ણ કહેવાય છે.

પ્રવેશકની ક્રિયાનો વિચાર કરી, તે પ્રમાણે બે અંકની મધ્યમાં સન્ધિ અને અર્થના સંક્ષેપ વડે વિષ્કંભક કરવો.

પ્રકરણ અને નાટકના ભેદ ઉપરથી પ્રયોજક પુરુષે એક અન્ય ભેદ કલ્પવો, અને તેનું વસ્તુ પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ હોવું જોઇએ, તેને નાટિકા કહે છે; તે નાટિકામાં ચાર અંક હોય છે, અને સુંદર અભિનયવાળી, સુંદર અંગવાળી,

પ્રસાદ, ક્રોધ અને દામવાળી, તેમજ બહુ ગીત, નૃત્ય, વાદ્ય અને રતિવાળી તેના રાજોપચારવાળી સ્ત્રી નાયિકા હોવી જોઈએ.

**સમવકાર**—આમાં ઇતિવૃત્ત દેવ તથા દૈત્યોનું આવવું જોઇએ, તેનો નાયક પ્રસિદ્ધ અને ઉદાત્ત જોઈએ, અંક ત્રણ હોય, અને એમાં ત્રણ કપટ, ત્રણ વિદ્રવ અને ત્રણ શૃંગાર આણવા. નાયક બાર આણવા. પ્રહસન, વિદ્રવ, કપટ અને વીથી સહિત અંક કરવા; તેનો પ્રથમ અંક બાર ઘડીનો, બીજો ચાર ઘડીનો, અને ત્રીજો બે ઘડીનો, એમ બધા મળી અઢાર ઘડીમાં સમાપ્ત થઇ શકે એટલું વૃત્તાન્ત સમવકાર વડે બતાવવું.

વિદ્રવ—ત્રણ પ્રકારનો છે. ૧. યુદ્ધ અથવા જલથી થતો, ૨. અગ્નિ અને હાથી વડે થતો તથા ૩. નગરને ઘેરો ઘાલવાથી થતો.

કપટ—ત્રણ પ્રકારનું છે. ૧. વાસ્તવિક, ૨. દૈવી, અને ૩. પરપ્રયુક્ત.

શૃંગાર—ત્રણ પ્રકારનો છે. ૧. ધર્મશૃંગાર, ૨. અર્થશૃંગાર, અને ૩. કામશૃંગાર.

જેમાં આત્માનું હિત કરનાર ધર્મસાધન બહુ હોય, અને જે વ્રત, તપ તથા નિયમયુકત હોય તે ધર્મશૃંગાર; જ્યાં બહુધા અર્થ (દ્રવ્ય)ની ઇચ્છાથી સ્ત્રી વિષય શૃંગાર યોજવામાં આવે તથા અયોગ્ય રતિની ઇચ્છા રાખવામાં આવે તે અર્થશૃંગાર, અને કન્યાને લોભાવવામાં અથવા સ્ત્રી કે પુરુષને પામવામાં શાન્ત રીતે અથવા આવેગ વડે રમણીય શૃંગાર યોજવામાં આવે તે કામશૃંગાર; તેમાં ઉષ્ણિક્ અથવા અનુષ્ટુપ્ વૃત્તો આણવાં.

**ઈહામૃગ**—આમાં દિવ્ય સ્ત્રીને માટે ઇચ્છા રાખનાર દિવ્ય પુરુષ મુખ્ય નાયક હોવો જોઇએ, આમાં પુરુષ બહુધા ઉદ્ધત યોજવો, અને સ્ત્રીના રોષ વડે કાવ્યબંધ રચવો, વળી તેમાં સંક્ષોભ, વિદ્રવ અને સંફેટ આણવાં; તેમાં સ્ત્રીનો ભેદ કરવો, તેનું હરણ કરવું, મર્દન કરવું તથા પ્રાપ્ત વસ્તુ વડે શૃંગાર યોજવો.

ઈહામૃગમાં ચાર અંક કરવા. તેમજ જે પુરુષો, જે રસ તથા જે વૃત્તિઓ નાટક વગેરેમાં યોજવામાં આવે છે તે આમાં પણ યોજવાં; પરંતુ અહીં સ્ત્રીનો

યોગ કરવો એ મુખ્ય છે, જેમનો વધ કરવાની તૈયારી હોય તેમનું યુદ્ધ કંઇ પણ મિષ વડે સમાપ્ત કરવું.

**ડિમ**—આમાં વસ્તુ પ્રસિદ્ધ જોઇએ, નાયક પ્રસિદ્ધ અને ઉદાત્ત જોઇએ, તેમાં છત્રીશ લક્ષણ આણવાં, અને તેના અંક ચાર યોજવા, તેમજ શૃંગાર તથા હાસ્ય વિના બાકીના રસો યોજવા; વળી ગાજવીજ, કડાકા, ઉલ્કાપાત, સૂર્યચન્દ્રનું ગ્રહણ, યુદ્ધ, બાહુયુદ્ધ, ઘસારો, સંફેટ, માયા તથા ઇન્દ્રજાલ વગેરે યોજવાં; તેમજ દેવ, નાગેન્દ્ર, રાક્ષસ, યક્ષ અને પિશાચ આદિ સોળ નાયક જોઇએ. વૃત્તિ સાત્વતી અને આરભટી યોજવી.

**વ્યાયોગ**—આમાં નાયક પ્રસિદ્ધ જોઇએ, સ્ત્રીપાત્રો થોડાં લાવવાં, અંક એક કરવો, પુરુષ પાત્ર બહુ હોવા જોઇએ, સમવકારની પેઠે આમાં નાયક દિવ્યપુરુષ અથવા રાજર્ષિ જોઇએ ; તેમજ યુદ્ધ, બાહુયુદ્ધ, આકર્ષણ અને હર્ષનું વર્ણન આણવું જોઇએ અને રસદીપ્ત આણવો.

**અંક**—આને ઉત્સૃષ્ટિકાઙ્ક પણ કહે છે, આમાં વસ્તુ પ્રસિદ્ધ જોઇએ, પરંતુ કોઇ વખત અપ્રસિદ્ધ વસ્તુ પણ હોય, દિવ્યપુરુષ ન જોઇએ, બહુધા કરુણરસ, યુદ્ધના ઉદ્ધત પ્રહારોની નિવૃત્તિ બતાવવી ; સ્ત્રીઓના વિલાપ વિશેષે કરી બતાવવા, તેમાં ઘણું કરી નિર્વેદનાં વચનો બોલાવવાં ; તથા સાત્વતી, આરભટી અને કૈશિકી વૃત્તિ રહિત યોજના કરવી.

દિવ્ય નાયકવાળું અને જેની અંદર સંગ્રામ, યુદ્ધ તથા વધ વગેરે હોય એવું નાટક ભરતખંડમાંજ કરવું; કારણ કે સર્વ ખંડોમાં ભરતખંડ શ્રેષ્ઠ છે, અને તેની ભૂમિ શુભ ગન્ધવાળી તથા સોનાની છે; તેમાં સ્ત્રીઓને ક્રીડા, વિહાર અને રતિના આનંદમાં હેતુભૂત ઉપવનો ઘણાં છે, આ ખંડમાં દુઃખ અથવા શોક હોતાં નથી, વળી આ ખંડમાં વસવા લાયક જે પર્વતો પુરાણોમાં કહ્યા છે, તેમાં સંભોગ અને ક્રિયારંભ પણ આનંદદાયક થાય છે.

**પ્રહસન**—બે પ્રકારનું છે, ૧. શુદ્ધ અને ૨. સંકીર્ણ. તેમાં ભગવત્ તપસ્વી અને બ્રાહ્મણો અથવા એવા બીજા કોઇએ જેમાં હાસ્ય કર્યું હોય; તેમજ અધમ પુરુષે જેમાં હાસ્ય કર્યું હોય, જેમાં ભાષા અવિકૃત હોય, પદો

વિશેષ ભાવયુક્ત હોય, તથા જેનું વસ્તુ નિયત ગતિવાળું હોય તેને શુદ્ધ કહે છે; અને જેમાં વેશ્યા, ચેટ, નપુંસક, ધૂર્ત અને બંધકી હોય, તથા પોશાક સાધન અને ચેષ્ટા વિવિધ હોય, તેમજ જેમાં લોકોપચાર યુક્ત વાત યોજેલી હોય તે સાથે દંભી તથા ધૂર્તોનો વિવાદ યોજેલો હોય તેને સંકીર્ણ કહે છે.

**ભાણ**—આમાં બે ભેદ છે.એક તો પાત્ર પોતાનો અનુભવ બતાવે તે, અને બીજું અન્યનો અનુભવ કહે, એમ બે પ્રકાર છે. વળી બીજાએ અનુભવેલું પ્રશ્નોત્તરરૂપે આકાશભાષિત વડે અને તેવા તેવા અભિનય વડે બતાવવું; તથા વિવિધ અવસ્થાઓ અનુભવનાર ધૂર્ત અથવા વિટનાયક યોજવો.

**વીથી**—સર્વ લક્ષણવાળી અને તેર અંગયુક્ત હોવી જોઈએ, તેમાં અંક એક કરવો તથા નાયક એક અથવા બે આણવા.



## વીથીનાં તેર અંગ.

૧. ઉદ્ઘાત્યક, ૨. અવલગિત, ૩. અવસ્યન્દિત, ૪. નાલિકા, ૫. અસત્પ્રલાપ, ૬. વાક્કેલિ, ૭. પ્રપંચ, ૮. મૃદવ, ૯. અધિબલ, ૧૦. છલ, ૧૧. ત્રિગત, ૧૨. વ્યાહાર, ૧૩. ગંડ.

**ઉદ્ઘાત્યક**—પુરુષો જે અગતાર્થ પદોને બીજાં પદોની સાથે જોડે તે. જેમ—મુદ્રારાક્ષસમાં—

સૂત્રધાર—

ગીતિ

"રાહુ કેતુ સહ ઈચ્છે, આજ પૂર્ણ મંડળવાળા વિધુને;
બળથી પરાભવ કરવા," એટલું બોલે છે ત્યાં (નેપથ્યમાં) આહ!
એ કોણ, કે જે હું જીવતાં ચન્દ્રગુપ્તને પરાભવ પમાડવા ઈચ્છે છે? ઈત્યાદિ.

જો કે પદો અન્ય અર્થવાળાં છે, છતાં અભિમત અર્થના અબોધથી અન્ય અર્થમાં સંગમ પામી પાત્રપ્રવેશ થયો.

**અવલગિત**—એક કાર્ય, બીજા કાર્યનો સમાવેશ કરીને સધાય તે. જેમ—શાકુન્તલમાં—

સૂત્રધાર—(નટી પ્રત્યે)

અનુષ્ટુપ્

તારા મધુર ગીતેથી, હરાયો હું પ્રિયા અતિ;
વેગવાળા [1]કુરંગે આ, જેમ દુષ્યન્ત ભૂપતિ.

ત્યાર બાદ રાજા પ્રવેશ કરે છે.

**અવસ્યન્દિત**—શુભાશુભ કાર્યથી ઉત્પન્ન થએલ કોઇ એક કાર્યનો આક્ષેપ કરી યુક્તિ વડે તેને અન્ય અર્થમાં જોડાય તે. "સાહિત્યદર્પણકાર" લખે છે કે—સ્વભાવોક્ત વાક્યનું અન્યથા વ્યાખ્યાન કરવું તે અવસ્યન્દિત જેમ—છલિતરામમાં—

**સીતા**—પુત્ર! આવતી કાલે પ્રભાતમાં તમારે અયોધ્યા તરફ રવાના થવાનું છે, ત્યાં જઇ રાજાને વિનયપૂર્વક પ્રણામ કરજો.

૧ મૃગે.

લવ—ત્યારે શું અમારે રાજોપજીવી (રાજાના નોકર) થવું?

સીતા—પુત્ર! તે તમારા પિતા છે.

લવ—શું રઘુપતિ અમારા પિતા થાય?

સીતા—(આશંકા સહિત) હા, બીજું નહિ સમજશો, તે તમારા પિતા છે એટલુંજ નહિ, પણ સમગ્ર પૃથ્વીના પિતા છે.

આહીં "તે તમારા પિતા છે" એ સ્વભાવથી કહેલ વાક્યને "સમગ્ર પૃથ્વીના પિતા છે" એમ કહી પાલકપણાથી પિતૃશબ્દનું અન્યથા વ્યાખ્યાન કર્યું.

**નાલિકા**—હાસ્યયુક્ત પ્રહેલિકાને નાલિકા કહે છે. સંવરણકારી (ગુહ્ય) ઉત્તરને પ્રહેલિકા કહે છે. જેમ—રત્નાવલીમાં—

સુસંગતા—સખિ! જેના માટે તું આવી છે, તે આંહી હાજરજ છે.

સાગરિકા— કોના માટે હું આવી છું ?

સુસંગતા—ખરે, ચિત્રફલક માટે.

આહીં ઉત્તરમાં "તું રાજાને માટે આવી છે" એ ગુહ્ય અર્થ નિકળે છે.

**અસત્પ્રલાપ**—સંબંધ વિનાનું વાક્ય, તથા જ્યાં વિદ્વાન પુરુષ મૂર્ખની આગળ હિતવચનો કહે, પણ તેનું વચન માને નહિ તે.

જેમ—પ્રભાવતીમાં—

પ્રદ્યુમ્ન—(આમ્રલતિકાને જોઈ-સહર્ષ) અહો ! શું અહીંઆંજ

**પુષ્પિતાગ્રા**

ભ્રમર સમૂહ [1]મંજુ કેશવાળી,
[2]પરિમલ યુકત રસીલી ને રૂપાળી;
કિસલયમૃદુ હસ્તવાળી મારી,
[3]પિકકલભાષિણી પ્રાણ તુલ્ય પ્યારી.

આહીં આમ્રલતામાં સ્વપ્રિયાબુદ્ધિ અસંબદ્ધ છે—

અથવા

જેમ વેણીસંહારમાં—

દુર્યોધન પ્રતિ ગાંધારીના વચનો—

**વાક્કેલિ**—જેમાં એક, બે અથવા ત્રણ પ્રતિવચન હોય તે. જેમ—

**મનહર**

ભિક્ષુક ! તું માંસતણું સેવન કરે છે સદા ?
મદ્ય વિના યાર ! તેની મજા નથી આવતી.
મદ્ય પણ પ્રિય છે ? હા પ્રિય છે, પરંતુ સંગ
વેશ્યા હોય તો વિનોદ ઉરમાં વધે અતિ.
વેશ્યા વિત્ત ચાહે, આવે કયાંથી તુજ પાસ એહ ?

૧, સુંદર ૨, સુગન્ધ ૩, કોકિલ,

મેળવું એ ચોરી કે જુગારની કરી કૃતિ.
ચોરી ને જુગાર પણ વ્હાલાં છે વિશેષ તને ?
ત્યારે અન્ય હોય શી કહોને નષ્ટની ગતિ.

**પ્રપંચ**—અન્યોઅન્ય અયોગ્યાર્થ વડે વર્ણન અથવા સ્તુતિ કરવી તે. "સાહિત્યદર્પણકાર" લખે છે કે—હાસ્યને ઉપજાવનાર પરસ્પરનું અસત્યમય વાકય તે. જેમ વિક્રમોર્વશીમાં વડભીમાં રહેલા વિદૂષક અને ચેટીનું અન્યોન્ય વચન.

**મૃદવ**—જ્યાં કોઈ કારણથી વિવાદમાં દોષને ગુણરૂપ અને ગુણને દોષરૂપ કરે તે, જેમ શાકુન્તલમાં—

સેનાપતિ

મનહર

મેદના ઉચ્છેદથી કૃશોદર શરીર સદા,
થાય છે [1]ઉત્થાનયોગ્ય હાનિએ હણાય છે.
પ્રાણીઓનું ચિત્ત પણ ભય અને ક્રોધ થકી,
વિવિધ વિકારવાળું જાહિર જણાય છે.
ચલિત નિશાનમાં સમથ શર સિદ્ધ થાય,
એથી [2]ધન્વીઓની અતિ શ્રેષ્ટતા ગણાય છે.
મૃગયાને વ્યસનનું નામ દે મનુષ્ય મિથ્યા,
એમાં તો ઉદાર લાભ ઘટિત ઘણાય છે.

આંહીં દોષમાં ગુણ બતાવેલ છે.

અથવા

માલિની

રાજા—

[3]કુસુમશર ! તું નામે ચન્દ્ર શીતાંશુ ધામે;
મુજ સમ પર ચુગ્મે, વ્યર્થતા ધારી કામે;

૧. ઉઠવા લાયક ૨. ધનુર્ધારીઓ ૩. કામદેવ.

હિમમય કિરણોથી, ઇન્દુ અગ્નિ ઝરે છે
તું પણ કુસુમ બાણો, વજ્ર જેવાં કરે છે.

આંહીં ગુણમાં દોષ બતાવેલ છે.

**અધિબલ**—જ્યાં પોતાનું અને સામાનું અર્થાત્ બન્નેનું ઉત્તરોત્તર વાક્ય અર્થનું વિશેષપણું બતાવે તે. જેમ પ્રભાવતીમાં–

**વજ્રનાભ—**

## ગીતિ

આ ગદાથી ઉર આનું, એક નિમિષમાં અવશ્ય છેદીશ;
આજે આપ તણા હું, ઉભય ભુવનને જરૂર ભેદીશ.

**પ્રદ્યુમ્ન**—અરેરે આ અસુરાધમ ! તારા બહુ બકબકાટથી બસ કર. ખરે, મારા

## હરિગીત

આજે મહાન પ્રચંડ ભુજદંડે સમર્પિત ભાવથી,
કોદંડથી નિકળેલ [1] કાંડ સમૂહ કેરા ઘાવથી;
ઘાયલ ઘણા અસુરો તણા રુધિરે ક્ષણે ઉત્કર્ષદા,
[2] અભિષિક્ત આ અવની બનો [3] પિશિતાશનોને હર્ષદા.

**છલ**—એક વાક્યનો જ્યાં હાસ્ય અને ક્રોધ ઉત્પન્ન કરે એવો બીજો અર્થ થાય તે. "સાહિત્યદર્પણકાર" લખે છે કે—પ્રિય જેવાંજ અપ્રિય વાક્યોથી લોભાવી છળવું તે. જેમ— વેણીસંહારમાં—

**ભીમ અને અર્જુન**—

## ધનાક્ષરી.

જે છે અભિમાની દ્યૂત આદિ છલ કરનાર,
લાખમય શરણ બનાવી સળગાવનાર.
દુઃશાસન આદિ શત અનુજનો ગુરુ તેમ,
કર્ણ કેરો મિત્ર બહુ બળને બતાવનાર.

૧. બાણ, ૨. અભિષેક કરાયેલ, ૩. રાક્ષસોને,

[1]કૃષ્ણા તણા કેશ તથા ઉત્તરીય તાણવામાં,
નિપુણ છે દાસ જેના પાંડવો અતિ ઉદાર.
દિવ્ય એ તમારો ભૂપ દુર્યોધન ક્યાં છે કહો ?
આવ્યા છીએ અમે એનાં ક્રોધે કરવા દિદાર.

ત્રિગત—જ્યાં શ્રુતિસારૂપ્યથી યુક્તિ વડે બહુ અર્થો હાસ્યવાળા અથવા હાસ્યરહિત યોજાય તે જેમ–વિક્રમોર્વશીમાં—

રાજા—

## ગીતિ

આ રમણીય વનાન્તે, હુંથી વિખુટી પડેલ છે પ્યારી;
સર્વાંગ સુંદરી એ, [2]ભૂભૃતનાથ ! તમે ક્યાંએ ભાળી ?

( નેપથ્યમાં તેનોજ પ્રતિધ્વનિ સાંભળીને ) શું, "ભાળી" એમ કહે છે?

આહીં વાક્યના પ્રતિધ્વનિથી "ભાળી" એ વાક્યનો પ્રશ્નરૂપ એક અર્થ, ફરી "ભાળી" એ પ્રતિધ્વનિરૂપ બીજો અર્થ; એથી અનેકાર્થયોજના જાણી લેવી.

વ્યાહાર—જેમાં હાસ્યનો લેશ માત્ર હોય, અને વર્તન પ્રત્યક્ષ હોય તે.
"સાહિત્યદર્પણકાર" લખે છે કે—પરને માટે હાસ્ય અને લોભકારક વચન તે.
જેમ—માલવિકાગ્નિમિત્રમાં—

( લાસ્ય પ્રયોગ થઈ રહ્યા બાદ માલવિકા જવાને ઇચ્છે છે ત્યાં. )

વિદૂષક—ઉપદેશને ભૂલી ગએલી તું જઇશ નહિ.

દાસ—(વિદૂષક પ્રત્યે.) આર્ય ! જે તમે ક્રમભેદ બતાવ્યો, તે ફરી કહી સંભળાવો.

વિદૂષક—પ્રથમ બ્રાહ્મણની પૂજા કરવી જોઇએ તે આ ચૂકી ગઇ છે.

( માલવિકા આશ્ચર્ય પામે છે. ) ઇત્યાદિથી—

1. દ્રૌપદી, 2. પર્વતોનો રાજા.

વિશુદ્ધ નાયિકા દર્શન પ્રયુક્ત હાસ્ય અને લોભકારક નાયકનાં વચનથી વ્યાહાર થયો.

ગંડ—જે સંભ્રમ અને સંરમ્ભયુક્ત, તેમજ વિવાદયુક્ત હોય, તથા અપવાદ વડે બનેલ હોય અને જેમાં વચનોનો આક્ષેપ બહુ હોય તે. "સાહિત્યદર્પણકાર" લખે છે કે—પ્રસ્તુતનું સંબંધી, તેમજ ભિન્ન અર્થવાળું ઉતાવળનું વાક્ય તે. જેમ—વેણીસંહારમાં—

રાજા—

ગીતિ

તુજ જઘનસ્થલ કેરૂં, અધિષ્ઠાન કરવા, હરવા સાલ;
[1]ઉરૂ યુગ્મ આ મારાં, [2]સમુચિત છે [3]કરભોરૂ! ચિરકાલ.

( આટલું બોલાઇ રહ્યા બાદ )

કંચુકી—( પ્રવેશ કરીને ) દેવ! ભાંગ્યું, ભાંગ્યું, "ઇત્યાદિ."

આહીં રથની ધ્વજા ભાંગ્યાના અર્થવાળું વચન દુર્યોધનના ઉરૂ (સાથળ) ભંગના અર્થસંબંધમાં સંબંધ પામ્યું.



## ઉપરૂપક.

ઉપરૂપક અઢાર પ્રકારનાં છે.

| | | |
|---|---|---|
| ૧. નાટિકા. | ૭. ઉલ્લાપ્ય. | ૧૩. શિલ્પક, |
| ૨. ત્રોટક. | ૮. કાવ્ય. | ૧૪. વિલાસિકા. |
| ૩. ગોષ્ઠી. | ૯. પ્રેક્ષણ. | ૧૫. દુર્મલ્લિકા. |
| ૪. સટ્ટક. | ૧૦. રાસક. | ૧૬. પ્રકરણિકા. |
| ૫. નાટ્યરાસક. | ૧૧. સંલાપક. | ૧૭. હલ્લીશ. |
| ૬. પ્રસ્થાન. | ૧૨. શ્રીગદિત. | ૧૮. ભાણિકા. |

નાટિકા.

કલૃપ્ત (કલ્પિત) વૃત્તવાળી નાટિકા થાય છે, તેમાં સ્ત્રીપાત્રો ઘણાં યોજાય છે, અંક ચાર કરવા, નાયક પ્રસિદ્ધ ધીરલલિત અને તે રાજા હોવો

૧. સાથળ, ૨. સારી રીતે યોગ્ય, ૩, હાથીના બચ્ચાંની સુંઢ જેવા જેના સાથળ છે એવી સ્ત્રી,

જોઇએ; અન્તઃપુરના સબંધવાળી, સંગીત ઉપર શોખ રાખનારી તથા નવિન અનુરાગવાળી તેમજ નૃપના વંશમાં ઉત્પન્ન થએલી કન્યા નાયિકા યોજવી; દેવીના ત્રાસથી શંકાશિલ નાયક યોજવો; તે દેવી જયેષ્ઠા, પ્રગલ્ભા અને રાજવંશમાં ઉત્પન્ન થએલી હોવી જોઇએ અને તે પગલે પગલે માનવતી યોજવી; તથા તેથીજ બન્નેનો સમાગમ યોજવો. નાટિકા શૃંગારરસપ્રાધાન્ય હોવી જોઇએ, તેમાં વિમર્ષસન્ધિ અલ્પ અને વૃત્તિ કૈશિકી યોજવી. જેમ—રત્નાવલી, વિદ્ધશાલભંજિકા. "ઇત્યાદિ."

ત્રોટક.

જેમાં સાત, આઠ, નવ અથવા પાંચ અંક હોય; નાયક દિવ્ય (દૈવી) તથા માનુષ યોજેલ હોય અને જેના દરેક અંકમાં વિદૂષક આવતો હોય તથા શૃંગારરસ જેનું અંગ હોય તે. જેમ—સાત અંકવાળું સ્તમ્ભિતરંભ અને પાંચ અંકવાળું વિક્રમોર્વશી.

ગોષ્ઠી.

પ્રાકૃત નવ અથવા દશ નાયકોથી અલંકૃત, ઉદાત્ત વચનોની રચના રહિત, કૈશિકીવૃત્તિથી સુશોભિત, ગર્ભ અને વિમર્ષ સન્ધિથી હીન, પાંચ અથવા છ સ્ત્રીઓથી યુક્ત, કામશૃંગારસંયુકત અને એક અંકવડે વિનિર્મિત (બનાવેલ—રચેલ) હોય તે. જેમ—રૈવતમદનિકા.

સટ્ટક.

જેમાં પ્રાકૃતભાષાવડે ભાષણો રચેલાં હોય, પ્રવેશક અને વિષ્કંભક ન હોય, અદ્ભુત રસ વિશેષ હોય અને અંકને સ્થાને જવનિકા નામ લખેલ હોય તે, બાકીનું નાટિકા તુલ્ય જાણવું. જેમ—કર્પૂરમંજરી.

નાટ્યરાસક.

જેમાં અંક એકજ હોય, તાલ અને લયની સ્થિતિ (રચના) ઘણી હોય, નાયક ઉદાત્ત તથા ઉપનાયક પીઠમર્દ યોજેલ હોય, જેનું અંગ હાસ્ય હોય, જેમાં નારી વાસકસજ્જા હોય, લાસ્યનાં દશે અંગો યોજેલાં હોય અને જે મુખ તથા નિર્વહણ સન્ધિયુક્ત તેમજ શૃંગારરસસંયુક્ત હોય તે. કેટલાએક કેવળ પ્રતિમુખ સન્ધિને વર્જી બાકીના ચાર સન્ધિ નાટ્યરાસકમાં યોજવાનું કહે છે. જેમ બે સન્ધિવાળી વિલાસવતી.

## પ્રસ્થાન.

પ્રસ્થાનમાં નાયક દાસ, અને ઉપનાયક હીન (નીચ) તથા નાયિકા દાસી યોજવી, કૈશિકી તથા ભારતીવૃત્તિ યોજવી, સુરાપાનના સમાયોગ ( પ્રસંગ ) થી ઉદ્દિષ્ટ ( જેનો ઉદ્દેશ કરેલો કરેલો હોય તે ) અર્થની સંહૃતિ ( સમાપ્તિ ) કરવી, અને લય તથા તાલના વિલાસની વિશેષતાવાળા બે અંક યોજવા. જેમ શૃંગારતિલક.

## ઉલ્લાપ્ય.

ઉદાત્ત નાયકયુકત, દિવ્યવૃત્તાન્તવાળા એક અંકથી અલંકૃત, શિલ્પક નામના ઉપરૂપકનાં સત્યાવીશ અંગોથી સંયુકત તથા હાસ્ય, શૃંગાર અને કરૂણ રસથી જે યુકત હોય, તે ઉલ્લાપ્ય, તેમાં સંગ્રામ ( યુદ્ધ) વિશેષ યોજવા તથા ત્ર્યસ્ર ( ત્રણપદવાળાં ) ગાયનોથી તેને મનોહર બનાવવું. કેટલાએક કહે છે કે, આ ઉલ્લાપ્યમાં નાયક ચાર અને અંક ત્રણ યોજવા. જેમ દેવીમહાદેવ.

## કાવ્ય

જે હાસ્યરસ પ્રાધાન્ય, આરભટી વૃત્તિથી વિહીન, ખંડ, માત્રા, દ્વિપદિકા અને ભગ્નતાલથી અલંકૃત; વર્ણ, માત્રા અને છકુલિકા નામના છન્દથી યુકત, તથા શૃંગારરસમય ભાષણ યુકત હોય તે કાવ્ય. તેની નેતા સ્ત્રી યોજવી, અને તે ઉદાત્ત એટલે ચતુર હોવી જોઇએ. કાવ્યમાં મુખ, પ્રતિમુખ અને ઉપસંહૃતિ એ ત્રણ સન્ધિઓ યોજવા. જેમ યાદવોદય.

## પ્રેંખણ.

જેમાં ગર્ભ તથા અવમર્ષ સન્ધિ ન હોય, નાયક હીન ( નીચ ) યોજેલ હોય. સૂત્રધાર ન હોય, અંક માત્ર એકજ હોય, વિષ્કંભક અને પ્રવેશક ન હોય, નિયુદ્ધ તથા સંફેટ યોજેલાં હોય, તમામ વૃત્તિઓ યોજેલી હોય,તેમજ નેપથ્યમાં નાન્દી અને પ્રરોચના (આમુખ) ગાવામાં આવે તે.જેમ વાલીવધ.

## રાસક.

પાંચ પાંચ પાત્રવાળું, મુખ અને નિર્વહણ સન્ધિયુક્ત, જેમાં ભાષા અને વિભાષા ઘણી યોજેલી હોય એવું, ભારતી તથા કૈશિકી વૃત્તિ સંયુક્ત,

સૂત્રધાર રહિત, એક અંકવાળું, વીથીનાં તેર અંગ તથા અંકની જેમાં યોજના હોય એવું કલાયુક્ત, જેમાં શ્લેષવાળી નાન્દી યોજેલી હોય, નાયિકા પ્રખ્યાત હોય, નાયક મૂર્ખ હોય તથા ઉત્તરોત્તર ઉદાત્ત ભાવનો વિન્યાસ(પ્રયોગ) કરેલ હોય તેને રાસક કહે છે. કેટલાએક આ રાસકમાં પ્રતિમુખ સન્ધિ યોજવાનું પણ કહે છે. જેમ મેનકાહિત.

### સંલાપક.

આમાં ચાર અથવા ત્રણ અંક કરવા, પાખંડી નાયક યોજવો, શ્રૃંગાર અને કરૂણ વિના બીજા તમામ રસો યોજવા, પુરને ઘેરો ઘાલવો, છલ, સંગ્રામ તથા વિદ્રવની યોજના કરવી, અને ભારતી તથા કૈશિકી સિવાયની બીજી બધી વૃત્તિઓ યોજવી. જેમ માયાકાપાલિક.

### શ્રીગદિત.

આમાં વૃત્તાન્ત પ્રસિદ્ધ યોજવું, પ્રખ્યાત અને ધીરોદાત નાયક યોજવો, નાયિકા પણ પ્રખ્યાત યોજવી, ગર્ભ અને વિમર્ષને વર્જી બીજા તમામ સન્ધિ યોજવા તથા વૃત્તિ વિશેષે કરીને ભારતી યોજવી. શ્રી શબ્દથી સંયુક્ત આ ઉપરૂપકનું નામ વિદ્વજ્જનોએ શ્રીગદિત રાખેલ છે. જેમ—ક્રીડારસાતલ.

કેટલાએક કહે છે કે—જયાં શ્રી (લક્ષ્મી) બેસીને કાંઇ ગાન કરે અથવા ભાષણ કરે તેનું નામ શ્રીગદિત; તેમાં ઘણે ભાગે ભારતીવૃત્તિયુક્ત એક અંક યોજવો. ઉદાહરણ ઉપરનું છે એજ.

### શિલ્પક.

આમાં અંક ચાર કરવા, અને વૃત્તિઓ પણ ચાર યોજવી. શાન્ત અને હાસ્ય સિવાયના બીજા તમામ રસો યોજવા, નાયક બ્રાહ્મણ યોજવો, વર્ણન સ્મશાન આદિનું કરવું તથા ઉપનાયક હીન (નીચ) યોજવો.

### શિલ્પકનાં ૨૭ અંગ.

૧. [1]આશંસા.
૨. તર્ક.
૩. સંદેહ.
૪. તાપ.
૫. ઉદ્વેગ.
૬. [2]પ્રસક્તિ.
૭. પ્રયત્ન.
૮. [3]ગ્રથન.
૯. ઉત્કંઠા.
૧૦. [4]અવહિત્થા.
૧૧. [5]પ્રતિપત્તિ.
૧૨. વિલાસ.
૧૩. આલસ્ય.
૧૪. [6]વાસ્ય.
૧૫. પ્રહર્ષ.
૧૬. [7]અશ્લીલ.
૧૭. મૂઢતા.
૧૮. સાધનાનુગમ.
૧૯. ઉચ્છ્વાસ.
૨૦. વિસ્મય.
૨૧. પ્રાપ્તિ.
૨૨. લાભ.
૨૩. વિસ્મૃતિ.
૨૪. સંફેટ.
૨૫. [8]વૈશારદ્ય.
૨૬. [9]પ્રબોધન.
૨૭. ચમત્કૃતિ.

આ સર્વના અર્થ સ્પષ્ટ હોવાથી લક્ષણ આપવામાં આવ્યાં નથી. જેમ કનકાવતી માધવ.

### વિલાસિકા.

જેમાં શૃંગાર વિશેષ આવતો હોય, એક અંક હોય, લાસ્યનાં દશે અંગ યોજેલાં હોય, તથા જે વિદૂષક, વિટ અને પીઠમર્દથી અલંકૃત હોય, ગર્ભ અને વિમર્ષ સન્ધિથી હીન (રહિત) હોય, તેમજ જેમાં નાયક હીન (નીચ) યોજેલ હોય, સ્વલ્પ વૃત્તાન્ત હોય, નેપથ્યની રચના શ્રેષ્ઠ હોય તે વિલાસિકા કહેવાય છે.

કેટલાએક વિલાસિકાને બદલે "લાસિકા" એમ કહે છે. અને કેટલાએક એ લાસિકાનો દુર્મલ્લિકામાં અન્તર્ભાવ થાય છે એમ કહે છે.

### દુર્મલ્લિકા.

આમાં અંક ચાર કરવા, વૃત્તિ કૈશિકી તથા ભારતી યોજવી; ગર્ભ સન્ધિ વિનાના બીજા તમામ સન્ધિ યોજવા, તથા નાગર (ચતુર) નરો લાવવા, ન્યૂન નાયક યોજવો; તેમાં પ્રથમ અંક વિટની ક્રીડામય ત્રણ નાલિકા પર્યન્તનો, વિદૂષકના વિલાસવાળો દ્વિતીય અંક પાંચ નાલિકા પર્યન્તનો, પીઠમર્દના

---

૧. આશા, ૨. આસક્તિ, ૩. ગુંથવું, ૪. આકાર છુપાવવો, ૫ સમાચાર-પત્તો. ૬. ઉલટી-વમન, ૭. કાવ્ય માંહેનો એક દોષ, ૮. નૈપુણ્ય, ૯. બોધ.

વિલાસવાળો તૃતીય અંક છ નાલિકા પર્યન્તનો અને નાયકની ક્રીડાવાળો ચતુર્થ અંક દશ નાલિકા પર્યન્તનો યોજવો. જેમ—બિન્દુમતી

### પ્રકરણિકા.

આની યોજના નાટિકાના સરખીજ છે, પરંતુ તફાવત એટલોજ છે કે આમાં નાયક વણિક્ અને નાયિકા પણ તેના સમાન વંશમાં ઉત્પન્ન થએલી હોવી જોઇએ. આનું ઉદાહરણ કયાંઇ મળતું નથી.

### હલ્લીશ.

આમાં અંક એક કરવો, સાત, આઠ અથવા દશ સ્ત્રીઓ યોજવી, બોલવામાં ચતુર એવો એક પુરૂષ યોજવો, વૃત્તિ કૈશિકી યોજવી, તાલ અને લયની રચના વિશેષ હોવી જોઇએ તથા મુખ અને ઉપસંહૃતિ એ બે સન્ધિ યોજવા. જેમ—કેલિરૈવતક.

### ભાણિકા.

સરસ નેપથ્યવાળી, મુખ અને નિર્વહણ સન્ધિયુક્ત, કૈશિકી તથા ભારતી વૃત્તિથી વિભૂષિત અને એક અંકમાં વિનિર્મિત (રચેલ) હોય તે ભાણિકા; તેમાં નાયિકા ઉદાત્ત અને નાયક મન્દબુદ્ધિનો યોજવો, તથા ઉપન્યાસ, વિન્યાસ, વિબોધ, સાધ્વસ, સમર્પણ, નિવૃત્ત અને સંહાર એ સાત અંગો પણ યોજવાં.

૧. ઉપન્યાસ—પ્રસંગોપાત કાર્યનું સંકીર્તન કરવું તે.

૨. વિન્યાસ—વૈરાગ્યવાળાં વચનો વદવાં તે.

૩. વિબોધ—ભ્રાન્તિ (શંકા)નો વિનાશ તે.

૪. સાધ્વસ—મિથ્યા બોલવું તે.

૫. સમર્પણ—કોપની પીડાથી ઉપાલંભયુક્ત વચન કહેવાં તે.

૬. નિવૃત્તિ—નિદર્શનનો ઉપન્યાસ કરવો તે. (દાખલો દેવો)

૭. સંહાર—કાર્યનું સમાપન (સમાપ્તિ) કરવી તે.

ઉદાહરણો સ્પષ્ટ છે. જેમ—કામદત્તા.

આ અઢારે ઉપરૂપકમાં નાટકથી જે વિલક્ષણતા છે તેજ પ્રગટ કરેલ છે, માટે એ વિલક્ષણતાને વર્જી બાકીની રચના તો નાટક પ્રમાણેજ કરવી.

---

## [1]सन्धिनिरूपण.

ઇતિવૃત્ત (વૃત્તાન્ત) એ નાટ્યનું શરીર કહ્યું છે, તેના પાંચ વિભાગ કલ્પ્યા છે, તેનું નામ સન્ધિ છે.

ઈતિવૃત્ત બે પ્રકારનું છે. ૧. આધિકારિક, ૨. પ્રાસંગિક. નાટ્યમાં જે કાર્ય ફલ પ્રાપ્તિવડે પ્રધાન કલ્પ્યું હોય તે આધિકારિક, અને તે સિવાયનાને પ્રાસંગિક કહે છે.

કવિના પ્રયત્નવડે યોગ્ય નાયકને વિધિ વિના ફલના ઉત્કર્ષવડે અને ફલના કારણવડે ફલની પ્રાપ્તિ જ્યાં કલ્પાય તે અધિકારિક,અને તેના ઉપકારક તરીકે જે કહેવામાં આવેલ હોય તેને પ્રાસંગિક અથવા આનુસંગિક કહે છે. જેમ—બાલ રામાયણમાં રામચરિત "આધિકારિક" અને સુગ્રીવાદિ ચરિત "પ્રાસંગિક.

સિદ્ધ કરવા યોગ્ય જે ફળ, તેને માટે જે વ્યાપાર, તેની અનુક્રમે પાંચ અવસ્થાઓ છે. ૧. પ્રારંભ, ૨. પ્રયત્ન, ૩. પ્રાપ્તિસંભવ, ૪. નિયતાપ્તિ, ૫, ફલયોગ.

૧. પ્રારંભ—બીજરૂપ બંધના મ્હોટાં ફળની જે ઇચ્છા તે.
જેમ—રત્નાવલીમાં

રત્નાવલીને અન્તઃપુરમાં દાખલ કરવા યૌગન્ધરાયણની ઉત્કંઠા.

એ રીતે સમુદાયમાં નાયક નાયિકા આદિનું પણ જાણી લેવું.

૨. પ્રયત્ન—ફળ પ્રાપ્તિ નહિ દેખાવા છતાં અત્યંત ઉત્સાહથી ફળ માટે વ્યાપાર કરવો તે. જેમ—રત્નાવલીમાં.

---

૧—એક પ્રયોજનવાળા ચાલતા પ્રસંગમાં બીજા અર્થનો સબન્ધ તે સન્ધિ, અથવા એક પ્રયોજનવાળા કથાંશોને અવાન્તર એક પ્રયોજનનો સબંધ તે સન્ધિ,

"જો કે દર્શનનો અન્ય ઉપાય નથી, તો પણ જેમ તેમ આળેખી મારી ઇચ્છા મુજબ કરીશ" ઇત્યાદિથી રત્નાવલીના ચિત્રલેખન આદિથી વત્સરાજને મળવાનો ઉપાય નિશ્ચિત કર્યો.

(અથવા) જેમ—રામચરિતમાં સમુદ્ર બંધનાદિ.

૩ પ્રાપ્તિસંભવ—જ્યાં કાંઇક ફળપ્રાપ્તિની કલ્પના કરી શકાય તે. જેમ—
રત્નાવલીના ત્રીજા અંકમાં વેષ બદલાવવાથી, અભિસરણ આદિથી, સંગમના ઉપાયથી, તથા વાસવદત્તા સંબંધી લક્ષણોના અપાયની શંકાથી અનિર્ધારિત એકાન્ત સંગમ-રૂપ ફલપ્રાપ્તિ પ્રત્યાશા.

૪. નિયતાપ્તિ—જ્યાં અવશ્ય ફલ પ્રાપ્તિ અન્તઃકરણવડે જોઇ શકાય તે.
જેમ—રત્નાવલીમાં.

રાજા—દેવીને પ્રસન્ન કર્યા સિવાય અન્ય ઉપાય મારી દૃષ્ટિએ આવતો નથી. "ઇત્યાદિ."

આહીં દેવીના અપાય (નાશ)નું પ્રસન્નતાવડે નિવારણ કરી નિયત ફળની પ્રાપ્તિ બતાવી.

૫. ફલયોગ—ઇતિવૃત્તમાં કહેલ સમગ્ર ફળની પ્રાપ્તિ થાય તે. જેમ—
રત્નાવલીમાં ચક્રવર્તીત્વ લક્ષણના ફળરૂપી અવાન્તર લાભ સહિત રત્નાવલીનો લાભ.

એ રીતે બીજી જગોએ પણ સમજી લેવું.

પરસ્પર ભિન્ન સ્વભાવવાળી ઉપર કહેલી અવસ્થાઓનો એક ભાવે કરીને આરોપ કરવો, તેને ફલહેતુ કહે છે.

ઉપર જે આધિકારિકવૃત્ત કહ્યું, તે આરંભથી ફળ પર્યન્ત કરવું, એ આધિકારિક પૂર્ણ સન્ધિવાળું અથવા હીન સન્ધિવાળું પણ કરવું. જેમાં પાં-પાંચસન્ધિ હોય તેને પૂર્ણસન્ધિ કહે છે, અને તેથી ઓછા હોય તેને હીનસન્ધિ કહે છે. જ્યાં એક સન્ધિ ઓછો કરવો હોય ત્યાં ચોથો સન્ધિ ન કરવો, બે

ઓછા કરવા હોય ત્યાં ત્રીજો અને ચોથો સન્ધિ કરવો નહિ, ત્રણ ઓછા કરવા હોય ત્યાં બીજો, ત્રીજો અને ચોથો સન્ધિ ન હોવો જોઈએ; પરંતુ પ્રાસંગિક ઇતિવૃત્ત પરાર્થ ( બીજાને માટે ) હોય છે, માટે તેમાં એ નિયમ હોતો નથી, તેમાં તો જે વૃત્તાન્તનો સંભવ જણાતો હોય, તે વૃત્તાન્ત વિરોધ ન આવે તેમ યોજવું.

ઇતિવૃત્તમાં જેમ પ્રારંભ આદિ પાંચ અવસ્થાઓ કહી છે તેમ બીજ આદિ પાંચ અર્થપ્રકૃતિઓ પણ કહેલ છે.

૧. બીજ, ૨. બિન્દુ, ૩. પતાકા, ૪ પ્રકરી, ૫. કાર્ય.

૧. બીજ—પ્રથમ આરંભમાં થોડું કહ્યું હોય, પણ પાછળ જેનો વિસ્તાર થાય અને તે ફળ પર્યન્ત હોય તે.

જેમ—રત્નાવળીમાં વત્સરાજને રત્નાવળીના પ્રાપ્તિના હેતુરૂપ દૈવની અનુકૂળતાએ પોષિત યૌગન્ધરાયણનો વ્યાપાર. અથવા જેમ વેણીસંહારમાં દ્રૌપદીના કેશ સંયમન (ચોટલો ગુંથવો)ના હેતુરૂપ ભીમસેનના ક્રોધથી વૃદ્ધિ પામેલ યુધિષ્ઠરનો ઉત્સાહ.

૨. બિન્દુ—જે વસ્તુનું પ્રયોજન હોય અને તેનો વિચ્છેદ થતો હોય ત્યાં એનો વિચ્છેદ. નાટકની સમાપ્તિપર્યન્ત થવા દે નહિ તે. જેમ

જેમ—રામચરિતમાં સુગ્રીવાદિ, વેણીસંહારમાં ભીમ આદિ, અને શાકુન્તલમાં વિદૂષકનું ચરિત.

આ પતાકા, નાયકને પોતાના પ્રયોજનમાં વિશેષ ઉપયોગી થતી નથી; પરંતુ ફલાન્તરનો નિર્વાહ ગર્ભ અથવા વિમર્ષ સન્ધિમાં થઇ શકે છે. જેમ સુગ્રીવાદિને રાજ્યપ્રાપ્તિ ઇત્યાદિ. અભિનવગુપ્તપાદાચાર્યના મતમાં પતાકાની પ્રવૃત્તિ નિર્વહણ સન્ધિ પર્યંત પણ જોવામાં આવે છે.

૪ **પ્રકરી**—જેનું ફળ કવિએ કેવળ પરાર્થ કલ્પ્યું હોય, પરંતુ તે મુખ્યાર્થ જોડે અનુબંધ વિનાનું હોય તે.

જેમ—કુલપતિ અંકમાં રાવણનો જટાયુ સાથે સંવાદ.

૫. **કાર્ય**—કવિએ જે આધિકારિક વૃત્ત કહ્યું હોય તેને માટે જે સમારંભ તે.

જેમ—રામચરિતમાં રાવણવધ.

ઉપર કહેલ પાંચ અર્થ પ્રકૃતિમાં જેની સાથે, અથવા જેવડે, જે અર્થને ગુણ થતો હોય તે સ્થાન મુખ્ય યોજવું; અને બીજાં સ્થાનો પ્રધાન અર્થને ગુણ થાય તેવાં યોજવાં.

પતાકાસ્થાન ઘણુંકરીને ગર્ભ સન્ધિ સુધીમાં કે વિમર્ષ સન્ધિ સુધીમાં નિવૃત્ત થાય છે, કારણકે પતાકાસ્થાનની રચના પરાર્થ છે. જ્યાં એક અર્થની યોજનામાં ભાવિ અર્થની સાથે તેના જેવાજ બીજા અર્થની યોજના કરાય તેને પતાકા સ્થાન કહે છે, તેના ચાર ભેદ છે.

૧—ઉપકારવડે સહસા ગુણવાળી અર્થપ્રાપ્તિ થાય તે.

૨—કાવ્યનો આશ્રય કરનારૂં અતિશય શ્લેષવાળું જે વચન તે.

૩—જ્યાં અર્થનો આરોપ ગૂઢ અને સવિનય તેમજ શ્લેષમાં પ્રત્યુત્તરયુક્ત હોય તે.

૪—જ્યાં કાવ્યની યોજનાવડે અત્યંત શ્લેષયુક્ત અને બે અર્થ થાય એવું તથા ઉપન્યાસયુક્ત જે વાક્ય તે.



# પાંચ સન્ધિ.

## ૧. મુખ, ૨. પ્રતિમુખ, ૩. ગર્ભ, ૪. વિમર્ષ, ૫. નિર્વહણ.

### લક્ષણ તથા ઉદાહરણ.

૧. મુખ—જેમાં નાટકના ઇતિવૃત્તને અનુસરનારી અને વિવિધ અર્થ તથા રસને ઉત્પન્ન કરનારી બીજની ઉત્પત્તિ હોય તે. જેમ—રત્નાવલિના પ્રથમ અંકમાં વત્સરાજ અને રત્નાવળીના અનુરાગરૂપ બીજની ઉત્પત્તિ.

૨. પ્રતિમુખ—જેમાં સર્વ ઠેકાણે મુખસન્ધિમાં કહેલ બીજનું ઉદ્‌ઘાટન ક્યાંઇક પ્રકટ અથવા ક્યાંઇક અપ્રકટ કહેલ હોય તે. જેમ—રત્નાવલિના બીજા અંકમાં વત્સરાજ અને સાગરિકાના સમાગમનું કારણ પ્રથમ અંકમાં વર્ણવેલું (અનુરાગરૂપી બીજ) અને સુસંગતા તથા વિદૂષકે જાણવાથી કાંઇક પ્રકાશ પામેલા અનુરાગરૂપી બીજને વાસવદત્તાએ ચિત્રફલકનાં વૃત્તાન્તથી કાંઇક પ્રકાશ કરી આપ્યું, એ બીજનો ઉદ્દેશરૂપ ઉદ્‌ભેદ છે.

૩. ગર્ભ—પૂર્વસન્ધિમાં કહેલ બીજનો ઉદ્‌ભેદ, તેની પ્રાપ્તિ, ફરી તેની અપ્રાપ્તિ, અને વળી તેની શોધ જેમાં વર્ણવેલી હોય તે. જેમ રત્નાવલીના બીજા અંકમાં સુસંગતા—"સખિ! તું હમણા ડહાપણ વિનાની છે, કારણકે ભર્તાએ કરથી ગૃહણ કરી તોપણ ક્રોધનો ત્યાગ કરતી નથી" ઇત્યાદિ સ્થળમાં બીજનો પ્રકાશ છે, પાછો વાસવદત્તાના પ્રવેશમાં હ્રાસ એટલે તિરોભાવ છે. ત્રીજા અંકમાં "તેના (રત્નાવલીના) વૃત્તાન્તના તપાસ માટે ગએલ વસન્તકને જેમ વાર લાગી?" એ સ્થળમાં અન્વેષણ એટલે અનુસન્ધાન છે.

"વિદૂષક—પ્રિયમિત્રને મારી પાસેથી પ્રિયવચન સાંભળીને જેવો સંતોષ થશે તેવો કૌશામ્બી રાજ્યના લાભથી પણ નહિ થાય" ઇત્યાદિ સ્થલે ઉદ્‌ભેદ એટલે પ્રકાશ છે, વળી વાસવદત્તાના આગમન ખબરથી હ્રાસ, વળી સાગરિકાના સંકેતસ્થાન ગમનમાં અન્વેષણ અને લતાપાશ કરવામાં ઉદ્‌ભેદ.

૪. વિમર્ષ—ગર્ભસન્ધિમાંથી જુદો બહાર પડેલો બીજાર્થ જેમાં વિલોભનવડે અથવા ક્રોધજન્ય કે વ્યસનજન્ય હોય તે. જેમ—શાકુન્તલના ચોથા

અંકમાં "અનસૂયા—સખિ પ્રિયવંદે! પ્રિયસખી શકુન્તલા ભલે ગાન્ધર્વ વિવાહથી સંપૂર્ણ કલ્યાણયુક્ત થઇ, તોપણ યોગ્ય ભર્તા પામી એથી મારા અન્તઃકરણમાં આનંદ થયો છે" અહીંથી આરંભી સાતમા અંક પર્યન્ત ફળ સમુદાય શકુન્તલાના વિસ્મરણરૂપ વિઘ્નથી આલિંગિત છે.

૫. નિર્વહણ—એક બીજાથી અધિક અને વિવિધ ભાવવાળા તથા બીજયુક્ત મુખાદિક સન્ધિના અર્થોની યોજના કોઇ એક અર્થમાં કરવી તે. જેમ—વેણીસંહારમાં "કંચુકી" (સહર્ષ–પાસે જઇને) મહારાજ! વૃદ્ધિ પામો. ખરેખર આ ભીમસેન દુર્યોધનના રૂધિરથી સર્વ શરીર રાતુંચોળ થવાથી મહાદુઃખે ઓળખી શકાય છે. ઇત્યાદિ વાક્યોથી દ્રોપદીના કેશ સંયમન આદિ પોતપોતાને સ્થાને વર્ણવેલા મુખસન્ધિ વિગેરેમાં બીજનું એક અર્થમાં પ્રયોજન છે. અથવા શાકુન્તલના સાતમા અંકમાં દુષ્યન્તને "આ શકુન્તલા છે" એમ જ્ઞાન થયા પછીનો અર્થરાશિ અર્થાત કાર્યસમુદાય તે નિર્વહણસન્ધિ છે. આને કેટલાએક ઉપસંહૃતિ પણ કહે છે.

આ પંચ સન્ધિઓ નાટકમાં અને પ્રકરણમાં યોજવા, ડિમ અને સમવકારમાં ચાર સન્ધિઓ યોજવા, પરંતુ તેમાં વિમર્ષસન્ધિ કરવો નહિ; વ્યાયોગ અને ઇહામૃગ ત્રણ સન્ધિવાળા કરવા, પણ તેમાં ગર્ભ અને વિમર્ષ સન્ધિ કરવા નહિ; પ્રહસન, વીથી, અંક અને ભાણમાં મુખ તથા નિર્વહણ એ બે સન્ધિ કરવા.

સન્ધિઓનાં જે વૃત્તાન્તો અને અનુક્રમે જે પ્રદેશો છે તે પોતપોતાની સંપત્તિના ગુણયુક્ત હોય તેને અંગ કહે છે.

સન્ધિનાં છ પ્રયોજન—

૧. ઇચ્છેલા અર્થની રચના.

૨. વૃત્તાન્તનો અવિચ્છેદ.

૩. પ્રયોગની મનોરંજકતા.

૪. ગુહ્ય વસ્તુનું ગોપન કરવું.

૫. આશ્ચર્ય ઉત્પન્ન કરવું.

૬. પ્રકાશ કરવા યોગ્ય વસ્તુનો પ્રકાશ કરવો.

આ અંગોના ભેદ હોય એમ જણાય છે, કારણ કે અંગ વિનાનો મનુષ્ય જેમ કોઈ પણ કાર્યારંભમાં અસમર્થ હોય છે, તેમ અંગ વિનાનું નાટક પણ પ્રયોગ કરવાને લાયક થતું નથી. યદ્યપિ નાટક હીન અર્થવાળું હોય, પરંતુ સંપૂર્ણ અંગવાળું હોય તો પ્રયોગની શોભામાં અભિવૃદ્ધિ થાય છે. ઉત્તમ નાટક પણ અંગ વિનાનું હોય તો તે પ્રયોગહીન હોવાથી સજ્જનોનાં મનને આનંદ આપતું નથી, માટે સન્ધિઓમાં યોગ પ્રમાણે અને રસનાં અનુકૂળતા પ્રમાણે અંગો કરવાં.

### મુખસન્ધિના બાર અંગ—

| | | |
|---|---|---|
| ૧. ઉપક્ષેપ. | ૫. યુક્તિ. | ૯. પરિભાવના. |
| ૨. પરિકર. | ૬. પ્રાપ્તિ. | ૧૦. ઉદ્ભેદ. |
| ૩. પરિન્યાસ. | ૭. સમાધાન. | ૧૧. કરણ. |
| ૪. વિલોભન. | ૮. વિધાન. | ૧૨. ભેદ. |

## લક્ષણ તથા ઉદાહરણ.

૧. ઉપક્ષેપ—કાવ્ય (નાટક)ના અર્થની રૂડે પ્રકારે ઉત્પત્તિ થાય તે. અર્થાત્ નાટકનાં વસ્તુની બીજરૂપે ઉત્પત્તિ થવી તે. જેમ—વેણીસંહારમાં.

ભીમસેન—

છપ્પય

લાક્ષાગૃહમાં લાગ, જોઇને આગ લગાવી;
વળી ભોજન વિષયુક્ત, મૂકયું અમ પાસ મગાવી;
દ્યુત ખેલવા કાજ, સભામાં અમને આણ્યા;
વિત્ત હરી લઇ વસ્ત્ર, કેશ દ્રૌપદીના તાણ્યા.

કૌરવ કુળ હું જીવતાં, વિશ્વે શું નિર્ભય વસે ?
ધૃષ્ટ પુત્ર ધૃતરાષ્ટ્રના, શું સદૈવ સુખીઆ થશે ?

આહીં દ્રૌપદીના કેશ ખેંચવારૂપી કાવ્યાર્થનું સમુત્થાપન છે.

૨. પરિકર—ઉત્પન્ન થએલ અર્થ ( બીજ ) નો બહુ વિસ્તાર કરવો, અથવા ભવિષ્યદ્વસ્તુનું વર્ણન કરવું તે. જેમ—વેણીસંહારમાં.

ભીમસેન—

મનહર

સુયોધન આદિ સાથે મૂળથી છે વૈર મારે.
પાંડુતણો પુત્ર લેશ દીનતા લહું નહિ.
કારણ એ વૈરનું હું પોતે છું પ્રસિદ્ધ એમાં,
કારણ યુધિષ્ઠિરને કલપે કહું નહિ.
જરાસન્ધ કેરા વક્ષઃ સ્થલની સમાન ગાઢ,
સન્ધિ કરો સર્વ એ હું સ્વપ્નમાં સહું નહિ.
તમારો કરેલ સન્ધિ પલમાં પરાક્રમથી,
ભેદયા વિણુ ભીમ હું રણાંગણે રહું નહિ.

સન્ધિ કરવા તત્પર થએલા યુધિષ્ઠિર રાજાનો સંદેશો સંભળાવનાર સહદેવ પ્રતિ ભીમસેનની આ ઉક્તિ છે, અહીં સન્ધિભેદનવડે વૈરના ઉપાયનું વધારે સૂચન છે.

૩ પરિન્યાસ—પરિકરની જે નિવૃત્તિ તે. જેમ વેણીસંહારમાં—

ભીમસેન—

વસન્તતિલકા.

હે દેવિ ! ભીમ ભુજમાંહિ ગદા ધરીને,
સાંધા શિથિલ દુર્યોધનના કરીને;

આહીં ક્ષત્રીકુળના ક્ષયરૂપી કાર્યની નિશ્ચયપૂર્વક કર્તવ્યતા સૂચવી છે.

૬ પ્રાપ્તિ—સુખરૂપ અર્થની પ્રાપ્તિ તે. જેમ વેણીસંહારમાં—

## ગીતિ.

" હણું કૌરવ કુળને હું, રોકયો રહું ના રણે કોઈ રીતે;
દુઃશાસનનું [1]ઉરઃસ્થલ, ચીરી કરીશ હું રકતપાન પ્રીતે."

ઇત્યાદિ ભીમસેનનાં વાક્ય સાંભળીને—

દ્રૌપદી—( સહર્ષ ) નાથ! આવું વચન કોઇ વખત નથી સાંભળ્યું, ફરીથી બોલો.

૭ સમાધાન—બીજરૂપ અર્થની પ્રાપ્તિ તે. જેમ વેણીસંહારમાં—

( નેપથ્યમાં ) " અરે ! વિરાટ્, દ્રુપદ વગેરે રાજાઓ ! સાંભળો.

## ગીતિ.

જાહિર ક્રોધ [2]અનલ જે, જુગાર કાષ્ઠે ઉર જંગલ જાગ્યો;
વામા વેણી ગ્રહણથી, વેગ પામવા વિશેષ વળી લાગ્યો;
વૃતભંગે બની ભીરૂ, ઉભય વંશનું હિત નયને [3]હેરી;
ક્ષમાવારિથી વળતાં, શાન્તિ થઇ એ ક્રોધ અનલ કેરી;
પણ પાછો એ પ્રગટયો, જવાળા નિકળી અનંત વળી જેમાં;
તૃણ સમ કુળ કૌરવનું, જળી થવાનું ભસ્મ હવે એમાં.

"અંહીં " કૌરવકુળ હું જીવતાં, વિશ્વે શું નિર્ભય વસે ?" એ ભીમના ઉત્સાહરૂપી આદિ બીજને સંપૂર્ણ રીતે ઉત્તેજન આપવાથી સમાધાન છે.

૮. વિધાન—સુખ અને દુઃખવડે થએલ અર્થ ( કાર્ય ) તે. જેમ—બાલચરિતમાં પરશુરામ ( રામ પ્રતિ )

---

૧ છાતી, ૨ અગ્નિ, ૩ જોઇ,

એના રૂધિરથી કરી કર બેઉ રાતા,
શૃંગારશે [1]તવ સુવેણી વિનોદ દાતા.

ઉપક્ષેપ એટલે ઇતિવૃત્તના લક્ષણવાળા કાવ્યાર્થનું સંક્ષેપથી ઉપક્ષેપણ અર્થાત્ સૂચન કરવું, તેજ કાવ્યાર્થનું વિસ્તારથી સૂચન કરવું તે પરિકર, અને તેથી પણ નિશ્ચયપૂર્વક હૃદયમાં કાવ્યાર્થનો ન્યાસ કરવો તે પરિન્યાસ. એ પ્રમાણે એ ત્રણેમાં ભેદ છે. ઉપરનાં અંગો કહેલી પરંપરાથીજ થાય છે, બીજાં અંગો અન્યથા પણ થાય છે.

૪ વિલોભન—બીજને ઉત્તેજન મળે તેમ ગુણનું વર્ણન કરવું તે. જેમ વેણીસંહારમાં—

"દ્રૌપદી—હે નાથ ! તમે ક્રોધાતુર થાઓ ત્યારે તમારે શું દુષ્કર છે?" અથવા ચન્દ્રકળામાં ચન્દ્રકળાવર્ણનમાં "તે તરૂણાવસ્થાનો વિલાસ" ઇત્યાદિ.

જે શાકુન્તલમાં "ग्रीवाभङ्गाभिरामम्" ઇત્યાદિ મૃગવર્ણન છે તે બીજાર્થના સંબંધ વિનાનું છે, માટે સન્ધિનું અંગ હોઇ શકે નહિ, એમજ અન્ય અંગોનું પણ જાણી લેવું.

૫ યુક્તિ—કર્તવ્ય અર્થનો નિશ્ચય કરવો તે. જેમ વેણીસંહારમાં—

સહદેવ—( ભીમસેન પ્રતિ ) આર્ય ! શું મહારાજનો સંદેશો આપે ધ્યાન આપ્યા વિના ગ્રહણ કર્યો ?

**ભીમસેન—**

## વસન્તતિલકા.

ક્રોધે કરી કુટિલ વૈરી વિનાશ કાજ,
લેખો તમે અધિક આ જગમાંહિ લાજ;
વામાની વેણી પતિ પાંચ છતાં તણાય,
શું એ નહિ શરમ પાંડવને ગણાય ?

---

૧ તારી.

"એટલાજ માટે આજથી હું તમારાથી જુદો છું."

કોઈ પ્રોત્સાહનાને "ભેદ" એમ કહે છે. જેમ વેણીસંહારમાં—

ભીમસેન—

મનહર

મચ્યે કીચ માંસનો ને રૂધિરમાં ડૂબે રથ,
અતિ અથડાય જ્યહાં મસ્તક [1]મતંગનાં.
યોદ્ધા ચતુરાઈથી જ્યાં રથપર જાય ચઢી,
ખળ ખતલાવે બની ઉદધિ ઉમંગના.

માંસ ખાય ગીધ, પિયે રૂધિર પ્રસિદ્ધ વરૂ,
અશ્વસમ કૂદે જ્યાં વિભાગ અરિઅંગના.
એવા સ્થળમાં વિહાર કરવા સમર્થ અમે,
પાંડુતણા પુત્ર સદા રાગી રણ રંગના.

પ્રતિમુખ સન્ધિનાં તેર અંગ.

૧. વિલાસ, ૨. પરિસર્પ, ૩. વિધૃત, ૪. તાપન, ૫. નર્મ. ૬. નર્મદ્યુતિ, ૭. પ્રગમન, ૮. નિરોધ, ૯. પર્યુપાસન, ૧૦. પુષ્પ, ૧૧. વજ્ર; ૧૨. ઉપન્યાસ, ૧૩. વર્ણસંહાર.

લક્ષણ તથા ઉદાહરણ.

૧. વિલાસ–રતિ ભોગ માટે ચેષ્ટા તે. જેમ શાકુન્તલમાં.

દુષ્યન્ત—

શાર્દુળવિક્રીડિત.

છે ના પ્યારી શકુન્તલા સુલભ એ, જાણ્યા છતાં [2]સંપ્રતિ;
તેના ભાવ નિહાળવા મન કરે, ઉદ્યોગ નિત્યે અતિ;
જો કે કામ કૃતાર્થતા નથિ થઈ, ખૂબી ભરેલી ખરે;
તો એ ઉત્તમ પ્રાર્થના ઉભયની, પ્રીતિની વૃદ્ધિ કરે.

---

૧. હાથી, ૨. હમણા.

## સોરઠો

બાલ્યથકી બળવાન, અવલોકી ઉત્સાહ તુજ;
મુજ ઉર માંહિ મહાન, હર્ષ શોક હરઘડિ વધે.

અર્થાત્ તારો ઉત્સાહ જોવાથી ભવિષ્યમાં તું મ્હોટો શૂરવીર થઈશ એ હર્ષ, અને તારી બાલ્યાવસ્થા જોવાથી હું આની સાથે કેમ યુદ્ધ કરીશ ?" એ ખેદ આ પ્રમાણે હર્ષ તથા ખેદનું મિશ્રણ છે. અથવા પ્રભાવતીમાં "नयनयुगासेचनकम्" ઇત્યાદિ

૯. પરિભાવના—અધિક આશ્ચર્યવાળો રસનો આવેશ તે. જેમ—વેણીસંહારમાં

દ્રૌપદી—(યુદ્ધ થશે કે નહિ ? એમ સંશયયુકત થઇ વાજીત્રનો શબ્દ સાંભળ્યા પછી ) હે નાથ ! પ્રલયકાળના મેઘની ગર્જના જેવા ગંભીર શબ્દવાળો ક્ષણે ક્ષણે શું રણસંગ્રામનો દુન્દુભિ વાગે છે ?

૧૦, ઉદ્ભેદ—બીજરૂપ અર્થનો અંકુર ફુટવો તે. જેમ—વેણીસંહારમાં

દ્રૌપદી—નાથ ! ફરીથી આવી મારી આસનાવાસના કરજો.

## શાર્દુલવિક્રીડીત.

ભીમ—

પામી વૈરીથકી પરાજય રણે, ભ્રાંતિ ધરી ભાગવું;
લજ્જાથી મુખ નીરૂં રાખી જગમાં, જાણું વૃથા જીવવું;
કાપું ના કુરૂકુળને કરથકી, [1]નિઃશેષ હું જ્યાં લગી;
વ્હાલી ! જોઇશ ના [2]વૃકોદરતણું, આ [3]આસ્ય તું ત્યાં લગી.

૧૧. કરણ—ચાલતા અર્થનો આરંભ કરવો તે. જેમ—વેણીસંહારમાં.

" દેવી ! કુરૂકુળનો ક્ષય કરવા અમે હમણા જઇએ છીએ."

૧૨. ભેદ—સમુદાયનો ભેદ અર્થાત્ પૃથક્કરણ તે. જેમ—વેણીસંહારમાં.

---

૧, સમગ્ર ૨, ભીમસેન ૩, મુખ.

સાગરિકા—( રોષ સહિત ) કોને માટે હું આવી છું ?

સુસંગતા—અલી ! અન્ય શંકાવાળી ! ખરેખર ચિત્રફલક માટે.

૬ નર્મદ્યુતિ—દોષ ઢાંકવા માટે જે હાસ્ય કરાય તે. જેમ રત્નાવલીમાં.

સુસંગતા—સખિ ! તું હમણા ગાંડી છે, કારણકે એ પ્રમાણે ભર્તાએ હસ્તાવલમ્બન કર્યું છતાં કોપનો ત્યાગ નથી કરતી.

સાગરિકા—( ભ્રૂભંગ સહિત..જરા હસીને ) સુસંગતા ! હમણા પણ ક્રીડાથી વિરામ પામતી નથી ?

કેટલાએક પરિહાસથી ઉત્પન્ન થએલી ધીરજને પણ "નર્મદ્યુતિ" કહે છે.

૭ પ્રગમન—ઉત્તર પ્રત્યુત્તરવાળી વાણી, અથવા વધારે ઉત્કૃષ્ટ વાક્ય તે. જેમ વિક્રમોર્વશીમાં.

ઉર્વશી—મહારાજનો જય થાઓ, જય થાઓ.

રાજા—મેળવ્યો જય મેં નિશ્ચે, તારાં વિજય વાક્યથી.

અથવા રત્નાવલીમાં.

## શાર્દૂલવિક્રીડિત.

કામાના કુચકુંભ મંડલપરે, આહેથી પ્હેલાં ન્હડી;
શાને શોચ કરે વૃથા ન મળતાં, ત્યાં માર્ગ નીચે પડી;
તારા સૂક્ષ્મ તંતુને પણ નથી, રે'વા જગો લેશ જ્યાં;
ક્યાંથી થાય મૃણાલહાર ! કહિ દે, તારો સમાવેશ ત્યાં.

૮ વિરોધ—દુઃખની પ્રાપ્તિ તે. જેમ ચંડકૌશિકમાં.

રાજા—ખરેખર, વિવેક વગર અંધનીપેઠે મેં બળતા અગ્નિને પગે કચર્યો છે.

અથવા રત્નાવલીમાં.

રાજા—ધિક્ મૂર્ખ !

આહીં નાયિકાના સંભોગવિષયની સ્પૃહા દેખાડી છે—

૨. પરિસર્પ—પ્રથમ જોએલી અને પછીથી નષ્ટ થએલી વસ્તુનું અનુસરવું તે. જેમ—શાકુન્તલમાં.

દુષ્યન્ત—તે અહીં હોવી જોઈએ, કારણકે

## ગીતિ.

અતિ ઉન્નત આગળથી, [1]નિતમ્બભારે પાછળથી નમતી;
દેખું લતાગૃહદ્વારે, શ્વેતરેતીમાં નવિન પદ પંક્તિ.

આહીં અભિલષિતનું અન્વેષણ છે.

૩ વિધૃત—પ્રથમ કરેલી પ્રાર્થનાનો સ્વીકાર ન કરવો તે. જેમ શાકુન્તલમાં.

" અન્તઃપુરમાં વિરહથી ઉત્સુક થએલા તે રાજાનો તમે અનુનય કર્યો તે કાંઈ કામનો નહિ. "

કેટલાએક અસંતોષને " વિધૃત " કહે છે.

૪ તાપન—હાનિનું દર્શન થવું તે. જેમ રત્નાવલીમાં.

સાગરિકા—

## ગીતિ.

દુર્લભજન સહ પ્રીતિ, પરવશ આણુ મહાન લાજ મારે;
મરણ શરણુ વિણુ પ્રિય સખિ! , ઇલાજ છે નહિ એકે અત્યારે.

આહીં ઇષ્ટના લાભ માટે ઉપાય ન હોવાથી સંતાપ છે.

૫ નર્મ—ક્રીડાને માટે જે હાસ્ય કરવામાં આવે તે. જેમ રત્નાવલીમાં.

સુસંગતા—સખિ! તું જેને માટે આવી છે, તે આ તારી આગળ ઉભો છે.

---

૧. કટિપશ્ચાત્ ભાગ.

## ગીતિ.

સત્ય પ્યારી સાગરિકા, રમારૂપ આવી મુજ ગૃહ આજે,
[1]પારિજાત પલ્લવસમ, રમણીય એના ઉભય હસ્ત રાજે.
જો ન એમ હોયે તો, સ્વેદમિષે એહના શરીરમાંથી;
આનંદપ્રદ આ સમયે, [2]સ્રવણ [3]સુધાનું કહે થાય ક્યાંથી?

૧૧ વજ્ર—જેમાં બહુધા કઠોર વાક્ય આવે તે. જેમ—રત્નાવલીમાં.

રાજા—"તે હું કહું છું" એમ તેં અહીં કેવી રીતે જાણ્યું?

સુસંગતા—એકલા તમને નહિ, પણ ચિત્રફલક સાથે. માટે લાવ, દેવીને નિવેદન કરી આવું.

૧૨ ઉપન્યાસ—યુક્તિવડે કરેલો અર્થ. અથવા પ્રસન્નતા સંપાદન કરવી તે. જેમ—

"ખરેખર એ ગર્ભદાસી બહુ વાચાળ છે."

અથવા રત્નાવલીમાં.

સુસંગતા—મહારાજ! શંકા ન કરો, રાણીની મહેરબાનીથી મેં ઘરેણાં પહેર્યાં છે, માટે કર્ણાભરણનું શું કામ છે? એથી પણ વધારે મહેરબાની તો એજ છે કે—મારી પ્રિય સખી સાગરિકા, મેં તેની અહીં છબી આળેખી તેથી નાખુશ થઇ છે, તો તેને આપ ખુશી કરો.

૧૩ વર્ણસંહાર—બ્રાહ્મણાદિ ચારે વર્ણના સમુદાયનું સંમેલન થવું તે. જેમ વીરચરિતના ત્રીજા અંકમાં.

## વસન્તતિલકા.

આવી સભાનંદિ મળ્યા ઋષિઓ ઉમંગે,
છે લોમપાદ નૃપ, વૃદ્ધ અમાત્ય સંગે;
આ બ્રહ્મવાદી કરનાર હમેશ યજ્ઞ,
યાચે બની જનક યાચક જામદગ્ન્ય!

---

૧. કલ્પવૃક્ષ, ૨. સરવું, ૩. અમૃત.

## વસન્તતિલકા.

આરબ્ધ યોગથી મને અતિ પ્રીતિવાળી,
રત્નાવલી સમ મળી રમણી રૂપાળી;
કંઠે લગાવી નહિ આનંદયુક્ત એને,
ત્યાં તેં તજાવી મુજ હાથથી તુર્ત તેને.

૯ પર્યુપાસન—ક્રોધ પામેલાને પ્રાર્થના કરવી તે. જેમ રત્નાવલીમાં.

રાજા—

## મનહર

પ્યારી ! થા અસન્ન એમ કેમ કહેવાય હુંથી,
કારણકે લેશ પણ કોપ તેં કર્યો નથી.
કરીશ ન આવું ફરી એમ કહી કહું તોય,
અંશ અપરાધ કેરો શિર તેં ધર્યો નથી.

દોષ નથી મારો એમ કહું તુજ પાસ તો તું,
જાણે સર્વ જૂઠું એથી કાંઇ ઉચર્યો નથી.
કેવા શબ્દ કે'વા ઘટે શાણી ! સમજાવ, એકે,
મારા ઉરમાં વિચાર ઠીક થૈ ઠર્યો નથી.

કરેલ કાર્યનો ફરીથી અનુનય કરવો તે પણ "પર્યુપાસન" કહેવાય છે. જેમ રત્નાવલીમાં.

વિદૂષક—અરે ! કોપ ન કરો, એ કદલીમંડપમાં ગઇ છે.

૧૦ પુષ્પ—વિશેષ એટલે ઉત્કર્ષનું જે વચન તે. જેમ રત્નાવલીમાં.

રાજા—" કરમાં ગ્રહી સ્પર્શ બતાવે છે. "

વિદૂષક—મિત્ર ! આ તમે અપૂર્વ લક્ષ્મી મેળવી છે.

રાજા—મિત્ર.

### અનુષ્ટુપ.

મળેલું દ્રવ્ય સ્વીકારો, ભાર્યા તનય વિક્રયે;
શેષ પૂરીશ વેચીને, આત્મા ચાંડાલને ગૃહે.

આંહીં રાજાનું સત્ય ભાષણ છે;

૩ સૂપ—વિતર્કવાળા વિચિત્ર અર્થનો સમુદાય જેમ રત્નાવલીમાં.

રાજા—

### ગીતિ.

ચિત્ત સ્વભાવે ચંચળ, અદ્રશ્ય છે એ જગત બધું જાણે;
સહુ શર લઈ સાથે એ, કયે પ્રકારે વીંધ્યું [૧]પંચબાણે.

અહીં રાજાનું સવિતર્ક વાક્ય છે.

૪ ઉદાહરણ—અતિશય અર્થવાળું (ઉત્કર્ષયુક્ત) વાક્ય. જેમ–અશ્વત્થામાંકમાં.

અશ્વત્થામા—

### શાર્દુલવિક્રીડિત.

જે જે પાંડવ સૈન્યમાં બળતણા, ગર્વેથી શસ્ત્રો ધરે;
જે જે બાલક વૃદ્ધ ગર્ભ મંહિ છે, પાંચાલ ગોત્રે અરે,
જે મારા પિતુ મૃત્યુ સાક્ષી રણમાં, જે વૈરી વાધ્યા વળી;
તેનો તેમજ કાળનો પણ કરૂં, હું કાળ ક્રોધે કરી.

૫ ક્રમ—અન્તઃકરણમાં ધારેલ વસ્તુની પ્રાપ્તિ અથવા નિર્વિકાર ચિત્તના પ્રથમ વિકારરૂપ ભાવનો યથાર્થ અનુભવ તે. જેમ શાકુન્તલમાં.

રાજા—

### પુષ્પિતાગ્રા.

પ્રિયપદ રચના સમે સુહાવે, ભ્રકુટીલતા કરી ઉંચી એક ભાવે;
પુલકિત કમનીય આ કપોલે, મુજપરનો અનુરાગ ખાસ ખોલે.

---

૧ કામદેવે.

આહીં ઋષિ અને ક્ષત્રિય આદિ વર્ણોનું સંમેલન છે.

અભિનવ ગુપ્તપાદાચાર્ય તો વર્ણ એટલે પાત્રો, અને સંહાર એટલે મેલન એમ કહે છે; અને રત્નાવલીના બીજા અંકમાં ઉદાહરણ પણ આપે છે કે—

સુસંગતા—"એથી પણ વધારે મહેશ્બાની એ છે કે" ત્યાંથી આરંભી "ખરેખર એને કરે ગ્રહીને પ્રસન્ન કરો."

રાજા—એ ક્યાં છે? એ ક્યાં છે?

આંહી રાજા, વિદૂષક અને સુસંગતારૂપ પાત્રોનું મેલન છે.



## गर्भसन्धिनां तेर अंग.

૧. અભૂતાહરણ, ૨. માર્ગ, ૩. રૂપ, ૪. ઉદાહરણ, ૫. ક્રમ, ૬, સંગ્રહ, ૭. અનુમાન, ૮. પ્રાર્થના, ૯. ક્ષિપ્તિ, ૧૦. ત્રોટક, ૧૧. અધિબલ, ૧૨. ઉદ્વેગ, ૧૩ વિદ્રવ.

### લક્ષણ તથા ઉદાહરણ.

૧. અભૂતાહરણ—કપટનો આશ્રય કરનારૂં વાક્ય. જેમ અશ્વત્થામાના અંકમાં.

### ગીતિ.

અશ્વત્થામા પામ્યો, મરણ રણે એ સ્પષ્ટ કહ્યું ધર્મે;
હળવે રહીને "હાથી", શબ્દ ઉચ્ચાર્યો પાછળથી શરમે.

આહીં યુધિષ્ઠિરનું વાક્ય કપટમય છે.

૨ માર્ગ—ખરા અર્થને કહેનારૂં વાક્ય જેમ ચંડકૌશિકમાં.

રાજા—ભગવાન!

આ "પ્રાર્થના" નામનું અંગ, જેના મતમાં નિર્વહણસન્ધિનું "પ્રશસ્તિ" નામનું અંગ નથી તેના મતને અનુસરીને કહ્યું છે; નહિ તો પાંસઠ અંગ થઇ જાય.

૯ ક્ષિપ્તિ—ગર્ભ (ગૂઢ) મૂળ અર્થને પ્રકટ કરવો તે. જેમ—અશ્વત્થામાંકમાં.

ગીતિ

દારુણું દ્રોપદી કેશ, કેશ ગ્રહણથી ઉપજ્યો આ ત્રાસ;
કેશાકર્ષણ દ્રોણનું, કરશે નિશ્ચે નિખિલતણો નાશ.

૧૦ ત્રોટક—બહુધા આવેશવાળું જે વાક્ય તે. જેમ—ચંડકૌશિકમાં.

કૌશિક—અરે! અદ્યાપિ સુવર્ણ દક્ષિણા કેમ ન મળી?

૧૧ અધિબલ—કપટથી સન્ધિ કરવો.—જેમ રત્નાવલીમાં.

કાંચનમાલા—ભર્ત્રિ! આ ચિત્રશાળા છે, માટે વસન્તનો સંકેત કરૂં છું.

૧૨ ઉદ્વેગ—રાજા, શત્રુ કે ચોરથી જે ભય તે. જેમ—વેણીસંહારમાં દુર્યોધન પ્રતિ તેના માણસની ઉક્તિ.

પુષ્પિતાગ્રા

[1]નર નિજ કરમાંહિ શસ્ત્રધારી,
દ્વિતીય વૃકોદર ક્રૂર કર્મકારીઃ
અહિં તહિં તમ શોધ કાજ સંગે,
ઉભય રથે ચઢી આવિયા ઉમંગે.

અહીં અર્જુન અને ભીમથી ભય છે.

૧૩ વિદ્રવ—શંકા, ભય અથવા ત્રાસથી ભાગવું કે સંભ્રમ થવો તે જેમ.

સોરઠો.

કાળતણો પણ કાળ, [2]કરાલ મુખવાળો કુપિત;
વાનરદલ વિકાળ, લખિ રાવણ સંભ્રમ લહે.



૧ અર્જુન. ૨ ભયંકર.

૬ સંગ્રહ—શાન્ત્વન અને દાનરૂપ અર્થવાળું વચન જેમ—રત્નાવળીમાં.

રાજા—મિત્ર ! બહુ સારૂં, આ તને પારિતોષિક (એમ કહી કડું આપે છે)

આંહી સામ એટલે પ્રિયવચન અને દાનથી પ્રિયાના મેલનરૂપ અર્થની સંપત્તિ છે.

૭ અનુમાન—લક્ષણ પ્રમાણે તર્ક કરવો જેમ જાનકી રાઘવનાટકમાં

રામ—

વસન્તતિલકા

ગાંભીર્ય યુકત ગમને ધરણી ધ્રુજાવે,
જેને નિહાળી શિર જગત બધું નમાવે ;
છે સૂર્યનો તનય લક્ષ્મણ સ્વર્ણકાયે,
એ સત્ય વાત અનુમાનથકી જણાયે.

આંહીં સવિલાસ ગમન આદિથી સૂર્યવંશીપણા વિગેરેનું અનુમાન છે.

૮ પ્રાર્થના—રતિ સુખ માટે, કે ઉત્સવને માટે માગણી કરવામાં આવે તે. અથવા શાન્ત્વનાપૂર્વક કાર્યમાં યોજના કરાય તે જેમ.રત્નાવલીમાં.

રાજા—પ્રિયે સાગરિકા !

ઘનાક્ષરી

ચિત્ત હરનારૂં તારૂં મુખ છે મયંક તુલ્ય,
કમલ સમાન નેત્ર, કર છે કમલનાલ.
બાલા તુજ બાહુ મનોહર છે મૃણાલ તુલ્ય,
ત્રિવલી ત્રિવેણી સમ રમણી દિસે રસાલ.
કદલીના સ્તંભ જેવા કોમળ છે જંઘ યુગ,
સર્વ અંગ તારાં દે વિનોદ મુજને વિશાલ
તારૂણી ! ત્વરાએ સ્મરતાપથી તપેલું તન,
આલિંગન આપી કર શાન્ત હર્ષ ધારી હાલ.

અર્જુનપરે અપાર, કૃષ્ણની કેવી પ્રીતિ;
તેની પણ તિલભાર, રાખી નહિ આપે રીતિ;
(દ્રય)શિષ્ય સુયોધન ભીમપર, ભલે સ્નેહ તમ તુલ્ય હો;
(પણ)થયા આપ મુજથી વિમુખ, કયો ન્યાયાપથ એ કહો ?

૪ શક્તિ—વિરોધનું શમન કરવું. જેમ—વેણીસંહારમાં.

## વસન્તતિલકા.

જે આસના કરથી આ રણમાં હણાયા,
તેની કરો ત્વરિત ભસ્મ સમાન કાયા;
ગીધાદિ કંક વિહગે કટકા કરેલ,
છે આ રણાંગણ બધું શબથી ભરેલ.

હે બન્ધુ ! બંધુહત આ નિજ બાંધવોને,
દ્યો અશ્રુમિશ્રિત જલાંજલિ શોધી સાને;
પામ્યો [1]પતંગ અરિવૃન્દની સંગ અસ્ત,
વેગે વળો [2]અનિક સાથ લઇ સમસ્ત.

૫ પ્રસંગ—અમર્ષયુક્ત વચનવડે કહેવું તે. જેમ મૃચ્છકટિકમાં.

ચાંડાલક—આ સાગરદત્તના પુત્ર અને આર્ય વિશ્વદત્તના નમા ચારૂદત્તને મારવા માટે વધ્યસ્થાનમાં લઇ જાય છે, એણે ખરેખર સુવર્ણ લોભથી ગણિકા વસન્તસેનાને મારી નાખી.

ચારૂદત્ત—

## મનહર

પ્રથમ જે મારૂં ગોત્ર પરમ પવિત્ર હતું,
જગમાં અનંત યજ્ઞકેરા અનુષ્ઠાનથી.
પૂજાતું પ્રસિદ્ધ દેવભાવે આખી દુનિયામાં,
શોભતું સભામાં વેદ ધ્વનિએ મહાનથી.

---

૧. સૂર્ય, ૨ સૈન્ય

# विमर्ष सन्धिनां तेर अंग.

૧. અપવાદ, ૨. સંફેટ, ૩. અભિદ્રવ, ૪. શકિત. ૫. પ્રસંગ, ૬ વ્યવસાય, ૭. વિરોધ, ૮. પ્રરોચના, ૯ ખેદ, ૧૦. આદાન, ૧૧. છલન, ૧૨. પ્રતિષેધ. ૧૩. ઘુતિ.

**અપવાદ**—દોષ ઉઘાડો પાડવો. જેમ વેણીસંહારમાં.

યુધિષ્ઠિર—પાંચાલક ! તે દુરાત્મા દુર્યોધનનો પત્તો લાગ્યો ?

પાંચાલક—કેવળ તેનો પત્તો મળ્યો એટલુંજ નહીં પણ દેવીના કેશપાશના સ્પર્શથી થએલ પાતકનું મુખ્ય કારણ તે દુર્યોધનજ મળ્યો છે.

આહીં દુર્યોધનના દોષનું ઉદ્ઘાટન છે.

**૨ સંફેટ**—ક્રોધયુકત વાકય. જેમ વેણીસંહારમાં.

દુર્યોધન—અરે ઓ વાયુપુત્ર ભીમ ! વૃદ્ધ રાજા ધ્રુતરાષ્ટ્ર પાસે તારાં નિન્દિત કર્મની પ્રશંસા કરે છે. સાંભળ—

### હરિગીત.

આ સર્વ ભૂપ સમક્ષ મુજ હુકમે તમારી નારીના,<br>
કરીં દ્યુતથી દાસી, તણાયા કેશ દ્રુપદકુમારીના;<br>
એ વૈરભાવે અવર નૃપ હણી શિદ પુકારે પ્રબળને,<br>
જીત્યા વિના છે વ્યર્થ તુજબળ, આ સુયોધન સબળને.

ભીમ— ( ક્રોધથી ) અરે પાપી !

દુર્યોધન—અરે પાપી ! " ઇત્યાદિ. "

૩ અભિદ્રવ—ગુરૂનું ઉલ્લંઘન કરવું. જેમ—વેણીસંહારમાં.

યુધિષ્ઠિર—

### છપ્પય.

બહાદૂર બળભદ્ર !, તમે રાગી અતિ રણના;<br>
જ્ઞાતિ, પ્રીતિ કે ક્ષાત્ર,-ધર્મની કરી ન ગણના;

થોડો ઘણો જય અવશેષ રહ્યા એટલામાં,
સાહસિક ભીમે જંગ મહદ મચાવિયો.
વચન ઉચ્ચારી વ્યર્થ આ અમારા અન્તરમાં.
જીવિતનો સંશય અપાર ઉપજાવિયો.

૮ પ્રરોચના—કાર્યાર્થને અર્થાત્ ઉપસંહારના વિષયને બતાવનારી ઉક્તિ. જેમ વેણીસંહારમાં.

પાંચાલક—" હું દેવ ચક્રપાણી સહિત" એમ ઉપક્રમ કરીને " સંદેહથી કાંઇ ફાયદો નથી. હે રાજન્ !

## મનહર.

કંચનના કલશ ભરાવો નીર નિર્મળથી,
આપ કેરા રાજ્યઅભિષેક કાજ સંપ્રતિ.
કૃષ્ણા કેરા કેશ ચિર કાળથી છુટેલા છે તે,
બાંધવાનો બહાદૂર ઉત્સવ કરો અતિ.

કઠિન કુઠાર કરમાંહિ ધરનાર કોપે,
ક્ષત્રી વૃક્ષ કેરી કરનાર ક્ષિતિમાં ક્ષતિ.
રામ અને ભીમ ખેલે યુદ્ધમાં ખુબીથી ત્યારે,
જય મળવામાં ક્યાંથી સંશય રહે રતિ ?

૯ ખેદ—મન અથવા ચેષ્ટાથી ઉત્પન્ન થએલ શ્રમ જેમ માલતીમાધવમાં.

## મનહર.

અતિ ઉદ્વેગથી ચિરાય ચિત્ત મારૂં, પણ,
હૃદય કડકા થવાનો જોગ જડતો નથી.
વિહ્વળ આ દેહ મહા મોહને વહે છે પણ,
ચેતના તજીને બ્રહ્મમાંહિ ભળતો નથી.

જેનાં વિદ્વાન જન કરતા વખાણુ કોડે,
દીપતું નિરંતર જે જ્ઞાન અને દાનથી.
એજ કુળ મારૂં મૃત્યુ આવતાં સમીપે આજ,
ક્ષુદ્ર અપવિત્ર કહે સાંભળું એ કાનથી.

આહીં ચારૂદત્તનો વધ અને અભ્યુદયનું અનુકૂળ પ્રસંગરૂપ હોવાથી ગુરૂકીર્તન છે, માટે પ્રસંગ—

૬ વ્યવસાય—પ્રતિજ્ઞા અને હેતુને આશ્રય કરનારો અર્થ. જેમ વેણીસંહારમાં પૂર્ણ પ્રતિજ્ઞાવાળા ભીમનું ધૃતરાષ્ટ્ર પ્રતિ પ્રણામ વચન—

## હરિગીત.

કુરૂકુળ નિખિલના નાશ કેરી, કલિતકરનારો કૃતિ,
મદમસ્ત દુઃશાસન તણું, પીનાર રૂધિર ધરી ધૃતિ;

કરનાર ચૂર્ણ ગદાવડે દ્વય જાંઘ દુર્યોધન તણી,
નિઃસીમ બળવાળો નમન કરૂં ભીમ હું ધરણીધણી !

આહીં કૌરવના નાશરૂપી પ્રતિજ્ઞા, અને મત્તતાના કારણરૂપી રૂધિરપાનનું સંમેલન છે.

૭ વિરોધ—ઉત્તરોત્તર વાક્ય અથવા કાર્યના નાશની પ્રાપ્તિ. જેમ વેણીસંહારમાં—

યુધિષ્ઠિર.

## મનહર.

તર્યો માંડ માંડ ભીષ્મ રૂપી મહાસાગરને,
દ્રોણરૂપી દાવાનળ બળથી બુઝાવિયો.
શ્રમ થકી શાન્ત કર્યો કર્ણરૂપી કાળો નાગ,
શૂરવીર શલ્ય પણ સ્વર્ગમાં સિધાવિયો

૧૨ પ્રતિષેધ—અભીષ્ટ અર્થનો પ્રતિઘાત. જેમ—પ્રભાવતીમાં

પ્રદ્યુમ્ન—( વિદૂષક પ્રતિ. ) મિત્ર ! તું અહીં એકલો કેમ જણાય છે ? જેની પાછળ પ્રિય સખીજન ગમન કરે છે એ મારી પ્રિયતમા પ્રભાવતી ક્યાં છે ?

વિદૂષક અસુરપતિ બોલાવી કોઇપણ સ્થલે લઇ ગયો.

પ્રદ્યુમ્ન ( દીર્ઘ નિશ્વાસ મૂકીને )

" વસન્તતિલકા "

મૂકી મને અહિં મદોન્મત્ત નેત્રવાળી,
કે' ક્યાં તું ચન્દ્રવદની ! ગઇ આમ ચાલી;
જા દૂર જીવ ! મુજને તજી સદ્ય પાપી,
થાયે કૃતાર્થ વિધિ છો અતિ કષ્ટ આપી.

આહીં અભીષ્ટાર્થનો પ્રતિઘાત છે.

૧૩ દ્યુતિ—અધિક્ષેપ સહિત વાક્ય. જેમ વેણીસંહારમાં દુર્યોધનપ્રતિ કુમાર વૃકોદર (ભીમ) ની ઉક્તિ—

" હરિગીત "

છે જન્મ તુજ શશિ વંશમાં, કર ગર્વ ધારી ગદા વહે;
દુઃશાસનનું પીતાં રૂધિર, વળી વૈરી તું મુજને કહે;
ઉદ્ધત બની [1]મધુરિપુની ચેષ્ટા, અધમ ! કરવા ઉર ચહે;
મુજ ત્રાસથી શિઠ નરપશુ ! તજી [2]સમર પંકે છુપી રહે.

આહીં તર્જનરૂપ દ્યુતિ છે.



---

૧. કૃષ્ણ. ૨. સંગ્રામ.

દિલતણો દાહ બાળે શરીર સમગ્ર પણ,
તનડું ત્વરાયે ભસ્મ તુલ્ય કરતો નથી.
મર્મ ભેદનારા વિધિ કરે છે પ્રહાર પણ,
જીવિત જરાએ હાય ! મારૂં હરતો નથી.

આ પ્રમાણે ચેષ્ટાથી થયેલ શ્રમનું ઉદાહરણ પણ જાણવું.

૧૦ આદાન—બીજ અને કાર્યની પ્રાપ્તિ અર્થાત્ કાર્યનું સમ્યક્ ગ્રહણ જેમ વેણીસંહારમાં.

ભીમ—અરે સ્યમન્ત પંચકમાં વિચરનારાઓ !

મનહર

શત્રુઓના રકતથી સુશોભિત શરીરવાળો,
દાનવ ગણીને મને શૂર દૂર જાઓ મા.
પામેલો પ્રતિજ્ઞા રૂપ સાગરનો પાર સદ્ય,
છું હું ક્ષત્રી વીર ભીમ વિહ્‌વળ થાઓ મા

અરે રાજવીરો ! રણઅનલની ઝાળમાંથી,
રહ્યા અવશેષ તમે લેશ ત્રાસ લાવો મા.
મુએલા મતંગ અને અશ્વતણી ઓથે આજ,
ક્ષત્રી બની આમ તેમ ભયથી છુપાઓ મા.

આહીં સમસ્ત રિપુના વધરૂપી કાર્યનો સંગ્રહ કરવાથી “ આદાન ” છે.

૧૧ છલન—કાર્યને માટે અપમાન કરનારૂં વાકય જેમ—વેણીસંહારમાં.

અર્જુન—આર્ય !

ગીતિ

અપ્રિય કરવા આપણું, વદે વાણી પણ ન કર્મ સામર્થ્ય;
શત બાન્ધવને મરણે, વ્યથિત કરે છે વિલાપ આ વ્યર્થ.

આહીં વાણીથી કરેલ અપમાનનું દુર્યોધને સહન કરવું છે માટે “છલ૰

ભીમ—પાંચાલિ ! હું જીવતાં દુઃશાસને છોડી નાંખેલ વેણીને તમે પોતે
તમારે હાથે બાંધો તે ઠીક નહિ, માટે ઉભાં રહો,હું પોતેજ બાંધુંછું

આ વાક્યોથી કાર્યનો ઉત્ક્ષેપ થયો માટે "ગ્રથન".

૪ નિર્ણય—અનુભવેલ અર્થનું કહેવું. જેમ વેણીસંહારમાં.

ભીમ ( યુધિષ્ઠિર પ્રત્યે )—

મનોહર.

પટકી ધરાએ દેહ, એહના રૂધિરે કર્યું,
ચંદન સમાન અંગલેપન ચિત્તે ચહ્યું.
ચાર ઉદધિની સીમાવાળી વસુધા સહિત,
લક્ષ્મી અર્પવા તમોને ગાઢ "પણ" મેં ગ્રહ્યું.
મિત્ર અને ભૃત્ય મહા શૂરવીર સાથ સર્વ,
કુરૂ કુળ દીપ્યમાન રણ અનલે દહ્યું.
ક્ષિતિપતિ ! વારવાર આપ ઉચરો છો એજ,
નામ અવશેષ હવે ધાર્તરાષ્ટ્રનું રહ્યું.

૫ પરિભાષણ—પરસ્પર તિરસ્કારથી બોલવું. જેમ—શાકુન્તલમાં

રાજા—આર્યે ! તે કયા રાજર્ષિનાં પત્ની છે ?

તાપસી—તે ધર્મપત્નિનો ત્યાગ કરનારનું કોણ નામ લેશે ?

૬ કૃતિ—પ્રાપ્ત અર્થને દૃઢ કરવો તે. જેમ વેણીસંહારમાં

શ્રી કૃષ્ણ—આ ભગવાન્ વ્યાસ વાલ્મિકિ આદિ ઋષિઓ અભિષેક ધારણ
કરી ઉભા રહ્યા છે.

આ વાક્યથી પ્રાપ્ત થયેલ રાજ્યનું અભિષેક મંગળથી દ્રઢીકરણ કર્યું છે, માટે "કૃતિ"

૭ પ્રસાદ—સેવા વિગેરે ઉપાયોવડે થનાર પ્રીતિ. જેમ—વેણીસંહારમાં. ભીમસેને દ્રૌપદીના કેશ ઓળ્યા તે.

# निर्वहण सन्धिनां चौद अंग.

૧. સન્ધિ, ૨. વિબોધ, ૩ ગ્રથન, ૪. નિર્ણય, ૫. પરિભાષણ, ૬. કૃતિ, ૭. પ્રસાદ, ૮. આનંદ, ૯. સમય, ૧૦. ઉપગૂહન, ૧૧. ભાષણ, ૧૨. પૂર્વવાક્ય, ૧૩. કાવ્યસંહાર, ૧૪. પ્રશસ્તિ.

૧ સન્ધિ—મુખસન્ધિમાં કહેલા બીજની પ્રાપ્તિ જેમ વેણીસંહારમાં.

ભીમ.

વસન્તતિલકા.

હે દેવિ ! ભીમ ભુજમાંહિ ગદા ધરીને,
સાંધા શિથિલ દુર્યોધનના કરીને ;
એના રૂધિરથી કરી કર બેઉ રાતા,
શૃંગારશે તવ સુવેણી વિનોદદાતા.

આ વાકયથી મુખસન્ધિમાં કહેલ બીજનો પુનઃઉદ્ભવ છે.

૨ વિબોધ—યુક્તિવડે કાર્યની શોધ શોધ કરવી. જેમ વેણીસંહારમાં.

ભીમ—આર્ય ! એક ક્ષણ મને મુક્ત કરો.

યુધિષ્ટિર—બીજું શું અવશિષ્ઠ છે ?

ભીમ—બહુ મ્હોટું કાર્ય અવશિષ્ઠ છે, પ્રથમ તો દુર્યોધનના રૂધિરથી રક્ત થએલ આ હસ્તથી દુઃશાસને ખેંચેલા દ્રૌપદીના કેશપાશને બાંધી આવું

યુધિષ્ઠિર—જાઓ બિચારી દ્રૌપદીના વેણીસંહારનો અનુભવ કરો.

આ વાકયથી કેશપાશના બન્ધનરૂપી કાર્યનો શોધ થવાથી " વિબોધ" નામનું અંગ થયું.

૩ ગ્રથન—કાર્યનો ઉપક્ષેપ કરવો. જેમ વેણીસંહારમાં.

ભીમ—પાંચાલિ ! હું જીવતાં દુઃશાસને છોડી નાંખેલ વેણીને તમે પોતે તમારે હાથે બાંધો તે ઠીક નહિ, માટે ઉભાં રહો,હું પોતેજ બાંધું છું

આ વાક્યોથી કાર્યનો ઉત્ક્ષેપ થયો માટે " ગ્રથન".

૪ નિર્ણય—અનુભવેલ અર્થનું કહેવું. જેમ વેણીસંહારમાં.

ભીમ ( યુધિષ્ઠિર પ્રત્યે )—

મનોહર.

પટકી ધરાએ દેહ, એહના રૂધિરે કર્યું,
ચંદન સમાન અંગલેપન ચિત્તે ચહ્યું.
ચાર ઉદધિની સીમાવાળી વસુધા સહિત,
લક્ષ્મી અર્પવા તમોને ગાઢ "પણ" મેં ગ્રહ્યું.
મિત્ર અને ભૃત્ય મહા શૂરવીર સાથ સર્વ,
કુરૂ કુળ દીપ્યમાન રણ અનલે દહ્યું.
ક્ષિતિપતિ ! વારવાર આપ ઉચરો છો એજ,
નામ અવશેષ હવે ધાર્તરાષ્ટ્રનું રહ્યું.

૫ પરિભાષણ—પરસ્પર તિરસ્કારથી બોલવું. જેમ—શાકુન્તલમાં

રાજા—આર્યે ! તે કયા રાજર્ષિનાં પત્ની છે ?

તાપસી—તે ધર્મપત્નિનો ત્યાગ કરનારનું કોણ નામ લેશે ?

૬ કૃતિ—પ્રાપ્ત અર્થને દૃઢ કરવો તે. જેમ વેણીસંહારમાં

શ્રી કૃષ્ણ—આ ભગવાન્ વ્યાસ વાલ્મિકિ આદિ ઋષિઓ અભિષેક ધારણ કરી ઉભા રહ્યા છે.

આ વાક્યથી પ્રાપ્ત થયેલ રાજ્યનું અભિષેક મંગળથી દ્રઢીકરણ કર્યું છે, માટે "કૃતિ"

૭ પ્રસાદ—સેવા વિગેરે ઉપાયોવડે થનાર પ્રીતિ. જેમ—વેણીસંહારમાં. ભીમસેને દ્રૌપદીના કેશ ઓળ્યા તે.

૮ આનંદ—અર્થનું મળવું, જેમ—વેણીસંહારમાં.

દ્રૌપદી—ભૂલાઈ ગયેલા આ વ્યાપારને આપના પ્રસાદથી ફરીથી શીખી લઈશ

૯ સમય—દુઃખનો નાશ જેમ રત્નાવલીમાં

વાસવદત્તા—(રત્નાવલીને આલિંગન કરીને) બ્હેન! શાન્ત થા, શાન્ત થા.

૧૦ ઉપગૂહન—અદ્દભુત વસ્તુની પ્રાપ્તિ જેમ—પ્રભાવતીમાં.

પ્રદ્યુમ્ન—( નારદનાં દર્શનથી ઉંચું જોઈને )

સ્ત્રગ્ધરા.

[1]આમોદેથી મળેલા, ભ્રમર ગણતણા, શોરથી શબ્દવાળી;
વિદ્યુલ્લેખા સરીખી, ધરી ધવલ ગળે, પુષ્પમાળા રૂપાળી;
દીપ્તિવાળી દિશાઓ, શશિકિરણસમા, શ્વેત દેહે કરે છે;
શાણો કૈલાસ આ શું ?, ગગનતલથકી, પૃથ્વી માથે પડે છે.

આંહી અદ્દભુત પ્રાપ્તિ છે.

૧૧ ભાષણ—શાન્ત્વન અથવા દાનયુક્ત વાક્ય. જેમ—ચંડકૌશિકમાં

ધર્મ—તો અહીં આવ, અને ધર્મલોકને અધિષ્ઠાન કર.

૧૨ પૂર્વવાક્ય—યથાર્થ કહેલ અર્થનું દર્શન કરવું. જેમ—વેણીસંહારમાં

ભીમ—બુદ્ધિમતી કે ભાનુમતી ક્યાં છે? હવે પાંડવદારાનો પરાભવ કરો.

૧૩ કાવ્યસંહાર—વર અથવા પ્રસન્નતાનું મળવું જેમ—સર્વ સ્થળે “ શું તારૂં ફરીથી પ્રિય કરૂં ?”

૧૪ પ્રશસ્તિ—રાજા અથવા દેવની સ્તુતિ સાથે વખાણ કરવાં. જેમ—પ્રભાવતીમાં.

“ મનહર ”

નૃપતિ નિહાળી પુત્ર પેઠે પ્રજાવર્ગ ભણી,
અવનીના આભૂષણ બની અભિરામજો.

---

૧. આમોદ, સુગન્ધ.

સત્ય ને અસત્યના વિવેકમાં નિપુણ વળી,
ગુણગ્રાહી સંતજન પ્રૌઢ જય પામજો.
વૃદ્ધિ વસુધામાં થજો ધન અને ધાન્ય કેરી,
વ્યાધિ જન વામજો ને કીર્તિ સહુ કામજો.
આનંદ ઉપાવનાર ત્વરિત ત્રિલોકીતણી,
અવિચલ ભક્તિ જગદીશ્વરમાં જામજો.

આ તમામ અંગો નાટકમાં યથાઘટિત સન્ધિઓમાં કરવાં. કાવ્યરચનામાં કુશળ કવિઓએ રસ અને ભાવનો વિચાર કરીને તેની અનુકૂળતા પ્રમાણે બે અથવા ત્રણ અંગો સાથે મિશ્ર કરવાં; તથા સન્ધિઓમાં અંગો કરવામાં કાર્ય અને અવસ્થાનો વિચાર કરવો. એજ અંગોના અર્થની સાથે અર્થયુક્તિ વડે સંબંધ રાખનાર અને ઇષ્ટ અર્થનો ઉપક્ષેપ (આરોપ) કરનારા સન્ધ્યંતર અર્થાત્ સન્ધિના બીજા ભેદો એકવીશ છે.

૧. સામ, ૨. ભેદ, ૩. દંડ, ૪. પ્રદાન, ૫. વધ, ૬. પ્રત્યુત્પન્નમતિત્વ ૭. ગાત્રસ્ખલિત, ૮. સાહસ, ૯. ભય, ૧૦. હ્રી, ૧૧. માયા, ૧૨. ક્રોધ, ૧૩. ઓજ, ૧૪. સંવરણ, ૧૫. ભ્રાન્તિ, ૧૬. હેત્વધારણ, ૧૭. દૂત, ૧૮. લેખ, ૧૯, સ્વપ્ન, ૨૦. ચિત્ત, ૨૧. મદ.

પાંચ અર્થોપક્ષેપક ભેદ છે.

૧. વિષ્કંભક, ૨, ચૂલિકા, ૩ પ્રવેશક, ૪. અંકાવતાર, ૫. અંકમુખ.

વિષ્કંભક—નાટકના મુખ સન્ધિમાંજ આવે છે, તેના બે ભેદ છે. ૧. શુદ્ધ, ૨. સંકીર્ણ. તેમાં મધ્યમ પાત્રોવડે "શુદ્ધ" અને નીચ તથા મધ્યમ પાત્રોવડે અથવા પુરોહિત, અમાત્ય કે કંચુકીએ "સંકીર્ણ" યોજાય છે. જેમ માલતીમાધવમાં શ્મશાનને વિષે કપાલકુંડલા એ શુદ્ધ, તથા રામાભિનન્દમાં ક્ષપણક અને કાપાલિક એ સંકીર્ણ.

ચૂલિકા—પડદાની અંદર રહીને પાત્રવડે અનેક પ્રકારે અર્થનું સૂચન કરવામાં આવે તે. જેમ—વીરચરિતના ચોથા અંકની આદિમાં.

( નેપથ્યમાં ) " અરે વૈમાનિકો ! રણમંગલો ભલે પ્રવર્ત્ત " ઇત્યાદિ. " રામે પરશુરામને જીત્યા. " એ નેપથ્યમાં પાત્રોએ સૂચવ્યું.

પ્રવેશક—આવતા અંકની કથાનું અનુસંધાન કરનાર અને બિન્દુના સંક્ષેપાર્થને કહેનાર તે પ્રવેશક. પ્રકરણ અથવા નાટકમાં નીચપાત્રવડે પ્રવેશક કરવામાં આવે છે, તેમજ તેની ભાષા અપ્રૌઢ અને પ્રાકૃત હોય છે. જેમ વેણીસંહારમાં, અશ્વત્થામાંકમાં—રાક્ષસનું જોડું.

અંકાવતાર—જે પ્રયોગને અનુસારે અંકની અંતે અથવા અંકના મધ્યમાં પાત્રદ્વારા બીજરૂપ અર્થની યુક્તિયુક્ત કરવામાં આવે તે. જેમ— અભિજ્ઞાનના પાંચમા અંકમાં પાત્રોએ છટ્ઠો અંક સૂચવ્યો, અને તે છટ્ઠે અંક પાંચમા અંકના અંગભૂતજ જણાય છે—

અંકમુખ—સ્ત્રી અથવા પુરૂષપાત્રદ્વારાએ વિચ્છેદ પામેલ અંકના મુખને પ્રારંભ કરવામાં આવે તે. જેમ—માલતીમાધવના પ્રથમ અંકની આદિમ ભવિષ્યન્નેપથ્યશાળી ભૂરિવસુ આદિ પાત્રોનો સંક્ષિપ્ત કથાપ્રબન્ધના પ્રસંગથ પ્રવેશ સૂચવ્યો છે તે.

આ પ્રમાણે પાંચ અવસ્થાઓવડે ઉત્પન્ન થએલ, પાંચ સન્ધિઓવાળું નાટક યોજવું, તેમાં એકવીશ સન્ધ્યન્તર અને ચોસઠ અંગની યોજના કરવી વળી તે છત્રીશ લક્ષણો અને ગુણ તથા અલંકારવડે ભૂષિત કરવું; તેમજ રસ ભોગ અને ઉદાત્ત ભાષણવાળું, જેમાં મહાપુરૂષ પાત્રરૂપે પ્રવેશ કરતા હોય, જેમાં આચરવા યોગ્ય આચાર જણાવ્યો હોય, જનમંડલને પ્રિય થાય તેવું હોય, જેમાં સન્ધિઓ પરસ્પર અવિચ્છેદથી રહ્યા હોય અને જેમાં કોમળશબ્દોવાળું ભાષણ હોય એવું ઉત્તમ નાટક કવિએ યોજવું.

જનમંડલમાં સુખ અથવા દુઃખમાં જે જે અવસ્થાઓ થાય છે તે નાટકમાં વિવિધ પાત્રોવડે બતાવાય છે; તેમજ કોઈ જ્ઞાન, શિલ્પ, વિદ્યા, કળા, કર્મ કે યોગ એવો નથી કે જે નાટકમાં બતાવી શકાય નહિં.

જનમંડલની વિવિધ પ્રકારની અવસ્થાવાળો સ્વભાવ આંગિકાદિ અભિનયો સહિત બતાવાય તેને નાટક કહે છે—

જેમાં દેવતા, ઋષિઓ, રાજાઓ અને લોકોનું પૂર્વવૃત્તાન્ત અથવા વર્તમાન આચરણ બતાવવામાં આવે તે નાટક કહેવાય છે.

જેમાં અંગ, ઉપાંગ અને ગતિની સાથે લોકોનો સ્વભાવ પ્રયોગાય અથવા જણાવાય તેને નાટક કહે છે; તેમાં સર્વ પ્રકારના ભાવો, સર્વ રસો અને સર્વ કર્મના આરંભો વિવિધ અવસ્થાઓની સાથે યોજાય છે.

જે એક શિલ્પ ( કારીગરી )વડે બનાવેલ હોય તથા જે એક આકૃતિનાં રૂપો હોય તે નાટકમાં યોજવાં.

લોકોનો સ્વભાવ, મનુષ્યોનું બળાબળ, સંભોગ અને યુક્તિ જોઇને નાટક કરવું.

મહાત્મા શ્રી ભરતમુનિએ કહ્યું છે કે—ભવિષ્યકાળમાં મનુષ્યો મૂર્ખ થશે, અને જે થશે તે પણ અલ્પશાસ્ત્રજ્ઞાનવાળા થશે; તેમનાં બુદ્ધિ, બળ, કર્મ, શાસ્ત્ર અને વિચક્ષણતા એ સર્વ નાશ પામશે. તે સમયે લોકોના સ્વભાવનું બળાબળ જોઇને કોમળ શબ્દવાળું અને સુખકારક નાટક કવિએ કરવું. પરંતુ ચેક્રીડિત વિગેરે ક્લિષ્ટ શબ્દોવાળાં કાવ્યો કમંડલુ ધારણ કરનાર ( બ્રહ્મચારી ) સાથે વેશ્યાની પેઠે શોભા આપતાં નથી; માટે તેવાં નાટક કરવાં નહિ.



# વૃત્તિ વિજ્ઞાન.

નારાયણ ભગવાન પ્રલય સમયે જગતને એક સમુદ્રરૂપ કરીને તેમજ લોકોને માયાથી પોતામાં લય કરીને શેષ શય્યા ઉપર સૂતા હતા, તે વખતે બળથી ગર્વ પામેલા મધુ અને કૈટભ નામના દૈત્યો દેવોનો તિરસ્કાર કરવા લાગ્યા અને જગતનું રક્ષણ કરનાર અવિનાશી નારાયણ ભગવાનને પણ તેથીજ વૃદ્ધિ પામેલા બેઉ દૈત્યો ગોઠણ તથા મુઠીઓથી પ્રહાર કરવા લાગ્યા, તેમજ અન્યોન્ય સ્પર્ધાવાળા તે બેઉ દૈત્યો વચનોવડે સમુદ્રને ક્ષોભ પમાડવા લાગ્યા; તેઓનાં તિરસ્કાર યુક્ત વચનો સાંભળી બ્રહ્માએ નારાયણને કહ્યું જે,

આ "ભારતી વૃત્તિ" વાણીવડે પ્રવૃત્ત થઇ કે શું ? ભલે એમ હોય, પરંતુ આ બેઉ દૈત્યોનો નાશ કરો. બ્રહ્માનાં વચનો સાંભળી નારાયણ બોલ્યા જે અમુક કાર્ય માટે આ ભારતીવૃત્તિ મેં ઉત્પન્ન કરી છે. હવે પછી આ વાણી "ભારતી" એમ કહેવાશે હવે હું આ બેઉનો નાશ કરૂં છું. એ પ્રમાણે કહી પોતાનાં શુદ્ધ અને અવિકૃત અંગોના વિવિધ વિક્ષેપોવડે એ બેઉ દૈત્યો સાથે યુદ્ધ કરવા લાગ્યા. ભગવાનના પગપ્રહારથી પૃથ્વીને અતિ ભાર થયો, તે સમયે "ભારતીવૃત્તિ" ઉત્પન્ન થઈ. સારંગ ધનુષ્યના અધિક સત્વવાળાં અને ઉદ્દીપન કરનાર ચેષ્ટિતો વડે "સાત્વતી વૃત્તિ" નિર્માણ કરી. નારાયણ જ્યારે પોતાની લીલાથી ઉત્પન્ન થયેલ વિચિત્ર પ્રકારના અંગ વિક્ષેપોવડે પોતાની શિખા બાંધવા લાગ્યા ત્યારે "કૈશિકીવૃત્તિ" રચાઇ. અને ત્યાર પછી આ સંરંભ અને ત્વરાવાળા તથા વિવિધ પ્રકારની ચારી (ગતિવિશેષ) થી ઉત્પ થએલ વિવિધ પ્રકારના યુદ્ધના કારણોથી "આરભટી વૃત્તિ" ઉત્પન્ન થઇ.

નારાયણ ભગવાન વૃત્તિના કારણરૂપ જે જે ક્રિયા કરવા લાગ્યા, તે ક્રિયાને અનુકૂળ વાણીવડે બ્રહ્મા વખાણવા લાગ્યા. જ્યારે તે બેઉ દૈત્યો ના પામ્યા ત્યારે શત્રુનો નાશ કરનાર નારાયણ ભગવાનને બ્રહ્માએ કહ્યું, જે. અ પે વિચિત્ર, સુંદર સ્ફુટ અને અતિ શુદ્ધ અંગહારોવડે દૈત્યોનો નાશ કર્યો માટે આપે કરેલા આ યુદ્ધનો ક્રમ સર્વ શસ્ત્ર મૂકવામાં 'ન્યાય" એવા ના થી પ્રસિદ્ધ થશે.

સર્વ યુદ્ધો ન્યાયથી ઉત્પન્ન થનાર અને ન્યાયનો આશ્રય કરનાર અં હારોવડેજ નિષ્પન્ન થાય છે, માટેજ અંગહારને "ન્યાય" એવું નામ આપ્યું ?

ત્યારપછી બ્રહ્માએ તે ન્યાયોને વેદોમાં આરોપણ કર્યા, પછી તેની, ના પ્રકારની ચારીથી વ્યાકુળ રંગભૂમિમાં નાટ્યપ્રયોગની સાથે રહેવાથી કાર્યે માં "વૃત્તિ" એવી સંજ્ઞા પડી.

ભગવાનની ક્રિયાઓની તુલ્ય જે જે ઋષિઓએ સ્તુતિ કરી તેની તે વાણીઓ સમાન વૃત્તિઓ રચાઇ.

અભિનયયુક્ત જે વાણી વેદથી ઉત્પન્ન થઇ, તે વાણી કાવ્યની ક્રિય

માટે બ્રહ્માએ નાટયમાં આરોપણ કરી; તેમાં ઋગ્વેદમાંથી ભારતી, યજુર્વેદમાંથી સાત્વતી, સામવેદમાંથી કૈશિકી અને અથર્વવેદમાંથી આરભટી વૃત્તિ લીધી.

જે વૃત્તિ વાણીમાં મુખ્ય છે, પુરૂષો જેનો પ્રયોગ કરી શકે છે, પરંતુ સ્ત્રીઓ નથી કરી શકતી; અને જે સંસ્કૃત ભાષાયુકત છે. તેને ભરતમુનિ પોતાના નામથી "ભારતી વૃત્તિ" કહે છે તેના અંગરૂપ ચાર ભેદ છે.

૧. પ્રરોચના, ૨. આમુખ, ૩. વીથી, ૪. પ્રહસન.

વિજય, અભ્યુદય અને કલ્યાણ કરનારી તેમજ સર્વ પાપને શમન કરનારી " પ્રરોચના" પૂર્વરંગમાં કરવી.

સૂત્રધાર સહિત નટી અને વિદૂષક અથવા પરિપાર્શ્વક જયાં " વીથી " નાં અંગોવડે અથવા બીજાવડે પોતાના કાર્ય સંબંધી વિચિત્ર વાકયોથી ભાષણ કરે તે " આમુખ " કહેવાય છે. એ આ મુખનાં અંગ પાંચ છે.

૧. ઉદ્ઘાત્યક, ૨. કથોદ્ઘાત, ૩. પ્રયોગાતિશય, ૪. પ્રવૃત્તક, ૫. અવલગિત.

ઉદ્ઘાત્યક અને અવલગિતનાં લક્ષણો આગળ કહેવાઈ ગયાં છે.

૩ કથોદ્ઘાત—જેમાં સૂત્રધારનું વાકય, અથવા તેના વાકયનો અર્થ ગ્રહણ કરી પાત્ર પ્રવેશ કરે તે.

વાકય ગ્રહણ જેમ–રત્નાવલીમાં.

## ગીતિ.

" અન્ય દ્વીપથી અથવા, દિગન્તથી કે સમુદ્ર મધ્યેથી;
ઇચ્છિતને લઈ આવી, ઝટ ઘટના વિધિ કરે વિનોદથી. "

ઇત્યાદિ સૂત્રધાર બોલે છે ત્યાં " ખરેખર એમજ એમાં સંદેહ શો ?' " અન્ય દ્વીપથી અથવા " ઇત્યાદિ બોલી યૌગન્ધરાયણનો પ્રવેશ.

વાકયાર્થગ્રહણ—જેમ–વેણીસંહારમાં.

## માલિની.

" કરી અરિ [1]પ્રશમેથી, વૈરનો વન્હિ શીત;
હરિ સહ મુદ પામો, પાંડવો ધારી પ્રીત,
અરપી વસુમતીને, [2]રક્ત શૃંગારે લ્હાવો;
[3]ક્ષત વિગ્રહ[4] સભૃત્યો, કૌરવો સ્વસ્થ થાઓ. "

આ રીતે સૂત્રધારે બોલેલ વાકયના અર્થને ગ્રહણ કરી ( નેપથ્યમાં ) " અરે દુરાત્મન્! વૃથામંગલવાચક ! કૌરવકુળ હું જીવતાં, વિશ્વે શું નિર્ભય વસે ? ધૃષ્ટપુત્ર ધૃતરાષ્ટ્રના, શું સદૈવ સુખિઆ થશે ?" આથી સૂત્રધાર અંદર જતો રહે છે અને ભીમસેનનો પ્રવેશ થાય છે.

૪ પ્રયોગાતિશય—સૂત્રધારના પ્રયોગ પછી પાત્ર પ્રવેશ કરે તે. " સાહિત્યદર્પણકાર " લખે છે કે એક પ્રયોગમાં અન્ય પ્રયોગ યોજાય અને તેથી પાત્ર પ્રવેશ થાય તે પ્રયોગાતિશય, જેમ—કુન્દમાલામાં

( નેપથ્યમાં ) આર્યા ! આમ આવો, આમ આવો—

સૂત્રધાર—અરે ! આ " આર્યા " એ નામથી મારા સહાયકને કોણ બોલાવે છે ? ( જોઈને ) અતિ કરૂણાજનક કષ્ટ વર્તે છે.

## શાર્દૂલવિક્રીડિત

લંકાધીશ ગૃહે રહી બહુ દિનો, છૂટેલ હાવાં હજી;
રામે ત્યાંજ જનાપવાદ ભયથી, વ્યાકુળ થૈને તજી;
કાઢી ગામ બહાર વાર ન કરી, સીતા સગર્ભા છતાં;
ખેંચે લક્ષ્મણ આ ખરેખર અરે, તેને વને લૈ જતાં.

આહીં નૃત્ય પ્રયોગ માટે પોતાની સ્ત્રી નટીને બોલાવવા ઇચ્છતા સૂત્રધારે " ખેંચે લક્ષ્મણ આ ખરેખર અરે, તેને વને લૈ જતાં " એ વાકયર્થ

---

૧. શાન્તિથી. ૨. રૂધિર. ૩. નષ્ટ, ૪. શરીર.

પોતાનો નૃત્યરૂપ પ્રયોગ પડતો મૂકી સીતા લક્ષ્મણના પ્રવેશ સૂચન રૂપ પ્રયોગ યોજ્યો.

૫ પ્રવૃત્તક—ચાલતા કાર્યનો આશ્રય લઇને સૂત્રધાર જે વર્ણન કરે તેના આશ્રયથી પાત્ર પ્રવેશ કરે તે. જેમ—

## હરિગીત.

આનંદદાયક પ્રકટ નિર્મલ, [1]ચન્દ્રહાસ કરે ધરી,
અતિ શુદ્ધ તેમજ કાન્ત, પોષણ બન્ધુ [2]જીવતણું કરી;
આ ઉગ્ર રાવણસમ ઉખેડી, ગાઢ તમ ઘન સમયને;
થઇ પ્રાપ્ત રામ સમાન શરદ, વિશેષ લેવા વિજયને.

ત્યાર પછી ઉપર બતાવ્યા મુજબ વ્યાપારવાળા રામચન્દ્ર પ્રવેશ કરે છે.

ઉપર કહેલ પાંચમાંથી એકની, યોજના પૂર્વક પાત્રવડે આમુખ-સન્ધિ કરવો.

વીથી અને પ્રહસનનું લક્ષણ આગળ કહેવાઇ ગયું છે.

જે સત્વગુણ અને ન્યાયયુક્ત હોય, જેમાં હર્ષ અધિક હોય અને જે શોક રહિત હોય તે વૃત્તિ "સાત્વતી" કહેવાય છે. તેમાં વીર, અદ્ભુત અને રૌદ્રરસ આવે છે; શૃંગાર, કરૂણ અને શાન્ત આવતા નથી; વક્તા પુરૂષ ઉદ્ધત હોય છે, અને તે પરસ્પરના સંઘર્ષથી ઉત્પન્ન થાય છે. તેના ચાર ભેદ છે.

૧. ઉત્થાપક, ૨. પરિવર્ત્તક, ૩. સંલાપક, ૪. સંહાત્યક.

૧ ઉત્થાપક—જેમાં "હું પણ ઉઠું છું, તું પોતાની શક્તિ બતાવ" એવાં વચનોના આશ્રયથી સંઘર્ષ ઉત્પન્ન થાય તે. જેમ—

વાલી—[ રામ પ્રતિ ]

## ઘનાક્ષરી.

આનંદને કાજ તેજ વિસ્મયને કાજ મારી,

---

૧. ચન્દ્રરૂપી હાસ. અથવા તલવાર. ૨. બન્ધુના જીવ અથવા બન્ધુ જીવ (બપોરિયાનું વૃક્ષ.)

ઉપર નિપુણિકા સર્પનો ભ્રમ કરાવનાર લાકડીનો પ્રહાર કરે છે. એજ રીતે વક્ષ્યમાણ (હવે પછી કહેવાશે તે) માં પણ વાણી, વેષ અને ચેષ્ટાના ભેદ સમજી લેવા.

આત્મોપક્ષેપ નર્મ જેમ—

## સવૈયા-એકત્રીસા.

પાણી પી, અહિં રહી ગાળ મધ્યાહ્નકાળ શ્રમજળને ટાળ,
શૂન્ય [1]પ્રપામંડપની તારે પાન્થ ! સદા લેવી સંભાળ;
તેજ તારી પ્યારીનું સ્મરણ કર, જે પીડિત છે પંચશરે,
[2]પ્રપાપાલિકા હું જેવી, તારૂં મન રંજન નહીં કરે.

સંભોગનર્મ—જેમ—

## ગીતિ.

જઇ સૂર્યાસ્ત પહેલાં, પતિ પાસે એની ઇચ્છા ન થતાં;
ગૃહિણી પાય ગ્રહીને, હૃદયનાથને હલાવતી હસતાં.

માનનર્મ જેમ—

## વસન્તતિલકા

છો નાથ ! નૂતન નખક્ષતને છુપાવો,
આડો ભલે અધરને કર દૈ દિપાવો;
[3]સંપ્રાપ્ત નૂતન વિમર્દનથી સુગન્ધ,
સંતાડવા પતિ ! કયો રચશો પ્રબન્ધ ?

ભયનર્મ જેમ—રત્નાવલીમાં

સુસંગતા—( ચિત્ર જોતી વખતે ) મેં ચિત્રફલકની સાથે આ સ[illegible] હકીકત જાણી લીધી છે તે દેવીની આગળ જઇ હમણ[illegible] નિવેદન કરીશ.

સશૃંગારહાસ્યનર્મ જેમ—

---

૧. પીયાવો—પાણીનું પરબ, ૨. પીયાવાનું રક્ષણ કરનારી—પાણી પાનારી. ૩ પ્રાપ્ત

### વસન્તતિલકા

ખુલ્લું પડયું કપટ વ્યર્થ થયા ઉપાય,
કીધો વિચારી ઝટ સંભ્રમને સહાય;
" છે આ શું પાછળ ?" કહી પ્રમદા ડરાવી,
આલિંગી ધુર્ત પતિએ અતિ હર્ષ લાવી.

૨ નર્મસ્ફૂર્જ—આરંભમાં નાયક નાયિકાનો સમાગમ તથા સંભોગ, પ્રીતિની ઉત્પત્તિ, પ્રીતિયુક્ત વાકય તેમજ છેલ્લે ભય ઉત્પન્ન થાય તે.

જેમ—માલવિકાગ્નિમિત્રમાં

રાજા—

### ગીતિ

તજ સંગમભય સુન્દરિ !, બહુ દિનનો પ્રણયાર્થી કહું તુજને;
આમ્રપણું પામ્યો છું, સ્વીકાર બની અતિમુક્તલતા મુજને.

માલવિકા—દેવીના ભયથી હું, મારૂં પોતાનું પણ પ્રિય કરવા સમર્થ નથી. "ઇત્યાદિ"

૩ નર્મસ્ફોટ—જેમાં વિવિધ ભાવોના બહુ ભેદવાળા લેશવડે અપૂર્ણ રસનો આક્ષેપ થાય તે. જેમ માલતીમાધવમાં—

મકરન્દ—

### છપ્પય

ગતિ આલસ્ય ભરેલ, શૂન્ય દૃષ્ટિ દેખાયે;
શોભા રહિત શરીર, શ્વાસનું જોર જણાયે;
વર્તે છે ગૃહ વિષે, હુકમ સ્મરનો વળી સાચો;
યૌવન તણો વિકાર, કોઇ કહી શકે ન કાચો;
એજ અન્ય હોયે નહિ, લક્ષે સહુ સ્થિતિ લાવતાં;
મધુર લલિત ભાવો ભલા, તે તે ધૈર્ય તજાવતા.

આહીં મન્દગતિ આદિ ભાવ લેશથી માધવનો માલતી ઉપરનો અલ્પ અનુરાગ પ્રકાશિત કર્યો.

૪ નર્મગર્ભ—નાયક કોઇ કાર્ય વશથી રૂપ, જ્ઞાન અને માન વગેરે ગુણોને ગુપ્ત રાખી વ્યવહાર કરે તે. જેમ માલતીમાધવમાં સખીનું રૂપ ધારણ કરનારા માધવે મરવા તૈયાર થએલી માલતીને તેમ કરતાં રોકી. ઇત્યાદિ.

૪ જે સાહસ ગુણવાળી હોય તથા જેમાં બહુ કપટ, છેતરપીંડી, દંભ અને અસત્ય રહેલાં હોય; તેમજ પાડવું, કૂદવું, ઠેકવું, કાપવું, માયાથી બતાવેલ ઇન્દ્રજાળ અને વિચિત્ર ઇન્દ્રજાળ જેમાં હોય તે " આરભટીવૃત્તિ " કહેવાય છે. તેના ચાર ભેદ છે.

૧. સંક્ષિપ્તિ, ૨. અવપાત, ૩. વસ્તુત્થાપન, ૪. સંફેટ.

૧ સંક્ષિપ્તિ—પુતળીઓ તેમજ પડદાઓ વિગેરે વસ્તુની કારીગરી બતાવવી તે. જેમ—ઉદયન ચરિતમાં કાષ્ઠહસ્તિ પ્રયોગ.

પ્રથમના નાયકની જગોએ અન્ય નાયકની યોજના કરવી તેને સંક્ષિપ્તિ કહે છે. જેમ—વાલીની જગોએ સુગ્રીવની યોજના.

અથવા તો નાયકની પ્રથમાવસ્થા તજાવી અન્ય અવસ્થા ધારણ કરાવવી તે સંક્ષિપ્તિ જેમ—પરશુરામના ઉદ્ધતપણાને છોડાવી શાંતિગ્રહણ કરાવી તે.

૨ અવપાત—ભય અથવા હર્ષ થવો, તેમજ નાસવું, પડવું, સંભ્રમ, આવરણ, તત્કાળ પેસવું અને નિકળવું તે. જેમ—કૃત્યરાવણના છઠા અંકમાં.

" પુરૂષ પ્રવેશ કરીને ખડગહસ્ત"—ત્યાંથી માંડી નિષ્ક્રમણ પર્યન્ત.

૩ વસ્તુત્થાપન—જેમાં ઘણા રસ હોય, તેમજ નાસવું તથા ઉભા રહેવું વિગેરે કાર્ય બતાવાય તે. જેમ—ઉદાત્તરાઘવમાં.

### સાર્દુલવિક્રીડિત.

જીતાયાં અતિ અન્ધકાર સમૂહે, આકાશમાં વ્યાપ્ત આ;
તેજસ્ત્રી રવિના સમસ્ત કિરણો, શાને અકસ્માત આ;
સર્વે ઉગ્ર કબંધ કંઠરૂધિરે, ટાળી ક્ષુધા સંચરે;
શબ્દો તીવ્ર શ્રગાલ આ ભય ભર્યા, ઉલ્કામુખે ઉચરે.

૪ સંફેટ—જેમાં વેગથી બાહુ યુદ્ધ અથવા યુદ્ધ હોય, કપટ ખુલ્લું પડે અને શસ્ત્રપ્રહાર હોય તે. જેમ—માલતીમાધવમાં માધવ અને અઘોર ઘંટની લડાઇ.

શૃંગાર,હાસ્ય અને કરૂણમાં "કૌશિકી" વીર અને અદ્દભુતમાં ' સાત્વ-તી" રૌદ્ર અને ભયાનકમાં "આરભટી" તેમજ બિભત્સ અને કરૂણમાં "ભા-રતી" વૃત્તિ યોજવી.



## આહાર્યાભિનય.

આહાર્યાભિનયમાં સર્વ નાટ્યપ્રયોગ રહેલો છે અને તે નેપથ્ય (પોશાક) વિગેરે વિવિધ અવસ્થા તથા પ્રકૃતિને યત્ન સિવાય સ્ફુટ જણાવનારો છે.

આહાર્યાભિનય એટલે નેપથ્યજ (પોશાકથી ઉત્પન્ન થતો ) વિધિ. એ વિધિ શ્રેષ્ઠ રીતે નાટ્યનો પ્રયોગ કરનારે પ્રયત્નથી કરવો.

નેપથ્યના ચાર ભેદ છે.

૧. નેપથ્ય, ૨. મુક્તાલંકાર, ૩. નાટ્યાઙ્ગરચના, ૪. સજીવનેપથ્ય વિધિ મનુષ્યમાં પ્રસિદ્ધ છે, માટે પ્રથમ તે નહિ ક્હેતાં પ્રતિમાઓ અથવા પુસ્ત (કાષ્ટની પુતળીઓ)માં તે કેમ કરવો, તથા તેના કેટલા ભેદ છે તે કહીએ છીએ.

વિવિધ રૂપ અને પ્રમાણવડે પુસ્તના ત્રણ ભેદ છે.

૧. સન્ધિમ, ૨. વ્યાજિમ, ૩. વેષ્ટિત.

સન્ધિમ—નરકમાં રહેનાર પ્રતિમાને કેલિંજ (સાદરી), ચર્મ અથવા વસ્ત્ર ઓઢાડી જે રૂપ બતાવાય તે.

વ્યાજિમ—મંત્રવડે ક્રિયા કરવામાં આવે તે.

વેષ્ટિત—વસ્ત્ર ઓઢાડી ક્રિયા કરવામાં આવે તે.

નાટકમાં સ્વભાવ, વાહન, વિમાન, બખતર, માર્ગ, ધ્વજા અને પર્વતો બતાવવામાં આવે છે તે “પુસ્ત” કહેવાય છે.

જેની અંગ અને ઉપાંગમાં યોજના થાય છે. એવા પુષ્પભૂષણ તથા વસ્ત્રના વિવિધ યોગને અલંકાર કહે છે.

પુષ્પના પાંચ ભેદ છે—

૧. વિષ્ટિમ, ૨. વિતત, ૩. સંઘાત્ય, ૪. તેપિત, ૫. પ્રલંબિત.

ભૂષણના ચાર ભેદ છે—

૧. આવેધ્ય, ૨. બન્ધનીય, ૩. ક્ષેપ્ય, ૪. આરોપ્યક.

આવેધ્ય—કુંડલ વગેરે કાનનાં ઘરેણાં.

બન્ધનીય—મેખલા ( કંદોરા ) તથા બાજુ વગેરે.

ક્ષેપ્ય—ઝાંઝર, લંગર, તોડા અને વસ્ત્ર વગેરે.

આરોપ્યક—સોનાના દોરા તથા હાર વગેરે.

જુદા જુદા દેશોમાં પુરૂષોએ પહેરવાનાં આભૂષણો.

મુકુટ, ચૂડામણી—એ માથાનાં ઘરેણાં છે.

કુંડલ—એ એકજ કાનનું આભરણ છે.

મુક્તાવલી, હર્ષક અને સૂત્રક—એ કંઠનાં આભૂષણ છે.

વીંટી, મુદ્રિકા—આંગળીનું આભૂષણ છે.

કેયૂર. અંગદ—એ બે કોણી ઉપર બાંધવાનાં આભુષણ છે.

ત્રિસર, હાર—ડોક અને છાતીનાં ઘરેણાં છે.

મુક્તાહાર—નાભિ સુધી લટકતો હાર, દેહનું ભૂષણ છે.

તરલ, સૂત્રક—કેડનાં ઘરેણાં.

# દેવતાઓ, રાજાઓ અને સ્ત્રીઓનાં આભરણો.

| | | |
|---|---|---|
| શિખાપાસ. | કુંડલ. | કર્ણિકા. |
| શિખાજાલ. | ખર્કૂપાત્ર. | કર્ણવલય. |
| ખંડપત્ર. | વેણીગુચ્છ. | પત્રકર્ણિકા. |
| ચૂડામણિ. | દારક. | આપેશ્રુક. |
| મકરિકા. | લલાટતિલક. | કર્ણમુદ્રા |
| મુકતાજાલ. | ભ્રૂકશોપરિગુચ્છ. | કર્ણોત્પલક. |
| ગવાક્ષિ. | કુસુમાનુકૃતિ. | રત્નજટિતદન્તપત્ર. |

કર્ણપુર—કાનનું ભૂષણ.

તિલક, પત્રલેખા— ગાલનું ભૂષણ.

મુકતાવલી, વ્યાલપઙ્ક્તિ, મંજરી, રત્નમાલિકા, રત્નાવલી અને સૂત્રક—કંઠનાં આભૂષણો.

મુદ્રા, અંગુલીય—આંગળીઓનાં ઘરેણાં.

શંખ, કલાપી, કટક, પત્રપૂરક, ખર્જૂરક અને અશોપિતિક—બાહૂનાં જુદી જુદી જાતનાં આભૂષણો.

મુકતાજાલ, તિલક, મેખલા, કાંચી, રસના અને કલાપ—કેડનાં ઘરેણાં. (કંદોરા). તેમાં એક સેરની કાંચી, આઠ સેરની રસના, અને પચીશ સેરનો કલાપ.

મુકતાહાર—બત્રીશ સેરનો, સોળ સેરનો, આઠ સેરનો, ચોસઠ સેરનો તથા સો સેરનો પણ થાય છે; અને તે દેવની સ્ત્રીઓને અથવા રાજાઓની રાણીઓને પહેરવા યોગ્ય છે.

નુપુર, કિંકિણી, ઘંટિકા, લાલ, સુઘોષ અને કટક એ પગની ઘુંટી ઉપર પહેરવાનાં આભૂષણો છે.

પાદપાત્ર—પગમાં પહેરવાનું આભૂષણ.

અંગુલીયક—આંગળીઓમાં પહેરવાનું આભૂષણ.

એ રીતે સંયોગજન્ય વર્ણો કહ્યા, ને સિવાય પણ ત્રણ રંગ મળ વાથી અથવા ચાર રંગ મળવાથી બીજા ઘણા વર્ણો થાય છે તેને ઉપવર્ણ કહે છે.



## રંગ મેળવવાની રીતિ.

બળવાન રંગનો એક ભાગ લેવો અને દુર્બળના બે ભાગ લઇને મિશ્રણ કરવું, પરંતુ લીલા રંગનો એક ભાગ હોય ત્યારે બીજા રંગના ચાર ભાગ લેવા કારણકે લીલો રંગ ઘણો બળવાન છે

એ પ્રમાણે તૈયાર કરેલ રંગથી મુખાદિ અંગોને જોઇએ તેવા રંગનાં કરવાં. લગાવેલ રંગથી ઢંકાએલું શરીર પોતાના સ્વાભાવિક રૂપથી ફરી જઇ પ ત્રના યોગ્ય રૂપમાં આવે છે, અને તે નાટક ભજવવાને યોગ્ય સમજવું.

પ્રાણી જેમ બીજા દેહમાં પ્રવેશ કરી પૂર્વ દેહને ભૂલી જાય છે અને પ્રાપ્ત થએલ દેહના સ્વભાવને અનુસરે છે તેમ પુરૂષ પણ વેષાદિવડે પૂર્વ દેહને ઢાંકી, જેનો વેષ ધરે તેના સ્વભાવનું અનુકરણ કરે છે.

દેવ, દૈત્ય, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ અને સર્પ એ બધા પ્રાણી સમુદાય છે.

પર્વત, મહેલ, યંત્ર, ઢાલ, બખતર, ધ્વજ અને નાના પ્રકારના આયુધોને પણ પ્રાણી સમજવાં, અર્થાત્ તેઓ પણ નાટકમાં કોઇ પ્રસંગે કોઇ કારણથી, શરીર ધારણ કરી, વેષ પહેરી ભાષા બોલતા પાત્રરૂપે પ્રવેશ કરે છે.

સ્વાભાવિક (મૂળ) રંગ અને તેના સંયોગના પ્રકાર જાણી, તેવડે જાતિ તેમજ અવસ્થાને જોઇને અંગની રચના કરવી.

રૂદ્ર, સૂર્ય, બ્રહ્મા અને કાર્તિકેયનો વર્ણ સુવર્ણના જેવો કરવો. ચન્દ્ર, બૃહસ્પતિ, શુક્ર, વરૂણ અને સમુદ્રનો વર્ણ શ્વેત કરવો. મંગળનો વર્ણ રાતો અને બુધ તથા અગ્નિનો વર્ણ પીળો જાણવો. નારાયણ નર, સોમનાગ, વાસુકિ, દૈત્ય, દાનવ, રાક્ષસ, ગુહ્યક, પર્વત, પિશાચ, પ્રાણી અને આકાશનો વર્ણ કાળો જાણવો.

એ રીતે યક્ષ, ગન્ધર્વ, ભૂત, સર્પ વિદ્યાધર, પિતૃ અને મનુષ્યોના વર્ણો જુદી જુદી જાતના કરવા.

ષડગુણ દ્વીપમાં રહેનાર મનુષ્યોનો વર્ણ તપાવેલ સોનાના જેવો જાણવો, જમ્બુદ્વીપમાં રહેનાર મનુષ્યોના વર્ણ જુદી જુદી જાતના છે, પરંતુ તે પણ ઉત્તરકુરૂ દેશનો ત્યાગ કરીને બાકીનાનો સુવર્ણ સમાન રંગ જાણવો. ઉત્તરકુરૂમાં રહેનાર મનુષ્યોનો રંગ શ્વેત હોય છે. કેતુમાલખંડનાં મનુષ્યો નીલવર્ણનાં છે. અને બાકીના ખંડોમાં ગૌરવર્ણનાં મનુષ્યો જાણવાં. ભરતખંડમાં ત્રાંબાના વર્ણવાળા મનુષ્યો વસે છે અને તેમાં જ્ઞાની પુરૂષો તો પદ્મ વર્ણના, ગૌર અને શ્યામ પણ હોય છે.

સુખી મનુષ્યોનો વર્ણ ગૌર કરવો, અને કુકર્મી, ગ્રહગ્રસ્ત, રોગી, તપસ્વી તથા યજ્ઞ કરનારનો વર્ણ કાળો; તેમજ નીચનો વર્ણ પણ કાળો કરવો.

ઋષિઓનો વર્ણ હમેશાં બોરના જેવો રાતો કરવો, પરંતુ તપ કરતાં તપસ્વીઓનો વર્ણ કોઈ કારણના મિષથી અથવા પોતાની ઈચ્છાથી દેશ, જાતિ અને તપને અનુસરી બીજો પણ કરવો.

દેશ, જાતિ, કર્મ અને પાત્રોનો ઉદ્દેશ જોઈને વર્ણ યોજવો.

ભીલ અને બીજા જંગલી આ પ્રદેશના, કાશીના, અયોધ્યાના, પુલિન્દના અને દક્ષિણી લોકો બહુધા કાળા વર્ણના કહ્યા છે.

શક લોકો, મુસલમીનો અને બાલ્હીક દેશના લોકો ઘણે ભાગે ગૌર વર્ણના; તેમજ ઉત્તર તરફ અને પશ્ચિમ દેશમાં રહેનાર મનુષ્યો પણ ગૌરવર્ણના હોય છે.

પાંચાલ, શૂરસેન, માહિષ, મગધ, અંગ, વંગ અને કલિંગ દેશના લોકોનો વર્ણ શ્યામ કરવો.

બ્રાહ્મણ તથા ક્ષત્રીઓનો વર્ણ ગૌર અને વૈશ્ય તથા શૂદ્રોનો વર્ણ શ્યામ કરવો.

આ રીતે અંગ અને ઉપાંગોમાં વર્તન કરી, પછી દેશ, કાળ અને અવસ્થાને યોગ્ય શ્મશ્રુ ( દાઢી ) બનાવવી.

## શ્મશ્રુ.

જુદી જુદી અવસ્થાઓને લઇને દાઢીના ચાર ભેદ છે.

૧. શુદ્ધ (ધોળી), ૨. વિચિત્ર, ૩. શ્યામ, ૪. રોમસ (લાંબા વાળવાળી).

બ્રહ્મચારી વગેરેની, પ્રધાનની અને પુરોહિતની દાઢી ધોળી કરવી; પોતાની પ્રતિજ્ઞાને પાર નહિ ઉતરનાર, દુઃખી, તપસ્વી અને વ્યસની પુરૂષોની દાઢી શ્યામ કરવી.

મધ્યસ્થ, દીક્ષિત, દિવ્ય પુરૂષો, સિદ્ધલોક, વિદ્યાધર વિગેરે દેવો, રાજાઓ, રાજકુમારો, રાજાના હજુરીયાઓ, વિલાસી જનો અને યુવાવસ્થાવડે ઉન્મત્ત જનોની દાઢી વિચિત્ર કરવી.

ઋષિઓ, તપસ્વીઓ અને ઘણા કાળ ચાન્દ્રાયણાદિ વ્રત ધારણ કરનાર તથા બારવટું કરનાર પુરૂષોની દાઢી લાંબી કરવી.



## વેષ.

વેષ ત્રણ પ્રકારનો છે. ૧–શુદ્ધ–૨–વિચિત્ર–૩–મલિન.

સ્ત્રી અથવા પુરૂષનું કાર્ય ધર્મપ્રવૃત્ત હોય ત્યાં તેનો શુદ્ધ વેષ કલ્પવો. તેમજ દેવ, દાનવ, યક્ષ, ગન્ધર્વ, સર્પ રાક્ષસ, રાજા, હજુરી, પ્રધાન, વણિક, પુરોહિત, સિદ્ધ, વિદ્યાધર, શસ્ત્રજ્ઞ પુરૂષો અને પોતાના સ્થાનમાં રહેનાર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વિગેરે મનુષ્યોનો વેષ શુદ્ધ કરવો.

ઉન્મત્ત, પ્રમત્ત, મુસાફર અને અતિ વ્યસની પુરૂષનો વેષ મલિન કરવો.

શુદ્ધ વેષ પહેરાવવો હોય ત્યાં શુદ્ધ (ધોળાં) અને વિચિત્ર વેષ પહેરાવવો હોય ત્યાં રંગેલ તેમજ વિચિત્ર પ્રકારનાં હલકાં અથવા કિમ્મતી વસ્ત્રો પહેરાવવાં, અને મલિન વેષ પહેરાવવો હોય ત્યાં તો મેલાં લુગડાં પહેરાવવાં.

મુનિઓ, શાકયમુનિ (બૌદ્ધભેદ) સન્યાસી અને પાશુપત વિગેરેનો વેષ તેમના વ્રતને અનુસરી લોકરૂઢી પ્રમાણે કરવો.

તપસ્વીઓનો વેષ વસ્ત્ર, વલ્કલ (ઝાડની છાલ) અથવા મૃગ ચર્મનો કરવો.

રાજાઓના જનાનામાં રહેનાર માણસોને લૂગડાં અને ડગલા ભગવા રંગના પહેરાવવાં કુળવાન પુરૂષોને તેમની અવસ્થાને યોગ્ય સુંદર વેષ પહેરાવવો. રણસંગ્રામમાં જનાર શૂરવીર પુરૂષોને વિચિત્ર પ્રકારનાં હથિઆર અને બખતર પહેરાવવાં, તુણ (ભાથું) તથા ધનુષ ધારણ કરાવવું, તેમજ વિચિત્ર પ્રકારનો વેષ ધારણ કરાવવો. રાજાઓને તો હંમેશાં વિચિત્ર વેષજ પહેરાવવો, પરંતુ નક્ષત્ર આદિના ઉત્પાત સમયમાં અથવા શુભ પ્રસંગમાં શુદ્ધ વેષ રાખવો.

આ રીતે સુજ્ઞજનોએ ઉત્તમ, મધ્યમ અને અધમ એવાં સ્ત્રી તથા પુરૂષોનો વેષ તેમના દેશ, જાતિ તથા ગુણને જોઈ કરવો.

નાટકની અંદર વિવિધ અવસ્થાઓમાં આવતા શુભાશુભ પ્રસંગમાં વિચારીને યોગ્ય વેષ રચવો.



## मुकुट.

નાટકમાં દિવ્ય પુરૂષોને તથા રાજા વિગેરેને પોતપોતાના દેશ અને જાતિને યોગ્ય મુકુટ પહેરાવવો.

દેવ અને રાજાઓના મુકુટના ત્રણ પ્રકાર છે.

૧. પાર્શ્વગત, ૨. મસ્તકિન ૩. કિરીટિન.

દેવ, ગન્ધર્વ, યક્ષ, સર્પો અને રાક્ષસોને "પાર્શ્વગત" દેવતાઓમાં જે ઉત્તમ હોય તેઓને "કિરીટિન," કનિષ્ઠોને માટે "પાર્શ્વગત" મૌલિ (મુકુટ) અને મધ્યમ વર્ગના દેવોને માટે તેમજ રાજાઓને માટે "મસ્તકિન' વિદ્યાધરોને, સિદ્ધોને તથા વાનરોને કેશ ગુંથી તેને મુકુટરૂપ બનાવી પહેરાવવા

દેવ, દાનવ તથા યક્ષોના કેશ અને નેત્ર પીળાં કરવાં, તેમજ દાઢીના વાળ લીલા અથવા જુદી જુદી જાતના કરવા.

સેનાપતિ અને યુવરાજને માટે અર્ધ મુકુટ કરવો, તથા લુચ્ચા અને મશ્કરા મનુષ્યોને પણ અર્ધમુકુટ પહેરાવવો.

કારભારી, હજુરી, ચાકર, શેઠ તથા પુરોહિતને માટે મ્હોટા લાંબા ફેંટા બંધાવવા.

ભૂત, પિશાચ, ઉન્મત્ત (ગાંડો) અને તપસ્વીઓને માથે છુટા કેશ રાખવા. બાળકોને માથે ત્રણ શિખાઓ રાખવી. મુનિને માથે મુકુટ પહેરાવવો હોય તો મોરનાં પીછાંનો કરવો.

વિદૂષકને માથે કાકપદ ટાકપદ (કાગડાના પગ જેવી નિશાની) કરવું અથવા ઢાલ રાખવી, તથા ચાકરને માથે ત્રણ શિખાઓ કરવી; અને બાકીના મનુષ્યોએ દેશ, જાતિ તથા અવસ્થાનો વિચાર કરી તે પ્રમાણે માથું રાખવું.



## सज्जीव.

જે પ્રાણીઓનો નાટકની અંદર પ્રવેશ કરવામાં આવે છે તેને "સજીવ" કહે છે, તે પ્રથમ નેપથ્યના ભેદમાં આવી ગએલ છે, તેના ત્રણ ભેદ છે.

૧. ચતુષ્પદ, ૨. દ્વિપદ, ૩. અપદ.

સર્પો "અપદ", પક્ષી અને મનુષ્યો "દ્વિપદ", તેમજ વનમાં અને ગામમાં રહેનાર પશુઓ "ચતુષ્પદ" કહેવાય છે.

ઉપર કહેલ ત્રણે પ્રાણીઓનો ક્રોધયુકત ભાષણવડે અટકાવ માટે અથવા મદદ માટે હથિયાર સહિત નાટકમાં પ્રવેશ કરાવવો.



## आयुध प्रमाण.

આયુધ જાણનાર પુરૂષોએ સર્વ આયુધો માપ પ્રમાણે કરવાં. ભિણ્ડિ (ગોફણ) બાર તાલ લાંબી, ભાલું દશ તાલ લાંબું અને શતઘ્ની (સાંગ) આઠ તાલ લાંબી કરવી, તેમજ શૂળ (બરછી) અને તોમર (ગરંજ) પણ તેટલાંજ માપનાં કરવાં.

ધનુષ આઠ તાલ લાંબુ કરવું, તથા બાણ, ગદા અને ચક્ર ચાર ચાર તાલનાં કરવાં. તલવાર ચત્વારિંશત્ (ચાળીશ) આંગળની, ચક્ર બાર આંગળનું અને પ્રાસ ( ભાલાનું ફળું ) છ આંગળનો કરવો. દંડક ( આયુધ. વિ ) વીશ આંગળનું અને કંપન આયુધ. વિ. ) પણ વીશ આંગળનું કરવું સબળ (આ. વિ.) સોળ આંગળનું બનાવવું તેમજ ખેટક (ઢાલ) ત્રીશ આંગળનું બનાવવું. જર્જરધ્વજને માટે દંડ જોઇએ, તથા વસ્તુ પ્રતિકૃતિ, છત્ર, ચામર તથા સોનાનો ઘડો વિગેરે જે કોઇ ચીજ મનુષ્યોમાં વપરાતી હોય તે બધી નાટકમાં પણ ઉપયોગી છે એમ જાણવું. જે વસ્તુ જે પ્રસંગમાં આવતી હોય તે પ્રસંગથીજ તે વસ્તુનું સ્વરૂપ જાણી લેવું.

ધ્વજ ( ધ્વજા )ના દેવ ઇન્દ્ર છે એમ પ્રથમ કહેવાઇ ગયું છે તેમ તેનું લક્ષણ પણ કહ્યું છે, માટે એક જર્જરધ્વજ લાકડાનો બનાવવો, અથવા ઝાડની ડાળીનો કે વાંસડાનો પણ બનાવાય છે, તેમાં વાસનો કરવો એ ઉત્તમ છે.



## વંશલક્ષણ.

સારી ભૂમીમાં તથા પુષ્ય નક્ષત્રમાં ઉત્પન્ન થએલો અથવા પુષ્ય નક્ષત્રમાં કાપેલો વાંસ ધ્વજને માટે લેવો, તેનું પ્રમાણ એકસો આઠ આંગળનું રાખવું, તેને પાંચ પર્વ ( કાતળી ) અને ચાર ગાંઠો રાખવી, પણ તે મ્હોટી ન હોવી જોઇએ; વળી ગાંઠોમાંથી ઝીણી ઝીણી ડાળો નિકળેલી હોય, છિદ્ર વિનાનો, અક્ષત પર્વવાળો અને બરાબર માપવાળો વાંસ લઇ, તેને મધ, ઘી અને સરસવ ચોપડી, પુષ્પ તથા ધૂપવડે તેની પૂજા કરી ધ્વજને માટે ગ્રહણ કરવો.

જે વિધિ વાંસને માટે કહ્યો, તે વિધિ જર્જરધ્વજને પણ કરી તેને વાંસ માથે આરોપવો.

હમેશાં જેનાં પાંદડાં પીળાં હોય તથા જેમાં ધોળા તલ પડેલા હોય તેને " પુષ્પવેણુ " કહે છે; અને તે દરેક કાર્યમાં પ્રશસ્ત (વખાણવા યોગ્ય) છે.



## દંડ ( લાકડી ) લક્ષણ.

કોઠી, બીલી, અથવા વાંસની લાકડી કરવી; અને તે વાંકી કરવી, પરંતુ કીડાઓએ ખાધેલી કે સડેલી ન હોવી જોઇએ, વળી તે પાતળી શાખાની કરવી.

લક્ષણ રહિત દંડ અથવા જર્જરધ્વજ કરવાથી હાનિ થાય છે.

## પ્રતિશીર્ષ ( મોઢાનું મોરૂં. )

પ્રતિશીર્ષ કરવા માટે બત્રીશ આંગળની એક ઘડી તૈયાર કરવી, તે ઘડી તૈયાર કરવા માટે પ્રથમ માથાના જેવું કોલસાની રાખનું, ફોતરાંનું, માટીનું અથવા હરકોઇ પદાર્થનું ચોકઠું કરી, તેની ઉપર બીલીના ગર્ભમાં પાણી નાંખી, તેને ઉકાળી તૈયાર કરેલ રસવડે ચોપડેલ વસ્ત્રો બરાબર ચોટાડવાં, તેને તાપમાં સુકવ્યા પછી બીજી વખત ચોટાડવાં, એમ બરાબર મજબુત થાય ત્યાંસુધી લગાવ્યા કરવું, અને પછી તદ્દન સુકાઇ જાય ત્યાર પછી તેના નિયમ પ્રમાણે તીક્ષ્ણ અને નાના હથિઆર વડે બરાબર ઉભા બે ભાગ કરવા, પછી તેના માપ પ્રમાણે લલાટનો ભાગ ચિતરવો, તેના ઉપર ઘણી બારીકીથી ઉત્તમ કારીગરીવાળા હીરા, માણેક અને નીલમ વિગેરે રત્નોથી શોભાવેલા અનેક વર્ણના મુકુટ કરવા; તેમજ ઘરેણાં અને હથિઆર વિગેરે હરકોઇ નાટકને ઉપયોગી વસ્તુની પ્રતિકૃતિ બનાવી ઉપયોગ કરવો.

આ સચરાચર જગતમાં હરકોઇ કારીગરી અથવા નકશી છે, તે બધી નાટકને ઉપયોગી છે, નાટકને ઉપયોગી હરકોઈ કારીગરી તે તેને પોતાની મેળે પ્રાપ્ત થાય છે, કારણ કે નાટક તેજ કારીગરી વિગેરેનો આશ્રય છે, માટે આશ્રિતજ આશ્રયને ખોળે છે.

નાટક વડેજ યંત્રો અને શિલ્પ આદિ અનેક ક્રિયાઓ ઉત્પન્ન થઇ છે. તેનું લક્ષણ તેમજ પ્રમાણ પણ નાટકથીજ નિશ્ચિત કર્યું છે.

બ્રહ્માએ તમામ સૃષ્ટિમાં મનુષ્યોનો સ્વર ભિન્નભિન્ન કર્યો છે, પરંતુ તેનું બહુધા અનુકરણ થતું નથી; કારણકે જગત્માં જે વસ્તુના ભેદ અને જેનું લક્ષણ થઇ શકતું હોય તેનુંજ અનુકરણ નાટકને ઉપયોગી થાય છે.

# વિવિધ પ્રતિકૃતિ. (નકલ)

મ્હોટા મહેલ, ઘર, વાહન અને વિવિધ પ્રકારનાં હથિઆરો જે પ્રમાણે લોકમાં બને છે તેવાં નાટકમાં કરી શકાતાં નથી. માટે તેની પ્રતિકૃતિ કરવી, તેમાં પ્રથમ જેમ લોકમાં ઘર, વાહન વિગેરે હોય છે તેને લોકધર્મી કહે છે; અને તેની નાટકમાં પ્રતિકૃતિ કરવામાં આવે તેને નાટ્યધર્મી કહે છે; અર્થાત્ સ્વભાવને લોકધર્મી અને અનુકરણને નાટ્યધર્મી કહે છે.

હથિઆર વિગેરે કોઈપણ વસ્તુ લોઢાની બનાવવી નહિ, કારણકે તે વજનમાં વધી જાય છે અને ઉપાડવામાં મહેનત પડે છે; માટે ચામડાની, લુગડાંની અથવા વાંસની છાલની બનાવવી કે જે ઉપાડવામાં હલકી થાય.

બખતર, ઢાલ, ધ્વજ, પર્વતો, મ્હોટા મહેલો, દેવની મૂર્તિઓ, ગુફાઓ, ઘોડાઓ, હાથીઓ અને રથ વિગેરે વાહનો તથા વિમાનો તેમજ ઘરો બનાવવાં હોય ત્યારે પ્રથમ વાંસની છાલોવડે તે વસ્તુનો નમૂનો કરી તેના ઉપર સુંદર રંગીન કપડું લગાવી વસ્તુનો આબેહૂબ નમૂનો બનાવવો. જો વસ્ત્ર ન મળી શકે તો ત્યાં તાડનાં પાંદડાં અથવા ઝીણી સાદરીવડે કામ ચલાવવું, તેમજ આયુધો પણ ખડ તથા વાંસની છાલના બનાવવાં; અથવા લાખથી પણ કેટલીએક વસ્તુના નમૂના બનાવવા.

પગ, હાથ, માથું અને ચામડીની પ્રતિકૃતિ પણ કોઈ જાતનું ખડ, ઝીણી સાદરી અથવા શણના લૂગડાંથી બનાવવી; કેટલીએક વસ્તુઓની પ્રતિકૃતિ માટીથી બનાવવી, તથા શણના લૂગડાં, મીણ તથા લાખવડે; તેમજ શણનાં વસ્ત્ર, મીણ તથા ત્રાંબાના પતરાંવડે; અથવા કેવળ અભ્રકનાં પતરાં વડે કેટલીએક વસ્તુઓ બનાવવી. જેમ કે—મણિ કરવો હોય તો અભ્રકનું રંગવું, અથવા તેની પછવાડે જેવા રંગનો મણિ બનાવવો હોય તેવો રંગેલો પદાર્થ મૂકવો; વિગેરે પ્રથમ જે જે દિવ્ય રચનાઓ બનાવવાની કહી છે તેમાં ઉજ્વળ અભ્રકના પતરાંવડે દિવ્ય પ્રકાશ બતાવવો, તથા મણિઓ અને સર્પ પણ બતાવવા.

અહીં શાસ્ત્રમાં આવતું વસ્તુઓનું કાર્ય કહ્યું છે, પરંતુ તે સંબંધી યુક્તિ પ્રયુક્તિ નાટકાચાર્યે પોતાની બુદ્ધિ પ્રમાણે કરવી.

એવી યુક્તિ કરવી કે, થોડા ખર્ચમાં સહેલાઇથી કાર્ય થઇ શકે, કારણ કે હવે પછી મનુષ્યોમાં બળ ઓછું થશે; વળી મનુષ્યોના તમામ વૈભવોમાં બધી સોનાની અને કિમ્મતી વસ્તુ મળવી અશક્ય છે. માટે નાટકમાં ઘરેણાં સોનાનાં અથવાં રત્નજડિત્ર કરવાં નહિ, કારણકે તેમ કરવાથી નુકશાન થાય છે, તે એ કે યુદ્ધ, બાહુયુદ્ધ, તેમજ નૃત્યમાં પરસેવો અથવા મુર્છા થાય છે, અને તેથી માણસ પડી પણ જાય છે, કોઇ વખત અતિ ચેષ્ટિતથી પ્રાણ પણ જતાં રહે છે, તે વખતે દાગીનાઓ પણ ભાંગી જાય છે અને સાચાં નંગો પણ ખોવાઇ જાય છે; માટે ઘણે ભાગે એવો સામાન ત્રાંબાના પતરાંનો, રંગેલ અભ્રકનાં પતરાંનો શણનો અથવા મીણનો બનાવવો.

આ રીતે નાટકને ઉપયોગી વસ્તુનો લોકોમાં જેમ ઉપયોગ થતો હોય તેમ, અથવા પોતાની બુદ્ધિ પ્રમાણે કરવો.

નાટકમાં હથિઆર વડે કોઇને મારવું કે કાપવું નહિ, પરંતુ મારવા વિગેરેની માત્ર સંજ્ઞા બતાવવી.

કોઇ યોગ શિક્ષાવડે, અભ્યાસવડે, કોઇ તંત્ર અથવા માયાથી રંગભુમિમાં પણ શસ્ત્ર ફેંકવું.

અહીં લોકોમાં સાધારણ વપરાતી વસ્તુઓ બતાવી છે, પરંતુ તે સિવાયની વસ્તુઓ પણ આચાર્યે પોતાની બુદ્ધિથી કલ્પી લેવી.



# सामान्याभिनय.

સામાન્યાભિય—વાણી, અંગ અને ચેષ્ટાથી ઉત્પન્ન થાય છે. નાટય સત્વમાં રહ્યું છે અને જેમાં અધિક સત્વ હોય તેવો અભિનય શ્રેષ્ઠ ગણાય છે, સમાન સત્વ હોય તે મધ્યમ અને હીનસત્વ હોય તે કનિષ્ઠ ગણાય છે.

સત્વનું રૂપ અવ્યકત છે, અને તે રોમાંચ તથા અશ્રુ વિગેરે ગુણોથી નવ રસોમાં સ્થાનની યોગ્યતા પ્રમાણે આવે છે. ભાવમાં રહેનારા અલંકારો પણ સત્વમાં રહે છે.

સ્ત્રીઓને યુવાવસ્થામાં મુખ અને શરીરથી ઉત્પન્ન થતા વિવિધ વિકારોને "ભાવ" કહે છે, તે ત્રણ પ્રકારના છે.

૧. અંગજ, ૨. સ્વાભાવિક, ૩. અયત્નજ.

તેમાં ત્રણ પ્રકારનાઅંગજ, દશ પ્રકારના સ્વાભાવિક અને સાત પ્રકારના અયત્નજ અભિનય છે.

સ્ત્રીઓની ચેષ્ટાઓ, જે ભાવ, હાવ અને હેલા એવાં નામોથી પ્રસિદ્ધ છે તે એક બીજી પરસ્પર ઉત્પન્ન થાય છે, એ ત્રણે સત્વનાજ ભેદ છે અને તે શરીરમાં સ્વાભાવિક રહેલા છે.

સત્વ એ દેહરૂપ છે, તે સત્વથી ભાવ, ભાવથી હાવ, અને હાવથી હેલા ઉત્પન્ન થાય છે.

ભાવ—વાણી, અંગ, મુખ, સત્વ અને અભિનયવડે કવિના અન્તર્ગત ભાવને કરે તે. જેમ કે—

### ગીતિ

સમય એજ છે સુરભિ, મલય અનિલ છે એજ મનોહારી;
છે અબળા એની એ, પણ મનની સ્થિતિ નિરખાયે ન્યારી.

હાવ—સંયોગ સમયમાં સ્ત્રીઓના સ્વાભાવિક ચેષ્ટા વિશેષને હાવ કહે છે.

જેમકે—

### ગીતિ.

ભાવ બતાવતી ભામા, બાલ કદંબ સમા વિકાશી તનથી;
ફલિત વદન કરી કાંઈક, વક્ર, ઉભી [1]વિભ્રાન્ત વિલોચનથી.

---

૧ વિશેષ ભ્રાન્તથી ભરેલ અથવા ભ્રાન્તિ રહિત.

રસતરંગિણીકાર ભાનુ કવિ લખે છે કે—સ્ત્રીઓની જે શૃંગાર ચેષ્ટા તે હાવ, સ્ત્રીઓને તે, સ્વભાવથીજ ઉત્પન્ન થાય છે; માટે તેને સ્વાભાવિક અભિનય કહે છે. તેના દશ ભેદ છે.

૧. લીલા. ૨. વિલાસ, ૩. વિચ્છિત્તિ, ૪. વિભ્રમ, ૫. કિલકિંચિત, ૬. મોટ્ટાયિત, ૭. કુટ્ટમિત, ૮. વિવ્વોક, ૯. લલિત, ૧૦. વિહૃત.

આ દશે, સ્ત્રીઓની સ્વાભાવિક શૃંગાર ચેષ્ટા છે, એમ શામાટે કહ્યું ? કારણ કે વિવ્વોક, વિલાસ, વિચ્છિત્તિ અને વિભ્રમ એ પુરૂષોને પણ થાય છે. ખરૂં છે, પરંતુ પુરૂષોને તે ઐાપાધિક થાય છે અને સ્વાભાવિક તો સ્ત્રીઓનેજ થાય છે. જ્યારે એમ છે, ત્યારે પછી સ્ત્રીઓને તે સદૈવ કેમ થતા નથી ? બરાબર છે, ઉદ્દીપકના અન્વય વ્યતિરેકને લીધે નાયિકાઓને હાવનો આવિર્ભાવ અને તિરોભાવ થાય છે, ઉદ્દીપક હોય ત્યારે હાવ ઉત્પન્ન થાય છે અને ન હોય ત્યારે તિરોહિત થઇ જાય છે, લીલા, વિલાસ, વિચ્છિત્તિ, વિભ્રમ અને લલિત એ શરીરના હાવ છે; તથા મોટ્ટાયિત, કુટ્ટમિત, વિવ્વોક અને વિહૃત એ માનસિક હાવ છે; કિલકિંચિત સંકીર્ણ હાવ છે, અર્થાત તે શરીરથી થાય છે, અને મનથી પણ થાય છે.

૧ લીલા—પ્રેમયુક્ત મધુરવાણીથી તથા શરીર અને અલંકારવડે ઇષ્ટજનનું અનુકરણ કરી બતાવવું તે જેમકે—

### ગીતિ

બેઠી પ્હેરી બાળા, બલ બન્ધુનો વેષ બેશ હાલ;
પેખ્યે નહિ પરખાયે, કોણ બાલ ને કોણ નન્દલાલ.

રસતરંગિણીકાર લખે છે કે—પ્રિયનાં ભૂષણ, વચન વિગેરેનું જે અનુકરણ કરવું તે લીલા; તેમાં સખી તરફના કૌતુક કલાપ વિભાવ છે, અને પ્રિયનો પરિહાસ કરવો તે અનુભાવ છે. જેમ કે—

### હરિગીત

સૂર્યાસ્ત સમયે કૃષ્ણનું મન, જાણવા કૌતુક ભરીં;
સુભ્રુ સુતા વૃષભાનુની રહીં, નાદ બંસુરીંનો કરી;

સુણી શબ્દ શંકાશીલ હરિ, કરી ક્રોધ વનમાં જાય છે;
પેખી પ્રિયાને કુંજમાં છૂપેલ, સ્મિત મુખ છાય છે.

૨ વિલાસ—કોઇ કારણથી બેસવામાં, ઉઠવામાં અને ચાલવામાં તથા નેત્ર, ભ્રકુટી કર્મ અને મુખમાં વિશેષ ચમત્કાર ઉત્પન્ન થાય તે. જેમ કે

## ગીતિ

જોઈ શ્યામને સન્મુખ, બેઠી વામા વાળ પ્રસારીને;
મન હરતી મોહનનું, મોહિની સત્વર શરીર શૃંગારીને.

રસતરંગિણીકાર લખે છે કે—ગમન, નેત્ર અને મુખ ઇત્યાદિમાં સ્વાભાવિક રીતિ કરતાં કાંઇક વિશેષતા ઉત્પન્ન થાય તે વિલાસ. તેમાં પ્રિયનું દર્શન અને સ્મરણ એ વિભાવ છે, અને પોતાની ઇચ્છા તથા પોતાની ચતુરાઇનો પ્રકાશ કરવો ઇત્યાદિ અનુભાવ છે જેમકે—

## ધનાક્ષરી.

કલરવ થતા હોય જેમાં કટિમેખલાના,
ફરકતી હોય જરા ત્રિવલી ત્રિવેણી સમ.
ભ્રૂલતાના નૃત્ય સાથ ઉછળતું હોય તન,
કુદી રહી હોય કાન્તિ કુંડળની ટાળી તમ
કરી વક્ર કંઠ જરા, વદે એવી અંગનાની,
પદ્મ પાંડય ચોરનારી ભરતી વધારે ભ્રમ.
વક્ર દૃષ્ટિ સૃષ્ટિપર જે ભણી તણાય તેને,
ઇન્દ્રથી અધિક ભાગ્યશાળી કહું ખાઇ સમ.

૩ વિચ્છિત્તિ—પુષ્પ, વસ્ત્ર, ભૂષણ અને વિલેપનનો સ્વલ્પ સ્વીકાર છતાં પણ ઉત્તમ શોભા ઉત્પન્ન કરે તે જેમ કે—

## ગીતિ

જાણે અલિ અરવિન્દે, વશ્યો વ્હાલથી ચાહી મકરન્દ;
માત્ર બિન્દી મૃગમદની, એમજ વશ કરતી શ્રી વ્રજચન્દ્ર.

રસતરંગિણીકાર લખે છે કે—અલ્પ આભૂષણ ધારણ કરવાં તે વિચ્છિત્તિ તેમાં સુકુમારતા, પ્રિય સૌભાગ્ય, સૌન્દર્યનો ગર્વ, ક્રોધ અને કલેશ ઇત્યાદિ વિભાવ છે તથા ગર્વ, માન અને કલેશ આદિનો પ્રકાશ કરવો એ અનુભાવ છે. જેમ કે—

## છપ્પય

કરમાં નથિ [1]કેયૂર, [2]કટક પ્હેર્યાં નથિ પાયે;
મસ્તકપર માલિકા, નથી ધારી અબળાએ;
એમ છતાં પણ એક, કસ્તૂરી તિલક વધારે;
સાર રૂપ સંસાર માંહિ, શોભાને ધારે;
વિધિએ સર્વોત્કૃષ્ટતા, ભાલપટ્ટિકાપર લખી;
જાણે તે પર સ્મરનૃપે, મનહર મુદ્રા આળખી.

૪ વિભ્રમ—મદ, આસક્તિ અથવા હર્ષવડે વાણી, શરીર, અને પોશાક વિગેરેનો અતિશય જણાય તે જેમ કે—

## ગીતિ.

કિંકિણી પહેરી કંઠે, કસ્યો કમર પર હાર હેત ધારી;
હડબડતી નિજ હૃદયે, નિરખે નન્દકુંવરને વ્રજનારી.

રસતરંગિણીકાર લખે છે કે—વાણી, અંગ અને આભૂષણ એઓનું ન બોલાવાની જગોએ બોલવું, ન મુકવાની જગોએ મુકવું અને ન પહેરવાની જગોએ પહેરવું તે વિભ્રમ તેમાં ધનનો મદ, રાગ અને ઉત્કંઠા વિગેરે વિભાવ છે; તથા પ્રિયસખી આદિના પરિહાસ આદિ અનુભાવ છે. જેમ કે—

## મનહર.

ત્યાગ કર્યો જયારે રાગ ભરી રતિ ક્રીડા તણો,
ત્યારે કાન્ત કેરૂં પટ પોતાનું પ્રમાણીને.
પહેરી પ્રભાતે, જતાં બ્હાર કેલિમન્દિરથી,

---

૧. બાજુબન્ધ ૨. કડલાં.

[1]ઇન્દિરાના અંચળને તુર્ત ગ્રહું તાણીને.
કરતા પ્રકટ કોપ ચક્ષુની ચપળતાથી,
કૌતુકથી ભરતા [2]વિહારી નિજ વાણીને.
[3]શ્યામ મન્દ હાસ્યરૂપી સુધાથી બનેલા સ્નિગ્ધ,
રક્ષણ અમારૂં કરો દાસજન જાણીને.

૫ કિલકિંચિત—હર્ષ વડે હાસ્ય, રૂદન, દુઃખ, ગર્વ, શ્રમ અને અભિલાષનું વારંવાર મિશ્રણ કરવું તે. જેમ કે—

## ગીતિ.

ધડકે હૃદય, ચડી ભ્રુ, હર્ષ સરસ મુખ હાસવાસ વ્હાલ,
મદ છકેલ માનિની તન, પરશે છકિ છકિ નવિન નન્દલાલ.

રસતરંગિણીકાર લખે છે કે—શ્રમ, અભિલાષ, ગર્વ, સ્મિત, હર્ષ ભય અને ક્રોધ એઓની જ્યાં નિરંતર સંકરતા હોય ત્યાં પ્રાજ્ઞજનોએ કિલકિંચિત હાવ જાણવો. તેમાં નવિન યૌવનના ઉદ્દ્ભેદને લીધે ચંચળપણું ઇત્યાદિ વિભાવ છે, અને કર્તવ્યનો અનિશ્ચય ઇત્યાદિ અનુભાવ છે. જેમ કે—

## હરિગીત

[4]ચંડત્વપર કોદંડ આરોહણ કરે છે આ સમે,
[5]ષટપદ રતાશતણી હૃદયમાંહે સ્પૃહા રાખી રમે;
[6]કંપાયમાન સરોજ આ સ્નેહે સુધાવૃષ્ટિ કરે,
[7]શા કારણે આ સ્વર્ણનો ગિરિ ખેદ નિજ અંગે ધરે?

અથવા

## મનહર

રોષતણા ગૃહ રૂપી નેત્રમાંથી નિકળેલી,

---

૧ લક્ષ્મી. ૨. કૃષ્ણ, ૩, કૃષ્ણ ૪. કોદંડ ચંડત્વ પર આરોહણ કરે છે. અર્થાત ભ્રકુટી કોપ તરફ જાય છે. ૫. ષટ્પદ રતાશની સ્પૃહા રાખે છે. અર્થાત ચક્ષુ રાગને—સ્નેહને ચાહે છે. અથવા લાલ થવાની ઇચ્છા રાખે છે. ૬. સરોજ સુધાવૃષ્ટિ કરે છે અર્થાત મુખમાંથી અમૃત ઝરે છે ૭. સ્વર્ણગિરિ ખેદ ધરે છે અર્થાત કુચમંડલ પીડા પામે છે.

રસતરંગિણીકાર લખે છે કે—અલ્પ આભૂષણ ધારણ કરવાં તે વિચ્છિત્તિ તેમાં સૂકુમારતા, પ્રિય સૌભાગ્ય, સૌન્દર્યનો ગર્વ, ક્રોધ અને કલેશ ઇત્યાદિ વિભાવ છે તથા ગર્વ, માન અને કલેશ આદિનો પ્રકાશ કરવો એ અનુભાવ છે. જેમ કે—

### છપ્પય

કરમાં નથિ [1]કેયૂર, [2]કટક પ્હેર્યાં નથિ પાયે;
મસ્તકપર માલિકા, નથી ધારી અબળાએ;
એમ છતાં પણ એક, કસ્તૂરી તિલક વધારે;
સાર રૂપ સંસાર માંહિ, શોભાને ધારે;
વિધિએ સર્વોત્કૃષ્ટતા, ભાલપટ્ટિકાપર લખી;
જાણે તે પર સ્મરનૃપે, મનહર મુદ્રા આળખી.

૪ વિભ્રમ—મદ, આસકિત અથવા હર્ષવડે વાણી, શરીર, અને પોશાક વિગેરેનો અતિશય જણાય તે જેમ કે—

### ગીતિ.

કિંકિણી પહેરી કંઠે, કર્યો કમર પર હાર હેત ધારી;
હડબડતી નિજ હૃદયે, નિરખે નન્દકુંવરને વ્રજનારી.

રસતરંગિણીકાર લખે છે કે—વાણી, અંગ અને આભૂષણ એઓનું ન બોલાવાની જગોએ બોલવું, ન મુકવાની જગોએ મુકવું અને ન પહેરવાની જગોએ પહેરવું તે વિભ્રમ તેમાં ધનનો મદ, રાગ અને ઊત્કંઠા વિગેરે વિભાવ છે; તથા પ્રિયસખી આદિના પરિહાસ આદિ અનુભાવ છે. જેમ કે—

### મનહર.

ત્યાગ કર્યો જયારે રાગ ભરી રતિ ક્રીડા તણો,
ત્યારે કાન્ત કેરૂં પટ પોતાનું પ્રમાણીને.
પહેરી પ્રભાતે, જતાં બ્હાર કેલિમન્દિરથી,

---

૧. બાજુબન્ધ ૨. કડલાં.

[1]ઇન્દિરાના અંચળને તુર્ત ગ્રહ્યું તાણીને.
કરના પ્રકટ કોપ ચક્ષુની ચપળતાથી,
કૌતુકથી ભરતા [2]વિહારી નિજ વાણીને.
[3]શ્યામ મન્દ હાસ્યરૂપી સુધાથી બનેલા સ્નિગ્ધ,
રક્ષણ અમારૂં કરો દાસજન જાણીને.

૫ કિલકિંચિત—હર્ષ વડે હાસ્ય, રૂદન, દુઃખ, ગર્વ, શ્રમ અને અભિલાપનું વારંવાર મિશ્રણ કરવું તે. જેમ કે—

## ગીતિ.

ધડકે હૃદય, ચડી ભ્રુ, હર્ષ સરસ મુખ હાસવાસ વ્હાલ,
મદ છકેલ માનિની તન, પરશે છકિ છકિ નવિન નન્દલાલ.

રસતરંગિણીકાર લખે છે કે—શ્રમ, અભિલાપ, ગર્વ, સ્મિત, હર્ષ ભય અને ક્રોધ એઓની જ્યાં નિરંતર સંકરતા હોય ત્યાં પ્રાજ્ઞજનોએ કિલકિંચિત હાવ જાણવો. તેમાં નવિન યૌવનના ઉદ્ભેદને લીધે ચંચળપણું ઇત્યાદિ વિભાવ છે, અને કર્તવ્યનો અનિશ્ચય ઇત્યાદિ અનુભાવ છે. જેમ કે—

## હરિગીત

[4]ચંડત્વપર કોદંડ આરોહણ કરે છે આ સમે,
[5]ષટપદ રતાશતણી હૃદયમાંહે સ્પૃહા રાખી રમે;
[6]કંપાયમાન સરોજ આ સ્નેહે સુધાવૃષ્ટિ કરે,
[7]શા કારણે આ સ્વર્ણનો ગિરિ ખેદ નિજ અંગે ધરે?

અથવા

## મનહર

રોષતણા ગૃહ રૂપી નેત્રમાંથી નિકળેલી,

---

૧ લક્ષ્મી. ૨. કૃષ્ણ, ૩, કૃષ્ણ ૪. કોદંડ ચંડત્વ પર આરોહણ કરે છે. અર્થાત ભ્રકુટી કોપ તરફ જાય છે. ૫. ષટ્પદ રતાશની સ્પૃહા રાખે છે. અર્થાત ચક્ષુ રાગને—સ્નેહને ચાહે છે. અથવા લાલ થવાની ઇચ્છા રાખે છે. ૬. સરોજ સુધાવૃષ્ટિ કરે છે અર્થાત મુખમાંથી અમૃત ઝરે છે. ૭. સ્વર્ણગિરિ ખેદ ધરે છે અર્થાત્ કુચમંડલ પીડા પામે છે.

ત્રાસ [1]ધરણીધરથી પીડા અતિ ધારતી.
મંદ હાસ્યરૂપી સુધા ધારાએ વિંટાઇ વળી,
લજ્જાએ દબાઇ કંઇ વ્હેમથી વિચારતી.
પદ્મની પરંપરાથી ભૂષિત બનેલી તેમ,
સ્નેહ રસે ન્હાઇ નિત્ય અઘને નિવારતી,
ફેલાતી અપાર છટા સતીના કટાક્ષતણી,
રક્ષણુ અમારૂં કરો રાખી વિમલા રતિ.

૬ મોટ્ટાયિત—પ્રિય જનના પ્રેમને લીધે તેની વાત થતી હોય તેમાં અથવા તેના દર્શનમાં કોઇ ચેષ્ટાથી પોતાનું ધ્યાન નથી એમ બીજાને જણાવવું તે. જેમ કે—

## ગીતિ

વશીકરણ સમ વેગે, સુણી આપનું નામ નન્દલાલ;
તન સલોમ, મન મોહિત નયન બંધ, ભરી સ્વેદ બેઠી બાલ.

રસતરંગિણીકાર લખે છે કે—વાતમાં ધ્યાન ન રાખતાં કોઇ બીજું ન જાણી શકે એવી રીતે વારંવાર પ્રિયના દર્શનની સ્પૃહા તે મોટાયિત. તેમાં સપત્નીથી ત્રાસ તથા લજ્જા વિગેરે વિભાવ છે, અને મનના પ્રેમનું કથન કરવું તથા સંકેતનું નિવેદન કરવું ઇત્યાદિ અનુભાવ છે જેમકે—

## ઘનાક્ષરી.

કોઇપણ રીતે રાધા સ્નેહની કથાનો રસ,
સાંભળવા રાખે નહિ નિજ ઉરમાંહિ આશ.
પરંતુ [2]વિકીર્ણ રત્ન ભેળાં કરવાને મિષે,
મન્દિરથી બ્હાર આવી વિરચતી ભ્રુવિલાસ.
નયનો નચાવી, ફરકાવીને કલશ કુચ,
સ્વેદથી દિપાવી કર, પરમ ધરી પ્રકાશ.

---

૧. પર્વત. ૨ વેરાઇ ગયેલ

સ્ખલિત કટિથી વારવાર વૃષભાનુસુતા,
ફરે છે હુલાસ ભરી [1]અચ્યુતની આસપાસ.

૭ કુટ્ટમિત—કેશ, સ્તન તથા અધર વિગેરેના ગ્રહણમાં અતિ હર્ષના આશ્રયથી ઉત્પન્ન થએલ સુખને દુઃખરૂપ બતાવવું તે. જેમકે—

### ગીતિ

કર ખેંચ્યે ખેંચાયે, નિજ ઈચ્છાથી પતિ તરફે જ્યારે;
જૂઠો રોષ જણાવે, નાથ [2]નીવીંનો સ્પર્શ કરે જ્યારે.

રસતરંગિણીકાર લખે છે કે—સુખમાં દુઃખની ચેષ્ટાઓ કરવી તે કુટ્ટમિત. તેમાં પ્રીતિ, ઉત્કંઠા, દંતક્ષત, કુંતલ ગ્રહણ અને અધર ગ્રહણ ઈત્યાદિ વિભાવ છે; તથા કપટથી શરીર સંકોચી લેવું અને કપટથી સીત્કાર કરવા ઈત્યાદિ અનુભાવ છે. જેમકે—

### હરિગીત.

જ્યાં જાય છે કર રોકવા, ત્યાં અંગુલી સ્થિર થઈ રહે;
ભ્રકુટી તણો વિક્ષેપ થાયે કુટિલ, નેત્ર સુધા વહે;
જ્યારે કરે છે હૃદયવલ્લભ ગાઢ આલિંગન બળે;
ત્યારે સુતનુના મુખથી માત્ર નકાર અરધો નિકળે.

૮ વિબ્બોક—ઇષ્ટ જનમાં ઈર્ષા પ્રાપ્ત થવાથી મનમાં અભિમાન આણી સ્ત્રી અનાદર બતાવે તે. જેમ કે—

### ગીતિ.

નિરખે છે શું નટવર, સત્વર તોડી સુખદ લાજ સૂત્ર;
હું વૃષભાણની કુંવરી, તું પ્રતાપી પણ અહીરનો પુત્ર.

રસતરંગિણીકાર લખે છે કે—ગર્વ તથા અભિમાનથી ઉત્પન્ન થએલો અનાદરાત્મક વિકાર તે વિબ્બોક. તેમાં યૌવનમદ, ધનમદ, કુલમદ અને પ્રિય-

---

૧. કૃષ્ણ. ૨. નાડી.

નો અપરાધ વગેરે વિભાવ છે; તથા ન ગણુકારવું, દુર્વચન અને દુષ્પ્રેક્ષણ ઇત્યાદિ અનુભાવ છે જેમ કે—

### હરિગીત.

કરીં દીન દ્રષ્ટિપાત, જોડી જુગલ કર જ્યારે પતિ;
આવ્યો નિકટ ત્યારે ઉપેક્ષા અંગના કરતી અતિ;
સખીંના વદનપર કલિત કુંડલમાં જડેલાં રત્નની;
રેખા નિરખવાકેરીં આકાંક્ષામહીં તદ્રુપ બની.

૯ લલિત—સ્ત્રી પોતાના હાથ તથા પગ વગેરે અંગોને નેત્રની સાથે કોમળતાથી જમીન ઉપર આરોપણ કરે તે જેમ કે—

### ગીતિ.

સજી સોળ શૃંગારો, કટિ લઘુ, દીર્ઘ નયનવાળી દારા;
જુઓ અહીં આવે છે, તમને મળવા કાજ પ્રાણ પ્યારા.

રસતરંગિણીકાર લખે છે કે—સર્વ અંગમાં યથા ઘટિત આભુષણ ધારણ કરવાં તે લલિત સ્મિત વગેરેનો આમાં અન્તર્ભાવ થઈ જાય છે, તેમાં મનની પ્રસન્નતા, પ્રિય તમનો આદર, પ્રીતિ અને ધીરપણું એ વિભાવ છે; તથા પ્રિયને વશ કરવા, લોકોની પ્રીતિ અને પોતાનો ચમત્કાર વગેરે અનુભાવ છે. જેમ કે—

### મનહર

ધારણ કર્યો છે નાદ મંજુ કટિ મેખલાનો,
ચપલને ચારૂ પ્રાન્ત ચક્ષુના જણાય છે.
મનહર નારીનું પ્રસન્ન મુખ મંડળ છે,
પુલકથી પ્રમદા સ્ફુરાયમાન થાય છે.
કિંચિત વિકારવાળાં નાભિ આદિ અવયવો,
નિરખવા લોચન સહુનાં લલચાય છે.
કરતાં ઉચ્ચાર જેના અધર વિરાજે એવી,

કોના કેલિ ગૃહભણી જુવતી આ જાય છે ?

૧૦ વિહૃત—સ્ત્રીને વચન બોલવાનો વખત પ્રાપ્ત થયાં છતાં કોઇ વિઘ્નથી અથવા સ્ત્રી સ્વભાવથી ન બોલી શકાય તે. જેમ કે—

### ગીતિ

શ્યામ સમાગમ થાતાં, લજ્જાથી તું રહે મૌન ધારી ;
આ રીતિ નહિ ઉત્તમ, યૌવન પ્રગટયા છતાં પ્યારી તારી.

રસતરંગિણીકાર લખે છે કે—પ્રિયની પાસે અભિલાષા પૂર્ણ કરવી તે વિહૃત. તેમાં ખોટી શરમ વિગેરે વિભાવ છે, અને અન્યથા વ્યવહાર આદિ અનુભાવ છે તે વિહૃત વ્યાજ (મિષ) થી તથા લજ્જાથી થાય છે.

વ્યાજથી જેમ કે—

### હરિગીત

કમનીય પાર્વતીને કપોલે તિલક કરવા જે સમે,
ઇચ્છા કરી અવિનાશીએ, પણ એ ન ગિરિજાને ગમે;
જેથી ડરેલાં સર્પથી નિર્દોષ મનવાળાં સતી,
નિજ વસ્ત્રના વાયુથી ઠારે કેલિમન્દિરની બત્તી.

લજ્જાથી જેમ કે—

### હરિગીત

આનંદમાં આવેલ યદુનન્દન તણો કર ઝાલીને,
નહિ રાખ રોકી, એ વચન ઉચ્ચારતી નિજ-આલીને;
ચંચળ ચકોર સમાન લોચનવાળી રાધા અતિ જવે,
હણી ઉદક અંજલી મુખકમલપર, મૌન રહેવા સૂચવે.

હેલા—શૃંગાર રસથી ઉત્પન્ન થતા હાવ જ્યારે લલિત અભિમાનયુક્ત હોય ત્યારે તેને હેલા કહે છે. જેમ કે—

## ગીતિ.

ઉરોજના [1]ઉદ્ભેદે, સર્વ અંગમાં સંભ્રમ અતિ ફેલ્યો;
કુમાર વયમાં જેણે, સખીઓના મનમાં સંશય મેલ્યો.



## अयत्नज अभिनय.

૧. શોભા, ૨. કાન્તિ, ૩. દીપ્તિ, ૪. માધુર્ય, ૫. ધૈર્ય, ૬. પ્રાગલ્ભ્ય, ૭ ઔદાર્ય.

૧ શોભા—ઉપભોગથી વૃદ્ધિ પામેલ રૂપ, યૌવન અને લાવણ્યવડે અંગોનું આભૂષણ વિના પણ શોભવું તે જેમ કે—

### છપ્પય.

નહિ સૂંઘેલું સુમન, રત્ન વળી નહિ વીંધેલું,
નખથી ખંડિત નહિ, કલિત કિસલય કીધેલું;
જેના રસનું કર્યું, નથી આ સ્વાદન, એવું,
મનહર નૂતન મધુ, રૂપ [2]ઋષિસુતાનું તેવું;
હોય નહિ શું અખંડ આ, પુણ્યતણું ફળ અઘરહિત,
જાણું ન [3]તદ્ભોક્તા કયો, વિધિ સ્થાપશે મુદ રહિત.

૨ કાન્તિ—જેમાં અપૂર્વ કામોદ્દીપન થયું હોય એવી શોભા. જેમ કે—

### ઘનાક્ષરી.

પરમ પ્રકાશમાન વદન [4]સુધાકરની,
શોભાના સમૂહે જેને અલગ કર્યો અપાર.
ભેદાયો પ્રસિદ્ધ કુચ કાન્તિના પ્રભાવથકી,
પામ્યો પરિપૂર્ણ વળી હસ્તની પ્રભાએ હાર.

---

૧. ઉદ્દભવથી, ૨, શકુન્તલા, ૩. તેનો ભોગવનાર સ્વામી. ૪. ચન્દ્ર.

જણાય છે કૃષ્ણ, જેવું ચિન્હ ચકલીને કંઠે,
એકઠો થએલ તેમ અવનીનો અન્ધકાર,
ના મળ્યેથી સુન્દરીના શરીરનું સ્પર્શ સુખ,
રોષ કરી ચોટ્યો ચતુરાના ચોટલા મોઝાર.

૩ દીપ્તિ—અતિ વિસ્તાર પામેલી કાન્તિ. જેમ કે—

ગીતિ

વિલાસ તરૂણપણાનો, વિકાશ અતિ સૌન્દર્યની સંપદનો;
અવનીનું આભૂષણ, વશીકરણ છે યુવાનના મનનો.

૪ માધુર્ય—સર્વ અવસ્થામાં, દીપ્તિમાં, લલિતમાં અને બીજી ચેષ્ટાઓમાં ઔદ્ધત્ય ન હોય, અર્થાત્ રમણીયતા હોય તે. જેમ કે—

સ્ત્રગ્ધરા

શેવાળેથી છવાયું, સરસિજ પણ એ, રમ્ય જોતાં જણાય;
છે મેલું પદ્મ તોયે, દ્યુતિ હિમકરની, શ્રેષ્ટ દેખી સદાય;
વામા આ વલ્કલેથી, પણ અતિ વિલસે, નિર્મળું ધારી નૂર;
શોભાવે શું ન એને, અવનિ ઉપર જે આકૃતિ છે મધુર.

૫ ધૈર્ય—સર્વ અવસ્થામાં આત્મશ્લાઘા વિનાની તથા ચાંચલ્યવડે નહિ હણાએલી સ્વાભાવિક ચિત્ત વૃત્તિ હોય તે. જેમ કે—

સ્ત્રગ્ધરા

હૈયું બાળે હમેશાં, હિમકર ગગને, પુર્ણ છોને પ્રકાશી;
કિંવા આ દેહ [1]દાહી, મદન મરણથી, અન્ય દેશે દશા શી ?
છે સ્વામી [2]શ્લાધ્ય મારા, વિદિત વિમલ છે, માત ને તાત ચિત્ત;
વિખ્યાતિ વંશની છે, અધિક, ન જન આ, તેમ છે ના જીવિત.

૬. પ્રાગલ્ભ્ય—રતિપ્રયોગમાં ભયરહિત થવું તે. જેમકે—

૧. દહન કરી બાળી. ૨. વ...ણવા લાયક.

## ગીતિ.

ચુંબન કરતાં ચૂમે, આલિંગન કરતાં આલિંગે છે;
દંશન કરતાં દંશી, વલ્લભને વામા વશ કરી લે છે.

૭ ઐાદાર્ય—સર્વ વખતે વિનય રાખવો તે. જેમકે—

## મનહર.

જાણે અપરાધ મારો સર્વ સ્પષ્ટ રીતે તોય
વચન કઠોર એક પણ ઉચરે નહિ.
ક્રોધ કરી કર્ણતણી કલકી ન કાઢી નાંખે,
ભંગ ભ્રકુટીનો કોઇ વખત કરે નહિ.
કોઇ સખી અન્તઃપુરકેરી જાળીએ જઇને,
છિદ્રથી વિલોકે ત્યારે વ્હાલ વિસરે નહિ.
આંખે ભરી આંસુ, કરે રૂદન અપાર પણ,
કાન્તા કમનીય મારી, ધૃષ્ટતા ધરે નહિ.

ઉપર કહેલા ભાવો સુકુમાર એવા લલિત પ્રયોગમાં હોય છે, તથા વિલાસ અને લલિત ભાવ વિના બાકીના દીપ્તિમાં પણ યોજાય છે.



## सत्वाभिनय.

નાયકમાં રહેનાર સાત્વિક ગુણ આઠ છે.

૧. શોભા, ૨. વિલાસ, ૩. માધુર્ય, ૪. સ્થૈર્ય, ૫. ગાંભીર્ય, ૬. લલિત, ૭. ઐાદાર્ય, ૮. તેજ.

૧ શોભા—દક્ષતા, શૈર્ય, ઉત્સાહ, નીચ અર્થમાં નિન્દા અને ઉત્તમ લોકોની સાથે જયાં સ્પર્ધા હોય તે જેમ કે—

## ગીતિ.

તીવ્ર તાડકાકેરા, ઉત્પાતેથી ડર્યા ન [1]અસુરારિ;
પ્રહાર કરવા ઉઠ્યા, પણ અબળા ગણી દયા દિલે ધારી.

ઉત્તમની સાથે સ્પર્ધા જેમ કે—

## છપ્પય.

સુખદાયક સ્થળ જુઓ જરા આ આગળ ચાલી,
કિરાતરૂપે અહીં, ક્રીડતા હતા [2]કપાલી;
તેના મૌલિમધ્ય, અર્જુને વેગે આવી,
શરનો કર્યો પ્રહાર, કઠિન કોદંડ નમાવી,
ભુજદંડનું મંડલ કરી, ઉઠ્યા ત્યાંહિ [3]ત્રિશૂલધર,
અદ્ભુત એ અર્જુનતણી, કથા સુણી કૈલાસપર.

દક્ષશોભા જેમ કે—

## વસંત તિલકા.

જાણે બનાવ્યું લઇ વજ્ર સહસ્ર ખાસ,
જેણે કર્યો ત્રિપુર દાનવનો વિનાશ;
પામેલ વૃદ્ધિ સુર તેજથી દિવ્ય દીપે,
એવું ધનુષ્ય ધર્યું રામતણી સમીપે.
જે રીત બાલ કરિનો કર અદ્રિ માથે,
જોરે પડે ત્યમ ઉપાડી ધનુષ્ય હાથે;
ટંકાર ગર્વથી કર્યો ગુણુ ખેંચી બાળે,
તોડ્યું ત્વરાથી ધનુ, ભ્રાન્તિથી સર્વ ભાળે.

શૌર્ય શોભા જેમ કે

## મનહર

પોતાનાં આંતરડાંથી બંધાએલ અગ્રપદ,

1. રામચંદ્ર, 2. શંકર. 3. શંકર.

## ગીતિ.

ચુંબન કરતાં ચૂમે, આલિંગન કરતાં આલિંગે છે;
દંશન કરતાં દંશી, વલ્લભને વામા વશ કરી લે છે.

૭ ઔદાર્ય—સર્વ વખતે વિનય રાખવો તે. જેમકે—

## મનહર.

જાણે અપરાધ મારો સર્વ સ્પષ્ટ રીતે તોય
વચન કઠોર એક પણ ઉચરે નહિ.
ક્રોધ કરી કર્ણતણી કલકી ન કાઢી નાંખે,
ભંગ ભ્રકુટીનો કોઈ વખત કરે નહિ.
કોઈ સખી અન્તઃપુરકેરી જાળીએ જઇને,
છિદ્રથી વિલોકે ત્યારે વ્હાલ વિસરે નહિ.
આંખે ભરી આંસુ, કરે રૂદન અપાર પણ,
કાન્તા કમનીય મારી, ધૃષ્ટતા ધરે નહિ.

ઉપર કહેલા ભાવો સુકુમાર એવા લલિત પ્રયોગમાં હોય છે, તથા વિલાસ અને લલિત ભાવ વિના બાકીના દીપ્તિમાં પણ યોજાય છે.



## સત્વાભિનય.

નાયકમાં રહેનાર સાત્વિક ગુણ આઠ છે.

૧. શોભા, ૨. વિલાસ, ૩. માધુર્ય, ૪. સ્થૈર્ય, ૫. ગાંભીર્ય, ૬. લલિત, ૭. ઔદાર્ય, ૮. તેજ.

૧ શોભા—દક્ષતા, શૌર્ય, ઉત્સાહ, નીચ અર્થમાં નિન્દા અને ઉત્તમ લોકોની સાથે જ્યાં સ્પર્ધા હોય તે જેમ કે—

## ગીતિ.

તીવ્ર તાડકાકેરા, ઉત્પાતેથી ડર્યા ન [1]અસુરારિ;
પ્રહાર કરવા ઉઠ્યા, પણ અબળા ગણી દયા દિલે ધારી.

ઉત્તમની સાથે સ્પર્ધા જેમ કે—

## છપ્પય.

સુખદાયક સ્થળ જુઓ જરા આ આગળ ચાલી,
કિરાતરૂપે અહીં, ક્રીડતા હતા [2]કપાલી;
તેના મૌલિમધ્ય, અર્જુને વેગે આવી,
શરનો કર્યો પ્રહાર, કઠિન કોદંડ નમાવી,
ભુંજદંડનું મંડલ કરી, ઉઠ્યા ત્યાંહિ [3]ત્રિશૂલધર,
અદ્ભુત એ અર્જુનતણી, કથા સુણી કૈલાસપર.

દક્ષશોભા જેમ કે—

## વસંત તિલકા.

જાણે બનાવ્યું લઇ વજ્ર સહસ્ત્ર ખાસ,
જેણે કર્યો ત્રિપુર દાનવનો વિનાશ;
પામેલ વૃદ્ધિ સુર તેજથી દિવ્ય દીપે,
એવું ધનુષ્ય ધર્યું રામતણી સમીપે.
જે રીત બાલ કરિનો કર અદ્રિ માથે,
જોરે પડે ત્યમ ઉપાડી ધનુષ્ય હાથે;
ટંકાર ગર્વથી કર્યો ગુણ ખેંચી બાળે,
તોડ્યું ત્વરાથી ધનું, ભ્રાન્તિથી સર્વ ભાળે.

શૌર્ય શોભા જેમ કે

## મનહર

પોતાનાં આંતરડાંથી બંધાએલ અગ્રપદ,

---

૧. રામચંદ્ર, ૨. શંકર. ૩. શંકર.

મૂર્છાના વિરામે વ્યાધિ વર્ધક વધારે છે.
ખૂંચી ગયું ખરેખર કાયામાં કવચ તોય,
નિરાશને આશારૂપ વચન ઉચ્ચારે છે.
શસ્ત્રથી શરીર આખું થયું છિન્નભિન્ન છતાં,
શત્રુ સુભટોને અતિ ધૈર્યથી ધિક્કારે છે.
જયશ્રીનાં ધામરૂપ મોટા રણસ્તંભ માથે,
ધન્ય ધન્ય વીર એ ધ્વજાની છબિ ધારે છે.

૨ વિલાસ—વીરત્વ પ્રવર્તાવનારી દૃષ્ટિ,વૃષભ સરખી ધીરોદ્ધત ગતિઅને મંદહાસ્ય પૂર્વક ભાષણ જ્યાં હોય તે. જેમ કે—

છપ્પય

ત્રિલોકીનું તૃણ તુલ્ય [1]સત્વ [2]સત્વર કરનારી;
દૃષ્ટિ છે અતિ દીર્ઘ, હામ અરિની હરનારી;
ગતિ ઉદ્ધત ને ધીર, વિશ્વમાં કોણ વખાણે;
નમાવતી ના હોય, ધરાને જોરથી જાણે ?
ધરનારો શીશુ વય થકી, ગૌરવ ગિરિ સરખું સરસ
આ શું ગર્વ સાક્ષાત્ કે, આવે છે અહિં વીરરસ ?

૩ માધુર્ય—ઘણા વિકાર હેતુ છતાં પણ સાધનોના અભ્યાસથી કાર્યમાં જોડાઇ રહેવું તે. જેમ કે—

મનહર

એક બાજુ બાલ કરિ દંત સમ શુદ્ધ શ્વેત,
સીતાના કપોલ બ્રાજે ભવ્ય મોદ ભરતા.
સસ્મિત ને રોમાંચિત કંજ મુખ થયું, છાઇ,
ગંડસ્થળમાથે કામ વિકૃતિની વરતા.
બીજી બાજુ અસુરની સેનાતણો કોલાહલ,

---

૧. પરાક્રમ. ૨. તુરત.

સાંભળતા, જોતા પણ ધ્યાને નાંહિ ધરતા.
રઘુકુળમાં પ્રતાપી દશરથનંદ દિવ્ય,
દીપે જટાજૂટ કેરી ગાંઠ દ્રઢ કરતા.

૪ સ્થૈર્ય—શુભાશુભ પ્રારબ્ધથી ઉત્પન્ન થએલ ધર્મ, અર્થ કે કામના સંયોગ-
વાળા વ્યવસાયથી ચલિત ન થવું તે. જેમ કે—

## ગીતિ

પ્રાયશ્ચિત કરીશ હું, પૂજ્ય આપના વચનૅ વ્યતિક્રમથી;
પણ નહિ કરૂં હું દૂષિત, શસ્ત્ર ગ્રહણનું મહાનૅ વ્રતૅ ભ્રમથી.

૫ ગાંભીર્ય—ક્રોધ, હર્ષ કે ભય વિગેરે ભાવોમાં આકૃતિ (ચહેરો) ફરે નહિ
તે. જેમ કે—

## ઇન્દ્રવજ્રા.

આવ્યા સભામાં અભિષેક માટે,
જાવું પડ્યું તુર્ત વિરાનવાટે;
સંહર્ષ કે શોક થયો ન લેશ,
એ રામને હું પ્રણમું હમેશ.

૬ લલિત—જ્યાં શૃંગાર, આકાર અને ચેષ્ટા સ્વભાવથીજ સુકુમાર હોય તે.
જેમ કે—

## છપ્પય

સ્વાભાવિક સુકુમાર, મનોહર નિત્ય નિરખતાં;
શુભ સૌન્દર્ય સમેત, કામનો વિલાસ વધતાં;
હતું ઉપમારૂપ, રૂપ મારૂં જગ જાહિર;
એજ થયું ઉપમેય, બળીને અન્તર બાહિર;
તાપ જેહ મુજ તન વિષે, બાધા બહુ દિનથી કરે;
નહિ તપાવતો હોય શિદ, વિધિ એના તનને અરે ?

૭. ઔદાર્ય—પોતાના પુત્ર આદિમાં તેમજ બીજાને વિષે પણ પ્રિયભાષણ, દાન અને સભાજવું. ઇત્યાદિ ગુણ હોય તે. જેમકે.

જીમુતવાહન—

### વસન્તતિલકા.

નાડી મુખેથીં હજુ રક્ત વહે વિશેષ,
છે માહરા શરીરમાં હજુ માંસ શેષ;
તું [1] વિષ્ણુવાહન ! અતૃપ્ત મને જણાય,
છોડી વિરામ કર ભક્ષણ સર્વ [2] કાય.

સત્પુરૂષ ઉપર ઉપકૃતિ—જેમકે—

### અનુષ્ટુપ્

આ અમે આ અમારી સ્ત્રી, કન્યા આ કુલજીવન;
ઇચ્છા મુજબ આજ્ઞા દો, માયાથી વિરમ્યું મન.

૮ તેજ—શત્રુએ કરેલ અપમાનાદિકને, પ્રાણત્યાગ થવાના સમયમાં પણ સહન ન કરી શકાય તે. જેમકે—

### ગીતિ

શો સંબંધ કોળાંથી, ધરાવતા જગ હશે મનસ્વીં જનો;
જે અંગુલી દર્શનથી, તજી દિએ છે ગણીં અપમાન તનો



## શારીરાભિનય.

શારીરાભિનય છ છે.

૧. વાકય, ૨. સૂચા, ૩. અંકુર, ૪. શાખા, ૫. નાટ્યાયિત, ૬. નિવૃત્ત્યંકુર.

---

૧. ગરૂડ. ૨. કાયા દેહ.

૧. વાક્ય—નાના પ્રકારના ભાવ, રસ અને અર્થવાળાં પદોવડે રચેલ સંસ્કૃત અથવા પ્રાકૃત વૃત્તોમાં બોલાય તે.

૨. સૂચા—જ્યારે પ્રથમ વાક્યાર્થ અથવા વાક્ય સાત્વિક અભિનયવડે જણાવવામાં આવે, અને પાછળથી વાક્યાભિનય કરવામાં આવે અર્થાત્ વાક્ય બોલવવામાં આવે તે.

૩. અંકુર—નિપુણ પુરૂષોજ જાણી શકે એવા, હૃદયમાં રહેલ ભાવને વચનો વડે અથવા અંગવિકારોવડે સૂચાની પેઠે જણાવવામાં આવે તે.
૪. શાખા—જ્યાં શિર, ભુજ, ગોઠણ, સાથળ, હાથ અને પગવડે અનુક્રમે અભિનય કરવામાં આવે તે. અહીં ભુજ આદિ શાખાઓવડે માર્ગ બતાવવામાં આવે છે માટે તેને શાખાભિનય કહે છે.

૫. નાટ્યાયિત—પ્રવેશકોએ સમાગમ પર્યન્ત નાટકના ઉપચારોવડે નાટ્યમાં કાવ્યના ઉત્કર્ષ માટે અભિનયથી "ના" કરાય તે. અથવા ભાવ અને રસથી મળેલા હર્ષ, શોક અને રોષ આદિવડે ધ્રુવાઓમાં જે અભિનય કરાય તે.

૬. નિવૃત્ત્યંકુર—જ્યાં બીજાએ કહેલ વાક્યને અન્યપુરૂષ સૂચાભિનય વડે યોજે એવા સબંધવાળા અર્થનું જે કથન તે.

ઉપર બતાવેલ અભિનયો, ભાવ અને રસયુક્ત જે માર્ગમાં યોજાય છે તે બાર માર્ગો કાવ્યની વસ્તુમાં હોય છે અને તે પણ અભિનયરૂપ કહેવાય છે.



## દ્વાદશ માર્ગ.

૧. આલાપ, ૨. પ્રલાપ, ૩. વિલાપ, ૪. અનુલાપ, ૫. સંલ્લાપ, ૬. અપલાપ, ૭. સંદેશ, ૮. અતિદેશ, ૯. નિર્દેશ, ૧૦. ઉપદેશ, ૧૧. ૧૨. વ્યપદેશ.

આલાપ—જે વાક્ય બોલવામાં આવે તે.

પ્રલાપ—અર્થ વિનાનું બોલવું તે.

વિલાપ—જે વાકયમાં શોકજન્ય દુઃખનું નિરૂપણ હોય તે.
અનુલાપ—બહુવાર એકનું એક વાકય કહેવું તે.
સઁલ્લાપ—( લક્ષણ મળતું નથી. માટે બુદ્ધિથી સમજી લેવું ).
અપલાપ—પ્રથમ કહેલ વાકયને બીજે પ્રકારે કહેવું તે.
સંદેશ—" તું આ વચન કહેજે " એમ બીજાને કહેવું તે.
અતિદેશ—" જે તેં કહ્યું, તેજ મેં કહ્યું " એમ બોલવું તે.
નિર્દેશ—" હું લોપ કહું છું " એમ બીજાને બતાવવું તે.
ઉપદેશ—" આ કર, આ પકડ " વગેરે અન્યને કહેવું તે.
વ્યપદેશ—કોઈ મિષ ( બહાનું )થી બીજાને કહેવું તે.
ઉપર કહેલ માર્ગો સર્વ અભિનયોને યોજનારા છે.

## માર્ગના બીજા સાત ભેદ.

૧. પ્રત્યક્ષ, ૨. પરોક્ષ, આ બન્નેના ત્રણ ભેદ છે.

૧. ભૂત, ૨. ભવિષ્ય, ૩. વર્તમાન—આ ત્રણ પણ બે પ્રકારના છે. ૧. આત્મસ્થ, ૨. પરસ્થ.

પ્રત્યક્ષ–આત્મસ્થ–વર્તમાન—" હું કરૂં છું, બોલું છું " વગેરે
આત્મસ્થ–પરોક્ષ–ભવિષ્ય—" હું કરીશ, બોલીશ, જઈશ " વગેરે
આત્મસ્થ–પરોક્ષ–ભૂત—"મેં શત્રુઓને માર્યા, જીત્યા, ભાંગ્યા" વગેરે
પરસ્થ–પરોક્ષ–ભુત—"તેં માર્યા, જીત્યા " વગેરે.
પરસ્થ–પ્રત્યક્ષ–વર્તમાન—" આ પુરૂષ બોલે છે, કરે છે, જાય છે"વગેરે
પરસ્થ–પરોક્ષ–ભવિષ્ય—" આ પુરૂષ બોલશે, કરશે, જશે " વગેરે
પરસ્થ–પરોક્ષ–વર્તમાન—" તે પુરૂષ જાય છે, કરે છે " વગેરે

આ પ્રમાણે સ્વ ( પોતે ) અને પર ( બીજા )માં રહેલ ક્રિયાના કાળભેદથી સાત ભેદ થાય છે, અને બીજા પણ અનેક ભેદો થાય છે.

હૃદયને હાથનું વ્યવધાન કરી જે નાટ્યકર્મમાં બોલાય તે આત્મસ્થ અથવા હૃદયસ્થ, અને બાકીનું પરોક્ષ જાણવું.

અન્ય ક્રિયાઓમાં જેમ શિર, મુખ, હાથ. છાતી, કેડ, સાથળ અને ચરણ વગેરેનો આશ્રય કરવામાં આવે છે, તેમ વિવિધ અભિનયોમાં પણ કરવામાં આવે છે.

## નાટકના બે ભેદ છે.

૧. આભ્યન્તર, ૨. બાહ્ય.

શાસ્ત્રની ભાવનાવાળા નાટ્યજ્ઞ પુરૂષોએ સુંદર હસ્તવિન્યાસવડે અભિનય સહિત ભજવી બતાવવા લાયક, રસયુક્ત, સંભ્રાન્ત પાત્રો વિનાનું, લય, તાલ, કળા અને કાળના પ્રમાણવાળું; છુટાં અને સમજાય તેવાં પદોયુક્ત ભાષણવાળું અને સાંભળવામાં કઠોર ન લાગે એવું જે નાટક હોય તે આભ્યન્તર નાટક કહેવાય છે. એ આભ્યન્તરથી વિપરીત લક્ષણવાળું, શાસ્ત્ર નિયમ નહિ સાચવતાં મરજીમાં આવે તેમ ગતિ અને ચેષ્ટાઓ જેમાં રહી હોય, તેમજ ગીત તથા વાદ્ય જેમાં ઘણાં યોજેલાં હોય તેને બાહ્ય નાટક કહે છે.

નાટ્યશાસ્ત્રના નિયમોને જાણનાર આચાર્ય વિના અન્ય પુરૂષો નાટ્યમાં આવતી માત્ર ક્રિયાઓવડેજ ઉપર કહેલ બાહ્ય નાટકો રચે છે.

જે નાટક, નાટ્યશાસ્ત્રમાં કહેલ લક્ષણોથી યુક્ત હોય તે આભ્યન્તર, અને નાટ્યશાસ્ત્રમાં કહેલ લક્ષણોથી રહિત હોય તે બાહ્ય જાણવું.



## इन्द्रियार्थाभिनय.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ—એ ઇન્દ્રિઓના વિષયોને તથા ઇન્દ્રિઓને અમુક ભાવોવડે બતાવાય છે.

શબ્દ—દૃષ્ટિ કાંઇક વાંકી રાખી શિરને એક પડખા તરફ વાંકું રાખવું તથા અંગુષ્ઠ પાસેની તર્જનીને કાન પાસે રાખી શબ્દ સાંભળ્યો હોય એમ બતાવવું.

સ્પર્શ—બન્ને નેત્રને કાંઇક ખેંચી, પ્રક્ષેપ કરી, ગાલ પાસે ખભો અડાડી સ્પર્શ થયો બતાવવો.

રૂપ—બન્ને હાથવડે પતાકા કરી, શિર ઉપર રાખી, મુખ કાંઈક ચંચળ કરવું; તથા દૃષ્ટિ કાંઈ જોતી હોય તેમ રાખી રૂપ બતાવવું.

રસ }
ગન્ધ } —બન્ને નેત્રને કાંઈક ખેંચી, નાક ફુલાવી, તથા એક વખત શ્વાસ ઉંચો ખેંચીને રસ અને ગંધ બતાવવાં.

એ રીતે ત્વક, ચક્ષુ, જિંહ્વા, ઘ્રાણ અને શ્રોત્રરૂપ પાંચ ઈન્દ્રિઓના તથા વિષયોના ભાવો થાય છે.

ઉપર કહેલ પાંચે વિષયો મનથી અનુભવાય છે, જેનું મન જે વિષય ઉપર લાગેલું ન હોય તે વિષયને તે જાણી શકતો નથી, માટે મનોભાવ જાણવાની જરૂર છે.



## મનોભાવાભિનય.

તેના ત્રણ પ્રકાર છે. ૧-ઈષ્ટ (પ્રિય) ૨-અનિષ્ટ (અપ્રિય) અને ૩-મધ્ય.

ઈષ્ટ—આનંદ, રોમાંચ અને મુખ પ્રફુલ્લિત થવું વિગેરે ભાવોવડે ઈષ્ટ એવાં શબ્દ, સ્પર્શ, રૂપ રસ, અને ગંધ બતાવવાં.

અનિષ્ટ—શિર ત્રાંસું રાખવું, નેત્ર સંકોચવાં અને દૃષ્ટિવડે જોવું નહિ, વિગેરે ભાવોથી અનિષ્ટ વિષયો બતાવવા.

મધ્ય—મન અતિ ખેદવાળું નહિ તેમ અતિ તિરસ્કારવાળું નહિ પણ નહિ, એવા મધ્યસ્થ ભાવવડે મધ્ય મનોભાવ બતાવવો જેમ કે—" તેણે આ કામ કર્યું, તેનું આ છે તે આમ કરે છે " વિગેરે.

અભિનયના બીજા ત્રણ ભેદ.

૧-મધ્યસ્થ ૨-આત્મસ્થ ૩-પરસ્થ.

મધ્યસ્થ—પરોક્ષ કાળના અભિનયો બતાવાય તે.

આત્મસ્થ—પોતાના અનુભવવડે જે વિષય બતાવાય તે.

પરસ્થ—બીજાના અનુભવેલ વિષયનું વર્ણન કરાય તે.



# સ્ત્રી સ્વભાવ.

બહુધા સર્વ ભાવોની ઉત્પત્તિ કામવડે થાય છે. તે કામ ઘણા પ્રકારના છે. જેમકે ધર્મકામ, અર્થકામ, મોક્ષકામ, તથા સ્ત્રીકામ વિગેરે.

સ્ત્રી અને પુરૂષના સમાન યોગનેજ "યોગ" કહે છે.

સર્વ જનોને સાંસારિક સુખદુ:ખની નિવૃત્તિ કરનાર અને દુઃખમાં પણ સુખ આપનાર કામ છે.

રતિ સંભોગ કરાવનાર અને ઉપચારોવડે પુષ્ટ કરેલ સ્ત્રીપુરૂષના શુભ સંયોગને શૃંગાર કહે છે.

બહુધા સર્વ મનુષ્યો હમેશાં સુખની ઈચ્છા કરે છે, અને સુખનું મૂળ સ્ત્રીઓ છે, તેમનો સ્વભાવ વિવિધ પ્રકારનો હોય છે.

સ્ત્રીઓ—દેવ, અસુર, ગાન્ધર્વ, રાક્ષસ, નાગ, પક્ષી, પિશાચ, યક્ષ, વ્યાલ, નર, વાનર, હસ્તિ, મૃગ, મીન, ઉષ્ટ્ર, મકર, ખર, સૂકર, અશ્વ, મહિષી, અજ, ગો અને અજા વિગેરેના સ્વભાવવાળી હોય છે.

દેવશીલા—સ્નેહવાળાં અને ઝગઝગતાં નેત્રવાળી, સ્થિર ભાવવાળી, મંદ નિમેષવાળી, રોગ વિનાની, કાન્તિવાળી, સત્યતા, સરલતા અને દયાયુક્ત; અલ્પ સ્વેદવાળી, સમાન પ્રીતિવાળી, ગન્ધ અને પુષ્પમાં પ્રેમવાળી તથા હૃદયને સુખ કરનારી હોય તે.

અસુરશીલા—અધમ, નિરંતર સ્થિર ક્રોધવાળી અતિ કઠોર, મદ્ય અને માંસમાં પ્રીતિવાળી, બહુ માનવાળી, ચંચળ, અતિ લોભી, કડવું બોલનાર, હમેશાં કજીઆ કરનારી, ઈર્ષાવાળી અને સ્નેહ વિનાની હોય તે.

ગાન્ધર્વશીલા—સુંદર નેત્રવાળી, શોભાયમાન નખ અને દાંતવાળી, નાજુક અંગવાળી, મંદ હસીને બોલનારી, થોડી સંતતિવાળી, રતિમાં પ્રીતિવાળી, નૃત્ય, ગીત તેમજ નાટકમાં સ્નેહવાળી. આનંદી, શરીર સાફ રાખનારી, અને જેના શરીરની ચામડી, કેશ તેમજ નેત્ર તેજવાળાં હોય એવી સ્ત્રી.

રાક્ષસશીલા—જાડાં અને ઉંચાં શરીરવાળી, રાતાં અને લાંબાં નેત્રવાળી, કઠોર રૂવાટાંવાળી, દિવસે સુનારી, ખુલ્લું બોલનારી, નખ અને દાંતના ક્ષત કરનારી, ક્રોધી, ઇર્ષાવાળી, કલેશ કરનારી અને રાત્રીમાં વિહાર કરનારી હોય તે.

નાગશીલા—તીક્ષ્ણ નાકવાળી, મ્હોટા દાંતવાળી, શોભતાં અંગવાળી, રાતાં નેત્રવાળી, નીલ કમલ સમાન વર્ણવાળી, બહુ ઉંઘનારી, બહુ માનવાળી, બહુ ક્રોધવાળી, પશુની પેઠે જાણનારી, કાર્યના આરંભમાં ચંચળતા રાખનારી તથા ગન્ધ અને પુષ્પમાં બહુ પ્રીતિવાળી હોય તે.

પક્ષીશીલા—અત્યંત સાંકડા મુખવાળી, તીક્ષ્ણ સ્વભાવવાળી, સંભોગમાં પ્રીતિવાળી, મદ્ય, આસવ અને દુઃખમાં સ્નેહવાળી, બહુ સંતતિવાળી, ફળમાં પ્રેમ રાખનારી, શ્વાસ ખાનારી, ચંચળ અને બહુ બોલનારી હોય તે.

પિશાચશીલા—જેને સર્વ મનુષ્યથી એક આંગળી વધારે હોય, જેનો સ્વભાવ ક્રૂર હોય, જે રાત્રી સમયે ખેતર વગેરેમાં ફરનારી હોય, છોકરાંઓને બ્હીરાવતી હોય; ચાડી ખાનારી, એકદમ ઉતાવળથી પદોનો એકઠો ઉચ્ચાર કરનારી, સંભોગમાં ખરાબ ચેષ્ટાઓ કરનારી, જેનું આખું શરીર રૂવાટાંથી વ્યાપ્ત હોય, મ્હોટા શબ્દવાળી અને મદ્ય, માંસ તથા રતિમાં પ્રીતિવાળી હોય તે.

યક્ષશીલા—જેને નિદ્રામાં પસીનો વળતો હોય, શય્યા અને આસન જેને દૃઢ પ્રિય હોય, જે ધારણ બુદ્ધિવાળી, મદ્યના જેવા ગન્ધવાળી, માંસ ઉપર પ્રેમ રાખનારી, ઇષ્ટ વસ્તુમાં હર્ષ પામનારી અને થોડું ચાલનારી હોય તે.

વ્યાલશીલા—માન અને અપમાનમાં સમાન બુદ્ધિવાળી, પરૂષ (કઠોર) સ્વભાવવાળી, કડવું બોલનારી અને પીળાં નેત્રવાળી હોય તે.

મનુષ્યશીલા—નમ્રતાવાળી, પોતાના કાર્યમાં ડાહી. અતિ ગુણવાળી, વિવિધ અવયવોવાળી, કરેલાં કાર્યને જાણનારી, ગુરૂ અને દેવની સેવામાં પ્રીતિવાળી, ધર્મ, અર્થ અને કામમાં તત્પર; સ્વામીની આજ્ઞામાં રહેનારી,

ઇન્દ્રિઓને નિયમમાં રાખનારી, અહંકાર રહિત અને પોતાના સ્નેહી ઉપર હેત રાખનારી ઈત્યાદિ ઉત્તમ સ્વભાવવાળી હોય તે.

વાનરશીલા—હંસની પેઠે વાળયુકત શરીરવાળી, હર્ષયુકત, પીળાં રોમવાળી, ફળમાં પ્રીતિવાળી, બહાદુર, ચંચળ, જુસ્સાવાળી, વૃક્ષ ઉપર ચઢવામાં અને રતિમાં પ્રેમવાળી તથા રતિમાં અસહ્ય પ્રીતિવાળી હોય તે.

હસ્તિશીલા—મ્હોટી દાઢી અને મ્હોટાં લલાટવાળી, મ્હોટાં શરીરવાળી, પીળાં નેત્રવાળી, રૂવાટાંયુકત શરીરવાહી, ગન્ધ અને પુષ્પમાં પ્રેમવાળી, ક્રોધવાળી છતાં સ્થિર સ્વભાવવાળી, ઉંડા જળમાં સ્નાન કરનારી અને મધુર પદાર્થમાં સ્નેહવાળી હોય તે.

મૃગશીલા—ન્હાનાં પેટવાળી, ખુડેલી કીકીઓવાળી પાતળા સાથળવાળી, વનમાં પ્રીતિવાળી, ચંચળ અને લાંબાં નેત્રવાળી, ઉતાવળે ચાલનારી, ચોતરફ વાંસો ફેરવનારી. બ્હીકણ, રૂવાટાંયુકત શરીરવાળી, ગીતમાં સ્નેહવાળી અને ક્રોધવાળી હોય તે.

મીનશીલા—લાંબી, મ્હોટી અને ઉન્નત છાતીવાળી; અતિ ચાલનારી, નેત્રનાં ઘણાં મટકાં ખાનારી, ઘણા ચાકરવાળી, બહુ સંતતિવાળી અને જળમાં પ્રીતિવાળી હોય તે.

ઉષ્ટ્રશીલા—જેની કેડ અને ડોક ઉંચી હોય, લાંબા હોઠવાળી, ઘણા સ્વેદવાળી, ભયંકર ચાલવાળી, દુર્બળ પેટવાળી, જેને પુષ્પ, ફળ, પાંદડાં અને વસ્ત્ર ઘણાં વહાલાં હોય; જેનાં કેડ અને પડખાં ઉચાં, બંધાએલ તથા સરખાં હોય; તેમજ કઠોર ભાષણ કરનારી તથા વનમાં પ્રીતિવાળી હોય તે.

મકરશીલા—મ્હોટાં માથાવાળી, સુંદર ડોકવાળી, પહોળાં મુખવાળી, મ્હોટા શબ્દવાળી, ક્રૂર સ્વભાવવાળી તેમજ જેમાં મત્સ્યના જેવા ગુણ હોય તે.

ખરશીલા—જેની જીભ, હોઠ અને મુખ જાડું હોય, ચામડી ખડસટ હોય, ભાષણ કડવું હોય, સંભોગ અને લડાઇમાં પ્રીતિ, તેમજ જે હર્ષવાળી, નખ અને દંતક્ષતમાં પ્રીતિવાળી, શોકયનો દ્વેષ કરનારી, ખરાબ સ્વભાવવાળી, ચંચળ, ઉતાવળી ચાલનારી, ક્રોધી અને બહુ સંતતિવાળો હોય તે.

સૂકરશીલા—જેનું ઉદર, મુખ અને વાંસો લાંબો હોય, અંગ રોમશ હોય, લલાટ સાંકડું હોય; જે બળવાળી હોય, કંદમૂળ અને ફળમાં પ્રીતિવાળી હોય, કાળા દાંત તથા ભયંકર મુખવાળી, જાડા અને ઘણા કેશવાળી, આચાર રહિત અને ઘણી પ્રજાવાળી હોય તે.

અશ્વશીલા—જેના પડખાં ખુલ્લાં હોય, કેડ, બરડો અને ડોક સ્થિર હોય; જે સુંદર સ્વરૂપવાળી, દાનશીલા, સીધા અને જાડા કેશવાળી, શરીરે દુર્બળ, ચંચળ ચિત્તવાળી, સ્નેહયુકત વાણીવાળી, જલ્દી ચાલનારી, તેમજ કામ અને ક્રોધમાં તત્પર હોય તે.

મહિષીશીલા—બરડો, દાંત અને હાડ જેનાં મ્હોટાં હોય, ચામડી તેજ-દાર હોય, જે ખુશ કરનારી, જાડાં રૂવાંટાંવાળી, ક્રોધી, લોકોનો દ્વેષ કરનારી, રતિમાં પ્રીતિવાળી, કાંઈક ઉંચા મુખવાળી, જલક્રીડા અને વનનિવાસમાં આનંદ માનનારી, મ્હોટાં લલાટવાળી તેમજ સુંદર નિતંબવાળી હોય તે.

અજશીલા—ઉંચાં નેત્રવાળી, બગાસાં ખાનારી, દીર્ઘ મુખવાળી, નાજુક હાથ પગવડે શોભતી, ઉચ્ચ સ્વરવાળી, અલ્પ નિદ્રાવાળી, ક્રોધી, બહુ બોલ-નારી, હીન આચારવાળી અને કાર્યને જાણનારી હોય તે.

ગોશીલા—મ્હોટા અને ઉન્નત નિતમ્બવાળી, ન્હાની જાંઘવાળી, સ્નેહી ઉપર પ્રીતિ રાખનારી, પાતળા હાથ પગવાળી, ઇચ્છિત કાર્યનો આરંભ કર-નારી, સંતતિ ઉપર પ્રીતિવાળી, પિત્રીઓ અને દેવની પૂજામાં સ્નેહ રાખનારી પવિત્ર અન્તઃકરણવાળી, ગુરૂજન ઉપર પ્રીતિ રાખવાવાળી અને કલેશ સહન કરનારી હોય તે.

અજાશીલા—ન્હાના હાથ પગવાળી, ખરસટ રોમવાળી, ભયશીલા, જળથી ત્રાસ પામનારી, બહુ પ્રજાવાળી, ધનમાં પ્રીતિવાળી, ચંચળ અને ઉતાવળી ચાલનારી હોય તે.

આ રીતે સ્ત્રીઓના સ્વભાવ જાણી, સમાન શીલવાળો અને તેના સરખા ગુણવાળો પુરૂષ હોય તે સાથે તેનો સમાગમ થવો યોગ્ય છે; કારણ કે બન્ને તુલ્ય સ્વભાવનો વ્યવહાર હર્ષપ્રદ થાય છે, અને સ્વભાવ વિરૂદ્ધ હોય તો ગમે

તેવો સારો વ્યવહાર હોય, તોપણ સંતોષકારક થતો નથી. જેમ પ્રાર્થિત બાહ્ય રતિ સુખકારક થતી નથી.

સ્ત્રીપુરૂષનો વ્યવહાર રતિ સુખને માટે છે, અને ધર્મકાર્યો પણ રતિ સુખ મેળવવા માટેજ છે.

જેમ તપ ધર્મને માટે છે, ધર્મ સુખને માટે છે અને સુખનું મૂળ સ્ત્રીઓ છે; કારણ કે સ્ત્રીઓ સાથે કામોપભોગ કરવો એજ સુખ છે.

સ્ત્રી અને પુરૂષમાં રહેનાર કામોપભોગ બે પ્રકારનો છે—

૧. બાહ્ય. ૨. આભ્યન્તર.

આભ્યન્તર કામોપભોગ નાટકની અંદર રાજાઓમાં યોજવો, અને બાહ્ય કામોપભોગ પ્રકરણ ( નાટકનો એક ભેદ )ની અંદર વેશ્યાઓમાં યોજવો.

જુદા જુદા સ્વભાવવાળી સ્ત્રીઓની પણ મુખ્ય ત્રણ પ્રકૃતિ (સ્વભાવ)છે.

૧. બાહ્ય. ૨. આભ્યન્તર. ૩. બાહ્યાભ્યન્તર.

તેમાં કુલીન સ્ત્રીઓ આભ્યન્તર પ્રકૃતિની, વેશ્યાઓ બાહ્ય પ્રકૃતિની અને થોડી પવિત્ર તથા થોડી કામાસક્ત એવી મધ્યમ પ્રકારની સ્ત્રીઓ બાહ્યાભ્યન્તર પ્રકૃતિની જાણવી.



## कामोद्दीपन लक्षण.

કામાતુર વેશ્યા સ્ત્રી પોતાનાં નેત્ર આદિ ઇન્દ્રિઓને જોયા કરે, પહેરેલ આભૂષણોનો સ્પર્શ કર્યા કરે, કાન ખંજોળે, અંગુઠાથી જમીન ઉખેડે, નાભી બતાવે, નખના ચાળા કરે તથા માથાના કેશ સમા કરે, વિગેરે ભાવો બતાવે.

કામાતુર કુલાંગના હસતી હસતી સુંદર કટાક્ષ કરે, ગૂઢ હાસ્ય કરે, મુખ નીચું રાખી વાત કરે, અધરવડે હસતી ધીમે ધીમે બોલે, શરીરે વળેલ સ્વેદ અથવા પોતાના આકારને છુપાવતી જાય તથા વચમાં વચમાં ચમકતી જાય; વિગેરે ભાવો બતાવે.

કામાતુર મધ્યમા સ્ત્રીએ ઉપર કહેલ બન્ને સ્ત્રીઓથી વિલક્ષણ ભાવો બતાવવા.



# कामीनी दश अवस्था.

૧. અભિલાષ, ૨. ચિન્તા, ૩. અનુસ્મૃતિ, ૪. ગુણકીર્તન, ૫. ઉદ્વેગ, ૬. વિલાપ, ૭. ઉન્માદ, ૮. વ્યાધિ, ૯. જડતા, ૧૦. મરણ. આ દશ અવસ્થાઓ સ્ત્રી તથા પુરૂષ બન્નેને થાય છે.

૧. અભિલાષ—સમાગમના ઉપાયસાટે યત્નવડે કરવામાં આવેલ કાર્યનો સમારંભ.

દશે અવસ્થાવાળાં વિરહીજન પોતાના દ્વારમાં વારંવાર નિકળે અને પાછાં પેસે, તેમજ જાહેર રસ્તામાં પોતાના પ્રિયજનને જોવામાટે ઉભાં રહે વિગેરે ભાવોવડે અભિલાષ બતાવવો. જેમકે—

## ગીતિ

પતિના આવ્યા પહેલાં, બાળા બેઠી કરી મહદ માન;
કયારે આવી મનાવે, એમ અન્તરે ધરી રહી ધ્યાન.

૨ ચિન્તા—"મારો પ્રિયજન મને કેવી રીતે માન આપે" અથવા "હું તેને કેવી રીતે માન્ય થાઉં? વિગેરે ભાવો દૂતીના મુખથી નિવેદન કરાવવા તે.

આ ચિન્તા—આકેકરા દૃષ્ટિથી નેત્ર અર્ધ બીડાએલ રાખી કંકણ અથવા મેખલાનો સ્પર્શ કરીને બતાવવી, તેમજ નાડીની ગાંઠ અથવા નાભીના પ્રદર્શનવડે બતાવવી. જેમકે—

## ગીતિ.

કેમ કળું મોહનને, એજ વિચાર કરૂં છું અન્તરમાં;
શી રીતે દ્રગ્દ્વારે, પ્યારાને પધરાવું ઘટ ઘરમાં.

૩ અનુસ્મૃતિ—વારંવાર નિઃશ્વાસ નાંખવા, પોતાના મનોરથનો વિચાર કરવો અને જેમાં બીજાં કાર્યોનો અતિ દ્વેષ થાય તે.

આનો અભિનય બેસવામાં, સૂવામાં અથવા પોતાના બીજાં કોઇ પણ કામમાં ચેન ન પડતું હોય, ચિન્તાગ્રસ્ત હોય, ગુંચવાઇ ગએલ હોય તેવી સ્થિતિથી બતાવાય છે. જેમકે—

## ગીતિ.

વદતા વિધવિધ વાતો, કરી પરસ્પર અધરામૃત પાન;
યાદ કરી એ સર્વે, ડુલી દુઃખમાં ભુલી શરીર ભાન.

૪ ગુણકીર્તન—શરીરમાં, અવયવોમાં, લીલામાં, વાણીમાં, ચેષ્ટાઓમાં, હાસ્યમાં અને દૃષ્ટિવડે જોવામા "મારા પ્રિયતમની બરાબર કોઇ નથી" એમ વખાણ કરવાં તે.

આ ગુણકીર્તન અવસ્થામાં નેત્રમાંથી આંસુ પડે કે પ્રસ્વેદ આવે તે તેની દુતીએ લૂછતાં જવા. જેમકે—

## ગીતિ.

ગુણવાળા ગિરિધરના, ગુણ ગણુના કરી વખાણ મુદ ખાણ;
રાધા જાળવી રાખે, એક અવધિને આધારે પ્રાણ.

૫ ઉદ્વેગ—બેસવામાં કે સૂવામાં ક્રોધ પણ ન કરે અને ખુશી પણ ન થાય તે; નિરંતર ઉદ્વેગમાંજ રહે તે.

આ ઉદ્વેગ—ચિન્તા, નિઃશ્વાસ તથા છાતી ભરાઇ જવી વિગેરે અભિનયોથી બતાવવો. જેમકે—

## ગીતિ.

અધિક ઉદાસ થઇને, ઉંચા ઉંચા લે શ્યામિની શ્વાસ;
રહ્યા જાણી રસિયાને, કુટિલ કામિની કુબજાની પાસ.

૬ વિલાપ—"મેં તેને અહીં ઉભો રહેલ, અહીં બેઠેલ, અહીં આવેલ જોયો છે અને તે અહીંથી ગયો" વિગેરે વિલાપ કરવો તે.

ઉદ્વેગથી, અતિ ઉત્કંઠાથી તથા ચેન નહિ પડવાથી વિલાપ કરનારી અને અહીં તહીં ભમતી સ્ત્રી વિલાપ દશામાં છે એમ સમજવું.

જેમકે—

## ગીતિ.

હશે અન્ય એ કોઇ, ગોપબાલ મથુરામાં રહેનારો;
મુજ નટવર તો મારા, અન્તરમાં રમી રહ્યો પુર્ણ પ્યારો.

૭ ઉન્માદ—પોતાના પ્રિયજનની સ્તુતિ કરે અને અન્ય જનોનો દ્વેષ કરે તે.

અનિમેષ દૃષ્ટિવડે જોઈ રહેવું, લાંબા નિઃશ્વાસ નાંખવા, ધ્યાનથી બેસી રહેવું અને વિહાર સમયમાં રહેવું વિગેરે ભાવોથી ઉન્માદ બતાવવો.

જેમકે—

## ગીતિ.

રોવે, હસે, રિસાયે, વિકલ વિયોગે ગ્રહતી તૃણ દંતે;
દામોદર ગણી દારા, ભુજ ભરી ભેટે તમાલને તંતે.

૮ વ્યાધિ—શાન્ત્વન પ્રદાનથી, ભોગથી, ઈચ્છિત વસ્તુથી તથા સંપ્રેક્ષણ વિગેરે સર્વ ઉપાયોથી પ્રિયજન વશ થાય નહિ તો વ્યાધિ થાય છે.

હૃદયમાં ગભરાવું, માથામાં તીવ્ર પીડા થવી તથા ધીરજ ન રહેવી વિગેરે ભાવોથી વ્યાધિ બતાવવો.

જેમકે—

## ગીતિ

કુન્દન સરખી કાયા, કામિની કેરી હતી એજ આપે;
દુર્બળ થઇ દેખાયે, તપી તપીને અનંગને તાપે.

૯. જડતા—પૂછીએ તેનો જવાબ આપે નહિ, સાંભળે નહિ, જોઇ શકે નહિ, સ્મૃતિ ગએલી હોય અને મૌન રહે તે—

સમય વિના હોંકારો આપવો, અંગમાત્ર શિથિલ કરવાં તથા નાસિકાના અગ્ર ભાગમાંથી શ્વાસોચ્છ્વાસ મૂકવા વિગેરે ભાવોવડે જડતા બતાવવી.

જેમકે—

ગીતિ

જ્યારથી આ યુવતીએ, જાહિર છબિ યદુપતિની જોઇ છે;
જલ વિણ મીનની પેઠે, ત્યારથી તનશુદ્ધિ તમામ ખોઇ છે.

૧૦. મરણ—ઉપર કહેલ સર્વ ઉપાયોવડે પણ પ્રિય જનનો સમાગમ થાય નહિ ત્યારે કામાગ્નિથી બળી ગયેલ સ્ત્રીનું મરણ થાય છે.

જેમકે—

ગીતિ.

મનોહારી માધવનું, મરણ સાંભળી વિક્રમના મુખથી;
તજી પ્રાણ એ ટાણે, કામકન્દલા છૂટિ વિરહ દુઃખથી.

ઉપર બતાવેલ દશ અવસ્થાઓ કામશાસ્ત્ર જોઇ, જ્યાં કામની પ્રાપ્તિ ન થઇ હોય ત્યાં એક મરણ વિના અન્ય દશાઓ બતાવવી. એ દશે દશાઓ સ્ત્રીની છે, પરંતુ પુરૂષ પણ એ પ્રમાણે વિયોગથી ઉત્પન્ન થએલ વિવિધ ભાવો વડે કામની વિવિધ અવસ્થાઓ બતાવે.

એ રીતે કામનાવાળાં સ્ત્રી અથવા પુરૂષના સમાન ગુણનો યોગ જોઇને વિદ્વાન પુરૂષે અભિનયની યોજના કરવી.

કામ્યાદ્રષ્ટિ—દ્રષ્ટિ અને પાંપણો ચંચળ હોય, અશ્રુવાળાં બીડાએલ નેત્ર હોય તથા જેનું ઉત્તરીય વસ્ત્ર ખસી જતું હોય એવી સ્ત્રીની દ્રષ્ટિ સકામ છે એમ સમજવું.

રાગલક્ષણ—ગાલ કાંઇક રક્ત જણાતા હોય, કપાળ સ્વેદવડે વિચિત્ર થયું હોય, શરીરે કંપ થતો હોય અને જેને રોમાંચ થતાં હોય તે જન રાગ ( પ્રીતિ ) યુક્ત છે એમ સમજવું.

વિરહાભિનય—ચિન્તા, ત્રાસ, ખેદ અને હૃદયદાહ આદિ અભિનયથી; તેમજ ઉંચે જોવું, આકાશ સામી દ્રષ્ટિ રાખવી, દીન વચન બોલવાં, સ્પર્શ કરવો તથા પવન નાંખવો વિગેરે વિવિધ આશ્રયથી ઉત્પન્ન થએલ અને વિપ્રલંભવડે થનાર ભાવોથી બહુધા બધાં કામનાં સ્થાન યોજવાં.

કામાગ્નિતપ્ત—કામાગ્નિતપ્ત જનો પુષ્પની માળાઓ, આભૂષણો, ઉત્તમ ગન્ધો, શીતલગૃહ તથા બગીચાઓ વિગેરે સેવે છે. કામાગ્નિથી તપ્ત થએલ અને અનેક અવસ્થાઓ ભોગવનાર પુરૂષ પોતાની અવસ્થા જણાવવા માટે દૂતીને સ્ત્રી આગળ મોકલે, તે દૂતી સ્ત્રી પાસે જઇ કામોદ્દીપક વાકયો સાથે વિનયપૂર્વક નાયકનો સંદેશો કહેતાં એમ પણ કહે કે " તારી અવસ્થા પણ તેના જેવીજ થઇ છે. " એ રીતે દૂતીનાં વાકયો સાંભળી, તેનો અભિપ્રાય જાણી સ્ત્રી સમાગમનો ઉપાય શોધે. એ રીતનો સમાગમોપાય ગુપ્ત કામી પુરૂષોએ કરવો.



## कामतंत्रमां प्रवृत्त थयेल राजाओनो आभ्यन्तर प्रकार.

રાજા પોતાના જુદા જુદા સ્વભાવોવડે જે જે વિલાસ કરે છે, તે પ્રમાણે લોકો પણ અનુસરે છે; જો કે રાજાઓને સ્ત્રી સમાગમ દુર્લભ નથી. કારણ કે તેના હાથમાં હુકમ છે; પરંતુ ડહાપણથી અને વિનયથી યોજેલો સમાગમ જેવો સુખકારક થાય છે તેવો હુકમથી સુખદાયક થતો નથી. જો કે રાજાઓની કામક્રીડા અનેક પ્રકારની હોય છે, પરંતુ એકાન્ત સ્થાનમાં કામક્રીડા વિશેષ પ્રીતિ ઉત્પન્ન કરનારી થાય છે.

જ્યાં નાયિકા વિષે નાયકનો આગ્રહ હોય અને નાયિકા નાયકનો અનાદર બતાવતી હોય, તેમજ તે નાયિકા દુર્લભ હોય ત્યાં કામની ઉત્કૃષ્ટ અવસ્થા જાણવી.

રાજાઓની કામક્રીડા અન્તઃપુરમાં દિવસે જાણવી, અને વસ્ત્રોપચાર જ્યાં (વાસકસજ્જા વિગેરે નાયિકાઓમાં) કરવામાં આવે ત્યાં રાત્રીએ જાણવી.

વાસક ( વસ્ત્રોપચાર ) અવસ્થા ભેદવડે છ પ્રકારનો છે.

૧. પરિપાટી–( નિત્ય નિયમ ).
૨. ફ્લાર્થ–( ફળની ઇચ્છા ).
૩. પ્રમદ–( અત્યંત મદ ).
૪. અફ્લ–( નિષ્ફળ )
૫. દુઃખ.
૬. પ્રમાદ.

આ છ એ અવસ્થાઓમાં રાજાઓએ ઋતુકાળે પણ સ્ત્રીએ યોગ્ય વસ્ત્ર ધારણ કર્યાં હોય ત્યારેજ તેની પાસે જવું, તેમજ પ્રીતિવાળી વેશ્યા પાસે પણ તેણે યોગ્ય વસ્ત્રો પહેર્યાં હોય ત્યારેજ જવું.

વિવિધ અવસ્થાને લીધે નાયિકાના આઠ ભેદ છે.

૧. વાસકસજ્જા.
૨. વિરહોત્કંઠિતા.
૩. સ્વાધીનભર્તૃકા.
૪. કલહાન્તરિતા.
૫. ખંડિતા.
૬. વિપ્રલબ્ધા.
૭. પ્રોષિતપતિકા.
૮. અભિસારિકા.

## લક્ષણ તથા ઉદાહરણ.

૧. વાસકસજ્જા—યોગ્ય વસ્ત્રો ધારણ કરી, તથા હર્ષયુક્ત થઇ સંભોગની ઇચ્છાથી મંગળ કરનારી હોય તે.

જેમકે—

### ગીતિ.

બેઠી સેજ બિછાવી, સુન્દરી સજીને સોળે શૃંગાર;
આવે નહિ ઘડિ દિનનો, પાંચાલીના વસનતુલ્ય પાર.

૨ વિરહોત્કંઠિતા—જેનો સ્વામી અનેક કાર્યને લીધે નહિ આવતાં દુઃખથી પીડિત થતી હોય તે.

જેમકે—

## ગીતિ.

મૌન ગ્રહ્યું નથિ મેં કદિ, કર્યો નથી વળી કલહ કોઇ ટાણે;
હજી શ્યામ શા કારણ, આવ્યા નહિં, ક્યાં હશે કોણ જાણે?

૩ સ્વાધીનભર્તૃકા—જ્યાં સંભોગાનન્દવડે બંધાએલો સ્વામી હમેશાં ગુણવાળી પોતાની સ્રી પાસે રહે તે.

જેમકે—

## ગીતિ.

રસિયાજી નહિ રોકું, અવર અંગમાં અંગરાગ દેતાં;
પણ મહેંદી મુજ પગમાં, નહિ દેવા દઉં કરોડ ગણું કહેતાં.

૪ કલહાંતરિતા—જેનો સ્વામી ઈર્ષાથી અને કજીઆથી કંટાળી પાસે ન આવતાં ક્રોધાવેશવડે સંતાપ પામતી હોય તે.

જેમકે—

## ગીતિ.

પાય પડયો પતિ ત્યારે, હૃદયે ધારી રહી હતી રોષ;
કહ્યું ન માન્યું પોતે, દે છે શિદ સખીં હવે મને દોષ?

૫ ખંડિતા—સ્રી યોગ્ય વસ્રો પહેરી તૈયારી થએલી હોય છતાં સ્વામી અન્ય સ્રીમાં આસક્ત થવાથી પોતાની પાસે ન આવતાં દુઃખ ભોગવતી હોય તે.

જેમકે—

## ગીતિ.

નામ અવરનું ઉચરી, અન્ય યુવતીને જુએ ધ્યાન ધારી;
એવા વાલમ ઉપર, વિધ વિધ રીતે જાઉં હું વારી.

૬ વિપ્રલબ્ધા—પ્રિયતમે સંકેત કરેલા સ્થાનમાં ગયા છતાં તે, બીજી સ્ત્રી મળવાથી, અથવા અન્ય કારણુસર ત્યાં નહિ આવવાથી છેતરાય તે.

જેમકે—

ગીતિ

રસંપ્રદ રતિ મન્દિરમાં, નહીં નિરખતાં નેહ ભર્યાં નાથ;
અશ્રુ [1]વલય વામાનાં, નયન, કરેથી પડ્યાં એક સાથ.

૭ પ્રોષિતપતિકા—અતિ કામકાજને લીધે સ્વામી પરદેશ જવાથી પોતે કેશ વિગેરે અલંકૃત ન કરતી હોય તે.

જેમકે—

ગીતિ.

ઉઠે આગ મધ્યાન્હે, દિનકરના કરૅ સ્પર્શે દર્પણમાં;
રજનીમાં શશિ કિરણે, આગ ઉઠી ત્યમ વિરહિણીના તનમાં.

૮ અભિસારિકા—મદથી અથવા કામથી પરવશ થઇ લાજ છોડી પોતે સ્વામી પાસે જાય, અથવા તેને પોતા પાસે બોલાવે તે.

જેમકે—

ગીતિ.

સુંદરી સજી શૃંગારો, પતિને મળવા જાય હૃદય હરખી;
ચડતાં ચડતાં થાયે, સીડી અટારીતણી [2]કોસ સરખી.

ચિન્તા, નિઃશ્વાસ, ખેદ, સખી સાથે સંપ્રલાપ પોતાની અવસ્થાનું દર્શન, ગ્લાનિ, દીનતા, અશ્રુપાત, ક્રોધ, આભૂષણો ઉતારી નાંખવાં, શરીર મલિન રાખવું, દુઃખ બતાવવું અને રૂદન કરવું વિગેરે ભાવોવડે ખંડિતા,

૧ કંકણ ૨ યોજન—ચાર ગાઉ

વિપ્રલબ્ધા, કલહાંતરિતા તથા પ્રોશીત પતિકા યોજવી. તેમજ વિચિત્ર તથા ઉજવળ વેષવાળી, હર્ષથી સુશોભિત મુખવાળીં અને શોભામાં વૃદ્ધિ પામેલી, સ્વાધીનભર્તૃકા યોજવી.

વેશ્યા, કુલજા અથવા પ્રેષ્યા (ચાકરડી)નેજ ઉપર કહેલ ભાવોવડે અભિસારિકા યોજવી.

વેશ્યા—મીઠું બોલનારી, ઉદાર ચિત્તવાળી, દાસીઓથી વીંટાએલી અને વિવિધ આભરણોથી વિચિત્ર વેષવાળી તથા ધીમે ધીમે ચાલે તે.

કુલજા—(કુલાંગના) ગાત્ર સંકોચતી, ભય પામતી તથા જોવા યોગ્ય મુખવાળી આખું શરીર ઉત્તરીય વસ્ત્રવડે ઢાંકીને ચાલે તે.

પ્રેષ્યા—કામ સંબંધી અભિનય અને તેના સંબંધમાંજ ભાષણ કરનારી તથા વિલાસયુક્ત પ્રફુલ્લિત નેત્રવાળી ઉતાવળી ચાલથી ચાલે તે.

ઉપર કહેલ ત્રણ જાતની સ્ત્રીઓમાંથી કુલાંગના પોતાના અલંકારના શબ્દથી, વેશ્યા શીતળ અને સુગન્ધિવાળા પદાર્થવડે, તથા પ્રેષ્યા વસ્ત્ર અથવા વીજણાવડે પોતાના પ્રિયને નિદ્રામાંથી જાગૃત કરે.

નાટકમાં સર્વ અવસ્થાઓનું અનુકરણ કરવામાં આવે છે, માટે કામ, ક્રોધ તથા ભય વિગેરે અવસ્થાઓ બતાવવી.

જે જે વસ્ત્રો ધારણ કરાવવાં તે કોઇ પણ અમુક ઉદ્દેશને અનુકૂળ હોવાં જોઇએ.

કામાતુર પુરૂષ હમેશાં વિવિધ પ્રકારનાં આભૂષણ, વસ્ત્રો, સુગન્ધી પદાર્થો અને પુષ્પોવડે ઉત્તમ સુખ સેવન કરે.

કામવશ થએલ પુરૂષ પોતાની કાન્તાને નહિ મળવાથી એટલો આનંદ પામતો નથી કે જેટલો તેને મળવાથી પામે છે.

કામવશ થએલ સ્ત્રીપુરૂષનો સમાગમ કરતાં પરસ્પરનો પ્રેમ બતાવી બન્નેમાં વિલાસ તથા બન્નેની માધુર્યયુક્ત ચિત્તવૃત્તિ, વાક્યો અને લીલા વિગેરે બતાવવાં.

ઉપર કહેલ રીતે સમાગમ કરાવ્યા પછી કામોદ્દીપન માટે નાયિકા પોતાની પાસે આવનાર નાયક માટે સુગન્ધીદાર તેલો, અત્તર, પુષ્પો વિગેરે તૈયાર રાખે અને પોતે પણ પોતાના શરીરને સુંદર વસ્ત્રો, અલંકારો તથા સુગન્ધિવાળા પદાર્થોવડે સુશોભિત કરે.

નાયિકા પોતે ઝાંઝર અથવા કટિમેખલા જેવા શબ્દ કરનારા અલંકારો સિવાય બીજા અલંકારો બહુધા ધારણ ન કરે.

રંગભૂમિમાં ઉત્તમ તથા મધ્યમ સ્ત્રીઓએ નસ્વર ગૃહણ, ચંદન વિગેરેનું લેપન, અંજન, કસ્તૂરી વિગેરેનો અંગરાગ તથા કેશોપગૃહણ ન કરવું; પરંતુ અધમ સ્ત્રીઓનો તે સ્વભાવ છે, માટે તેઓને તે કરવાને બાધ નથી; તથાપિ તેમણે પણ અસભ્ય જણાય તેવું આચરણ તો રંગભૂમિમાં નજ કરવું. સ્ત્રી તથા પુરૂષોએ અલંકાર તથા પુષ્પનું ગૃહણ કરી વિવિધ ભાવો બતાવવા.

સ્ત્રીએ અલંકાર ધારણ કરી પોતાના સ્વામી પાસે જવું, પણ ત્યાં અયોગ્ય જણાય તો કોઈ ચમત્કારિક લીલાવડે તેને કાઢી નાંખવાં.

નાયિકા પોતાના નાયકની વાટ જોતી જોતી તેના આવવાનો શબ્દ સાંભળે, તે શબ્દ સંભળાય કે તુરત નાયકના આવવાથી ઉતાવળી થઈ કંપતી, હૃદયમાં ત્રાસ પામતી, ઘરના બારણાં પાસે આવી ડાબા હાથવડે તોરણ પકડી, જમણા હાથથી કમાડ ઝાલે; ત્યાં ઉભા રહેતાં કંપ, શંકા અને ભય ઉત્પન્ન થાય, પછી ક્ષણમાત્ર લાંબો નિઃશ્વાસ નાંખી આંસુ લાવે; વળી હૃદય ખેદ યુક્ત કરી પોતે શરીરને આસન ઉપર નાંખે, તદનન્તર નાયકના આવવા સંબંધી શુભાશુભ વિચાર કરે, વળી એમ પણ વિચારે કે "એ તે પોતાના ગુરૂના કામ માટે, મિત્રના કામ માટે, પ્રધાનના કામ માટે કે રાજ્ય ચિન્તા-

માટે રોકાયા ?' અથવા કોઇ પ્રિય સ્ત્રીએ રોકી રાખ્યા કે શું ?" એમ વિચારતાં વળી પોતાને થતા શુકન અપશુકન જણાવે, તેમાં ડાબા અંગમાં સ્ફુરણ વિગેરેથી કાર્યની સિદ્ધિ કરનાર શુભ શુકન, અને જમણા અંગમાં સ્ફુરણવડે અપશુકન જણાવે અને તે કાર્યમાં હાનિ કરનાર છે એમ પણ કહે. ડાબી બાજુનાં નેત્ર, લલાટ, ભ્રકુટી, અધરોષ્ઠ, સાથળ, હાથ, અથવા સ્તન ફરકે તો પ્રિય સમાગરા થશે એમ જાણે; અને જમણાં અંગ ફરકે તો તો સમાગમ થશે નહિ એમ જાણે; એમ કરતાં અપશુકન જણાય તો મૂર્છા પામે, પછી ક્ષણમાં પ્રિય ન આવે તો ગાલે હાથ દઇ રૂદન કરતી બેસે અને આભૂષણો પર અનાદર બતાવે. શુભ શુકન જણાય તો પ્રિય મળશે એમ જાણી ખુશી થાય અને પ્રિય પાસે આવે ત્યારે તુરત ઉઠી હર્ષયુક્ત થઇ સામે ચાલે.

જો પ્રિય અપરાધી હોય તો નાયિકા યુક્તિવાળાં વાકયોવડે તેને ઠપકો આપે, તેમાં અનુક્રમે પ્રિયને માન, અપમાન, મોહ તથા તિરસ્કારયુક્ત વચનો કહે, તે વચનો સ્ત્રીએ ગાથામાં કહેવાં.

સ્ત્રીએ પોતાના સ્વામી સામુ' વચન બોલવુ' ન જોઇએ, તોપણ વિશ્વાસ, સ્નેહ, આસક્તિ, સંદેહ, સુરત પ્રેમ, સંતોષ, હર્ષ, ધર્મ, અર્થ, કામ, ગુપ્ત વચન, હાસ્ય, આશ્ચર્ય, સંભ્રમ, દુઃખ, સંશય અને દોષ ટાળવો વિગેરે કારણ હોય ત્યાં કહી શકાય છે; કારણકે જ્યાં સ્નેહ છે ત્યાં ભય પણ છે, અને કામ છે ત્યાં પણ ભય છે. એ ભયનાં ચાર ઉત્પત્તિસ્થાન છે.

૧. વૈમનસ્ય, ૨. વ્યલીક, ૩. વિપ્રિય, ૪. મન્યુ.

વૈમનસ્ય—સ્ત્રી પોતાના સ્વામીને નિદ્રાયુક્ત, ખેદવાળો, આળસુ, રતિચિન્હવાળો અને ઓષ્ઠ ઉપર વ્રણવાળો દેખે ત્યારે તેને વૈમનસ્ય (ઉચક મન) થાય છે; તે સમયે સ્ત્રી પોતાના પ્રિયને ઓષ્ઠ ફરકાવી રોષયુક્ત વચનોવડે "બહુ સારા છો, બહુ સારૂં કર્યું, બહુ શોભો છો" વિગેરે વચનો કહે.

વ્યલીક—બહુવાર વાર્યો છતાં પણ સ્વામી અન્ય સ્ત્રીપાસે હમેશાં હર્ષ-થી જાય અને પોતાની સ્ત્રી ઉપર મત્સર રાખે ત્યારે સ્ત્રીને વ્યલીક (દુઃખ) થાય છે. તે વખતે સ્ત્રી ડાબો હાથ પોતાની છાતી ઉપર મૂકી ક્રોધવડે જમણો હાથ ધ્રુજાવતી અભિનયની સાથે ચરણ ઉપર મુકે.

વિપ્રિય—પતિ પોતાની સ્ત્રીને "તારા જીવવાથી હું જીવું છું, હું તારો દાસ છું, તું મને વહાલી છે" વિગેરે કહે, પરંતુ આચરણ વિરૂદ્ધ કરે ત્યારે તે, સ્ત્રીને વિપ્રિય (અપ્રિય) થાય છે.

દૂતીને આપવાનો લેખ, ઉત્તર, ભેદન, ક્રોધ, હાસ્ય, રૂદન અને વિપ્રિ-યમાં શિરઃ કંપન સહિત અભિનય કરી બતાવવો.

મન્યુ—અન્ય સ્થળે સંભોગવડે ચિન્હિત થએલ સ્વામી, સ્ત્રીપાસે આ-વી પોતાની શ્લાઘા કરે ત્યારે સ્ત્રીને મન્યુ (ક્રોધ) થાય છે; તે ક્રોધ બતાવતાં કંકણ ફેરવવાં તથા કટિમેખલા શિથિલ કરવી.

સ્ત્રીએ પોતાનો સ્વામી અતિ લાજવાળો છતાં અપરાધી (અન્યાસક્ત) થઇ પાસે આવ્યો હોય ત્યારે ઈર્ષાવાળાં વચનોથી ઠપકો દેવો, પરંતુ બહુ કઠોર હોય તેને ઘણું કહેવું નહિ; અતિ ક્રોધી હોય તોપણ તેનો ત્યાગ કરવો નહિ, પરંતુ નેત્રમાં આંસુ લાવવાં; પોતાના આત્માને ધિક્કાર બ-તાવનારાં વચનો બોલવાં, એક હાથ છાતી પાસે રાખી તેની વચલી આં-ગળી હોઠ પાસે રાખી તેના સામું એકી નજરે જોયા કરવું, એક હાથ કેડ ઉપર રાખવો, માથું ફેરવવું તેમજ ડોક સંકોચી આકાશભણી જોવું; અવહિત્થ અવલોકનવડે તથા આંગળીઓથી શોભાયુન્ત તિરસ્કાર આપવો વિગેરે ભાવોથી અભિનય કરવો. વળી "રૂડા દિસો છો, તેને પ્રિય છો, જા-ઓ, વિલંબ શામાટે કરો છો, મને અડશો નહિ, જે સ્ત્રી તમારા હૃદયમાં બેઠી છે તેની પાસે જાઓ" એમ કહી પાછું વાળી જોવું અને ક્રોધનો ત્યાગ કરવો. પછી કોઇ વચનની યુકિતવડે હર્ષ પામી પતિનો હાથ અ-થવા વસ્ત્ર પકડવું અને અપરાધની યોગ્યતા જોઇ તેને ખુશી કરવો, તેમ-

જ તે વખતે પતિ પણ સ્ત્રીના હાથ, વસ્ત્ર અથવા કેશ ગૃહણ કરે અને સ્ત્રી તેની પાસે જઈ ઉભી રહે; પછી ક્ષણમાત્રમાં સ્ત્રી પોતાનો પતિ ન જાણે તેમ પોતાનો હાથ, વસ્ત્ર કે જે કાંઈ પકડેલું હોય તેને પોતાનું શરીર સંકોચી યુક્તિથી છોડાવી લિએ.

કેશ છોડાવતી વખતે જેને પ્રસ્વેદ આવેલ છે અને સ્વામીના વસ્ત્રના સ્પર્શવડે જેનું શરીર આળસવાળું છે એવી તે સ્ત્રી "હું હું, છોડો છોડો, આઘા જાઓ" એમ બોલે, ત્યારે સ્વામી ક્રોધથી "જા" એમ બોલી છોડી દે કે તુરત જરા ચાલી, ત્યાંથી પાછા ફરી કોઈ વચન યુક્તિથી ભાષણ કરે.

"હુ" કહેવું હોય તેની સાથે હાથનું પણ અવધૂનન (ધુણાવવું) કરવું, વળી તે હુંકાર જ્યાં તિરસ્કાર કરવો હોય, સોગન હોય, અથવા કોઈ બ્હાનું હોય ત્યાં યોજવો.

પુરૂષ સ્ત્રીનું વસ્ત્ર ખેંચી લિએ ત્યાં સ્ત્રીએ પુરૂષનાં નેત્રઢાંકી દેવાં અથવા પોતે પાથરેલી સુંદર શય્યાવડે પોતાના શરીરને ઢાંકી દેવું અથવા દીવો ઓલવી નાંખવો. એ પ્રમાણે કેટલીએક શૃંગાર ચેષ્ટાઓ કર્યા પછી નાયિકા અને નાયક હર્ષ પામી શયન કરવા તત્પર થાય.

ઉપર બતાવેલ વિધિ સુકુમાર ગીત પ્રયોગવડે કરૂવો.

નાટકમાં જ્યાં સૃંગાર રસયુક્ત દંપતિની પ્રીતિ અને સંભોગનું કારણ ભજવવાનું હોય તથા આકાશ પુરૂષનું વચન બીજા (રંગભુમિમાં રહેલ) પાત્રને આશ્રય કરનારૂં હોય ત્યાં પણ ઉપર કહેલ પ્રકાર યથાયોગ્ય યોજવો.

નાટ્યધર્મને જાણનાર પુરૂષે રંગભુમિમાં સ્રી સાથે શયન ન બતાવવું અને પ્રસંગને લઈ તે આવે તો તેનો કોઇ વાકયની યુક્તિથી વિચ્છેદ કરવો. કદાચિત્ પ્રસંગને લઈ સૂવું પડે તો પણ આલિંગન કે ચુમ્બન વિગેરે તો ન જ કરવું.

રંગભુમિમાં દંતક્ષત, નખક્ષત, નાડી શિથિલ થવી, સ્તનમર્દન તથા અધર ચુંબન વિગેરે ન જ કરવું; વળી સ્ત્રી સાથે ભોજન તથા જળક્રીડા વિ-

ગેરે કોઈ પણ લજ્જા ઉપજાવનાર વસ્તુ ન કરવી, કારણકે નાટકમાં પિતા, પુત્ર, વહુ તથા સાસુ વિગેરે સર્વ જોવા આવે છે, માટે કોઈ પણ લજ્જા ઉત્પન્ન કરનાર અસભ્ય વસ્તુ ન બતાવવી, કેમકે તેમ કરવાથી પ્રેક્ષકોને પણ પરસ્પર લજ્જા થાય છે અને તેઓ અનીતિનું આચરણ ગૃહણ કરી નીતિથી ભ્રષ્ટ થાય છે.

બુદ્ધિમાન પુરૂષે કઠોરતા વિનાનાં મનોહર અને હિતકારી વચનોથી નાટક ભજવવું.

ઉપર મુજબ સ્ત્રીઓએ અન્તઃપુરમાં અભિનય બતાવવા.

સ્ત્રીએ પોતાના પતિને એકાન્ત સમાગમમાં પ્રિય, કાન્ત, વિનીત નાથ, સ્વામીન, જીવિત અને નન્દન કહીને તથા ક્રોધમાં દુઃશીલ, દુરાચાર, શઠ, વામ, વિકત્થન, નિર્લજ અને નિષ્ઠુર કહી બોલાવવો.

જે પુરૂષ સ્ત્રીનું અપ્રિય ન કરે, વિવિધ પ્રકારયુક્ત બોલે અને સરલતાથી વર્તતો હોય તેને સ્ત્રીએ "પ્રિય" કહી બોલાવવો.

જે પુરૂષના હોઠ ઉપર અથવા શરીર ઉપર અન્ય સ્ત્રીના સમાગમનું ચિન્હ જણાતું હોય તેને સ્ત્રીએ "કાન્ત" કહી સંબોધવો.

સ્ત્રીએ ક્રોધ પમાડ્યા છતાં પણ જે ઉત્તર આપે નહિ અથવા કઠોર વાણી બોલે નહિ તેને "વિનીત" કહેવો.

હિત ઇચ્છનાર, રક્ષણ કરવામાં ઉત્સાહવાળો, માન અને મત્સર રહિત, તેમજ સર્વ કાર્યમાં ચતુર હોય તેને સ્ત્રીએ "નાથ" કહી બોલાવવો.

જે સાન્ત્વન, દાન, દ્રવ્ય, સંભોગ તથા લાલનપાલનવડે સ્ત્રીને સેવે તેને "સ્વામિન" કહી સંબોધવો.

સ્ત્રીના મનમાં જે વિચાર આવે તે જાણી લઇ તેજ પ્રમાણે સંભોગને માટે જે શયનાદિ ક્રિયા કરે તેને "જીવિત" કહી સંબોધવો.

જે કુલીન, ધૈર્યવાન, ચતુર, ડાહ્યા અથવા સખીઓમાં વખાણવા યોગ્ય હોય તેને સ્રીએ "નન્દન" કહેવો.

આ રીતનો સંબોધન પ્રકાર પ્રીતિ ઉપજાવનારો છે.

જે પુરૂષ કઠોર બોલનાર, સહન નહિ કરનાર, માની, ધૃષ્ટ, બડાઇ મારનાર અને અસ્થિર ચિત્તવાળો હોય તેને "દુઃશીલ" કહેવો.

જે પુરૂષ વિચાર્યા વિના સ્રીને મારે અથવા બાંધે તેને "દુરાચાર" કહેવો.

જે પુરૂષ સ્રીને મીઠાં મીઠાં વચન કહે, પરંતુ તે પ્રમાણે એક પણ કાર્ય ન કરે તેને "શઠ" કહેવો.

જે પુરૂષને અમુક કામ કરવા ના કહી હોય છતાં તેનું તે કાર્ય કરે અર્થાત્ કહેવાથી વિરૂદ્ધ વર્તનાર હોય તેને "વામ" કહેવો.

જે પુરૂષ અધરના વ્રણરૂપ ચિન્હમાં રસવાળો હોય, સ્રીના રૂપ વિગેરેનાં વખાણ કરનારો હોય, તેમજ અભિમાની તથા સ્તબ્ધ હોય તેને "વિકત્થન" કરવો.

અન્ય સ્રી પાસે જવાના ચિહ્નવાળો તથા અપરાધી થતાં સ્રી તિરસ્કાર કરે, છતાં જે પુરૂષ વેગથી સ્રી પાસે જાય તેને " નિર્લજ કહેવો.

પોતે અપરાધી તેમજ સ્રીને પ્રસન્ન કરવાની બુદ્ધિ વિનાનો હોય, છતાં એકદમ સ્રીને ભોગવવા ઇચ્છે તેને " નિષ્ઠુર " જાણવો.

ઉપર કહેલ વચન વિન્યાસો ઘણુ ખરા નટીને વિષે કરવા, અથવા નાટકમાં બીજે પણ યોગ્ય રીતે યોજવા.



## વૈશિક.

જે સર્વ કળાઓની વૃદ્ધિ કરે, અથવા વેશ્યાને ઉપચાર કરે તેને વૈશિક કહે છે.

ઈતિવૃત્તિ અને વાદ્યકળામાં કુશળ હોય, તેમજ સર્વ શિલ્પનો કરનાર હોય તથા સ્ત્રીઓનાં ચિત્રનો ગ્રાહક હોય તે પુરૂષ વૈશિક કહેવાય છે. તેના પોતાના શરીરમાંથી ઉત્પન્ન થનાર તેત્રીશ ગુણો જાણવા, તેમાં કેટલાએક આહાર્ય અને કેટલાએક સહજ હોય છે.

| | | |
|---|---|---|
| ૧. શાસ્ત્રજ્ઞ. | ૧૨. ખોટી બડાઈ નહિ મારનાર. | ૨૩. વકતા. |
| ૨. શીલસંપન્ન. | ૧૩. શંકારહિત. | ૨૪. વશ. |
| ૩. રુપવાન્. | ૧૪. પ્રિયભાષી. | ૨૫. પ્રિયંવદ |
| ૪. પ્રિયદર્શન. | ૧૫. ચતુર. | ૨૬. અલુબ્ધ. |
| ૫. વિક્રાન્ત. | ૧૬. સુભગ. | ૨૭. સંવિભાગી. |
| ૬. વૃત્તિમાન. | ૧૭. પવિત્ર. | ૨૮. શ્રદ્ધાળુ. |
| ૭. સુંદર અવસ્થાવાળો. | ૧૮. કામોપચાર કુશલ | ૨૯. દ્રઢ. |
| ૮. મનોજ્ઞ. | ૧૯. કૃતજ્ઞ. | ૩૦. ગમ્યસ્ત્રીમાંપણ અવિશ્વાસી. |
| ૯. મધુરબોલનાર. | ૨૦. દેશકાળવિત્. | ૩૧. માની. |
| ૧૦. દાતા. | ૨૧. દીન વાકય નહિ કહેનાર. | ૩૨. ઉત્તમવેષવાળો. |
| ૧૧. સહનશીલ. | ૨૨. હસીને બોલનાર. | ૩૩. ઉત્તમકુળવાન. |

નાયકનો મિત્ર ( વિદૂષક ) અનુરકત, પવિત્ર, દક્ષ, દક્ષિણ, કર્તવ્યના જ્ઞાનવાળો અને ભેદ નહિ કરનાર હોવો જોઇએ.

નાયિકાની સખીઓ પાડોશણ, સખી, દાસી, કુમારી, કારૂ, શિલ્પિની, ધાવ અથવા પાખંડિની (સાધુડી) કરવી.

દુતિએ નાયક અથવા નાયિકાના પ્રોત્સાહન (ઉશ્કેરણી) માં ચતુરાઇવાળી, મીઠી, અનુકૂળતાવાળી અને સમયાનુસાર ગુપ્ત વિચારવાળી વાણી બોલવી. જેમ પ્રોત્સાહન કરવું તેમજ પરસ્પર અનુરાગ કહેવો, સંદેશો પણ કહ્યા મુજબ આપવો, તથા પરસ્પરનો ભાવ પણ કહેવો, તેમજ પરસ્પરનું કુળ, તેનો ભોગ તથા દ્રવ્યની અધિકતા તેમજ તેમનું ખરૂં કર્તવ્ય તથા પ્રયોજન સંબંધી ભાષણ એક બીજાને જણાવવું.

જે કુલીન, ધૈર્યવાન, ચતુર, ડાહ્યા અથવા સખીઓમાં વખાણવા યોગ્ય હોય તેને સ્ત્રીએ "નન્દન" કહેવો.

આ રીતનો સંબોધન પ્રકાર પ્રીતિ ઉપજાવનારો છે.

જે પુરૂષ કઠોર બોલનાર, સહન નહિ કરનાર, માની, ધૃષ્ટ, બડાઇ મારનાર અને અસ્થિર ચિત્તવાળો હોય તેને "દુઃશીલ" કહેવો.

જે પુરૂષ વિચાર્યા વિના સ્રીને મારે અથવા બાંધે તેને "દુરાચાર" કહેવો.

જે પુરૂષ સ્ત્રીને મીઠાં મીઠાં વચન કહે, પરંતુ તે પ્રમાણે એક પણ કાર્ય ન કરે તેને "શઠ" કહેવો.

જે પુરૂષને અમુક કામ કરવા ના કહી હોય છતાં તેનું તે કાર્ય કરે અર્થાત્ કહેવાથી વિરૂદ્ધ વર્તનાર હોય તેને "વામ" કહેવો.

જે પુરૂષ અધરના વ્રણરૂપ ચિન્હમાં રસવાળો હોય, સ્ત્રીના રૂપ વિગેરેનાં વખાણ કરનારો હોય, તેમજ અભિમાની તથા સ્તબ્ધ હોય તેને "વિકત્થન" કરવો.

અન્ય સ્ત્રી પાસે જવાના ચિહ્નવાળો તથા અપરાધી થતાં સ્ત્રી તિરસ્કાર કરે, છતાં જે પુરૂષ વેગથી સ્ત્રી પાસે જાય તેને " નિર્લજ કહેવો.

પોતે અપરાધી તેમજ સ્ત્રીને પ્રસન્ન કરવાની બુદ્ધિ વિનાનો હોય, છતાં એકદમ સ્ત્રીને ભોગવવા ઇચ્છે તેને "નિષ્ઠુર" જાણવો.

ઉપર કહેલ વચન વિન્યાસો ઘણા ખરા નટીને વિષે કરવા, અથવા નાટકમાં બીજે પણ યોગ્ય રીતે યોજવા.



## વૈશિક.

જે સર્વ કળાઓની વૃદ્ધિ કરે, અથવા વેશ્યાને ઉપચાર કરે તેને વૈશિક કહે છે.

ઈતિવૃત્તિ અને વાદ્યકળામાં કુશળ હોય, તેમજ સર્વ શિલ્પનો કરનાર હોય તથા સ્ત્રીઓનાં ચિત્રનો ગ્રાહક હોય તે પુરૂષ વૈશિક કહેવાય છે. તેના પોતાના શરીરમાંથી ઉત્પન્ન થનાર તેત્રીશ ગુણો જાણવા, તેમાં કેટલાએક આહાર્ય અને કેટલાએક સહજ હોય છે.

| | | |
|---|---|---|
| ૧. શાસ્ત્રજ્ઞ. | ૧૨. ખોટી બડાઈ નહિ મારનાર. | ૨૩. વકતા. |
| ૨. શીલસંપ | ૧૩. શંકારહિત. | ૨૪. વશ. |
| ૩. રૂપવાન્. | ૧૪. પ્રિયભાષી. | ૨૫. પ્રિયંવદ |
| ૪. પ્રિયદર | [illegible]. ચતુર. | ૨૬. અલુબ્ધ. |
| ૫. વિદ્વાન્ | [illegible] સુભગ. | ૨૭. સંવિભાગી. |
| ૬. [illegible]. | ૧૭. પવિત્ર. | ૨૮. શ્રદ્ધાળુ. |
| સુંદર અવસ્થાવાળો. | ૧૮. કામોપચાર કુશલ | ૨૯. દ્રઢ. |
| મનોજ્ઞ. | ૧૯. કૃતજ્ઞ. | ૩૦. [illegible] પણ |
| મધુરબોલનાર. | ૨૦. દેશકાળવિત્. | ૩૧. |
| [illegible]. દાતા. | ૨૧. હીન વાકય નહિ કહેનાર. | ૩૨. [illegible] ળો. |
| ૧૧. સહનશીલ. | ૨૨. હસીને બોલનાર. | ૩૩. |

નાયકનો મિત્ર ( વિદૂષક ) અનુરકત, પવિત્ર, દક્ષ, [illegible]
[illegible] અને ભેદ નહિ કરનાર હોવો જોઇએ.

નાયિકા[illegible] સખીઓ પાડોશણ, સખી, દાસી, કુમારી, ક[illegible]
[illegible] અથવા [illegible]ડિની (સાધુડી) કરવી.

દુતિએ [illegible]ક અથવા નાયિકાના પ્રોત્સા[illegible] કેરણી)
વાળી, મીઠી, [illegible]કુળતાવાળી અને સમયાનુસા[illegible] ૨૫।
લવી. જેમ પ્રે[illegible]ન કરવું તેમજ પરસ્પર અ[illegible]
કહ્યા મુજબ ચ[illegible], તથા પરસ્પરનો ભાવ પ[illegible]
કુળ, તેનો ભા[illegible] દ્રવ્યની અધિકતા તેમજ તે
જન સંબંધી [illegible] એક બીજાને જણાવવું.

નાયિકા ક્રોધવાળી હોય અથવા કામ પ્રવૃત્ત હોય ત્યારે દૂતીએ નાયકથી તેનો સમાગમ કરાવવો નહિ.

નાયક તથા નાયિકાનો સમાગમ કોઇ ઉત્સવમાં, રાત્રીમાં, બગીચામાં, જ્ઞાતિગૃહમાં, ધાવના ઘરમાં, સખીના ઘરમાં અથવા દરદીના મિષથી સૂતિકાગૃહમાં કરવો.

એ પ્રમાણે વિવિધ પ્રકારના ઉપાયોવડે બન્નેનો સમાગમ થયા પછી નાયિકા પોતા ઉપર અનુરકત (સ્નેહવાળી) છે કે વિરકત (સ્નેહ રહિત) છે તે ચિન્હોવડે નાયકે જાણવું.

પ્રથમ તો જે સ્ત્રી પોતાના સ્વભાવવડે અથવા ભાવોવડે શૃંગારિક ચેષ્ટા વારંવાર કર્યા કરે તે સ્ત્રી કામાતુર છે એમ સમજવું.

જે સ્ત્રી પોતાના નાયકના ગુણ પોતાની સખીને કહે, પોતાનું ધન પણ નાયકને આપે તેના મિત્રોનો સત્કાર કરે, તેના શત્રુઓને નિન્દે, તેના સમાગમની પ્રાર્થના કરે, તેના દર્શનથી ખુશી થાય, સ્નેહપુર્વક તેનું અવલોકન કરે, તે સૂઇ ગયા પછી પોતે સૂવે અને પહેલાં જાગે, તેને માટે કલેશ સહન કરે, નાયકને સામું ચુંબન કરે, સુખ દુઃખમાં સમાન વૃત્તિ રાખે તથા કોઇ વખત ક્રોધ કરે નહિ, વિગેરે ગુણોવાળી હોય તે અનુરકતા (અનુરાગ–પ્રીતિવાળી) છે, એમ જાણવું.

જે સ્ત્રી પોતાના નાયકે ચુંબન કરેલ મુખને ધોઇ નાંખે, નાયકને અપ્રિય હોય તેની વાતો કરે, નાયક મીઠું બોલે તો પણ ક્રોધ કરે, તેના મિત્રો ઉપર દ્વેષબુદ્ધિ રાખે અને તેના શત્રુઓને વખાણે, શય્યામાં તેના પહેલાં પરાઙમુખ (અવળું મોઢું) કરીને સૂવે, નાયક ગમે તેવો મ્હોટો ઉપકાર કરે તોપણ ખુશી થાય નહિ અને કારણ વિના ક્રોધ કરે વિગેરે લક્ષણોવાળી હોય તે વિરક્તા (સ્નેહ વગરની) છે એમ જાણવું.

સ્ત્રીને વશ કરવા માટે તેને દ્રવ્યની લાલચ બતાવવી તથા પોતાની તેના ઉપર સંપૂર્ણ પ્રીતિ છે, એમ તેને જણાવવું.

દરિદ્રતા, વ્યાધિ, દુઃખ, ન સંભળાય તેવાં કઠોર વાક્ય, મુસાફરી, ગાંડાઈ, અતિ લોભ, તિરસ્કાર, બહુ સામું થવું તથા બહુ અનિષ્ટ સેવન કરવું વિગેરે કારણોથી સ્ત્રી અથવા પુરૂષ વિરક્ત થાય છે.

સ્ત્રીનું અન્તઃકરણ વશ કરે તેવાં સાધનો કામોત્પત્તિ વખતે યોજવાં, કે જેથી સ્ત્રીને ક્રોધ થાય નહિ અને ક્રોધ થયો હોવ તો પણ શાન્ત થાય.

લોભી સ્ત્રીને દ્રવ્ય આપીને, વિદુષી ને સ્ત્રીકળાકૌશલ્યથી, ચતુર સ્ત્રીને ચતુરાઈવડે, ક્રોધી સ્ત્રીને શાન્તિથી, દ્વેષી સ્ત્રીને પ્રિય વાક્યથી, બાલાને રમ્મત ગમ્મતવડે, બ્હીકણને આશ્વાસનથી તેમજ કુશળ સ્ત્રીને ચિત્રાદિ શિલ્પદર્શનથી વશ કરવી.

બધી સ્ત્રીઓની ત્રણ પ્રકારની પ્રકૃતિ હોય છે.

૧. ઉત્તમ, ૨. મધ્યમ, ૩. અધમ.

ઉત્તમા—જે સ્ત્રી પોતાનું અનિષ્ટ થયું હોય છતાં પણ પોતાના સ્વામીને અપ્રિય કહે નહિ, બહુ ક્રોધ પામે નહિ, ઉલટા સ્વમીના દોષને ઢાંકે, કુળવાન, ધનવાન કે સારા માણુસો પણ એના જેવી સ્ત્રીની ઇચ્છા કરે; કામતંત્રમાં કુશળ, ડાહી, રૂપવતી, કોઇ કારણથી રોષ થાય તો પણ બોલે નહિ, સમય અને કાર્યને સમજનારી તેમજ સૌભાગ્યવતી હોય તે.

જેમકે—

મનહર.

કાં તો ભોગ લાવો, રાહ યોગનો બતાવો કાં તો,
કાં તો અંગરાગ કે પરાગ દિઓ પ્રીતથી.
ઉદ્ધવ ! અમારી વતી કે' જો આપ કૃષ્ણજીને,
ચાહે છે તમોને પ્રિયા નિત્ય શુદ્ધ ચિત્તથી.
હૃદયમાં માત્ર હવે અભિલાષા એટલી છે,
જ્યાં વસો ત્યાં આનંદમાં રે'જો રૂડી રીતથી.
એથી સુખ પ્રાપ્ત થશે આપને અપાર શ્યામ !

અમે પણ આપતણા ગાશું ગુણો ગીતથી.

મધ્યમા—જે સ્ત્રી પોતે પુરૂષની ઇચ્છા કરે, તેમજ પોતાની પુરૂષ ઇચ્છા કરે, કામોપચારમાં કુશળ, સામા પક્ષની ઈર્ષા કરનારી, ઈર્ષાથી આતુર અથવા સ્થિર રહેનારી, ક્ષણ માત્ર ક્રોધવાળી, ગર્વવાળી અને ક્ષણમાં જે પ્રસન્ન થનારી હોય તે. જેમકે—

## મનહર,

મુકતાફળ તુલ્ય બિન્દુ આનંદના અશ્રુઓનાં,
વરસી રહ્યાં છે મંદ મંદ ઉર વામને.
સુણ્યો શબ્દ ઘોર ત્યાં પ્રંપચી પંચબાણુતણો,
મૂકી માન તુર્ત બની વામા વશ કામને.
તાજી ત્રિવલીપર વિરાજી રહી રોમરાજી,
છાજી રહી છબી ધારી અનુપમ ધામને.
હસ્યાં દ્રગ બેઉ, બની સીધી ભ્રકુટી કમાન,
સન્મુખ નિહાળતાં સલૂણા નિજ શ્યામને.

અધમા—અસ્થાનમાં ક્રોધ કરનારી, દુષ્ટ સ્વભાવવાળી, બહુ માનવાળી, કઠોર ભાષણ કરનારી, પતિથી વિરૂદ્ધ વર્તનારી અને જે દીર્ઘ ક્રોધવાળી હોય તે. જેમકે—

## મનહર.

પ્રીતમની સાથ પ્હેલાં વિના અપરાધે વઢે,
ગાય ગુણ પાછળથી રોષ ઘણો રાખે છે.
શંકાશીલ મનથી મહાન સાધુ સંતપર,
દુષ્ટ દિલવાળી દોષ દૃષ્ટિએથી દાખે છે.
અન્ય અબળાને શ્યામે સ્વપ્ને ના સ્મરેલ હોય,
તોય કેલિટાણે નાથ માથે દોષ નાંખે છે.
ક્રોધથી ભરેલી કરે કલેશ આખા ઘર સાથે,
ઝીણી દૃષ્ટિએથી છિદ્ર પ્રીતમનાં ઝાંખે છે.

સર્વ સ્ત્રીઓનું યૌવન શૃંગારનો આશ્રય કરીને તથા પોશાક, વેષ અને ગુણને લઈને ચાર પ્રકારનું છે.

૧–પ્રથમ. ૨–દ્વિતીય. ૩–તૃતીય. ૪–ચતુર્થ.

પ્રથમ—જેમાં સાથળ, ગાલ, સ્તન અને અધર પુષ્ટ હોય તથા જે રતિમાં મનોહર તેમજ કર્કશ અને ઉત્સાહવાળું હોય તે.

દ્વિતીય—શરીરનાં અવયવો પૂર્ણ ભરાઈ જાય, સ્તન પૃથુલ (જાડાં) હોય, મધ્ય ભાગ નમતો હોય અને કામનું સારભૂત હોય તે.

તૃતીય—સર્વ શોભાથી સંપૂર્ણ, પ્રીતિ ઉત્પન્ન કરનારૂં, મદ કરનારૂં, બહુ ગુણવાળું તેમજ કામને માટે શોભાયુક્ત હોય તે.

ચતુર્થ—ઉપર કહેલ ત્રણ યૌવન ગયા પછી શૃંગારનું શત્રુ ચોથું યૌવન આવે છે, તેમાં ગાલ, સ્તન, જાંઘ તથા અધર વિગેરેનું માંસ સુકાઇ જાય છે, અને લમણાં બેસી જાય છે, તેમજ વિષયમાં ઉત્સાહ મટી જાય છે.

નવયૌવના—અત્યંત કલેશ સહન ન કરી શકે, કોપ ન કરે, સંપત્તિ મળ્યા છતાં અતિ હર્ષ પામે નહીં, પ્રિય ગુણવાન હોય તો સુખ માને તથા રતિક્રીડામાં શ્વાસયુક્ત થાય વિગેરે લક્ષણવાળી હોય તે.

દ્વિતીયયૌવના—કાંઇક માન કરે, કાંઇક ક્રોધ અને વખતે થોડો મત્સર પણ કરે, પરંતુ ક્રોધમાં મૌન રહે વિગેરે લક્ષણવાળી હોય તે.

તૃતીયયૌવના—રતિ વિગેરેમાં કુશળ, અધિક ઈર્ષાવાળી અને ગર્વયુક્ત ચંચળ ચેષ્ટાઓ કરે તે.

ચતુર્થયૌવના—પુરૂષને વશ કરવામાં સમર્થ, કામને જાણનારી તેમજ મત્સર વિનાની વિગેરે ગુણયુક્ત હોય તે.

સ્ત્રીઓના પ્રયોગમાં પુરૂષના પાંચ ભેદ છે.

૧–ચતુર. ૨–ઉત્તમ. ૩–સમ. ૪–અધમ. ૫–સંપ્રવૃત્તક.

ચતુર—દુઃખ અને કલેશને સહન કરનાર, પ્રિય બોલનાર, સ્ત્રીને મનાવવામાં કુશળ, રતિ સામગ્રીમાં નિપુણ તેમજ ડાહ્યો હોય તે.

ઉત્તમ—(જયેષ્ઠ) સ્ત્રીનું અપ્રિય ન કરે, ધીરોદાત્ત, પ્રિય બોલનાર, માની, ગુઢ અભિપ્રાયવાળો તેમજ ઘણી સ્મરણ શક્તિવાળો હોય તે. અથવા પ્રિય બોલનાર, ત્યાગી, આસક્તિ વિનાનો, કામને વશ નહિં થનાર, તેમજ સ્ત્રીએ અપમાન કરવાથી વૈરાગ્ય પામનાર હોય તે.

અધમ—સ્ત્રી અપમાન કરે તો પણ નિર્લજ થઇ પોતાના અન્તઃકરણમાં ધ્યાનરૂપે રહેલ તે પાસે જનાર, સ્નેહથી પરવશ થએલ, દુઃખ સામું બોલનાર અને પોતાના સ્નેહીઓ અટકાવે તો પણ તેની પાસે જઇ પોતાની આસક્તિ પ્રગટ કરનારો હોય તે.

સંપ્રવૃત્તક—ભય અથવા ક્રોધને નહિ ગણનાર, વારંવાર પાછો પડે છતાં આસક્તિ રાખનાર, એક નિશ્ચય વિનાનો, કામતંત્રમાં લાજ વગરનો રતિ કલહ વિગેરેમાં કઠોર અને સ્ત્રીઓનાં રમકડાંરૂપ હોય તે.

સ્ત્રીઓ વિવિધ સ્વભાવવાળી હોય છે, તેમજ તેઓનું હૃદય પણ ઘણું ગૂઢ હોય છે, પરંતુ તે દ્રવ્ય આપનારની સાથે સ્નેહ બાંધી તેની પાસે જાય છે માટે તેની પ્રીતિ જાણીને તેને ઘટે તેવા કામશાસ્ત્રમાં કહેલ વશ કરવાના ઉપાયો યોજી તેની પાસે જવું. તે ઉપાય પાંચ પ્રકારનો છે.

૧. સામ, ૧. દાન, ૩. ભેદ, ૪. દંડ, ૫. ઉપેક્ષા.

સામ—સ્ત્રી આગળ “ હું તારો દાસ છું, મારૂં જીવિત તારે આધીન છે ” વિગેરે વચનો કહી પોતાનો દેહ તેને અર્પણ કરવો તે.

દાન—વખતો વખત કોઇ કોઇ નિમિત્ત કરી પોતાની શકિત પ્રમાણે દ્રવ્ય આપવું તે

ભેદ—જે સ્ત્રીને બીજા પુરૂષ સાથે પ્રીતિ હોય તે પુરૂષને કાંઇ આપીને અથવા ભય બતાવીને, કે સ્ત્રીનેજ તે પ્રમાણે ભય બતાવીને બન્નેની પ્રીતિમાં ભેદ પાડવો તે.

દંડ—બંધન કરવું તથા તાડન કરવું તે.

ઉપેક્ષા—દરકાર નહિ રાખવી અથવા ત્યાગ કરવો તે

મધ્યસ્થ સ્ત્રીને સામથી, લોભી સ્ત્રીને દાનથી, અન્ય પુરૂષ સાથે પ્રીતિ રાખનાર સ્ત્રીને ભેદથી, તથા અન્ય સાથે પ્રીતિ રાખી દુષ્ટાચાર કરતી હોય તેને મૃદુ તાડન અથવા બંધન વડે વશ કરવી અને સામ આદિનો પ્રયોગ કર્યાં છતાં પણ જે વશ થાય નહિ તેની ઉપેક્ષા કરવી.

સ્ત્રીને પુરૂષ દ્વૃષ (અપ્રિય) છે, પ્રિય છે કે મધ્સ્થ છે તે સ્ત્રીના મુખના ચહેરાથી (આકારથી), નેત્રની ચેષ્ટાવડે અથવા અંગની ચેષ્ટાઓથી જાણવું.

રાજાની રાણી અથવા દિવ્ય સ્ત્રીને છોડીને બીજી સ્ત્રીઓને પુરૂષ પ્રિય હોય અથવા અપ્રિય હોય તોપણ દ્રવ્યને લઇને તો ગમ્યજ છે તેમજ દ્રવ્ય વડે તે દ્વેષ્યને પ્રિય કહે છે તથા પ્રિયને અપ્રિય કહે છે દુઃશીલને સુશીલ કહે છે અને ગુણરહિતને ગુણવાન કહે છે.

સ્ત્રી આનંદ યુક્ત પ્રફુલ્લિત નેત્રથી જેને જોઈ મુખ પ્રસન્ન રાખી પ્રેમ-યુક્ત ભાવો બતાવે તે તેના ઉપર પ્રેમ રાખે છે એમ જાણવું; એ રીતે પ્રીતિ અથવા અપ્રીતિ જાણી કામશાસ્ત્રમાં બતાવેલ ઉપાયોથી તેને વશ કરી તે પાસે જવું

ઉપર કહેલ સ્ત્રીઓના ઉપચારો નાટ્યજ્ઞ પુરૂષોએ નાટક અથવા પ્રકરણમાં યોજવા.



## નાયક (પુરુષ)ના ચાર ભેદ છે.

૧. ધીરોદાત્ત, ૨. ધીરોદ્ધત, ૩. ધીર લલિત, ૪. ધીરપ્રશાન્ત

### લક્ષણ તથા ઉદાહરણ.

ધીરોદાત્ત—પોતાની પ્રશંસા નહિ કરનાર ક્ષમાવાન, અત્યંત ગંભીર મહા પરાક્રમી સ્થિર મનવાળો, વિનયથી આચ્છાદિત માનવાળો અને દ્રઢ વ્રતવાળો હોય તે.

જેમ—નાગાનંદમાં

જીમુતવાહનં—

## પુષ્પિતાગ્રા.

રૂધિર હજી વહે શિરા મુખેથી,
શરીરનું માંસ તું ખા બધું સુખેથી;
ગરૂડ! હજી નથી તું તૃપ્તિ પામ્યો,
નિરખું છતાં કયમ વીર! તું વિરામ્યો?

અથવા—

## ઇન્દ્રવજ્રા.

આવ્યા સભામાં અભિષેક માટે, જાવું પડયું તુર્ત વિરાનત્રાટે;
સંહર્ષ કે શોક થયો ન લેશ, એ રામને હું પ્રણમું હમેશ.

ધીરોદ્ધત—માયાવી, પ્રચંડ, ચપળ. મમતા તેમજ આત્મગૌરવ જેનામાં અધિક હોય અને જે પોતાની પ્રશંસા કરવામાં તત્પર હોય તે. જેમ કે—

## "સ્રગ્ધરા"

તોળી કૈલાસ જેણે, જય, ત્રિભુવનનો, કોપથી સદ્ય કીધો;
એવા લંકાપતિને, રમતથી રણમાં, રોળીને દંડ દીધો;
કીધી જાહિર જેણે, પરશુ બળથકી, સૃષ્ટિ સ્વાધીન આખી;
બોલાવે છે બળેથી, ત્વરિત કવણ એ, રામને ગર્વ રાખી?

અથવા—

## હરિગીત.

ત્રૈલોકયના ઐશ્વર્ય કેરી લક્ષ્મીને રણમાં ટકી,
હરદમ હરણ કરનાર હિમ્મત ધારી અતિશય હઠથકી;

---

૧ પરશુરામ,

અર્પણ કર્યાં અભિમાનથી નિત સંકટો સુરને ઘણાં,
છે એ બધા બળવાન બાહુ અસુરપતિ રાવણ તણા.

ધીરલલિત—ચિન્તા રહિત કોમળ અને નૃત્યગીત આદિકળાપર નિરંતર પ્રીતિ રાખનાર હોય તે જેમ કે—રત્નાવલીના પ્રથમ અંકમાં—

વત્સરાજ—( વસંતક પ્રત્યે. )

## મનહર.

સોંપ્યો રાજ્ય કાર્યભાર સર્વ યોગ્ય સચિવને, [1]
જેર કર્યા શત્રુઓને જંગમાંહિ જીતીને.
વ્યાધિઓ વિદારી કર્યું પાલન પ્રજાનું પૂર્ણ,
નેહથી વખાણે નરનારી મુજ નીતિને.
વસંતના સમયમાં મિત્ર ! તું વસન્ત મળ્યો,
પ્રદ્યોતની પુત્રી પ્રસરાવે શુદ્ધ પ્રીતિને.
ઉત્તમ આ ઉત્સવની આબાદી હમેશ ઇચ્છું,
મળ્યું સ્થાન રે'વા જેમાં રસમય રીતિને.

ધીરપ્રશાન્ત—નાયકના સામાન્ય બાવીશ ગુણથી યુકત બ્રાહ્મણ આદિ હોય તે. જેમ—માલતી માધવમાં—

માધવ—

## માલિની.

કલિત ગુણ કળાથી, ભાળતાં ભવ્ય ભાસે ;
ઉદય ગરિથી જેવો, બાલ ઇન્દુ પ્રકાશે;
પ્રિય સખી પણ પામી, પુત્ર એવો અનુપ;
અખિલ અવનિમાંહે, યના હેતુરૂપ.

અથવા—મૃચ્છકટિકના દસમ અંકમાં.

---

૧ અમાત્ય કારભારી.

ચારૂદત્ત—

### મનહર.

પ્રથમ જે મારૂં ગોત્ર પરમ પવિત્ર હતું,
જગમાં અનંત યજ્ઞ કેરા અનુષ્ઠાનથી.
પૂજાતું પ્રસિદ્ધ દેવભાવે આખી દુનિયામાં;
શોભતું સભામાં વેદ ધ્વનિઓ મહાનથી.
જેના વિદ્દવાન જન કરતા વખાણ કોડે,
દીપતું નિરંતર જે જ્ઞાન અને દાનથી.
એજ કુળ, મારૂં મૃત્યુ આવતાં સમીપ આજે,
ક્ષુદ્ર અપવિત્ર કહે સાંભળું એ કાનથી.



## નાયકના સામાન્ય બાવીશ ગુણ.

૧. વિનીત, ૨. મધુર, ૩. ત્યાગી, ૪. દક્ષ, ૫. પ્રિયંવદ, ૬. રક્તલોક, ૭. શુચિ. ૮. વાગ્મી, ૯. રૂઢવંશ, ૧૦. સ્થિર, ૧૧. યુવા, ૧૨. બુદ્ધિમાન, ૧૩. પ્રજ્ઞાનવાન, ૧૪. ઉત્સાહવાન, ૧૫. સ્મૃતિવાન ૧૬. કલાવાન, ૧૭. માની, ૧૮. શૂર, ૧૯. દ્રઢ, ૨૦. તેજસ્વી, ૨૧. શાસ્ત્રચક્ષુ, ૨૨. ધાર્મિક.

૧.—વિનીત—વિનય આદિ સદ્દગુણ સંપન્ન હોય તે–જેમ વીરચરિતમાં

રામ.—(પરશુરામ પ્રત્યે.)

### "સ્ત્રગધરા"

વંદે છે બ્રહ્મવાદી, વિધ વિધ વિધિથી[1], આપને પૂજ્યપાદ !;
ભારે ભંડાર વિદ્યા, વર તપ વ્રતના, નાથ છો નિર્વિવાદ ;

---

૧–પ્રકાર.

આવ્યો છું દૈવયોગે, વરજી વિનયને, દૈવના દોષમાં હું;
જેથી બે હાથ જોડી, કૃત[1] અપકૃતિની[2], આપથી માફી ચાહું.

૨—મધુર—જેનાં દર્શન પ્રિય હોય તે—જેમ—વીરચરિતમાં.

### દોહરો.

આશય ઉદ્દામ આપનો, ઉભય નયન અભિરામ;
અનુપમ ગુણ રમણીય ! મુજ હૃદયે રમજો રામ.

૩—ત્યાગી—જે સર્વસ્વ આપી દિયે તે—જેમકે

### "શાર્દુલવિક્રીડિત"

કર્ણે યાચકને ત્વચા સમરપી, દર્શાવ્યું દાનીપણું;
આપ્યું માંસ મહા મહીપ શિબિએ, સંકષ્ટ વેઠી ઘણું;
આપ્યો જીમૂત વાહને જીવ, દીધાં, અસ્થિ દધીચિજીએ;
છેના કાંઇ અદેય[3] દાની જનને, જે દાન આવાં દિએ.

૪—દક્ષ—ચતુર, ધાર્યું કામ સત્વર કરનાર—જેમકે.

### "હરિગીત"

નિર્મલ વજ્ર સહસ્રથી, દેદીપ્ત દૈવી તેજથી,
જેથી ત્રિપુરનો અંત કરી, નાંખ્યાં અસુરનાં મન મથી;
ગિરિપર હણે જયમ શુંડ ગજવર, તે રીતે રઘુનન્દને;
ગ્રહી દોરી કરી ટંકાર, ભાંગ્યું ભુજથી ખેંચી ધનુષ્યને.

૫—પ્રિયંવદ—પ્રિય બોલનાર જેમ કે—

### હરિગીત.

છો પુત્ર જમદગ્નિતણા, શિવ સદ્‌ગુરૂ છે આપના;
વિશ્વે વખાણ કરે સકળ જન, અમિત પ્રબળ પ્રતાપના;

---

૧—કરેલ. ૨—અપરાધ. ૩—ન આપવા લાયક

ક્ષિતિ સપ્ત સાગરવાળી સર્વે, વિપ્રને આપી વળી;
નિધિ[1] સત્ય, તપ ને ધર્મના, જેથી મહા કીર્તિ મળી.

૬—રક્તલોક—જનસમૂહમાં પ્રીતિપાત્ર જેમ કે—

## સવૈયો.

વ્હાલથી રક્ષણ વેદતણું, કરનાર ધરી શર ચાહથી ચાપે;
ભૂમિતણા ભય દૂર કરી, અભિરામ છબી ધરી ઓજ અમાપે;
ભૂપવતી બની સર્વ પ્રજા, શુભ અન્તરથી બહુ આશિષ આપે;
ઇચ્છિત પામી અનેક સદા, વિચરે સુખમાં પ્રભુ રામ પ્રતાપે.

૭—શુચિ—પવિત્ર, નિર્મળ બુદ્ધિવાળો. જેમ કે—

## પુષ્પિતાગ્રા.

ઝટપટ કહીં દે તું કોણ બાઇ ?
શિદ અહિં આવી ચિંત્ત રહી શું વ્હાઈ ?
નિજ વશ મન વૃત્તિ છે અમારી,
વિમુખ રહે નિરખી પરાઇ નારી.

૮—વાંગ્મી—વકતા. જેમ—હનુમાન્નાટકમાં

રામ—( પરશુરામ પ્રતિ )

## સ્ત્રગ્ધરા

જાણ્યું ના બાહુ કેરૂં, પ્રબળ, ધનુષની, શકિતને ના પિછાણી;
ખાધી છે ભૂલ એથી, અતિશય ઉરમાં, મેં વૃથા ગર્વ આણી;
માફી આપો મહાત્મા, મુજ ચપલતણું, લેખશો નાંહિ લેશ;
કોપે ના વૃદ્ધ ભાળી, વિલસિત[2] શિશુનાં, હર્ષ પામે હમેશ.

---

૧ ભંડાર. ૨ ચેષ્ટિત. ૩ બાળક.

૯. સૂદ્વંશ—ઉંચા કુળમાં જન્મ પામેલ—જેમકે,

### હરિગિત.

રવિવંશી ક્ષત્રિય બાલરૂપી મલ્લિકાની માલના,
ગુચ્છો ગયા કરમાઇ તેમાં શિશુ અવધ નરપાલના;
ચારે ચતુર મધુકર સરીખા, જ્યેષ્ટ તેમાં રામ છે;
કરનાર પૂરણુ કામ સેવકના, સદા સુખધામ છે.

કરી કાળ રાત્રી સમાન રાક્ષસી તાડકાના અંતને,
પ્રગટાવી પુણ્ય ભર્યું પ્રભાત દિપાવનાર દિગન્તને;
સુચરિત્રવાળી કથારૂપી, કદલી તણા મૂળકન્દ આ;
આવી ઉભા છે નિકટ નિરખો, રામ દશરથ નન્દ આ.

૧૦. સ્થિર—વાણી મન અને ક્રિયામાં નિશ્ચલ જેમકે--

### શિખરિણી.

ન આરંભે નિસ્ચે, અધમ જન વિઘ્નોથી ડરીને;
વિરામે વચ્ચેના, વિઘનથી સમારંભ કરીને;
હણાએલા વિઘ્ને, ફરી ફરી સદા સાધન સજે;
પ્રમોદે પ્રારંભી નરવર કદાપિ નવ તજે.

અથવા વીરચરિતમાં—

### શિખરિણી.

તમારાં વાકયોના,[૧] વ્યતિક્રમથી જે ચાપ પડશે;
પ્રભુ પ્રાયશ્ચિત્તે, તુરત સહુ એ, દોષ ટળશે;
પરંતુ આ શસ્ત્ર, ગ્રહણું વ્રત છે માહરૂં ખરૂં;
કદાપિ હું તેને, નહિ નહિ નહિ દૂષિત કરૂં.

૧૧. યુવા—યુવાન.

---

૧–ઉલંઘન,

૧૨. બુદ્ધિમાન્—બુદ્ધિશાળી.
૧૩. પ્રજ્ઞાનવાન્—વિશેષ જ્ઞાન યુક્ત.

જેમ—માલવિકાગ્નિમિત્રમાં.

"દોહરો."

જે પ્રયોગનો જુવતીં, આપું હું ઉપદેશ;
ત્યાં વિશેષ કહીં તે મને, દે છે પ્રત્યુપદેશ.

૧૪. ઉત્સાહવાન્—ઉત્સાહી.
૧૫. સ્મૃતિમાન્—સ્મરણ શક્તિવાળો.
૧૬. કલાવાન્—હિકમતવાળો.
૧૭. માની—ઉત્તમ માનવાળો—જેમકે.

"દોહરો."

પ્રસરી રહીં, મુજ શુભ ગુણે, ખ્યાતિ દેશ વિદેશ;
રિપુકન્યા વરવા મને, રાખે સ્પૃહા હમેશ.

૧૮. શૂર—શૂરવીર.
૧૯. દ્રઢ—મજબૂત વિચારવાળો.
૨૦. તેજસ્વી—પ્રતાપી, સુન્દર ( રૂપાળો )
૨૧. શાસ્ત્રચક્ષુ—શાસ્ત્રરૂપી જેને ચક્ષુ ( આંખો ) હોય તે અર્થાત્ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તન કરનાર.
૨૨. ધાર્મિક—[illegible]-ધર્મને રસ્તે ચાલનાર

ઉપર [illegible] કહેલ ચાર નાયકની પ્રકૃતિ ( સ્વભાવ ) ઉત્તમ અથવા મધ્યમ હોય છે; તે [illegible] આમાં દેવગણ ધીરોદ્ધત, રાજાઓ ધીરલલિત, સેનાપતિ તથા અમાત્ય ધીરોદાત્ત અને બ્રાહ્મણ તથા વણિક્ ધીરપ્રશાન્ત જાણવા. એ પ્રમાણે વિદુષક પણ [illegible] ના, [illegible]ાર પ્રકારના જાણી લેવા.

૧[illegible] ઉપર કહેલા નાયકો નાટકમાં યોજવા.

## નાયિકાઓ પણ ચાર પ્રકારની છે.

૧—ધીર ૨—લલીત ૩—ઉદાત્ત ૪—નિભૃત.

દિવ્ય તથા રાજાની સ્રીઓ ધીર, કુલાંગનાઓ ઉદાત્ત અથવા નિભૃત, ગણિકાઓ તથા શિલ્પ કારિણી અનુક્રમે ઉદાત્ત અને નિભૃત જાણવી, વેશ્યા સંકીર્ણ પ્રકૃતિની, તેમજ નપુંસક પણ સંકીર્ણ પ્રકૃતિવાળો તથા અધમ પ્રકૃતિવાળો જાણવો.

પ્રાણી માત્રમાં પુરૂષ, સ્રી અને નપુંસક એવા ત્રણ ભેદ છે.

સર્વ પ્રકૃતિ બે પ્રકારની છે. ૧–આભ્યન્તર ૨–બાહ્ય. તેમાં જે રાજોપચાર યુક્ત હોય તે આભ્યન્તર અને તેનાથી ઇતર હોય તે બાહ્ય ગણાયછે.

## રાજાઓનો આભ્યન્તર ગણ.

૧. મહાદેવી, ૨. દેવી, ૩. સ્વામિની ૪. સ્થાયિની ૫. ભોગિની ૬ શિલ્પકારિણી, ૭. નાટકી, ૮. નર્તકી ૯. અનુચારિકા, ૧૦. આયુકતા, ૧૧. પરિચારિકા, ૧૨. સંચારિણી, ૧૩. પ્રેષણકારિકા, ૧૪ સુમહત્તરા, ૧૫. પ્રતિહારી, ૧૬. કુમારી, ૧૭ સ્થવિરા.

મહાદેવી—જેને માથે અભિષેક થયો હોય, જે ઉત્તમ કુળમાં જન્મેલ શીલ સંપન્ન, તુલ્ય આચરણવાળી, સમાનવયવાળી, ક્રોધ વિનાની, ઈર્ષા રહિત નૃપના સ્વભાવને જાણનારી, સમાન સુખ દુઃખવાળી, શાન્તિ પાઠ તથા સ્વસ્તિ વાચન વડે સ્વામીનું મંગળ કરનારી, પતિવ્રતા, ક્ષમાવાળી અને અન્તઃપુરના હિતમાં પ્રીતિવાળી હોય તે.

દેવી—જે રાજાની કન્યા ઉપર કહેલા મહાદેવીના ગુણવાળી હોય, જેને ઘણું માન ન હોય, પણ ગર્વવાળી હોય; જે રતિ અને સમાગમમાં તત્પર હોય, બાલા હોય, હમેશાં શુદ્ધ, શોકય ઉપર ઇર્ષાવાળી તેમજ યૌવન આદિ ગુણો વડે ઉન્મત્ત હોય તે.

સ્વામિની—સેનાપતિ તથા અમાત્યની કન્યાને સ્વામિની કહે છે, અથવા શીલ, રૂપ તથા ગુણવાળી હોય; તેમજ રાજાને વહાલી હોય અને સ્વામિથી સત્કાર પામેલી હોય તેને પણ સ્વામિની કહે છે.

સ્થાયિની—ઉત્તમ રૂપ તથા યૌવનવાળી, દક્ષ, લલિતા, રતિ તથા સંભોગમાં કુશળ, માત્ર શોક્ય ઉપર ઇર્ષાવાળી, દક્ષી, ઉદાત્ત, અત્તર વિગેરે સુગન્ધિ પદાર્થો તથા પુષ્પોથી સુશોભિત રાજાની મરજી પ્રમાણે વર્તનારી ઉપસ્થિતા, પ્રમાદ વિનાની, નિદ્રા તથા આળસ રહિત મધુર બોલનારી, તેમજ માન્ય તથા અમાન્યના ભેદને જાણનારી હોય તે.

યોગિની—સારા સ્વભાવવાળી, સ્વલ્પ માનવાળી, કોમળ પ્રકૃતિની,

આખ્યાન કહેવામાં જેને યોજેલી હોય, તે ઉપરાંત બીજાં ઘણાં કાર્યો જેના હાથમાં હોય તે.

પરિચારિકા--રાજાને છત્ર ધરવામાં, શય્યા પાથરવામાં, બિછાનું બિછાવવામાં, પગ ચાંપવામાં, ગંધ ચોળવામાં, માથું ઓળવામાં, આભરણ પહેરાવવામાં અને પુષ્પ ધારણ કરાવવામાં જે સ્ત્રીની યોજના કરવામાં આવી હોય તે.

સંચારિણી--જુદી જુદી અન્તઃપુરની કક્ષા (દોઢી) ઓમાં ફરનારી, બગીચામાં સાથે જનારી, દેવસ્થાનમાં તેમજ વિવિધ ક્રીડામાં તથા મહેલોમાં સંગે રહેનારી; વળી જેની યોજના પ્રહર પ્રહરની ચોકીમાં કરી હોય તે.

પ્રેષણકારિકા--( અન્વેષણ કારિકા. ) કામ ( રતિક્રીડા ) સંબંધી અતિ ગુપ્ત કાર્યોમાં જેની યોજના કરી હોય તે.

સુભહસ્તરા--જે સ્ત્રી અન્તઃપુરમાં રક્ષા માટે હમેશાં આશીર્વચન વડે ત્યાં રહેનાર અન્તઃપુર વર્ગને ખુશી રાખતી હોય તે.

પ્રતિહારી--રાજાઓના સન્ધિ તથા વિગ્રહ વિગેરે વિવિધ કાર્યોથી ઉત્પન્ન થએલ હકીકતને જે નિવેદન કરે તે.

કુમારી--રતિ સંભોગ જેને પ્રાપ્ત થએલ ન હોય, ભ્રાન્તિ વિનાની, ઉદ્ધતાઈ રહિત, સ્થિર સ્વભાવવાળો અને જે લાજવાળી હોય તે.

સ્થવિરા--(વૃદ્ધા) આગળના રાજાઓની નીતિને જાણનારી, બધા રાજાઓમાં માન પામેલી અને પૂર્વના રાજાઓનાં આચરણ જાણનારી હોય તે.

જે સ્ત્રી અનુદ્ધત, ભ્રાન્તિ વિનાની, સારા આચારવાળી, સારા વેષવાળી, ક્ષાન્ત, દીન, સુશીલ, ક્રોધ વિનાની, જીતેન્દ્રિય, કામ રહિત, સ્થિર સ્વભાવવાળી અને સ્ત્રીઓના દોષો રહિત તેમજ મદ વિનાની હોય તેને કાર્યમાં યોજવી.

સ્વામિની—સેનાપતિ તથા અમાત્યની કન્યાને સ્વામિની કહે છે, અથવા શીલ, રૂપ તથા ગુણવાળી હોય; તેમજ રાજાને વહાલી હોય અને સ્વામિથી સત્કાર પામેલી હોય તેને પણ સ્વામિની કહે છે.

સ્થાયિની—ઉત્તમ રૂપ તથા યૌવનવાળી, કર્કશ, લલિતા, રતિ તથા સંભોગમાં કુશળ, માત્ર શોકય ઉપર ઈર્ષાવાળી, ડાહી, ઉદાત્ત, અત્તર વિગેરે સુગન્ધિ પદાર્થો તથા પુષ્પોથી સુશોભિત રાજાની મરજી પ્રમાણે વર્તનારી ઉપસ્થિતા, પ્રમાદ વિનાની, નિદ્રા તથા આળસ રહિત મધુર બોલનારી, તેમજ માન્ય તથા અમાન્યના ભેદને જાણનારી હોય તે.

ભોગિની—સારા સ્વભાવવાળી, સ્વલ્પ માનવાળી, કોમળ પ્રકૃતિની, અનુદ્ધત, મધ્યસ્થ, સ્થિર અને શાન્ત હોય તે.

શિલ્પકારિણી—વિવિધ કળાઓના ભેદને જાણનારી, ચિત્રકળામાં નિપુણ, શયન, આસન અને વાહનના ઉત્તમ જ્ઞાનવાળી, ચતુરાઇ વાપરવામાં ચતુર, ડાહી, કોમળ અંગવાળી અને સ્થિર સ્વભાવવાળી હોય તે.

નાટકી—ગ્રહના લય તથા મોક્ષને જાણનારી, રસ તથા ભાવોમાં પ્રવીણ, સામા મનુષ્યના ભાવ તથા ઈંગિત (ચેષ્ટિત) ને જાણનારી, આચાર્યને અનુસરનારી, ચતુર, અભિનયને જાણનારી, તર્ક વિતર્કમાં વિચક્ષણ અને વાદ્યા વગાડવામાં તેમજ શ્રવણમાં નિપુણ હોય તે.

નર્તકી—યૌવનાદિ ગુણોવડે ઉન્મત્ત, નૃત્ય તથા ગીતમાં ચતુર, પ્રૌઢ, આળસ વિનાની, શ્રમરહિત. બીજી એકઠી થએલ સ્ત્રીઓ કરતાં રૂપ, યૌવન અને કાન્તિમાં ચડતી હોય તે.

અનુચારિકા—સર્વ અવસ્થાઓમાં જે સ્ત્રી રાજાની પાસેજ રહેતી હોય તે.

આયુક્તા—જેની ભાડાંગરની ઉપરી બનાવી હોય, આયુધાગાર જેના તાબામાં હોય, તેમજ ઔષધિ, ફળ, મૂળ અને બીજાં ધાન્ય વિગેરે જેના કબજામાં હોય, અને અત્તર વિગેરે ગંધ, આભરણ તથા વસ્ત્ર વિગેરેમાં તેમજ

આખ્યાન કહેવામાં જેને યોજેલી હોય, તે ઉપરાંત બીજાં ઘણાં કાર્યો જેના હાથમાં હોય તે.

પરિચારિકા--રાજાને છત્ર ધરવામાં, શય્યા પાથરવામાં, બિછાનું બિછાવવામાં, પગ ચાંપવામાં, ગંધ ચોળવામાં, માથું ઓળવામાં, આભરણ પહેરાવવામાં અને પુષ્પ ધારણ કરાવવામાં જે સ્ત્રીની યોજના કરવામાં આવી હોય તે.

સંચારિણી--જુદી જુદી અન્તઃપુરની કક્ષા (દોઢી) ઓમાં ફરનારી, બગીચામાં સાથે જનારી, દેવસ્થાનમાં તેમજ વિવિધ ક્રીડામાં તથા મહેલોમાં સંગે રહેનારી; વળી જેની યોજના પ્રહર પ્રહરની ચોકીમાં કરી હોય તે.

પ્રેષણકારિકા--( અન્વેષણ કારિકા. ) કામ ( રતિક્રીડા ) સંબંધી અતિ ગુપ્ત કાર્યોમાં જેની યોજના કરી હોય તે.

સુભદ્ઽત્તરા--જે સ્ત્રી અન્તઃપુરમાં રક્ષા માટે હમેશાં આશીર્વચન વડે ત્યાં રહેનાર અન્તઃપુર વર્ગને ખુશી રાખતી હોય તે.

પ્રતિહારી--રાજાઓના સન્ધિ તથા વિગ્રહ વિગેરે વિવિધ કાર્યોથી ઉત્પન્ન થએલ હકીકતને જે નિવેદન કરે તે.

કુમારી--રતિ સંભોગ જેને પ્રાપ્ત થએલ ન હોય, ભ્રાન્તિ વિનાની, ઉદ્ધતાઈ રહિત, સ્થિર સ્વભાવવાળી અને જે લાજવાળી હોય તે.

સ્થવિરા--(વૃદ્ધા) આગળના રાજાઓની નીતિને જાણનારી, બધા રાજાઓમાં માન પામેલી અને પૂર્વના રાજાઓનાં આચરણ જાણનારી હોય તે.

જે સ્ત્રી અનુદ્ધત, ભ્રાન્તિ વિનાની, સારા આચારવાળી, સારા વેષવાળી, ક્ષાન્ત, દીન, સુશીલ, ક્રોધ વિનાની, જીતેન્દ્રિય, કામ રહિત, સ્થિર સ્વભાવવાળી અને સ્ત્રીઓના દોષો રહિત તેમજ મદ વિનાની હોય તેને કાર્યમાં યોજવી,

જે ત્રીજી પ્રકૃતિ નપુંસક છે તે રાજાઓના ઘરમાં ( અન્તપુરમાં ) જવા આવવા માટે રાખવા, તેમજ પૌરૂષ વિનાના હોવાથી જે સ્ત્રીભોગરહિત હોય તેને પણ અન્તપુરમાં જવા આવવા માટે યોજવા.

સ્નાતક, વર્ષધર, ઔપસ્થાયિક અને નિર્મુંડને કક્ષા ( દોઢી ) ઉપરૂ રાખવા.

રહેવાના ઘરની અંદર શુદ્ધ આચારવાળા સ્નાતકોને રાખવા, દ્રવ્ય મોકલવું હોય અથવા એવા કિમ્મતી પદાર્થ મોકલવા હોય ત્યાં કંચુકી તેમજ વર્ષધરોને કામ સંબંધી સંદેશા લાવવા લઈ જવામાં યોજવા.

જે પુરૂષો વિશ્વાસંપન્ન અને સત્ય બોલનારા હોય, કામરૂપી દોષથી રહિત તેમજ જ્ઞાન અને વિજ્ઞાનમાં કુશળ હોય તેને કંચુકી કહે છે.

## રાજાઓનો બાહ્ય ગણ.

૧. રાજા, ૨. સેનાપતિ, ૩. કુમાર, ૪. મંત્રી, ૫. પ્રાડ્વિવાક્. આ ઉપરાંત બીજા પણ અધિકારમાં યોજેલા પુરૂષો રાજાની સભામાં બેસનારા હોય છે.

રાજા—સારા સ્વભાવવાળો, બુદ્ધિમાન, સત્યવાદી, જીતેન્દ્રિય, દક્ષ, પ્રગલ્ભ, સ્મૃતિવાળો, પરાક્રમી, ધૈર્યવાળો, પવિત્ર, દીર્ઘ દ્રષ્ટિવાળો, મહાન ઉત્સાહી, કૃતજ્ઞ, પ્રિય બોલનાર, પ્રજાનું રક્ષણ કરવારૂપી વૃત આચરનાર, શૂરવીર, દયાળુ, ઉદય પામતો, મદ રહિત, વૃદ્ધ, સ્મૃતિઓના અર્થ તેમજ શાસ્ત્રોને જાણનાર, વિવિધ નાટ્ય પ્રચારને સમજનાર, તર્કવિતર્કમાં વિચક્ષણ, સામાના ચહેરા ઉપરથી હૃદયની વાત જાણનાર, નીતિના ષડ્ગુણને સમજનાર વિવિધ શાસ્ત્રોના સિદ્ધાન્તોને જાણનાર, જુદી જુદી કારીગરી બનાવનાર, પોતાના રાજ્યની વૃદ્ધિ અથવા ક્ષયને જાણનાર, પ્રેમી, કુટુંબથી વિંટાએલો, શત્રુના છિદ્રને જાણનાર અને જેને કોઈ પણ જાતનું વ્યસન ન હોય તે.

સેનાપતિ—ઉત્તમ આચરણવાળો, સત્ય ઉપર પ્રીતિ રાખનાર, આળસ રહિત, પ્રિય બોલનાર, શત્રુના છિદ્રને જાણનાર, ચડાઈ કરવાના સમયને

સમજનાર, અર્થશાસ્ત્રનાં તત્ત્વોને જાણનાર, પ્રેમી, બહોળાં કુટુમ્બવાળો તેમજ દેશકાળને જાણનાર હોય તે.

કુમાર—સ્નેહવાળા, શાન્ત, વિનયવાળા મધ્યસ્થ, હુશિઆર, ન્યાયને જાણનાર, તર્ક વિતર્કમાં કુશળ; વિગેરે વિવિધ સદ્‌ગુણવાળા હોય તે.

મંત્રી—(અમાત્ય-સચિવ) કુલીન, બુદ્ધિમાન, ન્યાયશાસ્ત્રમાં નિપુણ, પોતાના દેશમાં રહેનાર, પ્રીતિવાળા, પવિત્ર અને ધર્મયુક્ત હોય તે.

પ્રાડ્‌વિવાક—વ્યવહારના તત્ત્વને જાણનાર, બુદ્ધિવાળા, બહુશ્રુત, મધ્યસ્થ ધાર્મિક કાર્યાકાર્યને જાણનાર શાન્ત, દાન્ત, જીતક્રોધ, અનુદ્ધત અને સમદૃષ્ટિવાળા પ્રાડવિવાક (ન્યાયાધીશ)ને ન્યાયના ધર્માસન ઉપર સ્થાપવા.

સભા અને સભાસદોની કલ્પના પણ તેવીજ રીતે કરી લેવી.

આંહી કોઇ એવી શંકા કરે કે નાટકમાં થોડા વૈભવવાળા નટો રાજાના ગુણો શી રીતે બતાવી શકે ? તેનો ખુલાસો એટલોજ છે કે જ્યારથી લોકમાં નાટ્યધર્મ પ્રવૃત્ત થયો ત્યારથીજ સર્વ વસ્તું સિદ્ધ થઇ શકે છે, કારણકે નાટકમાં નટ પોશાકથી, અલંકારથી અને ગાંભીર્ય તથા ઉદારતા વડે રાજા સમાન થઈ શકે છે.

એ રીતે એકલો નટ પણ સપ્તદ્વીપના આશ્રયરૂપ રાજા સરખો થઇ શકે છે આચાર્યની બુદ્ધિ પ્રમાણે શાન્ત ગુણવાળો અને અંગ સૌષ્ઠવવાળો નટ રાજા જેવો હોઇ શકે છે, તેમજ રાજા પણ નટ સરખો થાય છે. જેવો નટ છે તેવોજ રાજા છે અને જેવો રાજા છે તેવોજ નટ છે. એ બન્નેથી સરખી લીલાવાળી અને સરખા અંગ સૌષ્ઠવવાળી ભાવનિષ્પત્તિ થાય છે'

જે પ્રમાણે આચાર્યની આજ્ઞાવડે નટ રંગભૂમિને શોભાવે છે. તે પ્રમાણે રાજા તો સ્વભાવથીજ ઉજવળ હોય છે.

આ નાટ્યશાસ્ત્રમાં દિવ્ય રાજાઓનો પરિવાર છે તે વેષ ભાષા અને ક્રિયા યુક્ત યોજવો; તેમાં પ્રયોગ કર્તાએ જેનું જેવું રૂપ હોય તેનું તેવું રૂપ અવસ્થા તથા વેષથી કરવું.

જુદી જુદી જાતનાં આચરણ અને ગુણવાળા પુરૂષો આ લોકમાં જુદા જુદા ભાવોવડે ઉત્તમ, મધ્યમ અને અધમ એવી ત્રણ પ્રકારની પ્રકૃતિવાળા હોય છે.

વિવિધ શિલ્પ જાણનારા જ્ઞાનવાળા, જીતેન્દ્રિય, લૌકિકક્રિયાના ભેદને જાણનારી, ધર્માધર્મ સમજવામાં વિચક્ષણ, શાસ્ત્ર અને ઇતિહાસમાં કુશળ આચરણ તથા સ્વભાવમાં શ્રેષ્ટ અને અહિંસા ધર્મ પાળનારા હોય તે ઉત્તમ પ્રકૃતિના જાણવા.

લોકો પચારના તત્વને જાણનારા, શિલ્પશાસ્ત્રમાં કુશળ અને મધ્યમ ગુણોવાળા હોય તે મધ્ય પ્રકૃતિના જાણવા.

કઠોરવાણી બોલનાર, દુરાચારી, પરાક્રમ વિનાના, અલ્પ બુદ્ધિવાળા, ક્રોધી, ઘાતકી, કૃતઘ્ની, પારકાં છિદ્ર જોનાર, ખોટો ડોળ બતાવનાર, જે તે બોલનાર, ક્ષુદ્ર સ્વભાવના, ચાડીયા, પાપમાં પ્રીતિવાળા, સ્ત્રીમાં આસકત, કલહ પ્રિય, માન્ય અમાન્યના ભેદને નહિ જાણનાર અને ચોર વીગેરે અધમ પ્રકૃતિના જાણવા.



## नाटककार गुण.

સૂત્રધાર—પ્રથમ તો તે લક્ષણ જાણનાર, પૂર્ણ વાક્ય સંસ્કારવાળો તથા ગાયનના સમયને સમજનાર તેમજ સસે સ્વર તથા વાદ્યના તત્વને જાણનાર હોવો જોઇએ, વળી ચતુર, નાટ્ય કુશળ, શાસ્ત્રની રીતિ પ્રમાણે ચાલનાર, વિવિધ પાખંડ કાર્યો જાણનાર, ન્યાયશાસ્ત્રના અર્થને સમજનાર, વેશ્યાના ઉપચારમાં નિપુણ, કાવ્યમાં વિચક્ષણ વિવિધ ગીતપ્રચારને જાણનાર, શૃંગારાદિ રસ અને સાત્વિકાદિ ભાવોમાં કુશળ, નાટ્યપ્રયોગ ભજવવામાં નિપુણ, છન્દઃશાસ્ત્ર (પિંગળ) માં પ્રવીણ, વિવિધ શિલ્પને જાણનાર સર્વ શાસ્ત્રજ્ઞ, નક્ષત્રાદિની ગતિ વિગેરેને સમજનાર, દેશોના વ્યવહારને જાણનાર, પૃથ્વીના બેટો, પર્વતો અને બીજા ખંડોમાં રહેનાર મનુષ્યોના આચાર

યા વ્યવહાર જાણનાર, રાજાઓની વંશાવળી જાણનાર, શાસ્ત્રાર્થ તથા તેનાં કર્મોને સાંભળી તે પ્રમાણે સ્મરણ રાખનાર અને તે મુજબ પ્રયોગ ભજવનાર, તેમજ પ્રયોગમાં સાંભળેલ શાસ્ત્રાર્થનો ઉપદેશ કરનાર વિગેરે ગુણવાળો હોવો જોઈએ. એ ઉપરાંત સ્મૃતિવાળો, બુદ્ધિશાળી, ધીર, ઉદાર, હસીને બોલનાર, પવિત્ર; રોગરહિત. મીઠું બોલનાર, ક્ષાન્ત, જીતેન્દ્રિય, પ્રિય બોલનાર, પકોઈપણ દોષ વિનાનો, સત્ય બોલનાર, દક્ષિણ, લોભરહિત અને પ્રતિમંતા વિગેરે સ્વાભાવિક ગુણવાળો હોવો જોઈએ.

પારિપાર્શ્વક—સૂત્રધારથી કાંઈક ઓછા ગુણવાળો. અને મધ્યમ પ્રકૃતિનો, તેમજ ઉજ્વળ, રૂપવાળો, એક વખત જોએલ સાધનરૂપ વસ્તુને કરનારો બુદ્ધિવાળો, રચના જાણનાર, પોતાના કામમાં કુશળ, મીઠું બોલનાર, ડાહ્યો અને દ્રઢ મનનો હોય તે.

બીજા પણ પ્રયોગ ભજવનારાઓ સૂત્રધારના ગુણયુકત હોવા જોઈએ.

વિટ—વેશ્યાને ઉપચાર કરવામાં કુશળ, મીઠું બોલનાર, ડાહ્યો, કવિ તર્કવિતર્કમાં વિચક્ષણ, વકતા અને ચતુર હોય તે.

શકાર—ઉંજવળ વસ્ત્ર તથા આભરણ ધારણ કરનાર, વગર કારણે ક્રોધ કરનાર, તથા ખુશી થનાર, માગધી ભાષા બોલનાર અને અધમ પ્રકૃતિનો હોય તે.

વિદૂષક—ટૂંકો, મ્હોટા, અને લાંબા દાંતવાળો, કુબડો, વિકૃત મુખવાળો, માથે ટાલવાળો. તથા પીળી આંખોવાળો બ્રાહ્મણ હોય તે.

ચેટ—કળાઓમાં પ્રીતિવાળો, બહુ બોલનાર, વિરૂપ, સુગન્ધી પદાર્થ રાખનાર, તેમજ માન્ય તથા અમાન્ય પુરૂષને જાણનાર હોય તે.

આ પ્રમાણે ગુણ હોય તે છતાં બીજા ગુણો પણ યત્નથી સંપાદન કરવા.



## સ્ત્રી પ્રકૃતિ.

પરિમિત (નિયમસર) બોલનારી, ચતુર, લાજવાળી, કોમળ ભાષાવાળી ઉત્તમ કુળ, ગુણુ અને શીલવાળી; ગુરૂજનની આજ્ઞા પાળનારી, તેમજ ધૈર્ય અને ગંભીરતાવાળી હોય તે સ્ત્રી ઉત્તમ પ્રકૃતિની જાણવી.

વિવિધ શિલ્પ પ્રયોગને જાણનારી, વિવિધ શાસ્ત્રમાં વિચક્ષણ, પોતાના આચાર્ય (ઉસ્તાદ)ની સેવામાં તત્પર વિવિધ લીલાવાળી, તેમજ હાવ, ભાવ, સત્ત્વ અને વિનય યુક્ત; સ્વરૂપવાળી, ચોસઠ કળામાં પ્રવીણ, નૃત્યના ઉપચારમાં કુશળ સ્ત્રીઓના દોષથી રહિત, પ્રિય બોલનારી, કથામાં પ્રીતિવાળી દક્ષ અને શ્રમ રહિત વિગેરે ગુણોવાળી સ્ત્રીઓને ગણિકા જાણવી.

રૂપ, ગુણુ, શીલ, માધુર્ય તેમજ સુવર્ણ અને પુષ્પોના આભરણવડે સુશોભિત; ડાહી, સ્નેહવાળી, સુંદર, કોમળ અને મીઠાશવાળા કંઠવાળી, વાદ્યોથી આનંદ પામનારી, લય તથા તાલને જાણુનારી, તેમજ નવ રસોને પણ સમજનારી વિગેરે ગુણયુકત નાયિકા જાણવી.

રૂપ અને ગુણુવાળીં ઘણી સ્ત્રીઓ એકઠી થાય તોપણુ તેમાં યથોકત ગુણવાળી એક પણુ નાયિકા જોવામાં આવતી નથી.

અસ્થાનમાં હસનારી, રૂક્ષ બોલનારી, ઉતાવળી ચાલનારી, લાંબો વખત ક્રોધ રાખનારી, ક્રૂર સ્વભાવવાળી, ચંચળ અને ઉદ્ધત સ્વભાવની, સર્વ દોષયુકત, તેમજ ગંધ અને પુષ્પવડે શોભતી સ્ત્રીને અધમ પ્રકૃતિની જાણવી.



## ચિત્રાભિનય.

બન્ને હાથ ઉત્તાન (સવળા) રાખી તે વડે સ્વસ્તિક કરી, તેને એક પડખા તરફ રાખવા; તેમજ શિર ઉદ્દ્વાહિત કરી ઊંચું જોવું. આ અભિનયથી કાન્તિનું ગમન, રાત્રી, પ્રદોષ, દિવસ, તેમજ મળેલાં અથલા જુદા પડતાં પ્રા-

ણીઓ, વિસ્તીર્ણ જલાશયો, દિશાઓ, નક્ષત્રો સહિત ગ્રહો અને દ્રષ્ટિઓ બતાવાય છે.

સ્પર્શના ગ્રહણથી અર્થાત્ વસ્તુ અડકી હોય એમ જણાવીતે વડે ચન્દ્રજ્યોત્સ્યા, સુખ, વાયુ, રસ અને ગંધ બતાવાય છે.

માથે વસ્ત્ર ઢાંકી તે વડે સૂર્ય, રાજધર્મ અને વાયુ બતાવાય છે.

છાયામાં બેસવાની ઈચ્છા જણાવી તે વડે જમીન ગરમ થવી તથા તડકો વિગેરે જણાવાય છે.

ઉર્ધ્વ કેકર દ્દષ્ટિવડે મધ્યાન્હનો સૂર્ય બતાવાય છે, તેમજ ઉદય અને અસ્ત પામતા પદાર્થોને ગંથીર અર્થોવડે બતાવવા તેમાં જે પદાર્થો સૌમ્ય તેમજ સુખ કરવાવાળા હોય તેનો અભિનય રોમાંચવાળા ગાત્ર સ્પર્શ વડે બતાવવો તથા જે તીક્ષ્ણ રૂપવાળા પદાર્થો હોય તેને અસ્પર્શ, ઉદ્વેગ અને મુખ બગાડવું વિગેરે અભનયોથી બતાવવા ગંભીર અને ઉદાત્ત અર્થોને આટોપ, ગર્વ અને સૌષ્ટવવાળા ગાત્રોવડેબતાવવા.

ઉપવીતના સ્થાનમાં બન્ને હાથ અરાલ તથા સ્વસ્તિક કરી તેને છૂટા પાડવા, અને તેનાથી હાર તેમજ પુષ્પમાળા વિગેરે અર્થોને બતાવવા.

પ્રદેશિની (અંગુઠા પાસેની આંગળી) ના ફરવા વડે, દ્રષ્ટિના ચોતરફ ચલનથી, અથવા પ્રદેશિનીના દાબવાથી કે પ્રચલનથી સર્વ અર્થનું ગ્રહણ બબતાવવું.

સાંભળવાનું શ્રવણ (કર્ણ) થી અને જોવાનું દ્રષ્ટિથી, બતાવવું, પછી તે આત્મસ્થ, પરસ્થ કે મધ્યસ્થ હોવું જોઇએ.

ત્રાસ અને આંખના નિમેશ (મટકાં)થી વિધુત્પાત, મેઘની ગર્જના, અગ્નિના તણખા કે તેની જ્વાળા બતાવાય છે.

અનિષ્ટ વસ્તુ બતાવવામાં બન્ને હાથ એક બીજાને ઉદ્વેષ્ટિત કરી જુદા પાડવા અને માથું નીચું નમાવવું, તેમજ દ્રષ્ટિ વાંકી રાખી તે વસ્તુનો સ્પર્શાભાવ બતાવવો.

મુખના આચ્છાદનવડે ઉનો પવન; અન્ધકાર અને તેજ; તેમજ ધૂળ; જળજન્તુઓ અને ભ્રમરોનું નિવારણ વિગેરે બતાવવું.

બન્ને હાથ પદ્મકોષ કરી, તેના અગ્રભાગ નીચે રાખી; વળી તેને સ્વસ્તિક કરી તેવડે સિંહ, રીંછ, વાનર, વાઘ અને બીજાં ફાડી ખાનારાં જાનવરો બતાવવાં.

ગુરૂને નમસ્કાર કરવામાં બન્ને હાથ ત્રિપતાક કરી તેને સ્વસ્તિક કરવા.

ચાબુક અથવા લગામ પકડવામાં બન્ને હાથ ખટકામુખ કરી સ્વસ્તિક કરવા.

એ પ્રમાણે એકથી દશ સુધીની ગણના આંગળીઓથી બતાવવી; દશ સંખ્યાથી અધિક ગણના હોય તો તે વાકયના અર્થવડેજ પરોક્ષાભિનયથી બતાવવી.

છત્ર, ધ્વજા અને પતાકામાં દંડનું થોભન ( થોભી રાખવું ) બતાવવું, તેમજ વિવિધ હથિઆરોના અભિનયો પણ અનેક પ્રકારે બતાવવા.

એક ચિત્ત થયું બતાવવું હોય ત્યાં દ્રષ્ટિ નીચી રાખી માથું પણ નમતું રાખવું, તેમજ એક ધ્યાનથી વિચાર કરવામાં પ્રદેશિની અને મધ્યમા આંગળીવડે સંદંશ કરી બતાવવો.

શિરને ઉદ્વાહિત કરી, તથા ઉંચે હંસપક્ષ કરી મહેલની ઉંચાઇ તથા ગર્વનું દીર્ઘ ( અતિ ) પણું બતાવવું.

વામન પુરૂષના ગમનમાં, નિવૃત્તિમાં, ભયમાં, થાકમાં અને વાકયમાં ગળું તથા માથું ઉદ્વાહિત કરવું.

શરદ્—સર્વ ઇન્દ્રિઓની સ્વસ્થતા, દિશાઓની નિર્મળતા અને વિવિધ પુષ્પોનાં દર્શનથી શરદ્ બતાવવી.

હેમન્ત—શરીર સંકોચવું, સૂર્યનો તાપ, અગ્નિ કે વસ્ત્રનું સેવન કરવા વડે મધ્યમ કે અધમ પુરૂષે હેમન્ત બતાવાય છે; તેમાં અધમ પુરૂષ

માથું, હોઠ અને દાંત ધ્રુજાવવા, શરીર સંકોચવું, સીત્કારયુક્ત શ્વાસ લેવો અને કુંજન કરવાવડે ટાઢ બતાવે. ઉત્તમ પુરૂષ તો અવસ્થાભેદથી સૂર્યના તાપની અથવા અગ્નિની પાસે જવાવડે દુઃખજનક શીતનું ભાન કરાવે.

શિશિર—રૂક્ષ પવનના સ્પર્શથી અને પુષ્પોના સુગન્ધવડે શિશિર બતાવાય છે.

વસન્ત—આનંદની ઉત્પત્તિ, વિવિધ પ્રકારના ભોગ અને અનેક જાતનાં પુષ્પદર્શનવડે વસંત બતાવાય છે.

ગ્રીષ્મ—સ્વેદ લુછવો, જમીન તપવી, પંખાવતી પવન નાંખવો તથા ઉષ્ણપવન આવવો વિગેરે અભિનયોથી ગ્રીષ્મ બતાવાય છે.

પ્રાવૃટ્—(વર્ષા ) કદંબ, લીંબડો અને કડાનાં ઝાડ પુષ્પિત થાય; લીલાં કોમળ તૃણો ઉગે અને ઈન્દ્રગોપ (રાતાકીડા) નિકળે, તેમજ મેઘ અને પવન સુખકારક લાગે ઈત્યાદિ અભિનયોથી વર્ષાકાળ બતાવવો; તથા મેઘમંડલ અને તેના શબ્દથી, વૃષ્ટિથી, તેમજ વીજળી અને ભયંકર ગર્જનાઓવડે વર્ષારંભ બતાવવો.

જે ઋતુનું જે ચિન્હ, જે કર્મ, અને જેવું રૂપ હોય તેવું બતાવવું; પછી તે ઈષ્ટ હોય કે અનિષ્ટ હોય.

એ રીતે અર્થવશથી ઋતુઓ સુખીજનોને સુખરૂપ અને દુઃખી જનોને દુઃખરૂપ બતાવવી, કારણ કે જે માણસ દુઃખી હોય તે પોતાના દુઃખના સંસ્કારથી સર્વ દુઃખકારક જુએ છે અને સુખી માણસ સુખના સંસ્કારવડે સર્વ સુખરૂપ જુએ છે.

વિભાવવડે આ હરણ થએલ કાર્યને અનુભાવ કહેછે. પોતાના શારીરિક અભિનયોને ભાવ, અને બીજાનું દર્શન થાય તેને વિભાવ કહે છે. જેમકે—કોઇ આવીને એમ કહે કે "તમારો ગુરૂ, મિત્ર, સખા, સબંધી અથવા બંધુ આવ્યો" એ વિભાવ; અને તે સાંભળી એકદમ ઉભા થઇ અર્ઘ્ય, પાદ્ય અને આસનવડે જે કાંઇ તેમની સેવા કરવામાં આવે તે અનુભાવ કહેવાય છે.

એ રીતે બીજે પણ વિવિધ કાર્યના અર્થ જોઇએ, તે અર્થ પ્રમાણે વિભાવ અને અનુભાવ જાણવા; વળી આ નાટયશાસ્ત્રમાં દૂતને પ્રતિસંદેહ વિગેરે જે આપવામાં આવે છે તે પણ અનુભાવથી જાણવા. એ ભાવ, વિભાવ અને અનુભાવ પુરૂષો તેમજ સ્ત્રીઓએ બતાવવા.

પુરૂષનો સ્વભાવ બતાવવો હોય ત્યાં વૈષ્ણવ સ્થાન કરવું, અને સ્ત્રીનો સ્વભાવ બતાવવો હોય ત્યાં આયત અથવા અવહિત્થ સ્થાન કરવું.

વિવિધ ભાવો બતાવવા હોય ત્યાં, અથવા જુદા જુદા પ્રયોગોમાં પ્રયોજન પ્રમાણે બીજાં સ્થાનો પણ યોજવાં.

પુરૂષોની ચેષ્ટા હંમેશાં ધૈર્યવાળી અને સ્ત્રીઓની ચેષ્ટા મૃદુતાવાળી બતાવવી.

સ્ત્રીઓના હાથ, પગ અને શરીરનું ચલન વલન કોઇ જુદીજ સુંદરતા અને ચંચળતાવાળું હોય છે. તથા પુરૂષોનો સર્વ વ્યાપાર ધૈર્યતા ભરેલો હોય છે.

સ્ત્રીઓની ચેષ્ટા રસ અને ભાવની અનુકૂળતા પ્રમાણે સુંદરતાવાળી હોયછે.

પુરૂષ શરીરના આલિંગનથી, સસ્મિત નેત્રથી કે રોમાંચથી પોતાનો થએલ હર્ષ બતાવે; અને જેને રોમાંચ થએલ હોય તથા જેનાં નેત્ર અશ્રુવડે ભરાઇ ગયાં હોય એવી નર્તકી (સ્ત્રી) પ્રીતિ તથા સ્મિતયુક્ત વચનોથી હર્ષ બતાવે.

પુરૂષે રાતાં અને બહાર નીકળતા ડોળાવાળાં નેત્ર કરી, દાંતથી હોઠ દાબી, નિઃશ્વાસ નાખતાં અને શરીર ધ્રુજાવતાં ક્રોધ બતાવવો; તથા સ્ત્રીને પોતાનો ક્રોધ કે ઇર્ષા બતાવતાં આંખમાં આંસુ આણવાં, દાઢી અને હોઠ ધ્રુજાવવા, માથું કંપાવવું, ભ્રકુટી ચઢાવવી, નેત્રમાં કાજળ આંજવું નહિ. બોલવું નહિ, આંગળીઓના ટાચકા ફોડવા, અને પુષ્પની માળાઓ તથા આભૂષણ ધારણ કરવાં નહિ

પુરૂષો દુઃખમાં બહુ નિઃશ્વાસ નાંખે તેમજ મુખ નીચું રાખી વિચાર કરે, અને સ્ત્રીઓ દુઃખમાં રૂદન કરે, નિઃશ્વાસ નાંખે, માથું પછાડે અથવા જમીન ઉપર હાથ પછાડે.

બહુ અકળાઇ જવાથી કે ઇર્ષાથી સ્ત્રી અથવા નીચ પાત્રને રોવું આવે છે.

પુરૂષોએ ભયમાં પડી જવું, ઉતાવળા થઈ જવું ઈત્યાદિ મિશ્રિત ચેષ્ટાઓ તેમજ શસ્ત્ર પડી જવું વિગેરે ક્રિયાઓ બતાવવી, અને સ્ત્રીઓએ ભયમાં એકદમ ઝબકવું, સજ્જડ થઈ જવું, શરીરનું ફરવું કે ધ્રુજવું તથા હૃદયમાં ત્રાસ હોવાથી બન્ને બાજુએ જોવું વિગેરે ચેષ્ટાઓ બતાવવી.

શત્રુઓ ખોળતા હોય કે સિંહ વિગેરે પ્રાણીઓની મ્હોટી ગર્જનાઓ થતો હોય ત્યારે, તેમજ પુરૂષના આલિંગનથી સ્ત્રીઓને ભય ઉત્પન્ન થાય છે.

ઉપર કહેલા અભિનયો સ્ત્રી અથવા નીચ પ્રકૃત્તિમાં યોજવા.

કેફ જણાવવો હોય ત્યારે સ્ત્રી ધીરે ધીરે અડવડીયાં ખાય, આંખો ઘેરાંવા માંડે, અસંબદ્ધ ( સબંધ વિનાનું ) બોલે તથા શરીર ધ્રુજાવે વિગેરે ચિન્હો બતાવે.

એ રીતે સ્ત્રી તથા પુરૂષોએ સકારણ ઉત્પન્ન થએલ સર્વ ભાવો પ્રયોગમાં અભિનય સહિત બતાવવા,

પ્રયોજકે સ્ત્રીઓના સર્વ ભાવો મનોહર કરવા, તેમજ પુરૂષોના ભાવો પરાક્રમ અને સૌન્દર્યયુક્ત બતાવવા.

પોપટ અને મેના વિગેરે ન્હાનાં પક્ષીઓનો સમાગમ બતાવવો હોય ત્યારે બન્ને હાથવડે ત્રિપતાક કરી, તેની વળેલી બન્ને આંગળીઓ સામસામી રાખી અડાડવી.

મયુર, સારસ તથા હંસ વિગેરે મ્હોટાં પક્ષીઓની તેમની મ્હોટી પાંખો વડે ગતિ દેખાડી બતાવવા

ગર્દભ, ઊંટ, બળદ, ઘોડા, ખચ્ચર, સિંહ, વાઘ અને હાથી વિગેરે મ્હોટાં પશુઓને તેમની ચાલ તથા અંગહારોવડે બતાવવાં.

ભૂત, પિશાચ, યક્ષ, રાક્ષસ અને દાનવોને અંગહારવડે તથા તેમનાં પરાક્રમો કહી બતાવવાથી બતાવાય છે.

એ પ્રમાણે જેઓ પરોક્ષ હોય તેઓને અંગહારવડે અને પ્રત્યક્ષ હોય, તેઓને ભય, ઉદ્વેગ તથા વિસ્મયવડે બતાવાય છે.

પ્રયોગોમાં અપ્રત્યક્ષ દેવોને પ્રણામ કરવાથી તથા સુંદર ચેષ્ટા અને ભાવોવડે બતાવવા.

ખટકા વર્ધમાન અથવા ખટકા મુખવડે દેવતા અથવા ગુરૂને પ્રણામ કરવા, તેમજ દેવતાઓ અથવા પૂજ્ય પુરૂષોને પ્રણામથી તથા તેઓના પ્રણામથી તથા તેઓના પ્રભાવથી ગંભીર અર્થમાં બતાવવા.

મહાજનો, મિત્રમંડળ, વ્યભીચારી અને ધુર્તના સમુદાયને પરિમંડલ સંજ્ઞિક હાથવડે બતાવવા.

પર્વતોને ઉંચાઇવડે અને ઉંચાં વૃક્ષોને બે હાથ પહોળા કરી પછીથી ઉંચા કરવાવડે બતાવવા.

સમુદ્રોનો સમૂહ અને તેના વિસ્તારને બન્નેહાથ પતાકા રૂપ કરી, ફરી તેને જુદા પાડી બતાવવો,

ધૈર્ય, શૌર્ય, ગર્વ, અભિમાન અને ઉદારતાને અરાલ હસ્ત લલાટ ઉપર મુકી બતાવવાં,

બન્ને હાથ મૃગશીર્ષ કરી. તેને છાતી આગળથી જુદા પાડી નગરના દરવાજા વિગેરે બંધહોય તેનો વિસ્તાર બતાવવો.

કામથી, શાપથી અથવા ગ્રહથી પીડાએલ, તેમજ જ્વરવાળા પુરૂષોને પોતપોતાની યોગ્ય ચેષ્ટાઓવડે બતાવવા,

હિંડોળો બતાવવો હોયતો તેના હીંચકા નાંખવા, તેમજ ગાત્રના ક્ષોભથી કે દોરી ગ્રહણ કરવાવડે બતાવવો. જો હિંડોળો અંગો સહિત પ્રત્યક્ષ હોયતો તે ઉપર બેસનારને હિંચકા નાંખી બતાવવો,



## वचन विचार.

૧–આકાશ વચવ. ૨—આત્મગત ૩—અપવારિત ૪—જનાન્તિક

દુરથી પરોક્ષ રીતે કોઇપણ મનુષ્ય શિવાય પડદાની અંદરથી જે વચન બોલવામાં આવે તેને " આકાશ વચન " કહે છે.

રસ અને ભાવથી ઉત્પન્ન થએલ, વિવિધ કારણો સહિત અતિ હર્ષથી, મદથી, ઉન્માદથી, પ્રીતિથી, દ્વેષથી, ભયથી, વિસ્મયથી ક્રોધથી કે કોઇ પણ દુઃખથી કોઇપણ માણસ પોતાના હૃદયની વાત પોતાના મુખથી બોલે તેને " આત્મગત " કહે છે.

" અપવારિત " નું લક્ષણ કયાંઇ મળતું નથી.

કોઈ કારણને લઈને પડખેનાં માણસ ન સાંભળે તેમ બીજાનાં કાનમાં ગુપ્ત વાત કરવી તેને " જનાન્તિક " કહે છે.

એક વખત કહેલ વસ્તુને કોઈ કારણસર ફરીથી તેના કાનમાં કહેવામાં આવે તોપણ તે નાટકમાં પુનરૂક્તિ ગણાતી નથી.

જનાન્તિક અને અપવારિત કરતી વખતે એક હાથ ત્રિપતાક કરી બીજાં પાત્રોના આડો રાખવો.

મરણ સમયમાં શિથિલ અક્ષરોવડે તથા ગદ્દગદ્દ કંઠથી કાસ શ્વાસયુક્ત કાકુસ્વર કરવો.

વૃદ્ધનું ભાષણ ગદ્દગદ્દ કંઠથી અસ્પષ્ટ વર્ણવાળું અને મુખમાંથી લાળ નિકળતી હોય તેમ બતાવવું, તથા બાળકનું ભાષણ મધુર અને અવ્યક્ત અક્ષરવાળું કરવું.

મરણના અભિનય ઘણા પ્રકારના છે, કારણ કે, મરણ અનેક પ્રકારે થાય છે. મરણ વખતે કોઈના હાથ પગ ખેંચાય છે, અને જેનું વ્યાધિથી મરણ નિપજ્યું હોય તેનાં ગાત્રો શિથિલ થઈ જાય છે, તેમજ તેમાં શ્વાસ અને ઉધરસ ઉપડવાથી શરીર પરાધીન બની જાય છે.

વિષ વેગમાં પણ શરીર તણાય છે, તે વિષ વેગ આઠ પ્રકારના છે; તેમાં પ્રથમ વેગમાં શરીર ફરકવા માંડે છે, બીજામાં ધ્રુજારો થાય, ત્રીજામાં દાહ થાય, ચોથામાં જીભ જાડી થાય, પાંચમામાં મોઢે ફીણ આવે, છઠ્ઠામાં ડોક ખડી જાય, સાતમામાં શરીર જડ થાય અને આઠમા વેગમાં મરણ થાય છે.

નેત્ર, હોઠ, ગાલ, ખભા, પેટ અને ભુજની કૃશતા સાથે તેઓના સ્ફુરણવડે પ્રથમ વિષવેગ; હાથ. પગ અને માથું એક સાથે અથવા જુદેજુદે વખતે કંપાવી અથવા આખું શરીર ધ્રુજાવી બીજો વિષવેગ; હાથ તથા પગ જમીન ઉપર આડા અવળા ફેંકી દાહ બતાવવાવડે ત્રીજો વિષવેગ; ડોળા બહાર કાઢવા, ઓડકાર ખાવા, ઉલટી કરવી અને તોતળું બોલવું વિગેરે અભિનયોથી ચોથો વિષવેગ; ઉલટી, ઓડકાર, અનેક પ્રકારે માથાનું ફરવું સંજ્ઞા રહિત થવું તથા નેત્ર સ્તબ્ધ કરવાં વિગેરે અભિનયોથી પાંચમો વિષવેગ; એક ખભાને ગાલ અડાડી, કંઠ શિથિલ કરી તેને નમાવી છઠો વિષવેગ; અને સર્વ ઈન્દ્રિઓની અશક્તતાવડે જડતારૂપ સાતમો વિષવેગ બતાવવો, તથા વ્યાધિ વધવાથી આંખો વીંચી મરણ બતાવવું.

નાટકમાં વેગ, ક્રોધ, કે શોકની વખતે જે પદો મુકવામાં આવે, તેમાં પુનરૂક્તિ દોષ જાણવો નહિ. જેમકે "મુકમુક, હાંહાં, શું શું, મા માં, બોલ નહિ બોલ નહિ" વિગેરે.

નાટકમાં જે જે વિકારો બતાવવામાં આવે છે તેનાં લક્ષણો આહીં કહ્યાં નથી.

જે ભાવો ઉત્તમ પુરૂષોના હોય તે મધ્યમ પુરૂષોમાં યોજવા નહિ, અને જે ભાવો મધ્યમ પુરૂષોના હોય તે નીચ પુરૂષોમાં યોજવા નહિ; કારણ કે

ઉત્તમ, મધ્યમ અને અધમ પુરૂષોના ભાવો પોતપોતાને વિષે રહેલા હોય તોજ તે પ્રીતિ ઉપજાવનારા થાય છે.

ઉપર કહ્યા સિવાય બાકીના જે ભાવો અથવા અભિનયો બતાવવા હોય તે લોકમાં જેમ પ્રચાર હોય તેમ બતાવવા.

માળી જેમ વિવિધ પુષ્પોથી માળાઓ ગુંથે છે તેમ રસ અને ભાવોનાં અંગ તેમજ ઉપાંગો સહિત નાટ્ય ભજવવું.

રંગભૂમિમાં પ્રવેશ કરેલા દરેક પાત્રે પોતાની જેવી ચાલ અથવા લીલા હોય તેવીજ રીતે રંગભૂમિથી નિકળતાં સૂધી રહેવું અને ભાવ પણ તેવોજ રાખવો.

એ પ્રમાણે અભિનયને માટે ભાવો કહ્યા છે, પરંતુ જે કહેવામાં નથી. આવ્યા તે લોક વ્યવહારથી જાણી લેવા.

આ નાટ્યને માટે લોક, વેદ અને અધ્યાત્મ એ ત્રણ પ્રમાણ છે; કારણકે લોકમાં અને અધ્યાત્મ પદાર્થોમાં બહુધા નાટ્ય રહ્યું છે અને તે અધ્યાત્મ, વેદના શબ્દો સાથે સમજવું.

નાટક લોક વડેજ સિદ્ધ થઇ શકે છે, માટે તે લોક રૂપજ છે. દેવતા, ઋષિ, રાજા અને લોકનું પર્વવૃત્તાન્ત બતાવવું તેનેજ નાટક કહે છે. જુદી જુદી અવસ્થાવાળું લોકનું જે ચરિત્ર તે નાટકનું ઉત્પાદક–હેતુ છે, માટે તે ચરિત્ર નાટકમાં લાવવું.

જે શાસ્ત્રો, જે ધર્મો, જે કારીગરી અને જે ક્રિયા લોકમાં ચાલતી હોય તે તમામ નાટકમાં આવી શકે છે. સ્થાવર જંગમાત્મક આ જગત્‌ની ચેષ્ટાનો પ્રકાર શાસ્ત્રથી નિયમિત થઇ શકે તેમ નથી, કારણકે દરેક પ્રાણી અથવા વસ્તુ વિવિધ સ્વભાવવાળાં છે, અને વસ્તુ સ્વભાવમાંજ નાટક રહ્યું છે; માટે નાટકમાં લોકજ મુખ્ય પ્રમાણરૂપ છે.

નાટ્ય પ્રયોગ તત્ત્વાર્થથી ભજવવામાં આવે તો તેથી મ્હોટી પ્રતિષ્ઠા અને દ્રવ્ય મળે છે.

# નાટ્ય પ્રકૃતિ.

નાટકમાં પ્રકૃતિ ત્રણ પ્રકારની છે.

૧–અનુરૂપ. ૨–વિરૂપ. ૩–રૂપાનુરૂપ.

સ્ત્રી સ્ત્રીના જેવો અને પુરૂષ પુરૂષના જેવો ભાવ પોતાની અવસ્થા પ્રમાણે બતાવે તેને " અનુરૂપ " કહે છે.

જે બાળક છતાં ભાવો વડે વૃદ્ધ જેવો દેખાય અને જે વૃદ્ધ છતાં ભાવોવડે બાળક સરખો દેખાય તેને " વિરૂપ " કહે છે.

જે પુરૂષ હોઇને સ્ત્રીના ભાવો બતાવે તેને " રૂપાનુરૂપ " કહે છે. સ્ત્રીએ પોતાની ઇચ્છાથી પુરૂષની ચેષ્ટાઓ બતાવવી, પરંતુ વૃદ્ધ અને બાળકે પરસ્પર એક બીજાના ભાવો બતાવવા નહિં.

સ્ત્રીઓનું વર્તન ઘણુંજ સુકુમાર હોય છે, જેથી સ્વર્ગમાં રંભા અને ઉર્વશી વિગેરે અપ્સરાઓ જેમ નાટક ભજવી બતાવે છે તેમજ આ માનુષ લોકમાં પણ રાજાઓને ત્યાં શાસ્ત્રની રીતે આચાર્યોએ સ્ત્રીઓને નાટકનો ઉપદેશ કરવો, અર્થાત્ તેને ભજવતાં શીખવવું; કારણ કે સ્ત્રીઓનો કંઠ સ્વભાવિક મધુર હોવાથી તેઓને સંગીત ગુણરૂપ થાય છે અને તેથી નાટ્યપ્રયોગ પણ મધુર તથા રસમય થાય છે.

સ્વભાવને આશ્રય કરનારી ભૂમિકા અને પ્રકૃતિ પોતાના તુલ્ય અવસ્થા અને ક્રિયાવાળી હોય તો તે નાટકને અત્યંત પ્રકાશિત કરે છે, માટે પુરૂષને આશ્રય કરનારો નાટ્યપ્રયોગ સ્ત્રીઓને વિષે પ્રયત્નથી યોજવો, કારણ કે સ્ત્રીઓમાં સ્વભાવથીજ વિલાસ રહ્યા છે, અને એથીજ ઉત્તમ રસરૂપ નાટ્યનું અંગ અને સૌષ્ઠવ ( સુંદરતા અથવા શબ્દ માધુર્ય ) અનાયાસે પ્રાપ્ત થાય છે; તેમજ પૌરૂષ ભાવો લલિત હોય તે પણ અધિક શોભા આપે છે—

બહુ હાથવાળાં બહુ મુખવાળાં તથા વિકૃત મુખવાળાં, તેમજ પશુ અને ફાડી ખાનારાં જનાવરોના સમાન મુખવાળાં, ગર્દભ, અશ્વ અને ઉંટના સમા

ન મુખવાળાં તથા એ સિવાય બીજાં પણ વિવિધપ્રકારનાં મુખવાળાં જે પ્રાણીઓ થાય છે તેનાં મુખ માટી, લાકડાં, લાખ અથવા ચામડાના મ્હોરાંવડે બનાવવાં.

પાત્ર પોતાનું રૂપ—રંગ કે ભૂષણોવડે ઢાંકી, જે વેષ પોતે ધારણ કરે તેનો સ્વભાવ અને રૂપ ધરી રંગભુમિમાં પ્રવેશ કરે.

નાટકમાં રાજા વિગેરે જે પાત્રનું જે રૂપ હોય તે પ્રમાણે તેની અવસ્થા અને વેષ સહિત તેનું રૂપ બતાવવું. જેમ મનુષ્ય એક દેહનો ત્યાગ કરી બીજા દેહમાં પ્રવેશ કરે છે ત્યારે તે બીજા દેહના સ્વભાવ પ્રમાણે વર્તે છે, તેમજ બુદ્ધિમાન્ પુરૂષ પોતાનો સ્વભાવ ત્યાગી "હું તે રાજા વિગેરેજ છું" એમ મનમાં ધ્યાન રાખી તેનાં વેષ, વાણી અને અંગચેષ્ટાઓ પ્રમાણે આચરણ કરે.

નાટ્ય પ્રયોગ બે પ્રકારનો છે.

૧—સુકુમાર. ૨—વિદ્ધ.

નાટક, પ્રકરણ, ભાણ, વીથી અને અંક એ પ્રયોગ સુકુમાર છે; અને તે મનુષ્યોએ આશ્રય કરવા યોગ્ય છે. જે પ્રયોગો સુકુમાર હોય તે રાજાઓને આનંદ આપનારા છે. ભાણમાં શૃંગાર રસનું પ્રાધાન્ય હોવાથી તે પ્રયોગ સ્ત્રી પાત્રોએ યોજવા લાયક છે.

જે રૂપકોમાં યુદ્ધ હોય, ઉદ્ધત પ્રયોગ હોય તથા જેમાં સંરંભ વિશેષ હોય તે પ્રયોગો પુરૂષોએ ભજવવા, પણ સ્ત્રીઓએ ન ભજવવા.

જે પ્રયોગ ઉદ્ધત ન હોય, સંભ્રાન્ત ન હોય, અને જેમાં અંગ ચેષ્ટાઓ ભયંકર ન હોય, તેમજ જે લય, તાલ અને કળા સહિત હોય, જેમાં ભાષણ પ્રમાણ નિયત હોય, તેમજ છુટાં, સમજાય તેવાં અને સુંદર પદો હોય તેવું નાટક સ્ત્રીઓએ ભજવવા લાયક છે.



# સિદ્ધિ.

સિદ્ધિ બે પ્રકારની છે. ૧—માનુષી અને ૨—દૈવી.

તેમાં વાણી, મન અને શરીરથી ઉત્પન્ન થએલી માનુષી દશ પ્રકારની અને દૈવી બે પ્રકારની છે—

શરીરે રોમાંચ થવા, માન આપવા કોઇની સામે ઉભા થવું અથવા આંગળીઓનો વિક્ષેપ કરવો એ શારીરિક; અને સ્મિત કરવું, અર્ધહાસ, અતિહાસ, " સાધુ " શબ્દ. "અહો" શબ્દ, "કષ્ટ" શબ્દ, વૃદ્ધનાદ (મ્હોટો શબ્દ, ) અને વ ષ્ટ કરવું એ વાઙ્મયી સિદ્ધિ સમજવી.

નૃત્ય કરનારાઓ કાંઇક હાસ્યરસનો પ્રયોગ કરે ત્યારે તેને પ્રેક્ષકોએ હમેશાંસ્મિત [અલ્પ હાસ્ય] વડે ગ્રહણ કરવુ અર્થાત્ તે વખતે પ્રેક્ષકને હાસ્ય રસના પ્રયોગ પ્રમાણે હાસ્ય ઊત્પન્ન થાય તોજ તે પ્રેક્ષકે રસા સ્વાદન કર્યું કહેવાય, તેમજ પાત્રે પણ ત્યારેજ રસ બતાવ્યો ગણાય પાત્ર અસ્પષ્ટ હાસ્યરસનો પ્રયોગ કરે તે પ્રેક્ષકે અર્ધ હાસ્ય વડે ગ્રહણ કરવો, વિદુષકના વાક્ય ચાતુર્યથી અથવા બીજી કોઈ શિલ્પ કળાથી યોજેલો હાસ્યરસ અતિહાસવડે ગ્રહણ કરવો.

જ્યારે પાત્ર, પદ અને વાક્યની સુંદરતા તેમજ અર્થની અતિશય ઉત્તમતા બતાવે ત્યારે તેમાં " બહુસારૂં, બહુસારૂં " એવા શબ્દો બોલવા. કોઈ પાત્ર કરૂણ રસ પ્રકટ કરતું હોય ત્યારે " બહુ દુઃખ, બહુ દુઃખ " એવા શબ્દો બોલવા. વિસ્મય કે પ્રહર્ષજનક અર્થમાં "અહો" એમ કહી મ્હોટો શબ્દ કરવો.

કોઈ પણ તિરસ્કારવાળા વાક્યમાં શરિરે રોમાંચ થવા જોઈએ, વળી એજ પ્રમાણે પરાક્રમયુક્ત કાર્યમાં કે યુદ્ધમાં કાપાકાપી કે મારામારી થતી હોય, અથવા મહેનતનું કાર્ય હોય તેમાં પ્રેક્ષકોએ ઉપર કહેલ રીતે યોગ્ય અનુભાવોથી રસ વ્યંજિત (પ્રકટ) કરવો.

ઉપર બતાવી તે બધી મનુષ્ય સિદ્ધિ જાણુવી.

જે નાટકમાં પાત્રો અતિશય ભાવ બતાવતા હોય, તથા સત્ય યુકત હોય તે દૈવી સિદ્ધિ સમજવી. તેમજ જે નાટકમાં કોલાહલ શબ્દ, ખળભળાટ કે કાંઇ ઉત્પાત દેખાતો ન હોય અને રંગની સંપૂર્ણતા સુખથી થતી હોય તે પણ દૈવી સિદ્ધિ જાણુવી.



## ઘાત.

ઘાત [ વિઘ્નો ] ચાર પ્રકારના છે.

૧–દૈવસમુત્થ ૨–પરસમુત્થ ૩– આત્મસમુત્થ ૪–ઔત્પાતિક.

પવન, વરસાદ, આગ, હાથી અને સર્પાદિવડે રંગમાં ખળભળાટ થાય અથવા મંડપ પડે તે દૈવસમુત્થ.

દ્વેષ અથવા ઇર્ષાથી ઉપર કહેલાં વિઘ્નો કોઇ શત્રુએ અથવા કોઇ પોતાનેજ માણુસે ખૂટીને કર્યાં હોય તેને પરસમુત્થ કહે છે; તેમજ છાંણુા, ખડ, પત્થર કે ઢેફાં વિગેરે ફેંકવામાં આવે તે પણ પરસમુત્થજ છે.

કોઇ પાત્ર વિલક્ષણુ ચેષ્ટા કરે અથવા બીલકુલ ચેષ્ટા ન કરે, તેમજ જે વેષ લીધેલ હોય તેથી બીજી રીતની ચેષ્ટા કરે, સ્મરણ જતું રહે, બીજું બોલાઈ જાય, પીડિત શબ્દ કરે, પોતાનું કર્તવ્ય સૂઝે નહિ, બહુ હસી પડે, રોઇ જાય અથવા સાદ બગડી જાય વિગેરેને આત્મસમુત્થઘાત કહે છે.

કોઈ પાત્રે પશુનો વેષ લીધો હોય અને તેની ઉન્મત્ત ચેષ્ટાવડે કાંઈ વિઘ્ન થાય તો તેને ઔત્પાતિક કહે છે.

કીડા કે કીડીઓ નિકળવી, વાજાં બગડી જવાં, બહુ હસવું કે બહુ બોલવું એ પણ સિદ્ધિનાં દૂષણો છે.

કંઠ બેસુર થઇ જવો, વર્ણ કે સ્વરનો ઉચ્ચાર જોઇએ તેથી વધારે કે

ઓછો થવો. તથા સ્વરના ઉચ્ચાર સ્થાન કે લયમાં ભૂલ થવી વિગેરે સ્વરગત-ઘાત સમજવા.

મુકુટ કે આભૂષણ નીચે પડી જાય તો તેથી વિસ્મયમાં જે પ્રવૃદ્ધ નાદ કરવામાં આવે છે તેનો નાશ થાય છે, તેમજ રંગભુમિમાં પશુ પ્રવેશ કરે તો તેથી પણ હાનિ થાય છે. એ પ્રમાણે વાદ્યોમાં પણ વિષમતા, માર્ગહિનતા, વિમાર્જનતા ભારેપણું તથા રાગનાં ઘર જુદા ન પાડવાં વિગેરે પુષ્કર ગત દોષ સમજવા.

પુનરૂકિત, અસમાસ, વિભકિતભેદ, વિસન્ધિ, લિંગદોષ, છન્દ કે વૃત્તનો ભંગ, અને ગુરૂ અથવા લઘુવર્ણનો અનિયમ વિગેરે કાવ્યનાં દૂષણો છે.

ભાન ભૂલવું, અક્ષર પડવા, સાદ નહિ ચાલવો, વખત વિના આભૂષણ પહેરવાં, પડી જવું, મુકુટ, પડી જવો, હાથી, ગર્દભ કે ઉંટ ઉપર તેમજ પાલખી વિગેરેમાં ચડતાં કે ઉતરતાં નહિ આવડવું, કર્તવ્ય સૂજે નહિ, દેખાય નહિ તેવાં આભૂષણો પહેર્યાં હોય અને રંગમાં પાત્ર ઘણીવાર પ્રવેશ કરે વિગેરે સ્થાનો ઘાતનાં છે.

કોઇ પણ સૂત્રધાર ખરાબ વસ્ત્રો પહેરી નાન્દીવડે શંકર સિવાય બીજાની સ્તુતિ કરે તો તેથી પણ સિદ્ધિની હાનિ થાય છે, તેમજ કોઇ પણ માણસ કોઈ પણ દેશ, વેષ કે ભાષાનું અવલંબન કર્યા સિવાય નાટક કરતો હોય તો તે પણ સિદ્ધિનો ઘાત સમજવો.

એવો કોણ સમર્થ છે કે જે નાટયશાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રયોગ ભજવી બતાવે? માટે પ્રથમ તો જે શાસ્ત્રમાં કહેલ છે તે જાણવા અર્થે યત્ન કરવો, અને પછી લોક તેમજ વેદમાં જે ગંભીર અર્થો કહેલ છે તથા જે સર્વજ્ઞાતા પુરૂષો જાણી શકે તેવા છે, તે અર્થો જેવા હોય તેવા નાટકવડે બતાવવા

નાટકો બહુધા દોષયુક્ત પાઠ રહિત અને ગુણવાળાં હોઈ શકતાં નથી, માટે નાટકમાં બહુ દોષો ન જોવા.



